

॥ શ્રીસદ્‌ગુરુર્વિજયતેતમામ્ ॥

# શ્રીસદુપદેશરૂપકામૃત

જિજ્ઞાસુજનોના હિતાર્થે

યોજનાર તથા પ્રકટ કરનાર


ડૉ૦ ફીરોઝશાહ એરચશાહ હાયવાય એમ. બી., બી. એસ.

૫૪, લેડી જમશેદજી રોડ, માહિમ, મુંબાઈ.


"અહો શાસ્ત્રમહો શાસ્ત્રમહો ગુરુરહો ગુરુઃ।
અહો જ્ઞાનમહો જ્ઞાનમહો સુખમહો સુખમ્॥

(પંચદશી તૃપ્તિદીપ)

વેદાંતશાસ્ત્ર વિસ્મયરૂપ છે! અતિવિસ્મયરૂપ છે! તેના ઉપદેષ્ટા શ્રીસદ્‌ગુરુ અદ્‌ભુતરૂપ છે! અતિઅદ્‌ભુતરૂપ છે! તે બન્નેથી પ્રાપ્ત થતું જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન અહોરૂપ છે! અતિઅહોરૂપ છે! એ અદ્વૈતજ્ઞાનથી પ્રાપ્ત થતો પરમાનંદ આશ્ચર્યરૂપ છે! પરમાશ્ચર્યરૂપ છે!


પ્રથમાવૃત્તિ પ્રતિ ૧૦૦૦

શાકે ૧૮૬૩] સંવત્ ૧૯૯૭ [ખ્રિસ્તાબ્દ ૧૯૪૧

મુદ્રકઃ—રા. રા. નટવરલાલ ઇચ્છારામ દેસાઈ, બી. એ.

મુદ્રણસ્થાનઃ—"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ, સાસુન બિલ્ડિંગ,
એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ

ન્યોછાવર રૂ. ૧-૮-૦



# સમર્પણ

**પરા પ્રીતિર્યથા દેવે, ગુરાવપિ તથૈવ ચ ।**
**મેધાવી કૃતકૃત્યશ્ચ, પ્રાપ્નોતિ પરમાં ગતિમ્ ॥ ૧ ॥**

ભાવાર્થઃ-જેમ ભક્ત પોતાના ઉપાસ્યદેવમાં પરમપ્રેમ રાખે છે તેમ શ્રીસદ્‌ગુરુમાં પણ ઉત્તમ પ્રેમ રાખનાર, બુદ્ધિમાન્, કૃતકૃત્ય સદ્‌ગુરુભક્ત પરમગતિને-મોક્ષને-પામે છે.

**જગદુદ્ધારકં નિત્યં, વાચાતીતં મહેશ્વરમ્ ।**
**નાથસંજ્ઞં ગુરું સાક્ષાત્, પ્રણતોઽસ્મિ મહામતિમ્ ॥૨॥**

ભાવાર્થઃ-વિશ્વનો ઉદ્ધાર કરનાર, નિત્યસ્વરૂપ, વાણીથી વર્ણવી ન શકાય એવા મહેશ્વરસ્વરૂપ મોટી બુદ્ધિવાળા શ્રીમન્નાથનામક શ્રીસદ્‌ગુરુને સાક્ષાતદંડવતપ્રણામ છે.

**ક્વ મહાશાસ્ત્ર નિશ્ચયઃ, અલ્પા હિ મે મતિઃ ક્વ ચ ।**
**તથાપિ સદ્‌ગુરુ સેવા, બલાન્નિયોજયતિ મામ્ ॥૩॥**

ભાવાર્થઃ-મોટા શાસ્ત્રના ભંડાર ક્યાં? અને મારી અલ્પ બુદ્ધિ ક્યાં? તોપણ શ્રીસદ્‌ગુરુ પ્રત્યેની ભક્તિ મને આ કાર્યમાં બલાત્કારથી જોડે છે.

**નત્વા શ્રીસદ્‌ગુરું શાંતં, યોગસિદ્ધં સુરપ્રિયમ્ ।**
**ભક્ત્યાચાર્પિતગ્રંથેન, પ્રસન્નોસ્તુ સદા મમ ॥૪॥**

ભાવાર્થઃ-શાંત, યોગસિદ્ધ અને દેવતાઓને પ્રેમ ઉપજાવનાર શ્રીસદ્‌ગુરુ, નમસ્કાર કરીને ભક્તિથી આપશ્રીના ચરણકમલમાં અર્પણ કરેલ આ ગ્રંથથી, સદા મારા ઉપર પ્રસન્ન થાઓ।

**ન મયા ચ કૃતં કિંચિત્, બુદ્ધિદાતા ગુરુર્મમ ।**
**સદુપદેશરુપકેણ, અમૃતં ચ પ્રકાશિતમ્ ॥૫॥**

ભાવાર્થઃ-મેં મારી અલ્પમતિથી કાંઈ પણ બનાવ્યું નથી, મારી બુદ્ધિના પ્રેરક શ્રીસદ્‌ગુરુ છે, આ શ્રીસદુપદેશરૂપકામૃતગ્રંથથી શ્રીસદ્‌ગુરુનું અમૃત પ્રકાશિત કર્યું છે.

**ગુરું વિના ન પશ્યામિ, ત્રૈલોક્યે સચરાચરે ।**
**ભવામ્બુધૌ ચ ત્રાતારં, નાથસંજ્ઞં નમો નમઃ ॥૬॥**

ભાવાર્થઃ-સ્થાવર જંગમરૂપ ત્રણલોકને વિષે મારા શ્રીસદ્‌ગુરુવિના હું કાંઈ જોતો નથી, સંસારસાગરથી તારનારા શ્રીમન્નાથપ્રભુને પુનઃ પુનઃ નમસ્કાર.

---

આ સદુપદેશરૂપકામૃતની ૧૦૦૦ પ્રતો છપાવી શ્રી બીલખા-આનંદાશ્રમમાં પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીસદ્‌ગુરુપરમાત્મા શ્રી શ્રી ૧૦૮ શ્રીમન્‌નાથભગવાન્‌ની (શ્રીમન્‌નથુરામશર્માં આચાર્યજીની) પરમપાવન સેવામાં અર્પણ કરવામાં આવે છે. સનાતની પ્રજાને આ ગ્રંથ પડત મૂલ્યે મળે તેવી તથા હવે પછી જ્યારે જ્યારે આ ગ્રંથની નવી આવૃત્તિઓ છપાવવાની આવશ્યકતા જણાય ત્યારે ત્યારે તે છપાવવાની વ્યવસ્થા શ્રીબીલખા-આનંદાશ્રમ તરફથી રહેશે.

લિ૦ પરમકૃપાળુ શ્રીસદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્‌નાથયોગેશ્વરના પાદપદ્મોરજોકિત બાલ ફીરોઝશાહ એરચશાહ હાયવાયના તેઓશ્રીના પરમપાવન ચરણકમલોમાં અનવધિસાષ્ટાંગદંડવત્‌પ્રણામ.

॥ ૐ ॥

શાંતિ ! શાંતિ ! શાંતિ !

---



# ઉપોદ્‌ઘાત

ગ્રંથારંભમાં ઉપોદ્‌ઘાત લખવાની પ્રણાલિકા પ્રાચીન સમયથી પ્રચલિત હોવાથી તે લખવાને આ વૃત્તિ પ્રેરાય છે.

શ્રદ્ધાભક્તિપૂર્વક જેનું અનુષ્ઠાન કરવાથી મનુષ્યની અધોગતિ ન થાય પણ ઉત્તરોત્તર ચઢતી સ્થિતિ થાય, તે ધર્મ કહેવાય છે. અંતઃકરણની સ્થિતિના ભેદથી તથા બાહ્યસ્થિતિના ભેદથી ધર્મો અનેક પ્રકારના છે.

પ્રત્યેક મનુષ્યને પોતાના અધિકારને અનુસરતો ધર્મ અભ્યુદયનો વા ચિત્તશુદ્ધિનો હેતુ થાય છે, ને તેથી વિપરીતધર્મ નીચી ગતિ આપનારો થાય છે. મનુષ્યનો સાચો સગો ધર્મ છે, તે જીવતાં શાંતિ આપે છે ને વર્તમાન દેહ પડ્યા પછી જીવાત્માને સાહાય્ય કરવા તેની સાથે જાય છે.

અનાદિસિદ્ધધર્મ તે સનાતનધર્મ કહેવાય છે. આ ધર્મ પૃથિવી-પરના અન્ય સર્વ ધર્મોનો પોતાનામાં યથાયોગ્ય સમાવેશ કરે છે, પરંતુ કોઇ પણ ધર્મને તે કેવલ મિથ્યા કહેતો નથી. આ ધર્મને તેની આવી વ્યાપકતાને લીધેજ સનાતનધર્મ કહેવામાં આવે છે.

સનાતનધર્મની પ્રતાપી ગર્જનાથી મિથ્યાવાદીઓનાં નિર્બલ હૃદયો કંપી ઊઠે છે. તે ગર્જના મનુષ્યોનાં હૃદયોને શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખ આપનાર શુભવિચાર કરવાભણી દોરે છે, તેમનાં હૃદયમાં રહેલી દુઃખદ પાપી વાસનાઓનો નાશ કરે છે ને તેમનાં હૃદયોની પવિત્રતા, સૂક્ષ્મતા ને એકાગ્રતા વધારે છે, તે ભવ્ય ને મનોહારિણી ગર્જના મનુષ્યોના હૃદયોપર જ્ઞાન, ભક્તિ, યોગ, શાસ્ત્રોક્ત શુભકર્મ, સદાચરણ ને શુદ્ધવ્યવહારનો પ્રબળ પડઘો પાડી તેમને સત્યમાર્ગે ચઢાવી ત્રિવિધ તાપોથી મોકળા કરી પરમાનંદરૂપ સ્થિતિ પ્રાપ્ત કરાવી કૃતાર્થ કરે છે.

"યદા યદા હિ ધર્મસ્ય, ગ્લાનિર્ભવતિ ભારત ।
અભ્યુત્થાનમધર્મસ્ય, તદાત્માનં સૃજામ્યહમ્ ॥ ૭
પરિત્રાણાય સાધૂનાં, વિનાશાય ચ દુષ્કૃતામ્ ।
ધર્મસંસ્થાપનાર્થાય, સંભવામિ યુગે યુગે ॥ ૮
(શ્રીમદ્ભગવદ્ગીતા, યજ્ઞવિભાગયોગ, અધ્યાય ૪.)

ભાવાર્થઃ–હે ભારત! નિશ્ચય જ્યારે જ્યારે ધર્મની હાનિ થાય છે ને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે ત્યારે હું (લીલારૂપ દેહને) શરીરને ઉપજાવું છું. ૭

સત્પુરુષોનું સારી રીતે રક્ષણ કરવા માટે તથા પાપીઓનો નાશ કરવા માટે હું યુગયુગને વિષે અવતાર ધરું છું. ૮

આ શ્રીમદ્ભગવદ્ગીતાના પરમમંગલ શ્લોકો પ્રમાણે જે વેલા ભારતવર્ષમાં સનાતનધર્મનો વાસ્તવિકહેતુ લોકોના મોટા ભાગની સમજમર્યાદાથી દૂર થઈ ગયો હતો, જે વખતે ભિન્ન ભિન્ન દેવોના ઉપાસકો વૈદિકોપાસનાનું વાસ્તવિકસ્વરૂપ સમજ્યાવિના એકબીજાનો વિદ્વેષ કરતા હતા, જે સમયે જૈનધર્મનું ને બૌદ્ધધર્મનું પ્રબળપણું થવાથી વેદધર્મસ્થાપિત વર્ણાશ્રમની મર્યાદા છિન્ન ભિન્ન થઈ ગઈ હતી, જે કાલે એકજ અદ્વિતીયબ્રહ્મના ઉપનિષદોએ પ્રતિપાદન કરેલ જ્ઞાનનું સ્વરૂપ મુમુક્ષુઓના મોટા ભાગની જાણમાં રહ્યું નહતું ને જ્યારે પ્રત્યેક મનુષ્ય વસ્તુતાએ–પારમાર્થિકદૃષ્ટિએ–દુઃખરહિત પરમાનંદરૂપ છતાં અનાદિકાલના અજ્ઞાનયોગથી ત્રિવિધ દુઃખમાં રીબાતો હતો તે સમયે એટલે આશરે શાકે ૬૧૦, ખ્રિસ્તાબ્દ ૬૮૮, સંવત્ ૭૪૫ વૈશાખસુદિ ૫ ને દિવસે શ્રીદક્ષિણામૂર્તિપ્રભુનો, અધિકારી મનુષ્યોને વેદોક્તધર્મનું રહસ્ય સમજાવવા, જૈનધર્મ ને બૌદ્ધધર્મના વેદવિરોધી ભાગનું નિરાકરણ કરવા, વર્ણાશ્રમધર્મની મર્યાદાનું રક્ષણ કરવા અને ઉપનિષદોએ પ્રતિપાદન કરેલ બ્રહ્મનું યથાર્થસ્વરૂપ સમજાવી મુમુક્ષુઓને નિરતિશય પરમાનંદસ્વરૂપમાં સ્થાપવા, શ્રીપરમહંસપરિવ્રાજકાચાર્ય શ્રીમત્શંકરાચાર્યભગવાન્સ્વરૂપે પ્રાદુર્ભાવ થયો હતો.

આધુનિક સમયમાં કલિકાલને પ્રભાવે શાસ્ત્રીય સત્કર્મ, યોગ, ભક્તિ ને જ્ઞાનનો ફરી લોપ થવાથી તેજ શ્રીદક્ષિણામૂર્તિભગવાને કેવલ કારુણ્યને વશ થઈ શાકે ૧૭૭૯, ખ્રિસ્તાબ્દ ૧૮૫૭, સંવત્‌ ૧૯૧૪ આશ્વિનસુદિ ૪ ને દિવસે સૌરાષ્ટ્રદેશમાં શ્રીસનાતનધર્માચાર્ય પૂજ્યપાદ બ્રહ્મવિદ્‌વરિષ્ઠ શ્રીસદ્‌ગુરુપરમાત્મા શ્રી શ્રી૧૦૮ શ્રીમન્નાથભગવાન્‌સ્વરૂપે પ્રગટ થઈ અસહ્ય ત્રિવિધ તાપથી પીડાતા અનેક મનુષ્યોને ઉપદેશામૃતવડે અનુપમ શાંતિ આપી, જ્ઞાનપિપાસુઓની તૃષા છીપાવી, અનેક શાસ્ત્રીય સદ્‌ગ્રંથો રચી, બ્રહ્મનું યથાર્થસ્વરૂપ સમજાવી શ્રીસનાતનધર્મનો પુનરુદ્ધાર કર્યો છે.

આ પરમહિતકર સનાતનધર્મનો નિત્ય નિત્ય નવીન નવીન ઉત્સાહથી બહુભાવપૂર્વક યથાશક્તિ પ્રચાર કરી સનાતનીપ્રજાએ તેને અતિપ્રજ્વલિત રાખવાની આવશ્યકતા સ્વતઃસિદ્ધ છે.

પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ના આ પાદપદ્મરજોંકિત બાલે મુખ્યત્વે આજ ઉદ્દેશને ધ્યાનમાં રાખી “શ્રીસદુપદેશરૂપકામૃત” યોજવાનો તથા પ્રકટ કરવાનો સાહસ બાલબુદ્ધિને (અલ્પમતિને) લઈને ડરતાં ડરતાં કર્યો છે.

સનાતનધર્મપ્રચારકોનાં પ્રવચનો આ રૂપકોદ્વારા આકર્ષણવાળાં ને મનોહર થાય ને તેથી આપવામાં આવેલો બોધ શ્રોતાઓના મન ઉપર દૃઢ ઠસી જાય એ આ ગ્રંથ રચવામાં બીજો હેતુ છે.

સનાતનીપ્રજા પોતાનો સમય વ્યર્થ ન જવા દેતાં આ ગ્રંથ વાંચી સમયનો સદુપયોગ કરી તત્ત્વજ્ઞાન મેળવવા સુભાગી થાય એ આ ગ્રંથ યોજવામાં ત્રીજો હેતુ છે.

સનાતનીપ્રજાના ચિત્તમાં આ ગ્રંથદ્વારા કાંઈક નવીન ઉત્સાહ પ્રકટે એ આ ગ્રંથ રચવામાં ચોથો હેતુ છે.

સનાતનીપ્રજાના ચિત્તમાં પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુપરમાત્માનું ફરી ફરી સંસ્મરણ કરાવવું એ આ વ્યક્તિનો આ ગ્રંથ સંપાદન કરવામાં પાંચમો હેતુ છે.

આ ગ્રંથના સઘળાં રૂપકોને રૂપકરૂપ કહી શકાય નહિ કારણ કે

તેમાં કેટલાંક રૂપકોનાં ઉત્તરાર્ધમાં પૂર્વઅર્ધથી વિપરીતતા દર્શાવામાં આવી છે અને કેટલાંક રૂપકો સિદ્ધવાક્યરૂપ પણ છે.

તત્ત્વબોધરૂપી અમૃતમય શુદ્ધરૂપકોની સંખ્યાનું પ્રમાણ બહુ મોટું હોવાથી આ ગ્રંથનું નામ "શ્રીસદુપદેશરૂપકામૃત" રાખવામાં આવ્યું છે.

આ ગ્રંથમાં સંપાદન કરેલાં રૂપકો મોટે ભાગે પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુ શ્રીમન્નાથયોગેશ્વરે મુમુક્ષુઓપ્રતિ દયા લાવી તેઓના ઉદ્ધારાર્થે રચેલા સદ્‌ગ્રંથોને આધારે લખવામાં આવ્યાં છે.

તેઓશ્રીના આ બાલકે પોતે રચેલાં રૂપકો ગ્રંથના અંતભાગમાં તેઓશ્રીની પ્રસાદીરૂપે પ્રકટ કર્યાં છે અને તેમાં મુમુક્ષુઓને વધુ ઉત્સાહી બનાવવા વર્તમાન સમયને અનુસરતાં કેટલાંક રૂપકો (જેવાં કે રૂપક નં૦ ૨૩૧૮, ૨૩૧૯ ઇ૦) પણ તેઓશ્રીની કૃપાથી યોજવામાં આવ્યાં છે.

રૂપકો ફરી ફરી ન છપાય તે માટે બહુ સાવધાનતા રાખવામાં આવી છે છતાંપણ જો કોઈક રૂપક પુનઃ દૃષ્ટિદોષથી, ભૂલથી વા કાંઈક પ્રમાદથી છપાયું હોય તો તે માટે આ વ્યક્તિ સનાતનીપ્રજાની ક્ષમા ચાહે છે. અત્રે આ રૂપકો પ્રેમપૂર્વક સેવાભાવે તપાસી જવા માટે તથા ગુજરાતી ભાષામાં ભાવાર્થસહિત, સંસ્કૃતભાષામાં સમર્પણ રચવા માટે શ્રી૦ શાસ્ત્રીજી દયારામ મૂળજીભાઈનો મોટો આભાર માનવામાં આવે છે.

પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીસદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનનો "એક પણ ક્ષણ વ્યર્થ વ્યતીત ન કરવી" એ ઉપદેશ બહુમાનપૂર્વક ધ્યાનમાં રાખી આ ગ્રંથ શ્રદ્ધાળુ સનાતનીપ્રજા પોતાના ડગલાના ગજવામાં રાખી આગગાડીમાં, અન્ય વાહનમાં, મુસાફરીમાં કે અન્ય સ્થળે તેનું વાચનમનન કરી શકે એવી સુલભતા કરી આપવાના આશયથી ખાસ નાનકડો બનાવવામાં આવ્યો છે.

અતિમહત્ફલની પ્રાપ્તિ કરાવનાર આ સનાતનધર્મનું પરિપાલન કરવાની સુબુદ્ધિ પૃથિવીપરનાં સર્વમનુષ્યોને પરમાત્મા કારુણ્યને વશ થઈને આપો ! આ પૃથિવીપર સર્વત્ર શુદ્ધાનંદવારિધિની રેલમછેલ થાઓ !

॥ ॐ ॥

શાંતિ ! શાંતિ ! શાંતિ !



# શ્રીપ્રાતઃસ્મરણસ્તોત્રમ્

"પ્રાતઃ સ્મરામિ હૃદિ સંસ્ફુરદાત્મતત્ત્વં,
સચ્ચિત્સુખં પરમહંસગતિં તુરીયમ્ ।
યત્સ્વપ્નજાગરસુષુપ્તિમવૈતિ નિત્યં,
તદ્બ્રહ્મ નિષ્કલમહં ન ચ ભૂતસંઘઃ ॥ ૧

અર્થઃ—હૃદયકમલમાં અંતઃકરણ અને તેની વૃત્તિઓના સાક્ષી હોવાથી હું એવી વૃત્તિમાં સ્વયંપ્રકાશરૂપે સ્ફુરનાર, સચ્ચિદાનંદરૂપ, પરમહંસોની ગતિરૂપ ને તુરીયસ્વરૂપ જે આત્મતત્ત્વ છે તેનું પ્રાતઃકાલમાં હું સ્મરણ કરું છું. જે સ્વપ્ન, જાગ્રત્ અને સુષુપ્તિને જાણે છે, તથા જે નિત્ય, નિરવયવ ને નિરતિશયવ્યાપક છે તે હું છું, પંચભૂતોનો સમૂહ હું નથી. ૧

પ્રાતર્ભજામિ મનસો વચસામગમ્યં,
વાચો વિભાંતિ નિખિલા યદનુગ્રહેણ ।
યન્નેતિ નેતિ વચનૈર્નિગમા અવોચુ-,
સ્તં દેવદેવમજમચ્યુતમાહુરગ્ર્યમ્ ॥ ૨

અર્થઃ—જે મનનો તથા વાણીઓનો અવિષય છે, જેના અનુગ્રહવડે સર્વ વાણીઓ પ્રકાશે છે, જેને નેતિ નેતિ (આ સત્ય નહિ, આ સત્ય નહિ) એમ પ્રપંચનો નિષેધ કરનારાં વચનોવડે વેદો કહે છે, અને જેને બ્રહ્મવેત્તાઓ દેવોના દેવ, અજન્મા, અચ્યુત ને સર્વથી શ્રેષ્ઠ કહે છે તેને પ્રાતઃકાલમાં હું ભજું છું. ૨

પ્રાતર્નમામિ તમસઃ પરમર્કવર્ણં,
પૂર્ણં સનાતનપદં પુરુષોત્તમાખ્યમ્।
યસ્મિન્નિદં જગદશેષમશેષમૂર્તૌ,
રજ્જ્વાં ભુજંગમ ઈવ પ્રતિભાસિતં વૈ॥ ૩

અર્થઃ—અજ્ઞાનથી પર, સ્વપ્રકાશરૂપ, પૂર્ણ, સનાતનપદરૂપ, પુરુષોત્તમનામવાળા ને જે સર્વમૂર્તિરૂપ બ્રહ્મમાં આ સંપૂર્ણ જગત્ દોરડીમાં સર્પની પેઠેજ પ્રતીત થાય છે તેને પ્રાતઃકાલમાં હું નમસ્કાર કરું છું. ૩

શ્લોકત્રયમિદં પુણ્યં લોકત્રયવિભૂષણમ્,
પ્રાતઃકાલે પઠેદ્યસ્તુ સ ગચ્છેત્પરમં પદમ્॥" ૪

અર્થઃ—આ પુણ્યરૂપ અને ત્રણ લોકના વિભૂષણરૂપ ત્રણ શ્લોકને જે મનુષ્ય પ્રાતઃકાલમાં ભણે તે મનુષ્ય જ્ઞાનવડે પરમપદને પામે. ૪

ઇતિ શ્રીમચ્છંકરાચાર્યવિરચિતં શ્રીપ્રાતઃસ્મરણસ્તોત્રમ્ સમાપ્ત.

ૐ

શાંતિ! શાંતિ! શાંતિ!

---

"દૃગ્દૃશ્યૌ દ્વૌ પદાર્થૌ સ્તઃ પરસ્પરવિલક્ષણૌ।
દૃગ્ બ્રહ્મ દૃશ્યં માયેતિ સર્વવેદાંતડિણ્ડિમઃ॥

અર્થઃ—દૃષ્ટા અને દૃશ્ય આ બંને પદાર્થો પરસ્પરમાં વિલક્ષણ સ્વભાવવાળા છે, જે આ દૃષ્ટા છે તે બ્રહ્મ છે ને જે આ દૃશ્ય છે તે માયા છે એમ સર્વ વેદાંત પોકારીને કહે છે.





# ॥ અથ શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રમ્ ॥

"વિશ્વં દર્પણદૃશ્યમાનનગરીતુલ્યં નિજાંતર્ગતં,
પશ્યન્નાત્મનિ માયયા બહિરિવોદ્ભૂતં યથા નિદ્રયા ।
યઃ સાક્ષાત્કુરુતે પ્રબોધસમયે સ્વાત્માનમેવાદ્વયમ્,
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે ॥ ૧

અર્થઃ–દર્પણમાં દેખાતી પ્રતિબિંબિત નગરીની પેઠે પોતાના અંતઃકરણમાં રહેલા વાસનામય વિશ્વને જેમ નિદ્રાએ કરીને બહારના જેવું દેખીએ છીએ તેમ આત્મામાં કલ્પિતરીતે રહેલા આ જગત્‌ને માયાએ ને દૃશ્યની વાસનાએ કરી બહાર ઉદ્ભૂતની પેઠે દેખતાં છતાં જે આત્માના જ્ઞાનના સમયમાં અદ્વયરૂપ પોતાના આત્માનેજ અપરોક્ષ કરે છે તે શ્રીસદ્‌ગુરુની મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ દીનભાવવાળા નમસ્કાર હો. ૧

બીજસ્યાંતરિવાંકુરો જગદિદં પ્રાઙ્‌નિર્વિકલ્પં પુનર્,
માયાકલ્પિતદેશકાલકલનાવૈચિત્ર્યચિત્રીકૃતમ્ ।
માયાવીવ વિજૃંભયત્યપિ મહાયોગીવ યઃ સ્વેચ્છયા,
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે ॥ ૨

અર્થઃ–વૃક્ષાદિના બીજની અંતર સૂક્ષ્મ અંકુરની પેઠે આ પ્રતીત થતું જગત્ પૂર્વે નિર્વિકલ્પ (નામરૂપાદિની કલ્પનાથી રહિત) હતું, પછી પોતાની માયાવડે જેઓ કલ્પિત દેશકાલની કલ્પનાથી નામરૂપાદિની વિચિત્રતાને લઈને તેને વિચિત્રની પેઠે કરી માયાવીની (બાજીગરની) પેઠે અને મહાયોગીની પેઠે સ્વેચ્છાએ આ સંસારરૂપ વિલક્ષણ વિલાસને કરે છે તે શ્રીસદ્‌ગુરુની મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ દીનભાવવાળા નમસ્કાર હો. ૨

**યસ્યૈવ સ્ફુરણં સદાત્મકમસત્કલ્પાર્થગં ભાસતે,**
**સાક્ષાત્તત્ત્વમસીતિ વેદવચસા યો બોધયત્યાશ્રિતાન્ ।**
**યત્સાક્ષાત્કરણાદ્ભવેન્ન પુનરાવૃત્તિર્ભવાંભોનિધૌ,**
**તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઈદં શ્રીદક્ષિણામૂર્તયે ॥ ૩**

અર્થઃ-જેનું સ્ફુરણ (જ્ઞાન) સદ્રૂપ છતાં અસત્‌ના જેવા આ દૃશ્યપદાર્થોમાં અનુસ્યૂત (પરોવાઇને રહેલું) ભાસે છે, અને જે "તત્ત્વમસિ" (તે બ્રહ્મ તું છે) આ છાંદોગ્યોપનિષદ્‌ના વચનવડે શરણાગતોને બ્રહ્મનો સાક્ષાત્ બોધ કરે છે, વળી જેના દૃઢસાક્ષાત્કારથી આ દુઃખમય સંસારસાગરમાં બ્રહ્મજ્ઞાનીનો પુનર્જન્મ થાય નહિ, તે શ્રીસદ્‌ગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ દીનતાયુક્ત નમસ્કાર હો. ૩

**નાનાછિદ્રઘટોદરસ્થિતમહાદીપપ્રભાભાસ્વરં,**
**જ્ઞાનં યસ્ય તુ ચક્ષુરાદિકરણદ્વારા બહિઃ સ્પંદતે ।**
**જાનામીતિ તમેવ ભાંતમનુભાત્યેતત્સમસ્તં જગત્,**
**તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઈદં શ્રીદક્ષિણામૂર્તયે ॥ ૪**

અર્થઃ-ઘણાં છિદ્રવાળા ઘડાના ઉદરમાં રહેલા મોટા પ્રકાશમય દીવાના પ્રકાશના જેવું પ્રકાશવાળું જેનું જ્ઞાન સ્થૂલશરીરમાંથી ચક્ષુરાદિ ઈંદ્રિયોદ્વારા બહાર સ્ફુરે છે, "હું જાણું છું" એવી રીતે પ્રથમ તેનાજ ભાસમાન થયા પછી આ સમસ્ત જગત્ તેને ભાસે છે તે શ્રીસદ્‌ગુરુ-મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા દીનભાવવાળા નમસ્કાર હો. ૪

**દેહં પ્રાણમપીંદ્રિયાણ્યપિ ચલાં બુદ્ધિં ચ શૂન્યં વિદુઃ**
**સ્ત્રીબાલાંધજડોપમાસ્ત્વહમિતિ ભ્રાંતા ભૃશં વાદિનઃ ।**
**માયાશક્તિવિલાસકલ્પિતમહાવ્યામોહસંહારિણે,**
**તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઈદં શ્રીદક્ષિણામૂર્તયે. ॥ ૫**

અર્થઃ-સ્ત્રી, બાલક, અંધ અને જડની ઉપમાવાળા ચાર્વાકાદિ ઘણા ભ્રાંતવાદી પુરુષો તો સ્થૂલદેહને, મુખ્યપ્રાણને, અગીઆર ઈંદ્રિયોને, ચંચલસ્વભાવવાળી બુદ્ધિને અને શૂન્યને (અભાવને) "હું છું" (એ મારું

સાચું સ્વરૂપ છે) એમ જાણે છે, તે માયાશક્તિના કાર્યરૂપ આ કલ્પિત ને દુઃખદ મહાવ્યામોહનો સંહાર કરનારા શ્રીસદ્‌ગુરુની મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ શ્રદ્ધાભક્તિવાળા નમસ્કાર હો. ૫

**રાહુગ્રસ્તદીવાકરેંદુસદશો માયાસમાચ્છાદનાત્,**
**સન્માત્રઃ કરણોપસંહરણતો યોઽભૂત્સુષુપ્તઃ પુમાન્।**
**પ્રાગસ્વાપ્સમિતિ પ્રબોધસમયે યઃ પ્રત્યભિજ્ઞાયતે,**
**તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે. ॥ ૬**

**અર્થઃ**—આવરણ કરવાના સ્વભાવવાળી માયાવડે સારી રીતે આચ્છાદિત થવાથી અંધકારમય રાહુવડે ઘેરાયેલા પ્રકાશમય સૂર્ય અને ચંદ્રની પેઠે સન્માત્રરૂપ જે પુરુષ અંતઃકરણના ને ઇંદ્રિયોના વિલયથી સુષુપ્તિને પામ્યો હતો, અને જે જાગ્રત્‌ના સમયમાં "હું પૂર્વે સૂતો હતો" એમ પ્રત્યભિજ્ઞાનનો (પૂર્વે અનુભવેલાના પુનઃ જ્ઞાનનો) વિષય કરાય છે, તે શ્રીસદ્‌ગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ સવિનય નમસ્કાર હો. ૬

**બાલ્યાદિષ્વપિ જાગ્રદાદિષુ તથા સર્વાસ્વવસ્થાસ્વપિ,**
**વ્યાવૃત્તાસ્વનુવર્તમાનમહમિત્યંતઃ સ્ફુરંતં સદા ।**
**સ્વાત્માનં પ્રકટીકરોતિ ભજતાં યો ભદ્રયા મુદ્રયા,**
**તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે. ॥ ૭**

**અર્થ**—બાલ્યાદિક તેમજ જાગ્રદાદિક પરસ્પર ભિન્ન તનમનની સર્વે અવસ્થાઓવિષે અનુવર્તમાન, (તે તે અવસ્થારૂપે પ્રતીત થતા) અને "હું છું" એમ શરીરની અંતર સદા સ્ફુરવાવાળા પોતાના સ્વરૂપને શ્રદ્ધાપ્રીતિથી ભજન કરવાવાળાની મધ્યે જે ભદ્રામુદ્રાવડે પ્રકટ કરે છે તે શ્રીસદ્‌ગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ વિનયપૂર્વક નમસ્કાર હો. ૭

**વિશ્વં પશ્યતિ કાર્યકારણતયા સ્વસ્વામિસંબંધતઃ,**
**શિષ્યાચાર્યતયા તથૈવ પિતૃપુત્રાદ્યાત્મના ભેદતઃ।**
**સ્વપ્ને જાગ્રતિ વા ય એષ પુરુષો માયાપરિભ્રામિતસ્,**
**તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે ॥ ૮**

અર્થઃ-જે આ પુરુષ (જીવ) માયાવડે ચારે ગમથી ભ્રાંતિને પામેલો અંતઃકરણની સ્વપ્નાવસ્થાવિષે અથવા જાગ્રદવસ્થાવિષે કાર્યકારણભાવવડે, સ્વસ્વામિસંબંધવડે અને શિષ્યાચાર્યભાવવડે તેમજ પિતા-પુત્રાદિ ભિન્ન ભિન્ન સ્વરૂપવડે ભેદથી આ વિશ્વને દેખે છે તે શ્રીસદ્ગુરુની મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા દીનભાવે નમસ્કાર હો. ૮

**ભૂરંભાંસ્યનલોઽનિલોઽંબરમહર્નાથો હિમાંશુઃ પુમા-**
**નિત્યાભાતિ ચરાચરાત્મકમિદં યસ્યૈવ મૂર્ત્યષ્ટકમ્।**
**નાન્યત્ કિંચન વિદ્યતે વિમૃશતાં યસ્માત્પરસ્માદ્વિભો-**
**સ્તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે॥ ૯**

અર્થઃ-પૃથિવી, જલ, તેજ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર અને પુરુષ (જીવ) એમ આ સ્થાવરજંગમરૂપ જે પરમાત્માની મૂર્તિનું અષ્ટક લોકોને જણાય છે, અને પરમાત્માનો વિચાર કરવાવાળા પુરુષને જે વિભુરૂપ પરમાત્માથી બીજું કાંઈ પણ અહિં વિદ્યમાન જણાતું નથી, તે શ્રીસદ્ગુરુ-મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા સવિનય નમસ્કાર હો. ૯

**સર્વાત્મત્વમિતિ સ્ફુટીકૃતમિદં યસ્માદમુષ્મિઁસ્તવે,**
**તેનાસ્ય શ્રવણાત્તથાર્થમનનાદ્ધ્યાનાચ્ચ સંકીર્તનાત્।**
**સર્વાત્મત્વમહાવિભૂતિસહિતં સ્યાદીશ્વરત્વં સ્વતઃ,**
**સિદ્ધ્યેત્તત્પુનરષ્ટધા પરિણતં ચૈશ્વર્યમવ્યાહતમ્॥ ૧૦**

અર્થઃ-જે હેતુથી આ શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રમાં એમ આ જીવના વાસ્તવિકસ્વરૂપનો સર્વાત્મભાવ સ્પષ્ટ કર્યો છે તે હેતુથી આ સ્તોત્રના શ્રદ્ધાભક્તિપૂર્વક શ્રવણ તથા આ સ્તોત્રના અર્થના મનન અને શ્રીદક્ષિણા-મૂર્તિના ધ્યાન તથા તેમના સંકીર્તનથી વ્યાવહારિક મહાવિભૂતિસહિત સર્વાત્મભાવરૂપ ઈશ્વરભાવ એવો શુભપ્રયત્ન કરનારા મનુષ્યને સ્વતઃ સિદ્ધ થાય છે. વળી આ સ્તોત્રનો પાઠ આદિ કરનારને સૂક્ષ્મ ને મહાન્ ઇત્યાદિ આઠ પ્રકારથી વિવર્તપરિણામને પામેલા બ્રહ્મરૂપ અભંગ ઐશ્વર્યની પ્રાપ્તિ પણ થાય છે. ૧૦

ક્ષેપક શ્લોકો

**વટવિટપિસમીપે ભૂમિભાગે નિષણ્ણં,**
**સકલમુનિજનાનાં જ્ઞાનદાતારમારાત્ ।**
**ત્રિભુવનગુરુમીશં દક્ષિણામૂર્તિદેવં,**
**જનનમરણદુઃખચ્છેદદક્ષં નમામિ ॥ ૧૧**

અર્થઃ—કૈલાસપર્વતપર ભદ્રવટનામના રમણીય વડના વૃક્ષની સમીપમાં નીચેની ભૂમિના ભાગપર બેઠેલા, સર્વ જિજ્ઞાસુ મુનિજનોને કેવલ દયાથી બ્રહ્મજ્ઞાન દેનારા, ત્રણે લોકના પરમગુરુ, ઈશ્વર (જગત્ના નિયંતા) ને જન્મમરણના દુઃખોનો તુરત નાશ કરવામાં અતિચતુર શ્રીદક્ષિણામૂર્તિદેવને હું શ્રદ્ધાભક્તિથી નમસ્કાર કરુંછું. ૧૧

**ચિત્રં વટતરોર્મૂલે, વૃદ્ધાઃ શિષ્યા ગુરુર્યુવા ।**
**ગુરોસ્તુ મૌનં વ્યાખ્યાનં, શિષ્યાસ્તુ ચ્છિન્નસંશયાઃ ॥ ૧૨**

અર્થઃ—પૂર્વોક્ત વડના ઝાડના મૂલમાં વયોવૃદ્ધ શિષ્યો અને શ્રીદક્ષિણામૂર્તિરૂપ યુવાન ગુરુ સ્થિત છે; વળી તે સદ્ગુરુનું ભદ્રામુદ્રારૂપ મૌન વ્યાખ્યાન છે, અને તેમના સનકાદિ શિષ્યો સંશયરહિત થયા છે એ બહુ આશ્ચર્યની વાત છે. ૧૨

**ૐ નમઃ પ્રણવાર્થાય, શુદ્ધજ્ઞાનૈકમૂર્તયે ।**
**નિર્મલાય પ્રશાંતાય, દક્ષિણામૂર્તયે નમઃ ॥ ૧૩**

અર્થઃ—શુદ્ધજ્ઞાનનીજ પ્રત્યક્ષમૂર્તિરૂપ ને પ્રણવના અર્થરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા નમસ્કાર હો. અતિનિર્મલ ને પ્રશાંત એવા શ્રીદક્ષિણામૂર્તિને મારા પુનઃ પુનઃ ભાવપૂર્વક નમસ્કાર હો. ૧૩

**નિધયે સર્વવિદ્યાનાં, ભિષજે ભવરોગિણામ્ ।**
**ગુરવે સર્વલોકાનાં, દક્ષિણામૂર્તયે નમઃ ॥ ૧૪**

અર્થઃ—સર્વ વિદ્યાઓના મોટા ભંડારરૂપ, ભવરોગીઓના સાચા વૈદ્ય અને સર્વ લોકોના હિતોપદેષ્ટા સાચા સદ્ગુરુ શ્રીદક્ષિણામૂર્તિને મારા શ્રદ્ધાભક્તિપૂર્વક વારંવાર નમસ્કાર હો. ૧૪

**મૌનવ્યાખ્યાપ્રકટિતપરબ્રહ્મતત્ત્વં યુવાનં,**
**વર્ષિષ્ઠાંતેવસદૃષિગણૈરાવૃતં બ્રહ્મનિષ્ઠૈઃ ।**
**આચાર્યેંદ્રં કરકલિતચિન્મુદ્રમાનંદરૂપં.**
**સ્વાત્મારામં મુદિતવદનં દક્ષિણામૂર્તિમીડે ॥ ૧૫**

અર્થઃ-મૌનવ્યાખ્યાવડે (ભદ્રામુદ્રાવડે) જેમણે પોતાના સનકાદિ શિષ્યોના હૃદયમાં બ્રહ્મતત્ત્વને પ્રકટ કર્યું છે એવા, મનોહર યુવાવસ્થાને ધારણ કરનારા, સમીપમાં વસતા અતિવૃદ્ધ બ્રહ્મનિષ્ઠ ઋષિઓવડે ઘેરાયેલા, હાથવડે કરેલી ભદ્રામુદ્રાને જિજ્ઞાસુઓના પરમહિતમાટે ધારણ કરનારા, પરમાનંદરૂપ, પોતાના સ્વરૂપમાંજ આરામવાળા, પ્રસન્નવદનવાળા અને બ્રહ્મોપદેષ્ટા સર્વઆચાર્યોમાં ઇંદ્રરૂપ એવા શ્રીદક્ષિણામૂર્તિની હું ભાવપૂર્વક સ્તુતિ કરુંછું. ૧૫

ઈતિ શ્રીમત્પરમહંસપરિવ્રાજકાચાર્ય શ્રીમચ્છંકરાચાર્યવિરચિતં શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રં સમાપ્તમ્.

॥ ૐ ॥

શાંતિ! શાંતિ! શાંતિ!

---



# નિદિધ્યાસન વા નિર્ગુણબ્રહ્મવિચાર વા નિર્ગુણબ્રહ્મધ્યાન

## "નક્કી હું શુદ્ધબ્રહ્મ છું"

નથી હું જડજગત્ પ્રભો! નથી હું સ્થૂલદેહ અરે,
નથી દશ ઇંદ્રિયો પ્રભો! નક્કી હું શુદ્ધબ્રહ્મ છું. ૧
નથી હું મન બુદ્ધિ પ્રભો! નથી હું ચિત્ત ચલિત અરે,
નથી અહંકાર હું પ્રભો! નક્કી હું શુદ્ધબ્રહ્મ છું. ૨
નથી અંતઃકરણ પ્રભો! નથી પાંચ પ્રાણ હું અરે,
નથી હું સૂક્ષ્મદેહ પ્રભો! નક્કી હું શુદ્ધબ્રહ્મ છું. ૩
નથી જાગ્રત્ હું પ્રભો! નથી સ્વપ્ન તે હું અરે,
નથી હું સુષુપ્તિ પ્રભો! નક્કી હું શુદ્ધબ્રહ્મ છું. ૪
નથી વિશ્વ તૈજસ પ્રભો! નથી પ્રાજ્ઞ તે હું અરે,
નથી સૌ સાથ સંબંધ પ્રભો! નક્કી હું શુદ્ધબ્રહ્મ છું. ૫
નથી પ્રભો વિરાટ્ હું! નથી હું હિરણ્યગર્ભ અરે,
નથી અંતર્યામી હું! નક્કી હું શુદ્ધબ્રહ્મ છું. ૬
નથી અવિદ્યા હું પ્રભો! નથી માયા તે હું અરે,
નથી કારણશરીર પ્રભો! નક્કી હું શુદ્ધબ્રહ્મ છું. ૭
નથી હું ચિદાભાસ પ્રભો! નથી હું તે ઈશ્વર અરે,
અનિત્ય આ સર્વ પ્રભો! નક્કી હું શુદ્ધબ્રહ્મ છું. ૮
અખંડ એકરસ હું પ્રભો! સ્વયંપ્રકાશ છું અરે,
અજર અમર હું પ્રભો! નક્કી હું શુદ્ધબ્રહ્મ છું. ૯
કોટિ દંડવત્ નાથ પ્રભો! સત્ચિત્આનંદરૂપ અરે,
કરાવ્યું તે પ્રત્યક્ષ પ્રભો! નક્કી હું શુદ્ધબ્રહ્મ છું. ૧૦

॥ ૐ ॥

શાંતિ! શાંતિ! શાંતિ!



## વિરહાગ્નિ.

એ નાથ વહાલા શાંત કરો, આ દર્દિ દીલ;
દર્શન પમાડી તૃપ્ત કરો, આ દર્દિ દીલ. ૧

અલુપ્ત થઇને કાં રડાવો, આ રોતું દીલ;
સ્મિત હાસ્યથી એ હસાવો, આ રોતું દીલ. ૨

આંતર્ધાન થઈ કાં રીબાવો, આ જખમી દીલ;
પ્રત્યક્ષ થઇને ઝટ રુઝાવો, આ જખમી દીલ. ૩

અદૃશ્ય થઇને કાં મુંઝાવો, એ નાથ આ દીલ;
હસ્તમુખે એ રીઝાવો, એ નાથ આ દીલ. ૪

વિરહાગ્નિથી કાં જલાવો, આ જલતું દીલ;
પ્રગટ થઇને એ ઓલાવો, આ જલતું દીલ. ૫

અશ્રુનદમાં કાં ડુબાવો, આ મૃતવશ દીલ;
નયનો મેળવી એ ઉગારો, આ મૃતવશ દીલ. ૬

॥ ૐ ॥

શાંતિ! શાંતિ! શાંતિ!

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૧૪ | પ્રકાશ છે | પ્રકાશે છે |
| ૭ | ૨૩ | સર્યને | સૂર્યને |
| ૧૦ | ૧૫ | વિવર્તકાર્ય પણું | વિવર્તકાર્યપણું |
| ૧૬ | ૨૫ | ઉપાદાન કારણરૂપપણાથી | ઉપાદાનકારણરૂપપણાથી |
| ૨૬ | ૨ | જીવનના | જીવના |
| ૩૫ | ૧૫ | તમ | તેમ |
| ૩૭ | ૭ | ત | તે |
| ૩૮ | ૯ | લિગશરીર | લિંગશરીર |
| ૪૨ | ૧૧ | ત | તે |
| ૪૯ | ૧૪ | સર્વ પ્રાણીઓને | સર્વપ્રાણીઓને |
| ૫૪ | ૧૧ | કસ્તૂરી મૃગને | કસ્તૂરીમૃગને |
| ૬૪ | ૧૯ | તમ | તેમ |
| ૮૨ | ૯ | ઇંદ્રિયોને | ઇંદ્રિયોના |
| ૯૦ | ૨૧ | ત | તે |
| ૯૮ | ૬ | તમ | તેમ |
| ૧૦૦ | ૧૫ | દૃષ્ટારૂપ બ્રહ્મનોસાક્ષાત્કાર | દૃષ્ટારૂપબ્રહ્મનો સાક્ષાત્કાર |
| ૧૧૩ | ૨ | વિશેષકૃપા | વિશેષકૃપા |
| ૧૧૪ | ૨૧ | જમ | જેમ |
| ૧૧૫ | ૧૯ | બુદ્ધિહિનને | બુદ્ધિહીનને |
| ૧૧૬ | ૧૪ | ત | તે |
| ૧૨૦ | ૨૬ | તમ | તેમ |
| ૧૨૧ | ૧૫ | શ્રીઇશ્વર | શ્રીઈશ્વર |
| ૧૨૧ | ૨૫ | તમ | તેમ |
| ૧૨૩ | ૨૫ | ઈંદ્રના | ઈંદ્રના |
| ૧૨૪ | ૪ | તમ | તેમ |
| ૧૨૪ | ૧૮ | તનાં | તેનાં |
| ૧૨૬ | ૧૫ | જમ | જેમ |
| ૧૨૬ | ૨૮ | ત | તે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૭ | ૨૨ | તમ | તેમ |
| ૧૨૮ | ૮ | ભવિષ્યનામહાદુઃખનો | ભવિષ્યના મહાદુઃખનો |
| ૧૩૨ | ૨૭ | તેમને | તેમનો |
| ૧૫૬ | ૧૨ | હોવાથી. | હોવાથી, |
| ૧૫૮ | ૨૯ | છે, | છે. |
| ૧૭૮ | ૨૩ | તનું | તેનું |
| ૧૮૦ | ૩ | જમ | જેમ |
| ૧૮૧ | ૮ | પ્રાણીઓને | પ્રાણીઓ ને |
| ૧૮૮ | ૨૭ | સસ્લાથી | સસલાથી |
| ૧૯૧ | ૧૫ | પદર્થાકાર | પદાર્થાકાર |
| ૧૯૮ | ૩ | કેવીરીતે | કેવી રીતે |
| ૨૧૯ | ૧૩ | જ્ઞાત | જ્ઞાન |
| ૨૨૬ | ૨૩ | ત | તે |
| ૨૩૪ | ૧૯ | સ્વ રૂપભૂત | સ્વરૂપભૂત |
| ૨૪૦ | ૨૩ | વાધના | વાધના |
| ૨૪૭ | ૧૧ | ગ્રથીઓવડે | ગ્રંથીઓવડે |
| ૨૪૮ | ૧૮ | વશેષધર્મોને | વિશેષધર્મોને |
| ૨૫૮ | ૨૬ | તમ | તેમ |
| ૨૭૦ | ૧૫ | વ્યાપકઇશ્વર | વ્યાપકઈશ્વર |
| ૨૭૨ | ૨૨ | શ્રીઇશ્વરનીપણુ | શ્રીઈશ્વરનીપણુ |
| ૨૭૫ | ૨૮ | અપે ક્ષિત | અપેક્ષિત |
| ૨૮૪ | ૧ | જમ | જેમ |
| ૨૯૧ | ૧૮ | જ્ઞાનપ્રાપ્તિને | જ્ઞાનપ્રાપ્તિનો |
| ૩૦૬ | ૬ | ઇશ્વર | ઈશ્વર |
| ૩૦૬ | ૭ | ઇશ્વર | ઈશ્વર |
| ૩૦૯ | ૧૦ | સવપ્રાણિપદાર્થો | સર્વપ્રાણિપદાર્થો |
| ૩૧૯ | ૨૮ | કૃતધ્નતાસમાન | કૃતઘ્નતાસમાન |
| ૩૨૭ | ૫ | પ્રતિબિંબિત | પ્રતિબિંબિત |
| ૩૨૭ | ૬ | પ્રતિબિંબિત | પ્રતિબિંબિત |
| ૩૨૯ | ૧૨ | ધતમાં | ધૃતમાં |

॥ ॐ ॥

॥ श्रीसद्गुरुर्विजयतेतमाम् ॥

# श्रीसदुपदेशारूपकामृत

॥ श्रीमंगलाचरणम् ॥

**સદુપદેશરૂપકામૃત, આપે આતમજ્ઞાન;**
**તાપ ટળે પરસુખ મળે, જતાં મૂલ અજ્ઞાન.**

૧ જેમ ચકમકપર ગજવેલ(પોલાદ)નું કડું ઘસવાથી ચકમકમાંથી અગ્નિના તણખા ઊડે છે, તેમાંનો કોઈ તણખો કફમાં લાગી તે સળગે છે, તેમ આવરણભંગમાટે નિદિધ્યાસન–બ્રહ્મધ્યાન–કરતી મનોવૃત્તિ તે અભ્યાસનો પરિપાક થયે આવરણનો ભંગ કરી સ્વયંપ્રકાશ બ્રહ્મનો અનુભવ કરે છે.

૨ જેમ સૂર્યનાં કિરણોમાં પ્રતીત થતું મૃગજલ મિથ્યા છે, તેમ બ્રહ્મમાં પ્રતીત થતું આ જગત્ મિથ્યા છે.

૩ જેમ ઘાટી નિદ્રામાં પડેલો મનુષ્ય તેનું નામ લઈને બોલાવવાથી જાગે છે, તેમ અનાદિકાલથી અવિદ્યારૂપ ઘાટી નિદ્રામાં પડેલો મનુષ્ય શ્રીસદ્ગુરુના મહાવાક્યરૂપ શબ્દથીજ આત્મસ્વરૂપમાં જાગ્રત્ થાય છે.

૪ જેમ મંદાંધકારમાં પડેલી દોરડીમાં મનુષ્યને સર્પની ભ્રાંતિ થાય છે, તેમ ચૈતન્યમાત્ર, સર્વત્ર સમરૂપે રહેલું, ને બ્રહ્મ તથા આત્માના એકપણાના સ્વરૂપવાળું જે વ્યાપકતત્ત્વ છે તેમાં અજ્ઞાનીઓની ભ્રાંતિવડેજ તેમને આ નામરૂપવાળું સર્વ જગત્ પ્રતીત થાય છે.

૫ જેમ સૂર્યના પ્રકાશવડે પ્રકાશેલા અન્ય પદાર્થોના જ્ઞાન સાથે સૂર્યના સદ્ભાવનું તથા તેના પ્રકાશસ્વભાવનું જ્ઞાન થઈ જાય છે તેમ

પ્રમાતા, પ્રમાણ, પ્રમેય ને પ્રમા એ ચારેને જે આત્મા પ્રકાશે છે, તે આત્માના સદ્‌ભાવનું તથા જ્ઞાનસ્વભાવનું જ્ઞાન તો એ ચારે પદાર્થોની સાથેજ થઈ જાય છે.

૬ જેમ અંધકારમાં પડેલા પદાર્થને જોવા માટે નિર્દોષ નેત્ર ને દીપક એ બન્નેની અપેક્ષા રહે છે, પણ વાદળાવિનાના બપોરના સૂર્યને જોવામાં માત્ર નિર્દોષ નેત્રનીજ અપેક્ષા રહે છે, દીવાની અપેક્ષા રહેતી નથી, દીવો સાથે હોય તો પણ તે નકામો થઇ જાય છે, તેમ જડ-પદાર્થના જ્ઞાનમાં વૃત્તિ ને ચિદાભાસ એ બન્નેની અપેક્ષા રહે છે, પણ સ્વયંપ્રકાશ આત્માના જ્ઞાનમાં માત્ર યોગ્ય વૃત્તિનીજ અપેક્ષા રહે છે, ચિદાભાસની અપેક્ષા રહેતી નથી.

૭ જેમ નિર્મલ ને શ્વેત સ્ફટિકમણિમાં સમીપમાં પડેલા જાસુદીના રાતા ફૂલની રતાશ પ્રતીત થઈ તે રાતો પ્રતીત થાય છે, તેમ વિષયના અધ્યાસથી રહિત નિર્મલ ચિત્‌માં તદાકારરૂપ વિષયાધ્યાસ આવવાથી તેજ ચિત્ ચિત્તરૂપે પ્રતીત થાય છે. (ચિત્ એટલે ચૈતન્ય ને ચિત્ત એટલે અંતઃકરણ.)

૮ જેમ લોઢાના બનાવેલા શસ્ત્રને લોઢાની દૃષ્ટિએ જોવામાં આવે છે ત્યારે લોઢાનીજ પ્રતીતિ થાય છે, શસ્ત્રની પ્રતીતિ થતી નથી, તે દૃષ્ટિ તિરોધાન પામી જાય છે, તેમ જ્યારે બ્રહ્માકારવૃત્તિ કરવામાં આવે છે ત્યારે જગત્‌ની દૃષ્ટિ તિરોધાન પામી જાય છે.

૯ જેમ સાગરમાં ડુબેલો માણસ નેત્ર ઉઘાડીને જુએ તો તેને સર્વત્ર જલનીજ પ્રતીતિ થાય છે, તેમ બ્રહ્માકાર થયેલી વૃત્તિ સર્વત્ર બ્રહ્મજ અનુભવે છે.

૧૦ જેમ મીઠામાંથી બનાવેલા નાના પ્રકારના પ્રાણિપદાર્થોના આકારોને સમુદ્રમાં નાંખવાથી તે આકારો ને નામો સમુદ્રથી ભિન્ન પ્રતીત થતાં નથી, તેમ બ્રહ્માનુભવકાલે બ્રહ્મથી ભિન્ન સંસાર પ્રતીત થતો નથી.

૧૧ જેમ ઉઘાડા જલપાત્રમાં આકાશમાં રહેલા સૂર્યનું પ્રતિબિંબ તે જલપાત્રની સ્થિતિસુધી પડે છે, ને જલપાત્રની નિવૃત્તિ થયે તેમાં પ્રતીત થતા પ્રતિબિંબની પણ નિવૃત્તિ થાય છે, તેમ અહંકારનો

સદ્ભાવ હોય ત્યાંસુધી તેમાં ચેતનનું પ્રતિબિંબ પડે છે, ને અહંકારની નિવૃત્તિ થયે તેમાં પ્રતીત થતા ચેતનના પ્રતિબિંબની નિવૃત્તિ થાય છે, અર્થાત્ ચિદાભાસમાં અહંકારના ભ્રમની નિવૃત્તિ અહંકારની નિવૃત્તિથી થાય છે.

૧૨ જેમ જલમાં જોવામાં આવતાં ફીણ તથા પરપોટા જલથી ભિન્ન નથી, કેમકે જલવિના તેમના નિરૂપણ કરવાયોગ્ય સ્વરૂપનો અભાવ છે; તે જલથી અભિન્ન પણ નથી, કેમકે તેમની જલથી ભિન્ન પ્રતીતિ થાય છે; તે જલથી ભિન્નાભિન્ન પણ નથી, કેમકે ભિન્ન ને અભિન્નનો પરસ્પરમાં વિરોધ છે; તેમ જગત્ પણ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મથી ભિન્ન નથી, કેમકે ચૈતન્યવિના આ જગતનું સ્વતંત્રપણે નિરૂપણ થઈ શકતું નથી; જગત્ ચૈતન્યથી અભિન્ન પણ નથી, કેમકે તે પૃથક્ પ્રતીત થાય છે, ઇંદ્રિયોવડે અનુભવાય છે, જડ છે, સ્થૂલ છે ને અનેક પ્રકારનું છે; ભિન્નાભિન્નનો વિરોધ હોવાથી તે બ્રહ્મથી ભિન્નાભિન્ન પણ નથી; તેથી જલમાં ફીણાદિની પેઠે બ્રહ્મરૂપ સચ્ચિદાનંદવસ્તુમાં સૃષ્ટિ એટલે સર્વ નામરૂપનો વિસ્તાર છે.

૧૩ જેમ મધુરપણું, વહેવું ને શીતલતાદિ જલના સ્વાભાવિક ધર્મો તરંગમાં અનુવર્તિને તેમાં રહેલા ફીણમાં પણ અનુવર્તે છે, તેમ સાક્ષીમાં રહેલા સચ્ચિદાનંદાદિ સ્વભાવ પણ વ્યાવહારિક તથા પ્રાતિભાસિક જીવમાં અનુવર્તે છે.

૧૪ જેમ ચેતનરૂપ શરીરમાંથી નખ ને વાળરૂપ જડપદાર્થો ઉપજે છે તેમ ચેતનરૂપ બ્રહ્મમાં આ જડ જગત્ કલ્પાય છે.

૧૫ જેમ સ્ફટિકમણિ કાંઇ પણ નહિ બદલાતાં પાસેના પદાર્થોના રંગજેવો, આકારજેવો, ભાંગી ગયેલો ને છેદન પામેલો જણાય છે, તેમ આત્મા કાંઇપણ નહિ બદલાતાં કર્મનાં ફલોવડે ભિન્ન ભિન્ન શરીરોના આકારવાળો, એક છતાં ભેદ પામેલો, ને અખંડ છતાં છેદાઇ ગયેલા જેવો પ્રતીત થાય છે.

૧૬ જેમ સમુદ્રથી તેમાં પ્રતીત થતા તરંગો ભિન્ન નથી, તેમ બ્રહ્મથી તેમાં પ્રતીત થતું જગત્ ભિન્ન નથી.

૧૭ જેમ લુગડું તાંતણાઓમાં પરોવાઇને રહેલું છે, તેમ આ સર્વ પ્રપંચ બ્રહ્મમાં કલ્પિતરૂપે પરોવાઇને રહેલો છે.

૧૮ જેવી રીતે લોહ આદિ હલકી ધાતુથી યુક્ત સોનું અગ્નિમાં નાંખી તેમાંથી અન્ય હલકી ધાતુને બાળી નાંખીને શુદ્ધ સોનાને બાકી રાખવામાં આવે છે, તેવી રીતે રાગાદિ દોષોથી મુક્ત નહિ થયેલા મલિન મનને યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિ આ યોગના આઠ અંગોવડે ઉજ્જવલ કરેલા જ્ઞાનમય અગ્નિમાં બાળવાથી જ્ઞાનરૂપ આત્માને જ્ઞાની જાણે છે.

૧૯ જેમ રસોયો, લાકડાં અને અન્ય રસોઇના સાધન વિદ્યમાન હોય તોપણ અગ્નિવિના રસોઇ કરી શકાતી નથી, તેમ કર્મ અને ઉપાસનાદ્વારા અંતઃકરણના મલવિક્ષેપદોષની નિવૃત્તિ કર્યા છતાં પણ જ્ઞાનવિના મોક્ષલાભ થતો નથી.

૨૦ જેમ પ્રકાશ અંધારાનો વિરોધી છે, તેથી તે ઘાટા અંધારાને દૂર કરે છે; તેમ જ્ઞાન અજ્ઞાનનું પ્રતિનિયત વિરોધી હોવાથી અવિદ્યાને દૂર કરે છે.

૨૧ જેમ વાદળાંઓ દૂર થવાથી સૂર્ય પોતાના શુદ્ધસ્વરૂપથી પ્રકાશે છે, તેમ અજ્ઞાન દૂર થવાથી આત્મા પોતાના વાસ્તવિક સ્વરૂપે પ્રકાશે છે.

૨૨ જેમ ડોળાજલમાં નાંખેલી નિર્મળીફલની ભૂકી જલમાં રહેલા મેલને નીચે બેસાડીને પોતે પણ નીચે બેસી જાય છે, તેમ બ્રહ્માકારવૃત્તિ અન્ય દૃશ્યનો બાધ કરીને પોતે પણ બાધ પામી જાય છે.

૨૩ જેવી રીતે જ્યાંસુધી છીપનો ત્રિકોણજેવો આકાર અને તેનો નીચલો લીલાજેવો રંગ પ્રતીત થતો નથી ત્યાંસુધી દૂર રહેલી છીપ રૂપારૂપે પ્રતીત થાય છે, તેવી રીતે જ્યાંસુધી સર્વ કલ્પિત વસ્તુઓના આધારરૂપ અદ્વિતીયબ્રહ્મ સ્પષ્ટ જાણવામાં આવતું નથી, ત્યાંસુધી મિથ્યા જગત્ પણ સત્યરૂપે પ્રતીત થાય છે.

૨૪ જેમ સોનામાં કડું, કુંડળ ને મુકુટાદિ નાના પ્રકારનાં ઘરેણાં કલ્પાયેલાં છે, તેમ ત્રિકાલાબાધ્ય, જ્ઞાનસ્વરૂપ, ને સર્વમાં પરોવાઇ રહેલ બ્રહ્મમાં આ સર્વ નાના પ્રકારનાં નામ, રૂપ અને ક્રિયાઓ અજ્ઞાનવડે કલ્પાયેલ છે.

૨૫ જેમ જલમાં મધુર રસ અને ધોળો રંગ છે, તથા તે સ્વભાવથી શીતલ છે, પણ તેમાં બીજા ખારાખાટા પદાર્થો નાંખવાથી, અને રાતાપીળા ઇત્યાદિ રંગ નાખવાથી તથા તેને અગ્નિનો સંયોગ કરાવવાથી, તે જલ ભિન્ન ભિન્ન રસવાળું અને ભિન્ન ભિન્ન રંગવાળું તથા ઉષ્ણ પ્રતીત થાય છે, તેમ ભિન્ન ભિન્ન અંતઃકરણોરૂપ ઉપાધિને લીધે એક આત્મામાં બ્રાહ્મણાદિ વર્ણો, યજ્ઞદત્તાદિ નામો, બ્રહ્મચર્યાદિ આશ્રમો તથા બીજી સ્થિતિઓ ભ્રાંતિજ્ઞાનવડે આરોપેલાં છે.

૨૬ જેમ આસમાની, રાતા અને પીળા વસ્ત્રના તથા બીજા પદાર્થોના યોગવડે ધોળા રંગનો સ્ફટિક, તેવા તેવા રંગનો પ્રતીત થાય છે, તેમ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ કોશોના અથવા સ્થૂલ, સૂક્ષ્મ અને કારણશરીરના સંબંધવડે તે સર્વના સંગથી રહિત આત્મા તે તે કોશ અથવા તે તે શરીરના જેવો અજ્ઞાની મનુષ્યોને જણાય છે.

૨૭ જેમ સ્થૂલફોતરાંરૂપ અને સૂક્ષ્મફોતરાંરૂપ આવરણવડે યુક્ત ચોખા ડાંગરરૂપ સ્થિતિમાં હોય તેને યોગ્ય રીતે ખાંડવાથી ફોતરાંઓ જુદાં પાડી શુદ્ધ ચોખાને પૃથક્ કરવામાં આવે છે, તેમ ત્રણ શરીરોરૂપ અથવા પાંચ કોશોરૂપ આવરણોથી યુક્ત આત્માને, શાસ્ત્રોક્ત યુક્તિઓવડે તે શરીરોથી અથવા કોશોથી ભિન્ન, ને તે સર્વની અંતર રહેલ શુદ્ધરૂપે નક્કી કરે.

૨૮ જેમ અરીસાદિ સ્વચ્છપદાર્થોમાં સૂર્યાદિનું પ્રતિબિંબ પડે છે, પણ તાવડી આદિ મલિનપદાર્થોમાં તેનું પ્રતિબિંબ પડી શકતું નથી તેમ સચ્ચિદાનંદઘન આત્મા સર્વદા સર્વવ્યાપક છતાં પણ સર્વત્ર એટલે રાજસતામસપદાર્થોમાં તેની સ્પષ્ટ પ્રતીતિ થઈ શકતી નથી, પણ રાગદ્વેષાદિ દોષથી રહિત, પવિત્ર ને એકાગ્ર બુદ્ધિમાંજ તે પ્રતીત થાય છે.

૨૯ જેમ પોતાની સભામાં બેઠેલા રાજા તે સભામાં બેઠેલા અન્ય મનુષ્યોથી વિલક્ષણ અને તેમના સાક્ષી હોઇને તેમનાથી ભિન્ન છે, તેમ આત્મા પણ સ્થૂલશરીર, દશ ઇંદ્રિયો, મન, બુદ્ધિ અને એ સર્વના કારણરૂપ માયા એ બધાથી વિપરીત સ્વરૂપવાળો અને તે બધાની વૃત્તિઓનો સાક્ષી છે.

૩૦ જેમ આકાશમાં પવનના વેગથી વાદળાં દોડતાં હોય તે જોઈ અવિવેકીઓને જાણે ચંદ્ર દોડતો હોય એમ જણાય છે, તેમ નેત્રાદિ ઇંદ્રિયો પોતપોતાની ક્રિયાઓ કરતી હોય તેમાં જાણે અક્રિય આત્મા ક્રિયા કરતો હોય એમ શાસ્ત્રસંસ્કારવિનાના અવિવેકી મનુષ્યોને પ્રતીત થાય છે.

૩૧ જેમ સર્વ મનુષ્યો સૂર્યના પ્રકાશનો આશ્રય લઈને પોતપોતાના ખેતી આદિ પ્રાપ્ત વ્યવહારો કરે છે, તેમ ચૈતન્યરૂપ આત્માનો આશ્રય કરીને સ્થૂલશરીર, દશ ઇંદ્રિયો, મન અને બુદ્ધિ પોતપોતાના વિષયો-ભણી પ્રવૃત્તિ કરે છે.

૩૨ જેમ અવિવેકી મનુષ્ય આકાશના સ્વરૂપને નહિ જાણવાથી તે આકાશમાં આસમાની અને શતા ઇત્યાદિ રંગોનો આરોપ કરે છે, તેમ શાસ્ત્રસંસ્કારહીન મનુષ્ય શરીરની અવસ્થા અને રંગાદિ ધર્મોનો અને તેનાં કર્મોનો, તેમજ દશ ઇંદ્રિયોના ધર્મોનો અને તેમનાં કર્મોનો, અવિદ્યારૂપ મલથી રહિત, ત્રણે કાલમાં રહેનાર અને સર્વદા પ્રકાશ-સ્વભાવવાળા આત્મામાં અજ્ઞાનવડે આરોપ કરે છે.

૩૩ જેમ મૂર્ખ મનુષ્ય પોતાના અજ્ઞાનથી જલના ચલન તથા રંગરૂપ ધર્મોને પાણીમાં પડેલા ચંદ્રના પ્રતિબિંબમાં કલ્પે છે, તેમ અજ્ઞાની મનુષ્યો પોતાના અજ્ઞાનથી કર્તાપણું, ભોક્તાપણું, સુખ અને દુઃખાદિ અંતઃકરણરૂપ ઉપાધિના ધર્મોને આત્મામાં કલ્પે છે.

૩૪ જેમ પ્રકાશ એ સૂર્યનો સ્વભાવ છે, શીતલતા એ પાણીનો સ્વભાવ છે અને ઉષ્ણતા એ અગ્નિનો સ્વભાવ છે, તેમ અનાદિઅનંતપણું, ચૈતન્ય, પરમાનંદ અને નિત્યશુદ્ધતા એ આત્માના સ્વભાવો છે.

૩૫ જેમ મંદઅંધકારમાં પડેલી દોરડીને સર્પ જાણવાથી મનુષ્ય ભય પામે છે, તેમ પોતાના આત્માને જીવ જાણીને મનુષ્ય ભયને વશ થાય છે, અને જેમ દોરડીને દોરડીરૂપે જાણવાથી મનુષ્ય નિર્ભય થાય છે, તેમ 'હું જીવ નથી, પણ સચ્ચિદાનંદઘન બ્રહ્મ છું', એમ જાણીને જીવ સર્વ પ્રકારના ભયથી રહિત થાય છે.

૩૬ જેમ દીવો, ઘડો, લુગડું ઇત્યાદિ પદાર્થોને પ્રકાશે છે, પણ તે અપ્રકાશવાળા પદાર્થો દીવાને પ્રકાશી શક્તા નથી, તેમ મન, બુદ્ધિ,

ચિત્ત અને અહંકાર તથા શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયોને ચેતનરૂપ એક આત્મા પ્રકાશે છે, પણ તે ચેતનરૂપ આત્માને જડ અંતઃકરણાદિ પ્રકાશી શકતાં નથી.

૩૭ જેમ પ્રકાશસ્વભાવવાળા દીવાના જ્ઞાનમાં અન્ય દીવાના સાહાય્યની અગત્ય નથી, તેમ આત્માના જ્ઞાનરૂપપણાવડે તેના પોતાના જ્ઞાનમાં અન્ય બુદ્ધિ આદિના જ્ઞાનની અગત્ય રહેતી નથી. સ્વયંપ્રકાશ હોવાથી તે પોતેજ પોતાની મેળે પ્રકાશે છે.

૩૮ જેમ રસાયણ નાના પ્રકારના રોગોને દૂર કરે છે, તેમ અંતરાયરહિત અભ્યાસ કરેલો "હું બ્રહ્મજ છું" આવો દૃઢભાવ અવિદ્યાથી ઉપજતા ચિત્તના વિક્ષેપોને દૂર કરે છે.

૩૯ જેમ પ્રાતઃકાલમાં અરુણનો ઉદય થવાથી પ્રથમ અંધકાર દૂર થાય છે, અને પછી સૂર્યનો ઉદય થાય છે, તેમ અંતરાત્માથી અભિન્ન બ્રહ્મના જ્ઞાનવડે પ્રથમ અજ્ઞાન દૂર થવાથી નિરાવરણ આત્મા પોતાની મેળે પ્રકાશે છે.

૪૦ જેમ કોઇ મનુષ્યને પોતાના ગળામાં પહેરેલું ઘરેણું વિદ્યમાન–પ્રાપ્ત–છતાં પણ ભ્રાંતિથી અપ્રાપ્તના જેવું જણાય છે, અને તે ભ્રાંતિનો નાશ થવાથી તે ઘરેણું પ્રાપ્ત થયા જેવું જણાય છે, તેમ પોતાનું સ્વરૂપ હોવાથી આત્મા નિત્યપ્રાપ્ત છે, પણ અજ્ઞાનવડે તે ઓળખાતો નથી તેથી અપ્રાપ્તના જેવો જણાય છે. એ અજ્ઞાનનો પોતાના પુરુષપ્રયત્નથી અને શ્રીસદ્‌ગુરુની કૃપાથી નાશ થયે તે આત્મા પ્રાપ્તના જેવો જણાય છે.

૪૧ મંદ અંધકારમાં રહેલા ઝાડના ઠુંઠામાં જેમ ભ્રાંતિવડે પુરુષની કલ્પના થાય છે, તેમ અજ્ઞાનવડે બ્રહ્મમાં જીવભાવની કલ્પના થાય છે.

૪૨ જેમ રાત્રિમાં થયેલી દિશાની ભ્રાંતિ સૂર્યનો ઉદય થવાથી દૂર થાય છે, અને રજ્જુમાં પ્રતીત થતો સર્પ દીવાના પ્રકાશથી દૂર થાય છે, તેમ બ્રહ્મથી અભિન્ન આત્મસ્વરૂપના અનુભવથી ઉત્પન્ન થયેલું યથાર્થજ્ઞાન હું અને મારું આવા અજ્ઞાનને દૂર કરે છે.

૪૩ જેમ ઘડો, કુંડું, કોઠીઆં ઇત્યાદિ માટીનાં કાર્યો વિવર્તકારણરૂપ માટીથી ભિન્ન નથી, તેમ આ સર્વ નામરૂપાત્મક જગત્ વિવર્તકારણરૂપ આત્માથી ભિન્ન નથી, પણ આત્મસ્વરૂપજ છે.

૪૪ જેમ વાયુ સુગંધવાળા સ્થલમાં આસક્તિરહિત થઈને વિચરે છે, તેમ તત્ત્વવેત્તા પુરુષ પ્રારબ્ધે પ્રાપ્ત કરેલા વિષયોમાં આસક્તિ રહિત થઇને વિચરે છે.

૪૫ જેવી રીતે નદીનું જલ સમુદ્રના જલમાં અભેદભાવે પ્રવેશ કરે છે, અથવા ઘટાદિમાં રહેલો આકાશ ઘટાદિ ઉપાધિનો ત્યાગ કરીને મહાકાશમાં અભેદભાવે પ્રવેશ કરે છે, અથવા દીપાદિનું વિશેષ તેજ મહાતેજમાં અભેદભાવે પ્રવેશ કરે છે, તેવી રીતે પોતાના પ્રારબ્ધકર્મની સમાપ્તિ થયે જીવન્મુક્તપુરુષ પોતાના દેહાદિરૂપ ઉપાધિનો નાશ થવાથી નામરૂપાદિ વિશેષથી રહિત થઈ પરબ્રહ્મમાં અભેદભાવે પ્રવેશ કરે છે.

૪૬ સર્વવ્યાપક બ્રહ્મ સમગ્ર દૂધમાં ઘીની પેઠે વસ્તુઓમાં અને વ્યવહારમાં વ્યાપીને રહ્યું છે.

૪૭ જેમ અગ્નિવડે સારી રીતે તપાવેલા લોઢાના ગોળામાં અગ્નિ તેની અંતર તથા બહાર વ્યાપીને તેને દેખાડતો છતો પ્રકાશે છે, તેમ બ્રહ્મ આ સર્વ જગત્‌ની અંતર અને બહાર વ્યાપીને તેને પ્રકાશતું છતું પોતે પણ પ્રકાશે છે.

૪૮ જેમ પ્રકાશી રહેલા સૂર્યને નેત્રવાળો પુરુષ જોઈ શકે છે, પણ આંધળો પુરુષ જોઇ શકતો નથી, તેમ સર્વવ્યાપક, સદ્રૂપ અને ચેતનરૂપ આત્માને બ્રહ્મજ્ઞાનરૂપ નેત્રવાળો પુરુષ જોઇ શકે છે; પણ અજ્ઞાનવડે જેની દૃષ્ટિ આચ્છાદિત થઇ છે તે પુરુષ તેને જોઇ શકતો નથી.

૪૯ જેમ અગ્નિના વિષયભૂત ઇંધણાવડેજ અગ્નિને બાળવાની ઇચ્છા કરનારા મૂર્ખા છે તેમ પ્રત્યક્ષાદિ સર્વ પ્રમાણોને પ્રકાશનારા આત્માને પ્રત્યક્ષાદિ પ્રમાણવડે જાણવાને ઇચ્છનારા મંદબુદ્ધિવાળા અજ્ઞાનીઓ છે.

૫૦ જેમ રાતાં, પીળાં ને ધોળાં ઇત્યાદિ રૂપોના જ્ઞાનમાં નેત્રેન્દ્રિયની પેઠે અન્ય કોઈ ઇંદ્રિય કારણરૂપે જોવામાં આવતી નથી તેમ આત્માના જ્ઞાનમાં વેદનુંજ પ્રમાણપણું છે. અન્ય પ્રમાણોથી તે જ્ઞાન થતું નથી.

૫૧ જેમ પારાવડે અથવા કોઈ ઔષધીના રસવડે વીંધેલું લોઢું લાંબે કાલે પારદની કે ઔષધીના રસની શક્તિ દૂર થવાથી, સુવર્ણરૂપપણું વિનાશ પામવાથી, પુનઃ લોઢાના રૂપને પામે છે, તેવી રીતે

આ અનેક પ્રકારના સુખદુઃખયુક્ત જીવસ્વરૂપ પણ ઉપાસનાદિ સાધનના સામર્થ્યવડે માત્ર નાશ પામ્યા જેવું જણાય છે, પરંતુ તે આત્મજ્ઞાનવિના ખરેખરું વિનાશ પામતું નથી.

પર જેમ દોરડી અને છીપનો સર્પ અને રૂપાની સાથે કલ્પિત સંબંધ છે, તેમ બ્રહ્મનો સર્વ દૃશ્યની સાથે કલ્પિત સંબંધ છે.

પ૩ જેમ સોનાના અજ્ઞાનવાળાં બાળકોને સોનાના વિવર્તપરિણામરૂપ અલંકારમાં તે સુવર્ણથી ભિન્ન નહિ છતાં પણ અલંકારનુંજ જ્ઞાન થાય છે, તેમ બ્રહ્મજ્ઞાનરહિત અવિવેકી મનુષ્યોને આ જગત્‌માં આ સર્વ બ્રહ્મજ છે એવું વાસ્તવિક જ્ઞાન થતું નથી.

પ૪ જેમ "ગાય" એવા શબ્દથી ગાયપણું એવો મુખ્યાર્થ થાય છે, તોપણ તે ગાયપણું અર્થના સંબંધવડે એક ગાયની આકૃતિનો બોધ કરે છે, તેમ "હું" એવા શબ્દનો મુખ્યાર્થ પરમાત્મા છે, પણ ભ્રાંતિવડે અહંકાર પણ, "હું" એવા જ્ઞાનનો અર્થ થાય છે.

પપ જેમ અગ્નિના સંયોગવડે લોઢામાં બાળવાનો તથા પ્રકાશરૂપ ધર્મ પ્રતીત થાય છે, તેમ ચેતનના સંબંધથી અહંકારમાં કર્તાપણું, ભોક્તાપણું ઇ૦ ધર્મો અધ્યાસથી પ્રતીત થાય છે.

પ૬ જેમ આંધળાને સૂર્યવડે પ્રકાશેલું આ જગત્ અંધકારમય જણાય છે, ને નેત્રવાળાને આ જગત્ પ્રકાશમય જણાય છે, તેમ અજ્ઞાની મનુષ્યને આ પરમાનંદના વિવર્તરૂપ જગત્ દુઃખના સમૂહરૂપ પ્રતીત થાય છે, ને જ્ઞાનીને આ જગત્ પરમાનંદરૂપ બ્રહ્મના અનુભવથી પરમાનંદમય પ્રતીત થાય છે.

પ૭ જેમ લોહચુમ્બક કાંઇપણ વિકાર પામ્યાવિના સમીપમાં રહેલા લોઢાને ચલાયમાન કરે છે, તેમ અંતરાત્મા કાંઇપણ વિકાર પામ્યાવિના સમીપમાં રહેલાં બુદ્ધિઆદિને પોતપોતાની ક્રિયામાં જોડે છે.

પ૮ જેમ સૂર્યાદિ પ્રકાશવિના ઘટાદિ પદાર્થોનું જ્ઞાન કોઇપણ દેશમાં કોઇપણ સમયે થતું નથી, તેમ આત્મસ્વરૂપના તથા જડસ્વરૂપના વિવેકરૂપ વિચારવિના કર્મ ને ઉપાસનારૂપ અન્ય સાધનોવડે મનુષ્યને આત્માથી અભિન્ન બ્રહ્મનું જ્ઞાન કદી પણ પ્રાપ્ત થતું નથી.

૫૯ જેમ માટીમાં ઘડો એવું નામ, સોનામાં કુંડલ એવું નામ ને છીપમાં રૂપું એવું નામ છે તેમ બ્રહ્મમાં જીવ એવું નામ છે.

૬૦ જેમ પ્રસિદ્ધ આકાશમાં આસમાનીપણું, નિર્જલભૂમિમાં (રણમાં) મૃગજલ, ને ઝાડના ઠુંઠામાં પુરુષપણું મિથ્યા છે તેમ ચેતનરૂપ આત્મામાં જગત્ મિથ્યા છે.

૬૧ જેમ મનુષ્યરહિત સ્થાનમાં વૈતાલ (ભુત), જેમ આકાશમાં ગંધર્વોનું નગર (સમુદ્રતટની સમીપના આકાશમાં નગરના જેવી દેખાતી વાદળાંઓની રચના) ને આકાશમાં બે ચંદ્રપણું મિથ્યા છે તેમ બ્રહ્મમાં જગતની સ્થિતિ મિથ્યા છે.

૬૨ જેમ જલજ તરંગો ને લહેરોરૂપે સ્પષ્ટ ભાસે છે તથા તાંબું વાસણરૂપે ભાસે છે, તેમ આત્મપણું બ્રહ્માંડના સમૂહરૂપે ભાસે છે.

૬૩ જેમ પૃથિવી ઘટનામવડે અને તંતુઓ પટનામવડે ભાસે છે, તેમ ચૈતન્ય જગત્નામવડે ભાસે છે.

૬૪ જેમ ઘડાનું ને માટીનું કાર્યપણું ને કારણપણું સ્પષ્ટ જોવામાં આવે છે તેમ શ્રુતિ ને યુક્તિવડે, જગતનું વિવર્તકાર્ય પણું ને બ્રહ્મનું વિવર્તોપાદાનકારણપણું સિદ્ધ થાય છે.

૬૫ જેમ લાકડાંઓ ઘરરૂપેજ ને લોઢાપણું તલવારવડેજ તે બન્નેના સ્વરૂપને નહિ જાણનારે નક્કી કરેલ છે, તેમ અજ્ઞાનીએ આત્મા દેહરૂપે નક્કી કરેલ છે.

૬૬ જેમ કોઇ એક પુષ્પને પવનના વા કોઈ ઘનપદાર્થના વેગપૂર્વક લાગવાથી તેમાંથી ઉત્પન્ન થતો જે શબ્દ, તેનો કોમલ આદિ જે સ્પર્શ, તેનું રાતું આદિ જે રૂપ, તેમાં રહેલો જે રસ તથા તેમાં રહેલો જે ગંધ એ પાંચે વિષયો પૃથક્ છતાં પણ તે પુષ્પ એકજ છે તેમ જાગ્રત્માં પ્રતીત થતા શબ્દાદિ વિષયો ભિન્ન છતાં પણ તે વિષયોનું ઇંદ્રિયોદ્વારા અંતઃકરણની વૃત્તિને જે જ્ઞાન થાય છે તે જ્ઞાન–(જડવૃત્તિરહિત શુદ્ધજ્ઞાન)–સ્વભાવ એકજ છે.

૬૭ જેમ લોટો, ઘડો, ગોળો, ઘર અને મેઘ એ પાંચે ઉપાધિઓ પૃથક્ છતાં પણ તેમાં રહેલું આકાશ એકજ છે, તેમ શબ્દાદિ પાંચે

વિષયો પૃથક્ છતાં એ પાંચે વિષયોનું ચેતનરૂપ જ્ઞાન પૃથક્ નથી, કિંતુ એકજ છે.

૬૮ જેમ એકજ દિવસમાં થનારી જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાનું જ્ઞાન એકજ છે તેમ બીજા દિવસમાં પણ જાગ્રદાદિ ત્રણે અવસ્થાના વિષયો જૂદા જૂદા છતાં પણ તે તે વિષયોનું જ્ઞાન એકજ છે.

૬૯ દીવો જેમ પોતાના સદ્‌ભાવને જણાવે છે, તેમ જ્ઞાન પણ પોતાના સદ્‌ભાવને જણાવે છે.

૭૦ જેમ વેદનો પાઠ કરનારાના સમૂહમાં પાઠ કરનારા પોતાના પુત્રના અધ્યયનનો શબ્દ વેદશાળાની બહાર રહેલા તેના પિતાને સામાન્ય-રૂપે સંભળાતાં છતાં પણ તે વિશેષરૂપે પ્રતીત થતો નથી, તેમ આત્માના પરમાનંદપણાનું સામાન્યરૂપે ભાન થયા છતાં પણ તેનું વિશેષરૂપે અભાન સંભવી શકે છે. અર્થાત્ આત્માના અસ્પષ્ટ પરમાનંદપણાના ભાનમાં પણ પ્રતિબંધને લઇને તેના સ્પષ્ટ પરમાનંદપણાનું અભાન સંભવી શકે છે.

૭૧ જેમ નદીના પ્રવાહમાં તણાતો કીડો એક વમળમાંથી બીજા વમળમાં જઇને દુઃખનોજ અનુભવ કર્યા કરે છે, પણ સુખને પ્રાપ્ત થતો નથી, તેમ કર્મો કરવામાટે સંસારના ભોગો ભોગવનારો અને સંસારના ભોગો ભોગવવામાટે કર્મો કરનારો જીવ પણ જન્મમરણની પરંપરામાં તણાઇને દુઃખનોજ અનુભવ કર્યા કરે છે, ક્યારેય સ્થાયી શાંતિસુખનો અનુભવ કરતો નથી.

૭૨ જેમ એક કીડાના પૂર્વના પુણ્યનો વિપાક થવાથી કોઈ દયાના ભંડારરૂપ પુરુષે નદીમાંથી બહાર કાઢેલો તે કીડો નદીના કાંઠા પર ઝાડની છાયાને પામીને ઘણું સુખ થાય તેવી રીતે વિશ્રાંતિ લે છે, તેમ જીવના પુણ્યકર્મનો ઉદય થવાથી આત્મતત્ત્વના અનુભવી શ્રીસદ્‌ગુરુપાસેથી આત્મસ્વરૂપનો ઉપદેશ–આત્મસ્વરૂપનું નિરૂપણ કરનારાં વેદાંતના 'તત્ત્વમસિ'આદિ મહાવાકયોનો બોધ–પ્રાપ્ત કરીને અન્નમયાદિ પાંચ કોશોથી આત્માનો વિવેક કરવાવડે જીવ પરમાનંદને પ્રાપ્ત થાય છે.

૭૩ જેમ રેશમનો કીડો પોતાના શરીરમાંથી તાંતણો કાઢીને તેમાં

પોતે બંધન પામી દુઃખનો અનુભવ કરે છે તેમ જીવ અન્નમયાદિ પાંચ કોશોથી ઢંકાઇને એટલે તેમાં આત્મપણાની ભ્રાંતિ કરીને પોતાના અખંડાનંદસ્વરૂપનું વિસ્મરણ કરી સંસારમાં ભ્રમણ કરે છે.

૭૪ જેમ મુંજનામના ઘાસમાંથી તેમાં રહેલી શલાકા (રાડું) યુક્તિવડે (પાંદડાંને પૃથક્ કરીને) બહાર કાઢવામાં આવે છે, તેમ બુદ્ધિનું વિષયોથી રક્ષણ કરનાર મુમુક્ષુપુરુષોએ અન્વય અને વ્યતિરેકરૂપ યુક્તિવડે ત્રણ શરીરથી પૃથક્ કરેલો પોતાનો આત્મા પરબ્રહ્મરૂપજ થાય છે.

૭૫ જેમ સૂર્યને અંધારાથી યુક્ત કહેવાય નહિ તેમ શૂન્યને સત્‌ના સંબંધવાળું કહેવાય નહિ, અને સૂર્યને જેમ અંધકારરૂપ કહેવાય નહિ તેમ શૂન્યને સદ્રૂપ પણ કહેવાય નહિ.

૭૬ જેમ અગ્નિમાં રહેલી શક્તિ અગ્નિનો સ્પર્શ કરતાં ફરફોલો થવાથી જાણવામાં આવે છે, તેમ બ્રહ્મને આશરે રહેલી શક્તિ-માયા-તેના આકાશાદિ કાર્યોથી અનુમાનવડે જાણવામાં આવે છે.

૭૭ જેમ ઘટાદિ વાસણોને ઉત્પન્ન કરનારી શક્તિ માટીના એકદેશરૂપ ચીકણી ભીની માટીમાં રહે છે, તેમ માયા બ્રહ્મના એક ભાગમાં રહે છે.

૭૮ જેમ ભીંત ઉપરના રંગો ભીંત ઉપર વિવિધ ચિત્રોની કલ્પના કરાવે છે તેમ સદ્‌બ્રહ્મને આશરે રહીને માયા સદ્રૂપ-બ્રહ્મમાં આકાશાદિ વિવિધ કાર્યોની કલ્પના કરાવે છે.

૭૯ જેમ સાકર ને ગોળ ઇ. મધુરતાવાળા પદાર્થમાં મધુરતા સ્વભાવથીજ રહી છે, તેને મધુરતા આપનાર બીજો કોઇ પદાર્થ નથી, તેમ આત્મામાં જ્ઞાન સ્વભાવથીજ રહેલું છે, તેને જ્ઞાન આપનાર બીજું કોઇ નથી.

૮૦ જેમ ઘટાદિ વિષયોની અને ઘટાદિ આકારે થએલી અંતઃકરણની વૃત્તિઓની ઉપેક્ષા કરવાથી નિરુપાધિક બ્રહ્મનું જ્ઞાન થાય છે તેમ અન્નમય આદિ પાંચ કોશો અનાત્મા છે એવી વિવેકબુદ્ધિવડે તેમનો પરિત્યાગ કરવાથી સાક્ષીનું જ્ઞાનસ્વરૂપ બાકી રહે છે.

૮૧ જેમ ઘરમાંથી આકારવાળા સર્વ પદાર્થો બહાર કાઢી નાખતાં તેમાં એક આકાશ બાકી રહે છે, આકાશને ઘરની બહાર કાઢી શકાતું નથી, તેમ આત્મામાં કલ્પિત રીતે રહેલા બાધ કરવાયોગ્ય સર્વનો

બાધ કરતાં છેવટે દેહેંદ્રિયાદિ સર્વ પદાર્થનો બાધ કરનારો આત્મા બાકી રહે છે. એ સાક્ષીનો બાધ કોઈ પણ પદાર્થ કરી શકતો નથી.

૮૨ જેમ કોઇ ઐંદ્રજાલિકે ઉપજાવેલા ગંધર્વનગર આદિવડે આકાશનો વિભાગ થતો નથી, તેમ માયારૂપ ઐંદ્રજાલિકે ઉપજાવેલા દેશ, કાલ અને વસ્તુવડે બ્રહ્મનો પરિચ્છેદ થતો નથી.

૮૩ જેમ દેશકાલાદિવડે બ્રહ્મમાં પરિચ્છેદ થતો નથી તેમ જીવ અને ઈશ્વરવડે પણ બ્રહ્મમાં પરિચ્છેદ થતો નથી કેમકે જીવપણું અને ઈશ્વરપણું બ્રહ્મમાં અવિદ્યાવડે અને માયાવડે કલ્પિત છે.

૮૪ જેમ એક મનુષ્ય પોતાના પુત્રની અપેક્ષાએ પિતા અને પોતાના પૌત્રની અપેક્ષાએ પિતામહ થાયે છે તેમ એકજ બ્રહ્મ પાંચકોશરૂપ ઉપાધિથી જીવભાવને પામે છે અને માયારૂપ ઉપાધિથી ઈશ્વરભાવને પામે છે.

૮૫ જેમ એકજ સ્ત્રી તેના પિતાની દીકરી અને તેના ધણીની પત્ની ગણાય છે, તેમ આ જગત્ પરમાત્માનું કાર્ય અને જીવનું ભોગ્ય મનાય છે.

૮૬ જેમ અગ્નિમાંથી તણખા ઊડે છે, તેમ અવિનાશી પરમાત્મામાંથી ઘણા પ્રકારના સ્થાવરજંગમ પદાર્થો ઉપજે છે.

૮૭ જેમ ઈશ્વરરચિતમણિ એક પ્રકારનો છતાં તે મણિ જેને પ્રાપ્ત થાય છે તેને તેથી આનંદ થાય છે, બીજાને ઇચ્છા છતાં તેની પ્રાપ્તિ ન થવાથી ખેદ કે ક્રોધ થાય છે. અને વિરાગયુક્ત અંતઃકરણવાળા ત્રીજા પુરુષને તેમાં ઉદાસીનભાવ રહે છે, તેમ ઇશ્વરરચિતજગત્ એક પ્રકારનું છતાં તેમાં જીવોને વિવિધ ભોગ થાય છે.

૮૮ જેમ અગ્નિ ઉપર તાંબા આદિ ધાતુને રાખી, તેનો પ્રવાહી રસ કરી, બીબામાં નાંખવાથી તે ધાતુનો બીબા પ્રમાણે આકાર થાય છે તેમ ચિત્ત પદાર્થના સંયોગથી પદાર્થને આકારે થાય છે.

૮૯ જેમ સાકાર વસ્તુને પ્રકાશનારો સૂર્યાદિનો પ્રકાશ તે તે પદાર્થને આકારે થયેલો જણાય છે તેમ સર્વ પદાર્થોને પ્રકાશનારું અંતઃકરણ પદાર્થોને આકારે થાય છે.

૯૦ જેમ કોઈ મનુષ્યનો પુત્ર દૂરદેશમાં ગયો હોય ત્યાં તે પ્રસન્નતા-

પૂર્વક જીવતો હોય, છતાં પણ કોઈ ઠગ માણસ તેના પિતાને કહે કે તમારો પુત્ર બહુ દુઃખી થઈને મરણ પામ્યો, એ સાંભળી તેનો પિતા તે ઠગનાં વચનો સાચાં માનીને પોતાનો પૂત્ર મરી ગયો છે એમ ધારી રુદન કરવા લાગે છે, અને જો પરદેશમાં તેનો પુત્ર મરણ પામ્યો હોય, પણ જ્યાંસુધી તેના પિતાના જાણવામાં તેના મરણની વાત ન આવી હોય ત્યાંસુધી તે પ્રસન્ન રહે છે, તેમ મનોમયપદાર્થના નાશથી જીવને દુઃખનો અનુભવ થાય છે અને મનોમયપદાર્થના સદ્ભાવથી જીવને દુઃખનો અનુભવ થતો નથી.

૯૧ જેમ પ્રવાસી મનુષ્ય રસોઈ થઈ રહ્યા પછી અર્ધબળેલાં લાકડાં ત્યજી દે છે, તેમ મુમુક્ષુપુરુષ બ્રહ્મને જાણીને શાસ્ત્રમાં રહેલી આસક્તિનો પરિત્યાગ કરે છે.

૯૨ જેમ ખેડુત અનાજને ગ્રહણ કરીને પરાળનો ત્યાગ કરે છે, તેવી રીતે શાસ્ત્રોક્ત જ્ઞાન મેળવવા અને બ્રહ્માનુભવ મેળવવા પ્રવૃત્ત થયલા વિવેકી પુરુષે ગ્રંથનો અભ્યાસ કરી બ્રહ્મનો સાક્ષાત્કાર થયા પછી ગ્રંથમાં રહેલી આસક્તિનો સંપૂર્ણ ત્યાગ કરવો જોઇએ.

૯૩ જેમ કામક્રોધાદિ તીવ્ર અશાસ્ત્રીય દ્વૈત અપકાર કરે છે તેમ મનોરાજ્યરૂપ મંદ અશાસ્ત્રીય દ્વૈત પણ પરંપરાવડે અપકાર કરનારું થાય છે.

૯૪ જેમ રાહુનું માથું રાહુથી ભિન્ન નથી તેમ બ્રહ્મવેત્તા પુરુષ વસ્તુતાએ બ્રહ્મથી ભિન્ન નથી.

૯૫ જેમ જે વસ્ત્રપર ચિત્ર કાઢેલાં હોય છે તેવા વસ્ત્રની ધોયેલી, ખેળ ચઢાવેલી, આળખેલી અને આળખેલાં ચિત્રોમાં રંગ પૂરેલી એવી ચાર અવસ્થા હોય છે તેમ પરમાત્માની બ્રહ્મ, અંતર્યામી, સૂત્રાત્મા અને વિરાટ્ એવી ચાર અવસ્થા છે.

૯૬ જેમ ચિત્રેલાં લુગડાંમાં ચિત્રો પ્રતીત થાય છે તેમ બ્રહ્મમાં આ સ્થાવરજંગમ જગત્ પ્રતીત થાય છે.

૯૭ જેમ અજ્ઞાની મનુષ્યો વસ્ત્રાભાસમાં (ચિત્રમાં કલ્પેલાં વસ્ત્રોમાં) રહેલા રંગોને આધારભૂત વસ્ત્રોમાં રહેલા છે એમ કહે છે તેમ તે

અજ્ઞાનીઓ ચિદાભાસરૂપ જીવમાં રહેલા જન્મમરણરૂપ સંસારને ચેતનમાં એટલે બ્રહ્મમાં રહેલો માને છે.

૯૮ જેમ ચિત્રમાંના પર્વતાદિ પદાર્થોને વસ્ત્રોનો દેખાવ કરવામાં આવતો નથી તેમ જગતમાં રહેલી માટી આદિ જડપદાર્થોમાં ચેતનનો આભાસ કલ્પવામાં આવતો નથી.

૯૯ જેમ ઘટાકાશ, જલાકાશ, મેઘાકાશ અને મહાકાશ એ ચારે વિભાગો મહાકાશમાં કલ્પાય છે તેમ ચેતનમાં પણ બ્રહ્મથી અભિન્ન આત્માનું સ્વરૂપ સમજવા માટે કૂટસ્થ, જીવ, ઈશ્વર અને બ્રહ્મ એવા ચાર વિભાગ કલ્પાય છે.

૧૦૦ જેમ પાણીથી ભરેલા ઘડાએ રોકેલું આકાશ ઘટાકાશ કહેવાય છે તેમ ત્રણ શરીરે રોકેલું ચેતન કૂટસ્થ કહેવાય છે.

૧૦૧ જેમ પાણીથી ભરેલા ઘડામાં પડતું આકાશનું પ્રતિબિંબ, પાણીથી ભરેલો ઘડો અને પાણીથી ભરેલા ઘડાએ રોકેલું આકાશ જલાકાશ કહેવાય છે, તેમ અજ્ઞાનના અંશસહિત બે શરીર, તેને રોકેલું ચેતન અને તેમાં પડેલો ચેતનનો આભાસ એ ત્રણ મળીને જીવ કહેવાય છે.

૧૦૨ જેમ વાદળું, તેમાં પડેલું આકાશનું પ્રતિબિંબ અને વાદળાંએ રોકેલું આકાશ મેઘાકાશ કહેવાય છે, તેમ માયા, માયામાં પડેલું ચેતનનું પ્રતિબિંબ ને માયાએ રોકેલું ચેતન ઈશ્વર કહેવાય છે.

૧૦૩ જેમ બ્રહ્માંડની અંતર ને બહાર રહેલું આકાશ મહાકાશ કહેવાય છે તેમ માયાની અંતર ને બહાર વ્યાપી રહેલું ચેતન બ્રહ્મ કહેવાય છે.

૧૦૪ જેમ જલાકાશવડે ઘટાકાશ ઢંકાઈ ગયેલા જેવું થાય છે તેમ ચિદાભાસવડે કૂટસ્થ ઢંકાઈ ગયેલા જેવો થાય છે.

૧૦૫ જેમ દિવસે દૂર રહેલી છીપમાં રૂપાની ભ્રાંતિ થાય છે તેમ કૂટસ્થમાં ચિદાભાસસહિત ત્રણ શરીરની ભ્રાંતિ થાય છે.

૧૦૬ ભ્રાંતિકાલે છીપમાં જેમ રૂપું એવું નામ આરોપાયલું છે, તેમ ભ્રાંતિકાલે કૂટસ્થમાં હું એવું નામ આરોપાયલું છે.

૧૦૭ જેમ છીપની નીચેનો આસમાની ભાગ અને ત્રિકોણપણું ભ્રાંતિકાલે છીપમાં તિરોધાન પામેલાં છે તેમ અસંગપણું ને આનંદપણું ઇ૦ ભ્રાંતિકાલે કૂટસ્થમાં પણ તિરોધાન પામેલાં છે.

૧૦૮ જેમ ચેતનરૂપ ચિદાભાસ કૂટસ્થરૂપ આત્મામાં ભ્રમથી કલ્પાયેલો છે તેમજ જડરૂપ ઘટાદિ પદાર્થ પણ ત્યાંજ એટલે કૂટસ્થમાંજ ભ્રમવડે કલ્પાયેલો છે.

૧૦૯ જેમ જે વસ્ત્રપર ચિત્રો કાઢેલાં છે તે વસ્ત્રને જો પહોળું કરીએ તો તેમાં ચિત્રો પ્રતીત થાય છે, અને જો તે વસ્ત્રને વીંટી લઈએ તો તેમાં તે ચિત્રો પ્રતીત થતાં નથી, તેમ માયા પોતાના વિકાસકાલમાં એટલે જગત્‌ની ઉત્પત્તિના કાલમાં અને તેની સ્થિતિના કાલમાં જગત્‌ને પોતામાં પ્રતીત કરાવે છે એટલે તે વેળા જગત્ જણાય છે, અને પ્રલયકાળે એટલે પોતાના સંકોચકાળમાં જગત્‌ને પોતામાં લીન કરી દે છે, એટલે તે કાળે જગત્ જણાતું નથી.

૧૧૦ જેમ પ્રકાશરૂપવાળા સૂર્યચંદ્રવિના રાહુની પ્રતીતિ થતી નથી, તેમ ચૈતન્યવિના માયાની પ્રતીતિ થતી નથી.

૧૧૧ જેમ પાણીમાં પ્રવાહીપણું, અગ્નિમાં ઉષ્ણપણું અને પથ્થરમાં કઠિનપણું પોતાથીજ સિદ્ધ છે તેમ આશ્ચર્યના ભંડારરૂપ માયામાં લૌકિક રીતે ન ઘટી શકે એવું કાર્ય કરવાનું બલ સ્વતઃસિદ્ધ છે.

૧૧૨ જેમ બીજમાં સૂક્ષ્મરૂપે વૃક્ષ રહે છે, તેમ જાગ્રત્‌નું અને સ્વપ્નનું જગત્ સુષુપ્તિઅવસ્થામાં અનુભવાતી માયામાં લીન થયેલું હોય છે.

૧૧૩ જેમ આકાશમાં રહેલ સૂક્ષ્મજલના સમૂહરૂપ વાદળામાં આકાશના અસ્પષ્ટ આભાસનું અનુમાન કરાય છે તેમ બુદ્ધિમાં રહેલી વાસનાઓમાં ચેતનના અસ્પષ્ટ આભાસનું અનુમાન કરાય છે.

૧૧૪ જેમ ઉપાદાનકારણપણાવડે તાંતણો લુગડામાં સ્થિત છે તેમ સર્વ-ના ઉપાદાન કારણરૂપપણાથી આ પરમાત્મા સર્વ પ્રાણિપદાર્થમાં રહેલા છે.

૧૧૫ જેમ ફેલાવેલું ચિત્રપટ પોતામાં રહેલાં ચિત્રોને પ્રગટ કરે છે તેમ પ્રાણીઓનાં કર્મોનું ફલ દેવા માટે આ પરમાત્મા પોતાનામાં વિલીન થયેલા (બીજરૂપે સૂક્ષ્મ થઈને રહેલા) સર્વ જગત્‌ને પુનઃ પ્રકટ કરે છે.

૧૧૬ જેમ સંકેલી લીધેલા ચિત્રપટમાં સર્વ ચિત્રો લીન થઈ જાય છે, અર્થાત્ તે મનુષ્યને દેખાતાં બંધ થઈ જાય છે, તેમ પ્રાણીઓનાં ફલ આપનારાં કર્મોનો સમયને માટે ક્ષય થવાથી પરમાત્મા પોતાના સ્વરૂપમાં આ સમગ્ર જગત્‌ને પુનઃ લીન કરી દે છે.

૧૧૭ જેમ ખેળ ચઢાવેલું વસ્ત્ર, ધોઇને ઢાબરેલા વસ્ત્રની સાથે ભ્રાંતિવડે એકપણાને પામેલા જેવું જણાય છે, અર્થાત્ ખેળ ચઢાવેલા ને ધોઇને ઘાટેલા વસ્ત્રમાં સ્થૂલદૃષ્ટિવાળાને ભેદ જણાતો નથી, તેમ માયારૂપ ઉપાધિવાળા ને માયારૂપ ઉપાધિરહિત બ્રહ્મ એ બન્ને વસ્તુતાએ ભિન્ન છતાં પણ સ્થૂલદૃષ્ટિવાળાને ઈશ્વરનો ને બ્રહ્મનો ભેદ જણાતો નથી.

૧૧૮ જેમ શાસ્ત્રસંસ્કારવિનાના સ્થૂલદૃષ્ટિવાળા મનુષ્યોવડે મેઘાકાશનું ને મહાકાશનું પૃથક્કરણ કરી શકાતું નથી, અર્થાત્ મેઘાકાશ ને મહાકાશ ભિન્ન છે એમ તેમનાથી સમજી શકાતું નથી, તેમ જાડી બુદ્ધિવાળા અવિચારી મનુષ્યો બ્રહ્મનું ને ઈશ્વરનું એકપણું જુએ છે, અર્થાત તે એનો ઉપાધિકૃત ભેદ છતાં પણ તેઓ તે ભેદને સમજી શકતા નથી.

૧૧૯ જેમ સર્વભાણીથી અંકુરવાળો ધાન્યનો છોડ કિંવા નવો ઉપજેલો શાકનો છોડ વા શાકનો સમૂહ કે વેલો કોમલ હોય છે, તેમ આ જગત્‌નો અંકુર–હિરણ્યગર્ભ–અતિકોમલ હોય છે.

૧૨૦ જેમ સૂર્યના પ્રકાશવડે સ્પષ્ટ પ્રતીત થનારું આ જગત્, અથવા યથાયોગ્ય રંગ પૂરેલું ચિત્રપટ અથવા ફલવાળો થયેલો ધાન્યનો છોડ સ્પષ્ટ પ્રતીત થાય છે, તેમ સ્પષ્ટશરીરવાળા ભગવાન્ વિરાટ્ પ્રતીત થાય છે.

૧૨૧ જેમ પોતાની જાગ્રદાવસ્થા થયાવિના પોતાને પ્રતીત થયેલું કલ્પિત સ્વપ્ન નાશ પામતું નથીજ, તેમ કલ્પિત સંસારની નિવૃત્તિરૂપ મોક્ષ તો બ્રહ્મસ્વરૂપના અપરોક્ષજ્ઞાનથીજ થાય છે, બીજા કોઈ ઉપાયથી સાક્ષાત્ મોક્ષલાભ થતો નથી.

૧૨૨ જેમ જલાકાશ ને મેઘાકાશ જલ ને મેઘ આ ઉપાધિને વશ હોય છે, પણ જલના ને મેઘના આધારરૂપ જે ઘટાકાશ ને મહાકાશ તે તો અત્યંત નિર્મલ છે, તેમ આનંદમય (ઈશ્વર) ને વિજ્ઞાનમય

(જીવ) માયારૂપ અને બુદ્ધિરૂપ ઉપાધિને વશ હોય છે, પણ તે બન્નેનું અધિષ્ઠાન જે બ્રહ્મ ને કૂટસ્થ તે તો અત્યંત નિર્મલ છે.

૧૨૩ જેમ આત્માને અદૃઢ રીતે જાણ્યા છતાં પણ પાપના બહુપણાથી મનુષ્યને અસંતોષ રહે છે, તેમ જડચેતનની ગ્રંથિનો ભેદ થયા છતાં પણ, અર્થાત્ આત્મસાક્ષાત્કાર થયા છતાં પણ પ્રારબ્ધકર્મના દોષથી જ્ઞાનીઓના અંતઃકરણમાં ઇચ્છાઓ સંભવી શકે છે.

૧૨૪ જેમ મંદપ્રારબ્ધકર્મથી ઉપજેલા સ્થૂલશરીરના રોગાદિ, જ્ઞાનના ફલરૂપ મોક્ષમાં પ્રતિબંધ કરતા નથી, તેમ મંદપ્રારબ્ધકર્મના ફલરૂપ બાધ પામીને અંતઃકરણમાં રહેલા અદૃઢ રાગાદિરૂપ દોષ પણ, જ્ઞાનના ફલરૂપ મોક્ષમાં પ્રતિબંધ કરતા નથી.

૧૨૫ જેમ સોનાની બેડી પગમાં પહેરી હોય તો તે મનુષ્યને દોડવામાં ને ચાલવામાં બંધન કરે છે, તેમ લોઢાની બેડી પહેરી હોય તો તેપણ મનુષ્યને દોડવામાં ને ચાલવામાં બંધન કરે છે. લોઢાની બેડી વ્યવહારમાં નઠારી ગણાય અને સોનાની બેડી વ્યવહારમાં સારી ગણાય, પણ તે બન્ને બેડીરૂપ હોવાથી મનુષ્યને પ્રતિબંધરૂપ થાય છે, તેમ અંતઃકરણનું સહિતપણું એ જીવના ઉપાધિરૂપ ગણાય છે અને અંતઃકરણનું રહિતપણું એ બ્રહ્મના ઉપાધિરૂપ ગણાય છે. બન્નેમાં ઉપાધિરૂપ ધર્મ સરખો છે.

૧૨૬ જેમ દૃષ્ટફલવાળા (ક્ષુધા નિવૃત્તિ) ભોજનરૂપ કર્મમાં કોઈ પણ પ્રકારના નિયમપાલનની અપેક્ષા નથી, માત્ર ભોજનનીજ અપેક્ષા છે, તેમ અજ્ઞાન આદિની નિવૃત્તિમાં કોઈ પણ નિયમપાલનની અપેક્ષા નથી માત્ર આત્મા દેહાદિથી ભિન્ન છે અને જગત્ મિથ્યા છે એવી ભાવનાનીજ અપેક્ષા છે, કેમકે તે ભાવનાનું ફલ શાસ્ત્રોક્ત પ્રયત્ન કરનારને પ્રત્યક્ષ થનારૂં છે.

૧૨૭ જેમ કોઈ ગામ જવાને નીકળેલા બે પ્રવાસીઓ માર્ગમાં સાથે ચાલનારા હોય, તે બન્નેને થાક સરખો લાગ્યા છતાં પણ તેમાંનો એક પ્રવાસી ગામનું સમીપપણું જાણતો છતો ધીરજથી તે ગામભણી ઊતાવળો ચાલે છે, અને બીજો પ્રવાસી તો હજુ ગામ કેટલુંય છેટે

હશે એમ ધારી શંકબુદ્ધિવાળો થયો છતો માર્ગમાંજ ઊભો રહે છે, વા બેસી જાય છે, તેમ બ્રહ્મજ્ઞાની પોતાના પ્રારબ્ધકર્મનું ફલ અંતવાળું છે એમ સમજીને ધૈર્યથી પોતાના પ્રારબ્ધકર્મના ફલને ભોગવે છે, અને બીજો અજ્ઞાની મનુષ્ય પ્રારબ્ધકર્મના ફલરૂપ ભોગથી મુંઝાઈ જાય છે.

૧૨૮ જેમ માયાવીએ પોતાની માયાવડે નિર્માણ કરેલા કોઇ ગંધર્વ-નગરમાં આ સર્વ પદાર્થો માયાવીએ પોતાની માયાવડે ઉત્પન્ન કરેલા છે એમ જાણનારો પુરુષ તેમાંના કોઈ પદાર્થની ઇચ્છા કરતો નથી, પરંતુ તે પદાર્થોને જોઇને હસતો છતો તેનો ત્યાગ કરવાની ઇચ્છા કરે છે; તેમ અવિચારથી રમણીય લાગનારા ભોગોમાં, આ સર્વ ભોગો મિથ્યા છે એવો સ્થિરવિચારવાળો પુરુષ, અનુરાગ પામતો નથી, પરંતુ દોષદૃષ્ટિવડે (આ સર્વ ભોગો મિથ્યા, કુત્સિત અને દુઃખદ છે એવા દોષદર્શનવડે) એ સર્વ ભોગોને ત્યજવાની ઇચ્છા કરે છે.

૧૨૯ જેમ ભૂખવડે પીડા પામનારો મનુષ્ય ઝેર ખાવાની ઇચ્છા કરતો નથી, અને મિષ્ટાન્નભોજનથી જેની ભૂખ નિવૃત્ત થઈ ગઈ છે એવો વિવેકી પુરુષ તે ઝેરને જાણતો છતો તે ખાવાને ઇચ્છતો નથી, તેમ બ્રહ્મવેત્તા પુરુષને જો પ્રારબ્ધકર્મના પ્રબલપણાથી વિષયસેવન પ્રાપ્ત થાય તોપણ તેઓ રાજાએ વેઠે પકડેલા મનુષ્યની પેઠે અંતઃકરણમાં ક્લેશ પામતા છતાંજ પ્રાપ્ત વિષયને ભોગવે છે, પણ તે વિષયસેવનમાં અજ્ઞાનીની પેઠે તેમને ઉત્સાહ પ્રકટતો નથી.

૧૩૦ જેવી રીતે આ ચોર છે એમ સારી રીતે ઓળખીને સેવેલો ચોર સેવનાર મનુષ્યની મૈત્રીને પામે છે, પણ ચોરપણાને પામતો નથી, અર્થાત્ તેની સાથે તે ચોરની પેઠે વર્તતો નથી, તેવી રીતે સારી રીતે ઓળખીને, અર્થાત્ આ વિષયનું આવું અપકારક સ્વરૂપ છે, અને આટલા પ્રયત્નવડે તે પ્રાપ્ત થાય છે, આવા વિવેકવડે ભોગવેલો ભોગ ભોક્તાના સંતોષને માટે થાય છે, પણ તૃષ્ણાને વધારનારો થતો નથી.

૧૩૧ જેમ શત્રુએ પરાભવ કરીને જેનું સર્વ રાજ્ય જિતી લીધું હોય તેવો રાજા જો તેને એક ગામ મળે તોપણ સંતોષ પામે છે અને જેને શત્રુઓએ ઘેરીને તાબામાં લીધો નથી, તેવો રાજા પોતાના વિસ્તારવાળા

દેશને પણ ઘણો માનતો નથી, તેમ વિવેકીપુરુષ થોડા ભોગને પણ ઘણો માને છે અને અવિવેકીપુરુષ ઘણો ભોગ ભોગવીને પણ સંતોષ પામતો નથી.

૧૩૨ જેમ ભુંજેલાં બીજો સ્વરૂપે વિદ્યમાન છતાંપણ અંકુર ઉપજાવવારૂપ કામ કરવાને સમર્થ થતાં નથી, તેમ બ્રહ્મવેત્તાની ઇચ્છા પણ તેવીજ જાણવી. તેમને તે ઇચ્છા સ્વરૂપે વિદ્યમાન છતાં પણ દૃશ્યપદાર્થના અસત્‌પણાના જ્ઞાનથી રાગની વૃદ્ધિ કરવારૂપ અથવા વિપત્તિરૂપ કાર્ય કરવામાં સમર્થ થતી નથી.

૧૩૩ જેમ ભુંજેલું બીજ ઊગી શકતું નથી પણ તે ખાવાને માટે ઉપયોગી થાય છે, તેમ બ્રહ્મવેત્તાની ઇચ્છા પણ થોડો ભોગ કરનારી થાય છે પણ રાગની વૃદ્ધિવડે ઘણું દુઃખ આપનારી થતી નથી.

૧૩૪ જેમ મનુષ્યો પ્રતીત થતા ઇંદ્રજાલના પદાર્થના સ્વરૂપનું અદર્શન નહિ કરીને આ તો ઇંદ્રજાલ છે એવી રીતે જાણે છે, તેમ પ્રારબ્ધકર્મવડે પ્રાપ્ત થયેલા ભોગનું અદર્શન નહિ કરીને બ્રહ્મવેત્તામાં ભોગના મિથ્યાપણાની બુદ્ધિ સંભવી શકે છે.

૧૩૫ જેમ શાસ્ત્રસંસ્કારવિનાનો મનુષ્ય, સુગંધવાળા પુષ્પની માલા, ચંદન, સ્ત્રી, વસ્ત્ર અને સોના આદિમાં સાવધાન રહે છે અથવા તેનું નિરંતર સ્મરણ કર્યા કરે છે, તેમ મોક્ષની ઇચ્છાવાળો પુરુષ ભોક્તાના મુખ્યસ્વરૂપભૂત આત્મામાં સાવધાન રહે છે, અર્થાત્ આત્માના સ્વરૂપનું નિરંતર સ્મરણ કર્યા કરે છે.

૧૩૬ જેમ લાંબા સમયસુધી નિરંતર આદરપૂર્વક અભ્યાસ કરવાથી, શાસ્ત્રાર્થમાં બીજાનો પરાજય કરવા ઇચ્છનાર, સ્વર્ગની પ્રાપ્તિની ઇચ્છા કરનાર અને ચિત્તની એકાગ્રતાની ઇચ્છા કરનાર પુરુષોને, અભ્યાસના ચાતુર્યથી પોતપોતાના વિષયોમાં કુશલપણું બહુ વૃદ્ધિ પામે છે, તેમ આ આત્માનો ને અનાત્માનો વિવેક કરવાથી જડચેતનના વિવેકમાં કુશલપણું બહુ વૃદ્ધિ પામે છે, અર્થાત્ શરીરાદિથી આત્મા અત્યંત ભિન્ન છે એવો સ્પષ્ટ બોધ થાય છે.

૧૩૭ જેમ તાંતણાઓથી વસ્ત્ર, ઘેટાના વાળોથી એટલે ઊનથી કામળો અને માટીથી ઘડો વિયોગ પામતાં નથી, અર્થાત્ તે ઉપાદાનકારણ

હોવાથી તેના વિના તે રહી શક્તાં નથી, તેમ શરીરના ઉપાદાનકારણ-રૂપ તાપોથી પણ આ શરીર વિયોગ પામતું નથી, અર્થાત્ તાપોને અભાવે તે શરીરો રહી શક્તાં નથી.

૧૩૮ જેમ કોઈ ગૃહસ્થ પોતાનો પુત્ર અને પોતાની સ્ત્રી કોઇ દુ:ખથી પીડા પામતાં હોય, છતાં તેમના સંસર્ગને લીધે 'હું પીડા પામું છું' એવું મિથ્યાજ માને છે, તેમ ચિદાભાસ પણ સંસર્ગને લીધે શરીરો પીડા પામતાં છતાં 'હું પીડા પામું છું' એવું મિથ્યાભિમાન કરે છે.

૧૩૯ જેમ કોઇના ઉપર ચોરી આદિનો મિથ્યા આરોપ કરવારૂપ જે દોષ થયો હોય તેનું પ્રાયશ્ચિત્ત સારી રીતે સિદ્ધ કરવા માટે જેના પર તે આરોપ કરવામાં આવ્યો હોય તેની તે આરોપ કરનાર મનુષ્ય વારે વારે ક્ષમા માગે છે તેમ અસંગ સાક્ષિરૂપ આત્મામાં કર્તાપણાનો તથા ભોક્તાપણાનો મિથ્યા આરોપ કરનાર ચિદાભાસ સાક્ષિરૂપ આત્માની ક્ષમા માગનારો થઇને સાક્ષીને શરણે જાય છે.

૧૪૦ જેમ વારંવાર કરેલા પાપની નિવૃત્તિમાટે શાસ્ત્રે વિધાન કરેલાં સ્નાનાદિરૂપ પ્રાયશ્ચિત્તનું પાપ કરનારો મનુષ્ય વારંવાર સેવન કરે છે, તેમ આ ચિદાભાસ પણ પોતે અસંસારી સાક્ષી ઉપર અનાદિ-કાલથી સંસારીપણાનો ખોટો આરોપ કર્યા કરતો હતો, તે દોષની નિવૃત્તિને માટે જાણે સાક્ષીનું વારંવાર ધ્યાન કરતો હોય તેવી રીતે સર્વદા સાક્ષીને પરાયણ થાય છે.

૧૪૧ જેમ જેના ગુહ્ય અંગમાં કોઢ થયેલો છે એવી ગણિકા પોતાના તે રોગને જાણનારા પુરુષની આગળ વિલાસોમાં અત્યંત શરમાય છે તેમ આ ચિદાભાસ આત્મજ્ઞાની આગળ પોતાની પ્રખ્યાતિમાટે એટલે પોતાના ગુણો પ્રકટ કરવામાટે અત્યંત શરમાય છે.

૧૪૨ જેમ યવનોએ પકડેલો બ્રાહ્મણ તે સંસર્ગદોષની નિવૃત્તિ કરનારું પ્રાયશ્ચિત્ત કર્યા પછી પુન: યવનોની સાથે જોડાતો નથીજ, તેમ આત્મસ્વ-રૂપનું જ્ઞાન થયા પછી ચિદાભાસ તુચ્છ શરીરોની સાથે મળી જતો નથીજ.

૧૪૩ જેમ રાજાના જીવતાં યુવરાજના પદપર સ્થિત થયેલો રાજપુત્ર ચક્રવર્તિરાજ્યની ઇચ્છાવડે રાજાનું અનુકરણ કરનારો એટલે પ્રજાને રાજી

રાખવી ઇ. ગુણોથી યુક્ત થાય છે તેમ આ ચિદાભાસ સાક્ષિરૂપે સ્થિત થવા સાક્ષીનું અનુકરણ કરનારો થાય છે, અર્થાત્ તે સાક્ષીના સ્વભાવોને પોતામાં સ્થિર કરે છે.

૧૪૪ જેમ રાજાનું અનુકરણ કરવાથી યુવરાજને સામ્રાજ્યની પ્રાપ્તિ થાય છે તેમ સાક્ષીનું અનુકરણ કરવાથી ચિદાભાસને સાક્ષિસ્વરૂપથી અભિન્ન બ્રહ્મભાવની પ્રાપ્તિ થાય છે.

૧૪૫ જેમ જ્યાંસુધી પોતાના સ્થૂલશરીરનો દાહ ન થઈ જાય ત્યાંસુધી દેવભાવ પામવાને માટે જેણે અગ્નિમાં પ્રવેશ કર્યો છે તેવો પુરુષ પોતાનું પુરુષપણું મૂકતો નથીજ, તેમ જ્યાંસુધી પ્રારબ્ધકર્મવડે પ્રાપ્ત થયેલું બ્રહ્મજ્ઞાનીનું સ્થૂલશરીર વિદ્યમાન હોય ત્યાંસુધી તેમના ચિદાભાસપણાની નિવૃત્તિ થતી નથી, અર્થાત્ પ્રારબ્ધકર્મ હોય ત્યાંસુધી તેમના ચિદાભાસનું ચિદાભાસપણું (જીવપણું) અન્યને પ્રતીત થયા કરે છે.

૧૪૬ જેમ દીવા આદિ સાધનવડે દોરડીનું જ્ઞાન થયા છતાં પણ સર્પની ભ્રાંતિવડે જે કંપાદિ થયેલ હોય તે કંપાદિ ધીરે ધીરે શાંત થાય છે, તુરત શાંત થઈ જતાં નથી, અને મંદઅંધકારમાં કોઇએ ફેંકેલી તે દોરડી પુનઃ કયારેક સાપણરૂપે પણ પ્રતીત થાય છે, તેમ પ્રારબ્ધકર્મવડે બ્રહ્મજ્ઞાનીને પ્રાપ્ત થતો સુખદુઃખના અનુભવરૂપ ભોગ પણ ધીરે ધીરે શાંત થાય છે, ઉતાવળે શાંત થતો નથી અને કયારેક તીવ્ર પ્રારબ્ધ-કર્મના ફલરૂપ ભોગના સમયમાં તેમને 'હું મરણધર્મવાળો મનુષ્ય છું' એવી ક્ષણિક પ્રતીતિ પણ થાય છે.

૧૪૭ જેમ રસાયનનું (પારા આદિની ભસ્મનું) સેવન કરનારો મનુષ્ય પોતાને બહુ ભૂખ લાગવાથી એકજ દિવસમાં પોતાને લાગેલી ભૂખની નિવૃત્તિમાટે વારંવાર ભોજન કર્યા કરે છે, તેમ જીવન્મુક્તિ એ વ્રત ન હોવાથી જ્યારે જ્યારે આત્મજ્ઞાનીના મનમાં 'હું મનુષ્ય છું' એવી ભ્રાંતિનો ઉદય થાય ત્યારે ત્યારે પુનઃ 'હું મનુષ્ય નથી' પણ સચ્ચિદાનંદઘન આત્મા છું' એવો વિવેક તે કર્યા કરે છે.

૧૪૮ જેમ વાંદરા આદિ પ્રાણીઓએ અગ્નિના જેવા રાતા રંગવાળા ચણોઠીના ઢગલાદિમાં આરોપ કરેલા અગ્નિવડે તે ચણોઠીઓના ઢગલા

આદિ કોઈપણ પ્રાણિપદાર્થને બાળતા નથી, તેમ અજ્ઞાનીઓએ અકર્તા અને અભોક્તા એવા આત્મામાં આરોપ કરેલા કર્તાપણું ને ભોક્તાપણું આદિ સંસારના ધર્મોને આત્મા કદી પણ સેવતો નથી.

૧૪૯ જેમ અણુસમજુ નાના બાલકે તિરસ્કાર કરેલો અથવા માર મારેલો તેનો પિતા દુ:ખી થતો નથી, અને તે બાલકપ્રતિ તે ક્રોધ પણ કરતો નથી, પણ ઊલટો તે બાલકનું લાલન કરે છે, અર્થાત્ અનુકૂલયુક્તિઓવડે તેને પ્રસન્ન રાખવાનો તે પ્રયત્ન કરે છે, તેમ બ્રહ્મવેત્તા પુરુષ અજ્ઞાની મનુષ્યોએ નિંદા કરાયેલા અથવા મુમુક્ષુઓવડે સ્તુતિ કરાયેલા પોતે અજ્ઞાનીની નિંદા કરતા નથી ને મુમુક્ષુની સ્તુતિ કરતા નથી, પરંતુ જેવી રીતે તેઓને બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન થાય તેવી રીતે તેઓ આચરણ કરે છે.

૧૫૦ જેમ આકાશમાં રહેલા સૂર્યના પ્રકાશવડે સાધારણરીતે પ્રકાશિત થયેલી ઘરની ભીંતને ભૂમિઉપર પડેલા ગોળ દર્પણમાં પ્રતિબિંબિત થઈને ભીંતપર પરાવર્ત થયેલાં આદિત્યનાં કિરણોવડે બેવડી પ્રકાશવાળી કરવામાં આવે છે તેમ અવિકારી આત્મરૂપ કૂટસ્થવડે સાધારણરીતે પ્રકાશિત કરેલા સ્થૂલશરીરને બુદ્ધિમાં રહેલ ચિદાભાસવડે વધારે પ્રકાશિત કરાય છે.

૧૫૧ જેમ ભીંતઉપર પડેલા સૂર્યનો સામાન્યપ્રકાશ અને દર્પણમાંથી પરાવર્તન પામીને પડેલો વિશેષપ્રકાશ ભિન્ન છે તેમ જાગ્રદાવસ્થામાં ને સ્વપ્નાવસ્થામાં ચેતનના પ્રતિબિંબવાળી ઘટાદિના આકારે થયેલી બુદ્ધિવૃત્તિઓને ને તે બુદ્ધિવૃત્તિઓના સંધિઓને અને સુષુપ્તિ, મૂર્ચ્છા અને સમાધિ આ અવસ્થામાં એ બુદ્ધિવૃત્તિના અભાવને પ્રકાશિત કરનાર આ અવિકારી આત્મરૂપ કૂટસ્થ તે બુદ્ધિની વૃત્તિઓથી ભિન્ન છે.

૧૫૨ જેમ તપેલા લોઢામાં અગ્નિ સારી રીતે વ્યાપીને રહે છે તેમ હું એવી અંત:કરણની વૃત્તિમાં અને કામ, ક્રોધ ને લોભાદિ અંત:કરણની વૃત્તિઓમાં ચિદાભાસ સારી રીતે વ્યાપીને રહે છે.

૧૫૩ જેમ અંધારામાં પડેલું તપાવેલું લોઢું માત્ર પોતાને પ્રકાશે છે, બીજા પદાર્થને કદીપણ પ્રકાશતું નથી તેમ ચિદાભાસયુક્ત

અંતઃકરણની વૃત્તિઓ માત્ર પોતપોતાને પ્રકાશનારી છે, અન્ય વૃત્તિઓને પ્રકાશનારી નથી.

૧૫૪ જેમ શરીરની બહાર ઘટાદિપદાર્થોમાં ઘટાદિપદાર્થને પ્રકાશનાર ચિદાભાસ અને ઘટાદિના જ્ઞાનને પ્રકાશનાર બ્રહ્મ એમ બે પ્રકારનું ચૈતન્ય હોય છે તેમ શરીરની અંતર અહંકારાદિ વૃત્તિઓના અધિષ્ઠાનરૂપ કૂટસ્થચૈતન્ય તથા તે વૃત્તિઓને પ્રકાશનાર ચિદાભાસ એમ બે પ્રકારનું ચૈતન્ય હોય છે.

૧૫૫ જેમ મુખ, તેનું પ્રતિબિંબ અને તે પ્રતિબિંબના આશ્રયરૂપ દર્પણ એ ત્રણેય પદાર્થ પ્રત્યક્ષ પ્રતીત થાય છે તેમ આત્મા (કૂટસ્થ), આત્માના (કૂટસ્થના) પ્રતિબિંબરૂપ ચિદાભાસ અને તે ચિદાભાસના આશ્રયરૂપ બુદ્ધિ વા અંતઃકરણ એ ત્રણેય પદાર્થોપણ વેદાંતશાસ્ત્ર અને યુક્તિ એ બે વડે જાણવામાં આવે છે.

૧૫૬ જેમ પુરુષબુદ્ધિવડે ઠુંઠાની બુદ્ધિ નિવૃત્ત થાય છે તેમ 'હું બ્રહ્મ છું' એવી બુદ્ધિવડે સમગ્રજ અહંબુદ્ધિ નિવૃત્ત થાય છે.

૧૫૭ જેમ મનુષ્યે ખાધેલા અન્નાદિ સૂક્ષ્મભાગમાંથી ઉપજેલું મન સ્થૂલશરીરના કરતાં સ્વચ્છ છે તેમ જીવ અને ઈશ્વર બન્ને માયાના કાર્યરૂપ છતાં પણ જગત્‌ના અન્ય સર્વ પદાર્થોના કરતાં સ્વચ્છપણાને પામેલા છે.

૧૫૮ જેમ ખેડ અને ગર્ભ આદિ સમય જતાં પરિપાકને પામે છે તેમ આત્માનો વિચાર પણ સમય જતાં ધીરે ધીરે પરિપાકને પામે છે, તુરતજ તેનો પરિપાક થતો નથી.

૧૫૯ જેમ સર્વદા સાવધાનતાવાળો થઈને વેદાદિનું અધ્યયન કરનાર પુરુષ તેની દૃઢવાસનાવડે સ્વપ્નમાં પણ વેદનું અધ્યયન કરે છે, અને સતત જપ કરનારો પુરુષ પણ સ્વપ્નમાં જપ કરે છે, તેમ બ્રહ્મનું ધ્યાન કરનારો ઉપાસક પણ ધ્યાનની દૃઢવાસનાવડે સ્વપ્નમાં પણ ધ્યાન કરે છે.

૧૬૦ જેમ શબ્દાદિ વિષયોમાં ઘાટી આસક્તિવાળો પુરુષ પોતાનો પ્રાપ્તવ્યવહાર કરતો છતો પણ પોતાના વિષયોનું ધ્યાન કર્યા કરે છે, તેમ બ્રહ્મનું ધ્યાન કરનારો પુરુષ પણ પોતાના પ્રારબ્ધકર્મના ફલનો

ઉપભોગ કરતો છતો પણ બ્રહ્મમાં પોતાના અંતઃકરણની અત્યંત પ્રીતિ હોવાથી નિરંતર બ્રહ્મનું ધ્યાન કરવાને માટે સમર્થ થાય છે.

૧૬૧ જેમ પરપુરુષના સંગનો પોતાના મનમાં સ્વાદ લેનારી સ્ત્રી પોતાના ઘરનું કામ ઉપરટપકે કર્યાં કરે છે અને પોતાના ઘરના કામમાં આસક્તિવાળી સ્ત્રી પોતાના ઘરનું કામ ઉત્તમપ્રકારે કરે છે, તેમ બ્રહ્મના ધ્યાનમાં મુખ્યનિષ્ઠાવાળોપુરુષ ઉપરટપકે પોતાના લૌકિકકર્મનો આરંભ કરે છે અને બ્રહ્મજ્ઞાનીપુરુષ લૌકિકકર્મનું બ્રહ્મજ્ઞાનની સાથે અવિરોધીપણું હોવાથી પોતાનું લૌકિકકર્મ ઉત્તમપ્રકારે કરે છે.

૧૬૨ જેમ સંવાદિભ્રમ પ્રથમ ભ્રમ છતાં પણ ફલના સમયમાં સત્યરૂપ થાય છે, તેમ નિર્ગુણબ્રહ્મની ઉપાસના પણ તેનો પૂરો પરિપાક થવાથી મોક્ષકાલે બ્રહ્મજ્ઞાનરૂપ થાય છે.

૧૬૩ જેમ સગુણબ્રહ્મની ઉપાસનાવડે સંસારસાગરથી તારનાર સગુણબ્રહ્મનું જ્ઞાન થાય છે તેમ નિર્ગુણબ્રહ્મની ઉપાસનાના સામર્થ્યથી આ સંસારના કારણરૂપ અવિદ્યાને નિવૃત્ત કરનારી બ્રહ્મવિદ્યા એટલે બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન થાય છે.

૧૬૪ જેમ ઘણા ઊંડાણમાં રહેલા દ્રવ્યભંડારની પ્રાપ્તિમાં ભૂમિને ખોદવાવિના બીજું સાધન નથી તેમ પરમાત્માની પ્રાપ્તિમાં પણ તેઓના સ્વરૂપભૂત આત્માનું ચિંતન મૂકી દઈને બીજું સાધન નથી.

૧૬૫ જેમ જાળીઆમાંથી ઘરની અંદર પડેલો થોડો તડકો સ્થિરજ જણાય છે, પરંતુ તેમાં હાથ નચાવવાથી જેમ તે તડકો નાચતો હોય તેમ જણાય છે, તેમ પોતાના સ્થાનમાંજ સ્થિર રહેલો સાક્ષી બુદ્ધિના ચંચલપણાથી બહાર અને અંતર જતો આવતો હોય તેમ જણાય છે.

૧૬૬ જેમ સમાધિ, સુષુપ્તિ અને મૂર્ચ્છામાં જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેય આ ત્રિપુટીના અભાવમાં તો દ્વૈતથી રહિત પરિપૂર્ણ આત્માજ અનુભવાય છે, તેમ આ જગતની ઉત્પત્તિની પૂર્વે પણ ત્રિપુટીથી તથા દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત પરમાત્માજ હોય છે.

૧૬૭ જેમ બાજપક્ષી હાથની સાથે અથવા થાંભલા આદિની સાથે સૂત્રની દોરીથી બંધાયેલો છતો પૂર્વાદિદિશાઓમાં ઊડવાનો પ્રયત્ન

કરીને ત્યાં કોઈ સ્થલે આધારને નહિ પામીને પુનઃ હાથ કે થાંભલા ઇ૦ બંધનના સ્થાનનો આશ્રય કરે છે, તેમ જીવનના ઉપાધિરૂપ મન પુણ્યપાપનાં સુખદુઃખરૂપ ફલો ભોગવવામાટે સ્વપ્નાવસ્થામાં તથા જાગ્રદાવસ્થામાં ભમીને ભોગ આપનારાં કર્મો ક્ષીણ થયે સતે પોતાના ઉપાદાનકારણરૂપ અજ્ઞાનના અંશમાં લીન થાય છે. (મનનો લય થવાથી મનોરૂપ ઉપાધિવાળો જીવ તે વેળા બ્રહ્મરૂપ થાય છે.)

૧૬૮ જેમ સિંચાણો આકાશમાં સર્વભણી ઊડીને આકાશમાં ઊડવાથી થયેલા પરિશ્રમને દૂર કરવામાટે પોતાના માળામાં સૂવાસારુ માત્ર પોતાના માળાનીજ ઇચ્છા કરીને પોતાના માળાભણી ઊતાવળે ઊડે છે તેમ જીવ (મનોરૂપ ઉપાધિવાળો ચિદાભાસ) માત્ર બ્રહ્મરૂપ આનંદની ઇચ્છાવાળો થયો છતો સુષુપ્તિને માટે હૃદયાકાશમાં રહેલા બ્રહ્મભણી ઊતાવળે ગમન કરે છે.

૧૬૯ જેમ ધાવણો બાલક પોતાની માતાના સ્તનમાં રહેલા દૂધનું પાન કરીને કોમલ બિછાનાપર પડ્યો પડ્યો હસતો છતો પોતાનું ને અન્યનું વિશેષ ભાન ન હોવાથી પોતાના મનમાં રાગદ્વેષની ઉત્પત્તિ ન થવાથી માત્ર આનંદસ્વભાવવાળો થઇને રહે છે, તેમ જીવન્મુક્તપુરુષ અથવા સુષુપ્તિને પામેલો જીવ દ્વૈતનો બાધ કરી અથવા વિસ્મરણ કરી, રાગદ્વેષાદિની ઉત્પત્તિના અભાવથી માત્ર આનંદસ્વરૂપેજ રહે છે.

૧૭૦ જેમ સર્વપ્રકારના વ્યાવહારિક શ્રેષ્ઠ ભોગથી સંપૂર્ણપણે સંતોષ પામેલા ચક્રવર્તિમહારાજા પૃથિવીપરના મનુષ્યને પ્રાપ્ત થનારા આનંદની સીમાને પામીને પછી ઇચ્છવાયોગ્ય એવો કોઇપણ પ્રકારનો લૌકિકભોગ ન રહેવાથી રાગદ્વેષરહિત થઇને કેવલ આનંદની મૂર્તિરૂપ થઇને રહે છે તેમ જીવ સુષુપ્તિમાં રાગદ્વેષરહિત થઇને કેવલ આનંદની મૂર્તિરૂપ થઇને રહે છે.

૧૭૧ જેમ અંતરાત્માથી અભિન્ન બ્રહ્મને જાણનારા બ્રહ્મવેત્તા કૃતાર્થ-પણાના લક્ષણવાળા વિદ્યાનંદના પરમ અવધિને પામીને રહે છે તેમ સુષુપ્તિને પામેલો જીવ પણ પરમાનંદરૂપ થઇને રહે છે.

૧૭૨ જેમ નાનો બાલક, ચક્રવર્તિમહારાજા ને બ્રહ્મવેત્તા એ ત્રણેય રાગદ્વેષરહિત કેવલ આનંદની મૂર્તિરૂપ થઇને રહે છે તેમ માત્ર બ્રહ્મા-

નંદમાં તત્પર થયેલો આ સુષુપ્તિને પામેલો પુરુષ પ્રિય સ્ત્રીએ જેને ગાઢ આલિંગન આપ્યું છે એવા વિષયીપુરુષની પેઠે બહારનું (જાગ્રતનું) ને આંતરનું (સ્વપ્નનું) કાંઈ પણ જાણતો નથી, અર્થાત્ આનંદરૂપે સ્થિત થાય છે.

૧૭૩ જેમ રાજમાર્ગાદિમાં થતી ક્રિયા એ ઘરની બહાર કહેવાય છે અને ઘરની અંતરનું કર્મ તે ઘરની આંતર કહેવાય છે તેમ સિદ્ધાંતમાં જાગ્રત તે બહાર કહેવાય છે અને હિતાનાડીમાં રહેલું સ્વપ્ન તે આંતર કહેવાય છે.

૧૭૪ જેમ ઉષ્ણતા લાગવાથી ઓગળેલું ઘી પછી ટાઢ લાગવાથી ઘાટું થાય છે તેમ જાગ્રત્માં ને સ્વપ્નમાં ફલ આપનારાં કર્મોનો (સંસ્કારોનો) ક્ષય થવાથી નિદ્રારૂપે (વ્યષ્ટિઅજ્ઞાનમાં) લીન થયેલી બુદ્ધિ પુનઃ ભોગ આપનારાં કર્મોવડે (સંસ્કારોવડે) જાગ્રદવસ્થામાં વિજ્ઞાનમયકોશરૂપે ઘન થાય છે.

૧૭૫ જેમ પાત્રની શીતલતાવડે તે પાત્રમાં શીતલ પાણી હોવાનું અનુમાન થાય છે તેમ સમાધિના અભ્યાસવડે અહંકારનું વિસ્મરણ થવાથી નિજાનંદનું અનુમાન થાય છે.

૧૭૬ જેમ કોઈ ટીંટોડાનાં ઇંડાં સમુદ્રે ઊપાડી લીધાં હતાં, તે ઈંડાં પાછા મેળવવા માટે ટીંટોડાએ પોતાની ચાંચમાં દર્ભનો કકડો લઈને સમુદ્રને સૂકવવામાટે સમુદ્રનું જલ બહાર કાઢવાનો પ્રયત્ન કર્યો, તો તેના પ્રયત્નથી અનેક પક્ષીઓએ, શ્રીનારદજીએ અને ગરુડે તે ટીંટોડાને સાહાય્ય કર્યું, અને સૂકાઈ જવાની બીકથી સમુદ્રે તે ટીંટોડાને તેનાં ઈંડાં પાછાં આપ્યાં, તેમ ચિત્તનો નિરોધ કરવા મથતા ખેદરહિત મનવાળા યોગાભ્યાસી સારા સદ્ગુરુની પ્રાપ્તિ અને ઈશ્વરનો અનુગ્રહ પ્રાપ્ત થવાથી પોતાના મનનો નિરોધ કરી શકે છે.

૧૭૭ જેમ ઇંધનરહિત થયેલો અગ્નિ જ્વાલાદિરૂપ પોતાના વિશેષઆકારનો ત્યાગ કરીને પોતાના કારણભૂત સામાન્યતેજોરૂપે રહે છે તેમ ચિત્ત પોતાની વૃત્તિઓનો ક્ષય થવાથી પોતાના કારણભૂત સત્ત્વગુણરૂપે અવશેષ રહે છે.

૧૭૮ જેમ પરપુરુષમાં અતિપ્રેમવાળી સ્ત્રી પોતાના ઘરના કામમાં વ્યગ્રમનવાળી છતાં પણ તે પરપુરુષના સંગરૂપ સુખનોજ પોતાના મનમાં

સ્વાદ લીધા કરે છે, તેમ માયા ને માયાના કાર્યથી પર રહેલા પવિત્ર બ્રહ્મસ્વરૂપમાં વિશ્રાંતિ પામેલા ધીર જ્ઞાનીપુરુષ પોતાનો બહારનો પ્રાપ્તવ્યવહાર કરતા છતા પણ પોતાના મનમાં એ બ્રહ્મસુખનોજ સ્વાદ લીધા કરે છે.

૧૭૯ જેમ પોતાના માથાપર ભારનું વહન કરનારો પુરુષ શ્રમનું કારણ થનાર પોતાના મસ્તકઉપરનો ભાર નીચે ઊતારીને શ્રમરહિત થઇને રહે છે, તેમ સંસારના રાગદ્વેષવાળા કામકાજનો ત્યાગ કરવાથી ઉત્તમપ્રકારની વિશ્રાંતિને પામેલો પુરુષ શ્રમરહિત થઇને રહે છે.

૧૮૦ જેમ ઉત્તમપ્રકારની વિશ્રાંતિને પામેલો પુરુષ પોતાની ઉદાસીન-દશામાં નિજાનંદના અનુભવમાં તત્પર હોય છે તેમ પ્રારબ્ધકર્મવશાત્ પ્રાપ્ત થયેલી સુખદુઃખની અવસ્થામાં પણ તે તેના (સુખદુઃખના) વિચારનો ત્યાગ કરીને નિજાનંદનો અનુભવ લેવામાંજ તત્પર થાય છે.

૧૮૧ જેમ દેવભાવ પામવામાટે અગ્નિમાં પ્રવેશ કરીને ઊતાવળે પોતાના સ્થૂલશરીરનો ત્યાગ કરવાની દૃઢ ઇચ્છા જેના મનમાં ઉત્પન્ન થઈ છે એવા પુરુષને દેહત્યાગમાં વિલંબ કરનારા અલંકાર ધારણ કરવા ઇ૦ શોભાની સામગ્રીમાં વિરાગવાળી બુદ્ધિ થાય છે, તેમ વિરાગાદિ સાધનસંપન્ન આ વિવેકી પુરુષની બુદ્ધિ વિષયોમાં વિરાગવાળી થાય છે.

૧૮૨ જેમ કાગડાની એકજ નેત્રેંદ્રિય ડાબા અને જમણા નેત્રગોલકમાં જાય છે ને આવે છે તેમ બ્રહ્મસ્વરૂપને જાણનારા મનુષ્યની બુદ્ધિ લૌકિક તથા શાસ્ત્રીય વ્યવહારમાં ગમનાગમન કરે છે અને નિજાનંદના અવિરોધી સુખમાં ને નિજાનંદમાં જાય છે ને આવે છે.

૧૮૩ જેમ મનુષ્યને પોતાના પુત્રના મિત્રથી પોતાનો પુત્ર વધારે પ્રિય હોય છે તેમ પતિ, સ્ત્રી આદિ સર્વ ભોગ્ય પ્રાણિપદાર્થોનો સમૂહ આત્માના પ્રયોજનપણાવડે પ્રીતિનો વિષય થવાથી આત્મા અતિપ્રિય છે.

૧૮૪ જેમ કોઈ ફૂલમાં ગંધ, રૂપ, રસ અને સ્પર્શ એ ચારે ગુણો વિદ્યમાન છતાં પણ નાસિકાદિ એક એક ઇંદ્રિયવડે તેમાંના પૃથક્ પૃથક્ એક એક ગુણનુંજ ગ્રહણ કરાય છે, પણ બીજા ગુણનું ગ્રહણ થતું નથી, તેમ અંતઃકરણની બધી વૃત્તિઓમાં આત્માનો એક ચેતન-

સ્વભાવજ પ્રવેશ કરીને રહેલો જણાય છે, પણ આનંદસ્વભાવ બધી વૃત્તિઓમાં પ્રવેશ કરીને રહેલો જણાતો નથી.

૧૮૫ આંબલીનું ફલ એટલે આંબલીનો કાતરો અત્યંત ખાટો હોય છે, તે કાતરો જ્યારે મીઠાવડે યુક્ત કરવામાં આવે છે ત્યારે જેમ તેમાંની ખટાશનું તિરોધાન થવાથી તે થોડો ખાટો થઈ જાય છે તેમ સાત્ત્વિકવૃત્તિમાં અનુભવાતો આનંદ રાજસીવૃત્તિ ઉપજે ત્યારે તિરોધાન પામી જાય છે.

૧૮૬ જેમ વૃક્ષના બીજમાં ફલ, પાંદડાં, કુણી ડાળીઓ, ફૂલ, મોટી ડાળીઓ, થડ અને મૂળવાળું વૃક્ષ રહે છે તેમ આ સર્વ જગત્ બ્રહ્મમાં રહેલું છે.

૧૮૭ જેમ ઉપાદાનકારણરૂપ એક માટીના પિંડાના જ્ઞાનથી માટીનાં ઘટાદિ સર્વે કાર્યોનું મનુષ્યને જ્ઞાન થાય છે, તેમ જગત્‌ના કારણરૂપ એક બ્રહ્મના જ્ઞાનવડે તેના કલ્પિત કાર્યરૂપ સર્વ જગતનું જ્ઞાન થાય છે.

૧૮૮ જેમ માટી પોતાના ગુણોસહિત ઘટાદિ કાર્યમાં સર્વદા (ત્રણે કાલમાં) અનુપ્રવેશ પામીને રહે છે તેમ સત્, ચિત્ ને આનંદ એ બ્રહ્મના ત્રણે સ્વભાવો બ્રહ્મના આકાશરૂપ કાર્યમાં સર્વદા અનુપ્રવેશ પામીને રહે છે.

૧૮૯ જેમ માટીમાં રહેલી શક્તિ ઘટાદિ અનેક કાર્યોને ઉત્પન્ન કરે છે તેમ બ્રહ્મને આશરે રહેલી માયા અનેક નામરૂપવાળા મિથ્યા પદાર્થોને પ્રતીત કરાવે છે.

૧૯૦ જેમ જીવમાં રહેલી નિદ્રાનામની શક્તિ જીવના સ્વરૂપમાં નહિ ઘટી શકે એવાં સ્વપ્નો ઉપજાવનારી જણાય છે તેમ બ્રહ્મને આશરે રહેલી માયા નામરૂપાત્મક મિથ્યા પદાર્થોને પ્રતીત કરાવે છે.

૧૯૧ જેમ સ્થિરજલમાં પ્રતીત થતો નીચા મુખવાળો પોતાનો દેહ જોયા છતાં પણ તેની ઉપેક્ષા કરીને મનુષ્ય તે જલાશયના કાંઠાઉપર રહેલાજ પોતાના સ્થૂલદેહમાં તત્પર થાય છે, તેમ મુમુક્ષુએ બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતા નામરૂપની ઉપેક્ષા કરીને તેના અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં પોતાના મનને સ્થિર કરવું જોઈએ.

૧૯૨ જેમ પોતાના મનમાં હજારો મનોરાજ્ય ચાલતાં હોય તે છતાં પણ તે મનોરાજ્યની સર્વે મનુષ્યોવડે મિથ્યા સમજીને સર્વદાજ ઉપેક્ષા કરાય છે, તેમ મુમુક્ષુએ બ્રહ્મબોધની પ્રાપ્તિમાટે નામરૂપની સર્વદા ઉપેક્ષા કરવી જોઇએ.

૧૯૩ જેમ નદીમાં પાણી વેગથી વહેતું હોય તોપણ તે નદીના જલની નીચે રહેલી મોટી શિલા સ્થિર રહે છે તેમ પ્રારબ્ધકર્મને લઇને નામરૂપના અન્યથાપણામાં પણ અવિકારી બ્રહ્મ બીજે પ્રકારે થતું નથી. જ્ઞાનીનું અંતઃકરણ પ્રારબ્ધકર્મવશાત્ પોતાનો પ્રામબ્યવહાર કરે તોપણ તેથી તે જ્ઞાનીનો આત્મા વિકાર પામતો નથી એમ આ દૃષ્ટાંતથી સમજવું.

૧૯૪ જેમ છિદ્રરહિત દર્પણમાં, જેમાં અનેક પદાર્થો રહ્યા છે એવું મોટું આકાશ પ્રતીત થાય છે તેમ સદ્ઘનરૂપ ને ચિદ્ઘનરૂપ બ્રહ્મમાં આ વિવિધ પ્રકારનું જગત્ જેમાં રહ્યું છે એવું આકાશ પ્રતીત થાય છે.

૧૯૫ જેમ દર્પણ જોયાવિના તેની અંતર રહેલા પદાર્થોનું દર્શન થતું નથીજ તેમ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મને નહિ જાણીને નામરૂપનું જ્ઞાન થઈ શકતું નથી.

૧૯૬ જેમ જલમાં રહેલા કમલને વા કમલના વેલાના પાંદડાને જલનો સ્પર્શ થતો નથી તેમ બ્રહ્મવેત્તાને બ્રહ્મસાક્ષાત્કાર થયા પછી ક્રિયમાણકર્મનો સ્પર્શ થતો નથી.

૧૯૭ જેમ મુંજનામના ઘાસના રાડા ઉપરના તૂલનો (ચમરીમાંના રૂ જેવા ભાગનો) ક્ષણવારમાં અગ્નિવડે દાહ થઈ જાય છે તેમ આ બ્રહ્મવેત્તાનાં સંચિતકર્મો બ્રહ્મજ્ઞાનથી બળી જાય છે.

૧૯૮ જેમ અત્યંત સળગેલો અગ્નિ સૂકાં ઈંધણાંઓને બાળીને ભસ્મ કરી નાંખે છે તેમ બ્રહ્મજ્ઞાનરૂપ અગ્નિ પ્રારબ્ધકર્મથી ભિન્ન સર્વ કર્મોને બાળીને ભસ્મ કરી નાંખે છે, અર્થાત્ બ્રહ્મજ્ઞાનીનાં સંચિતકર્મો બળી જાય છે અને તેમને ક્રિયમાણકર્મોનો સ્પર્શ થતો નથી.

૧૯૯ જેમ જલમાં પ્રતિબિંબરૂપે પ્રવેશ પામેલો ચંદ્ર મેલા જલમાં અસ્પષ્ટ જણાય છે, અને નિર્મલ જલમાં અતિસ્પષ્ટ જણાય છે તેમ બ્રહ્મ પણ અંતઃકરણની વૃત્તિઓમાં બે પ્રકારે પ્રતીત થાય છે.

૨૦૦ જેમ નિર્મલ પાણીમાં અગ્નિના ઉષ્ણપણાનું માત્ર સંક્રમણ-ગમન-થાય છે, પણ તેમાં પ્રકાશનું સંક્રમણ થતું નથી, તેમ અંતઃકરણની ત્રણેય વૃત્તિઓમાં માત્ર ચેતનનોજ પ્રાદુર્ભાવ થાય છે, પણ ઘોર-વૃત્તિઓ અને મૂઢવૃત્તિઓમાં તેમની યોગ્યતાને અભાવે આનંદનો પ્રાદુર્ભાવ થઈ શકતો નથી. (શાંત, ઘોર અને મૂઢ આ ત્રણ વૃત્તિઓ)

૨૦૧ જેમ સૂકા લાકડામાં ઉષ્ણતા અને પ્રકાશ એવા અગ્નિના બે સ્વભાવ ઉત્પન્ન થાય છે તેમ શાંતવૃત્તિઓમાં સુખ અને ચૈતન્ય આ બન્ને આત્માના સ્વભાવો ઉત્પન્ન થાય છે.

૨૦૨ જેમ સમુદ્રમાં ડુબેલો ઘડો સ્થિર રહે છે, તેમ યોગીઓ પોતાનાં મનને સર્વવ્યાપક બ્રહ્મમાં સારી રીતે સ્થાપન કરીને સ્થિર રહે છે.

૨૦૩ જેમ સૂર્યના કિરણના અજ્ઞાનથી તેમાં મૃગજલની પ્રતીતિ તથા સત્યતાનું ભાન થાય છે, ને સૂર્યના કિરણના જ્ઞાનથી તે મૃગ-જલના મિથ્યાપણાનો નિશ્ચય થાય છે, તેમ બ્રહ્મના અજ્ઞાનથી તેમાં જગત્‌ની પ્રતીતિ તથા સત્યતાનું ભાન થાય છે, ને બ્રહ્મના દૃઢજ્ઞાનથી જગત્‌ના મિથ્યાપણાનો નિશ્ચય થાય છે.

૨૦૪ જેમ મહાસાગરના જલમાં આકાશમાં રહેલો એક ચંદ્ર અનેક-રૂપે પ્રતીત થાય છે તેમ સર્વ પ્રાણીઓનાં શરીરોમાં બ્રહ્મ અનેકરૂપે પ્રતીત થાય છે.

૨૦૫ જેમ ચમક લોહને ચેષ્ટા કરાવે છે તેમ આ સર્વ પ્રાણીઓના અંતઃકરણમાં રહેલ બ્રહ્મ સર્વ જડશરીરોમાં જીવોના કર્માનુસાર ચેષ્ટા કરાવે છે.

૨૦૬ જેમ સસલાના શિંગડાં અસત્ય છે તેમ આ સર્વ પ્રપંચ પણ અસત્ય છે.

૨૦૭ જેમ ઊઘડવા તથા વીંચાવાથી રહિત સ્થિર નેત્ર ત્રાટકયુક્ત કહેવાય છે ને જેમ રેચક તથા પૂરકથી રહિત સ્થિર પ્રાણવાયુ કેવલ-કુંભક કહેવાય છે તેમ સંશય તથા વિપર્યયરહિત મનની સ્થિતિ મનોન્મની કહેવાય છે.

૨૦૮ જેમ ઘડો ને મઠ આદિ ભિન્ન ભિન્ન ઉપાધિઓમાં રહેલો વ્યાપક આકાશ તે તે ઉપાધિઓના ભેદથી ભેદ પામેલાજેવો જણાય

છે અને ઘટ તથા મઠાદિ ઉપાધિઓનો નાશ થવાથી એકલો મહાકાશજ રહે છે ને સેવક તથા રાજાની ઉપાધિ દૂર થતાં તે બન્ને મનુષ્યરૂપ પ્રતીત થાય છે તેમ અંતઃકરણરૂપ ભિન્ન ભિન્ન ઉપાધિઓમાં રહેલું વ્યાપક તથા મનસહિત અગીઆર ઇંદ્રિયોનું પ્રેરક બ્રહ્મ ભિન્ન ભિન્ન અંતઃકરણોના ભેદથી ભેદ પામેલાના જેવું જણાય છે, અને તે ઉપાધિઓનો બાધ વા નાશ થવાથી શુદ્ધ બ્રહ્મજ રહે છે.

૨૦૯ જેમ સ્વપ્રકાશરૂપ હોવાથી સૂર્ય અન્ય પ્રકાશવાળા પદાર્થનો વિષય થતો નથી, છતાં તે અપરોક્ષજ છે તેમ બ્રહ્મ સ્વયંપ્રકાશ હોવાથી ઇંદ્રિયઅંતઃકરણના જ્ઞાનનો વિષય થતું નથી, છતાં તે સર્વદા અપરોક્ષજ છે.

૨૧૦ જેમ પ્રકાશમાં સંમુખ દૂર પડેલી છીપમાં રૂપાનો આરોપ થાય છે, અને સૂર્યનાં કિરણોમાં જલનું જ્ઞાન થાય છે, તેમ બ્રહ્મમાં આ પ્રપંચનું જ્ઞાન થાય છે.

૨૧૧ જેમ એકજ સ્થૂલશરીરમાં હાથપગાદિ અવયવોના ભેદથી સુખદુઃખોની અનેકતા થાય છે, એટલે મારે હાથે સુખ છે, મારે હાથે દુઃખ છે ને મારે પગે સુખ છે, મારે પગે દુઃખ છે ઇ૦ રીતના સુખદુઃખોનું અનેકપણું જણાય છે, તેમ આ સંસારમાં વસ્તુતાએ ચેતનરૂપે અભેદ છતાં પણ અંતઃકરણના ભેદથી આ આત્માઓના અનુભવનું વિચિત્રપણું થાય છે, અર્થાત્ અંતઃકરણરૂપ ઉપાધિના વિલક્ષણપણાથી ભિન્ન ભિન્ન પ્રતીત થતા જીવાત્માઓના આ જગત્‌ના સંબંધના અનુભવનું વિલક્ષણપણું થાય છે.

૨૧૨ જેમ કોઈ લૌકિક ચિતારો પોતે પોતાની હથેળી આદિમાં ચિત્ર કાઢીને આ ચિત્ર રમણીય છે એમ જોઈ આનંદ પામે છે તેમ પરમાત્મા પોતાના આત્મસ્વરૂપ મોટા વિસ્તારવાળા વસ્ત્રમાં નામરૂપવાળું જગત્‌રૂપ ચિત્ર પોતે પોતાની ઇચ્છારૂપ પીછીવડે (પોતામાંજ) ચિત્રીને તેને જોઇને પ્રસન્ન થાય છે.

૨૧૩ જેમ તળાવમાંનું સર્વ પાણી સૂકાઈ જવાથી તળાવ રહેતું નથી, દ્રવ્ય જતું રહેવાથી સગાંવહાલાંઓ દ્રવ્યહીનનો સત્કાર કરતાં

નથી તેમ મનુષ્યને અજ્ઞાનની નિવૃત્તિ થતાં પોતાના અધિષ્ઠાનરૂપ આત્માનું અને આ દૃશ્યજગત્‌ના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનું જ્ઞાન થવાથી આ સંસાર જે તેને આગળ સત્યરૂપે પ્રતીત થતો હતો તે હવે મિથ્યારૂપેજ પ્રતીત થાય છે.

૨૧૪ જેમ ગાડાંનું જડપણું તથા હાંકનાર ચેતનનું તેનાથી ભિન્નપણું જોવામાં આવે છે, તેમ દેહાદિનું જડપણું ને ચેતનનું તેનાથી ભિન્નપણું છે.

૨૧૫ જેમ પ્રકાશવડે પ્રકાશવાયોગ્ય ઘટાદિપદાર્થને પ્રકાશનારો પ્રકાશસ્વભાવવાળો દીવો પ્રકાશવાયોગ્ય ઘટાદિપદાર્થથી ભિન્ન છે તેમ દૃશ્ય દેહાદિને પ્રકાશનાર ચૈતન્યસ્વરૂપવાળો આત્મા દેહાદિથી ભિન્ન છે.

૨૧૬ જેમ જડપ્રપંચ બ્રહ્મથી ભિન્ન નથી તેમ ચેતનરૂપ જણાતા આ જીવો બ્રહ્મથી ભિન્ન નથી.

૨૧૭ જેમ ઘટાકાશ મહાકાશનો વાસ્તવિકઅંશ વા કાર્ય નથી, તેમ નિરવયવપણાવડે નિરંશપણાથી ને નિર્વિકારપણાથી પણ જીવ બ્રહ્મનો વાસ્તવિકઅંશ વા કાર્ય નથી.

૨૧૮ જેમ કોમલ કાંટો પગને વીંધી શકતો નથી, તેમ અદૃઢ વાસનાઓ આકાશના જેવા સ્વચ્છ ચિત્તમાં વિક્ષેપ ઉપજાવી શકતી નથી.

૨૧૯ જેમ દૃઢકાંટાવડે પગમાં લાગેલો કાંટો કાઢી શકાય છે, તેમ દૃઢબ્રહ્મજ્ઞાનવડે હૃદયમાં રહેલું અજ્ઞાન દૂર કરી શકાય છે.

૨૨૦ જેમ પ્રવાસી પોતાના માર્ગમાં અનાયાસે આવેલાં ગામ, નગર, નદી, પર્વત ને વનાદિને જુએ છે તેમ જ્ઞાનીના શરીરાદિવડે ભોજનાદિનો અનુભવ કરાય છે, અર્થાત્‌ પૂર્વના સંસ્કારોને લીધે કુંભારના ચાકડાની પેઠે તેમના શરીરાદિની પોતાની મેળેજ પ્રવૃત્તિ થાય છે.

૨૨૧ જેમ દોરડીના અજ્ઞાનવડે મંદઅંધકારમાં પડેલી દોરડીવિષે, વાંકાપણું આદિ મળતાપણાવડે, દોરડીને નહિ જાણનારને સર્પની ભ્રાંતિ થાય છે, તેમ આત્મસ્વરૂપના અજ્ઞાનવડે, પ્રકાશરૂપ મળતાપણાથી, સામાન્યચેતનરૂપ. બ્રહ્મપ્રકાશમાં વિવેકહીન પુરુષને વિશેષચેતનરૂપ જીવની ભ્રાંતિ થાય છે.

૨૨૨ જેમ દોરડીના અજ્ઞાનથી ક્ષણુમાંજ દોરડી સાપણરૂપે પ્રતીત

થાય છે, તેમ બ્રહ્મના અજ્ઞાનથી ક્ષણમાંજ કેવલ બ્રહ્મ સાક્ષાત્ જગદાકારે પ્રતીત થાય છે.

૨૨૩ જેમ સ્વપ્નાવસ્થાનું જગત્ જાગ્રત્‌માં બાધ પામવાથી મિથ્યારૂપ છે, તેમ જાગ્રત્‌માં પ્રતીત થતું જગત્ ઉત્તરક્ષણમાં એટલે જ્ઞાનના સમયમાં બાધ પામવાથી મિથ્યારૂપ છે.

૨૨૪ જેમ માટીમાં ઘડાની ભ્રાંતિને અથવા છીપમાં રૂપાની સ્થિતિને, માટીને વા છીપને જાણ્યા પછી પુરુષ જોતો નથી, તેમ બ્રહ્મને આત્મપણાવડે અનુભવનાર જ્ઞાની, બ્રહ્મમાં જીવપણું જોતો નથી.

૨૨૫ જેમ ઘડો માટીરૂપજ છે તેમ શરીર ચૈતન્યરૂપજ છે.

૨૨૬ જેમ દોરડીને નહિ જાણનાર મનુષ્યે દોરડી સર્પરૂપે ને છીપને નહિ જાણનાર મનુષ્યે છીપ રૂપારૂપે નક્કી કરેલ છે, તેમ અજ્ઞાનીએ આત્મા દેહરૂપે નક્કી કરેલ છે.

૨૨૭ જેમ પૃથિવી ઘડારૂપે ને તાંતણાઓ વસ્ત્રરૂપે તેના સ્વરૂપને નહિ જાણનારે નક્કી કરેલ છે, તેમ અજ્ઞાનીએ આત્મા દેહરૂપે નક્કી કરેલ છે.

૨૨૮ જેમ સોનું કુંડલપણાવડે ને જલ તરંગપણાવડેજ તેના સ્વરૂપને નહિ જાણનારે નક્કી કરેલ છે, તેમ અજ્ઞાનીએ (આત્માના સ્વરૂપને નહિ જાણનારે) આત્મપણું શરીરપણાવડે નક્કી કરેલ છે.

૨૨૯ જેમ ઠુંઠું પુરુષરૂપે ને સૂર્યનાં કિરણો જલરૂપે તેના સ્વરૂપને નહિ જાણનારે નક્કી કરેલ છે, તેમ અજ્ઞાનીએ આત્મા દેહરૂપે નક્કી કરેલ છે.

૨૩૦ જેમ કોઈ જલથી વૃક્ષનું ઊંધાપણું જુએ છે, તેમ અજ્ઞાની અજ્ઞાનના સંબંધથી આત્મામાં શરીરપણું જુએ છે.

૨૩૧ જેમ વહાણમાં જનારા મનુષ્યને કાંઠાઉપરનું સર્વ ચાલતું હોય એમ જણાય છે, તેમ અજ્ઞાની અજ્ઞાનના સંબંધથી આત્મામાં શરીરપણું જુએ છે.

૨૩૨ જેમ કોઇને કમળાના દોષથી ધોળામાં પીળાપણું પ્રતીત થાય છે, તેમ અજ્ઞાનીને અજ્ઞાનના સંબંધથી આત્મામાં શરીરપણું પ્રતીત થાય છે.

૨૩૩ જેમ ફેરફૂદડી ફરવાથી ભમવાના સ્વભાવવાળાં થયેલાં નેત્રોવડે તેવા મનુષ્યને સર્વ ભમતું હોય એમ જણાય છે, તેમ અજ્ઞાનીને અજ્ઞાનના સંબંધથી આત્મામાં શરીરપણું જણાય છે.

૨૩૪ જેમ ગોળાકાર ફેરવવાવડેજ ઉંબાડિયું સૂર્યના જેવું ગોળ પ્રતીત થાય છે તેમ અજ્ઞાની અજ્ઞાનના સંબંધથી આત્મામાં દેહપણું જુએ છે.

૨૩૫ જેમ ઘણે છેટેથી જોતાં તેમના મોટાપણામાં પણ સર્વવસ્તુઓનું બહુ સૂક્ષ્મપણું જણાય છે, તેમ અજ્ઞાની અજ્ઞાનના સંયોગવડે આત્મામાં શરીરપણું નક્કી કરે છે.

૨૩૬ જેમ ઉપનેત્રથી (ચશ્માથી) સૂક્ષ્મપણામાં પણ સર્વવસ્તુઓનું મોટાપણું જણાય છે, તેમ અજ્ઞાની અજ્ઞાનના સંબંધવડે આત્મામાં દેહભાવ નક્કી કરે છે.

૨૩૭ જેમ કાચની ભૂમિમાં જલપણું અથવા જલવાળી ભૂમિમાં કાચપણું તેના અજ્ઞાનથી જણાય છે, તેમ અજ્ઞાની અજ્ઞાનના સંબંધથી આત્મામાં દેહપણું જુએ છે.

૨૩૮ જેમ પુરુષ અગ્નિમાં મણિપણું અથવા પ્રસિદ્ધ મણિમાં અગ્નિપણું તેના અજ્ઞાનથી જુએ છે, તેમ અજ્ઞાની અજ્ઞાનના સંબંધવડે આત્મામાં શરીરપણું જુએ છે.

૨૩૯ જેમ કોઇને ભ્રાંતિથીજ દિશાનો ભ્રમ થાય છે, તેમ અજ્ઞાની અજ્ઞાનના યોગથી આત્મામાં શરીરપણું માને છે.

૨૪૦ જેમ કોઇને ચંદ્ર અથવા સૂર્ય જલમાં ચંચલપણાવડે ભાસે છે, તેમ અજ્ઞાનીને અજ્ઞાનના સંયોગથી આત્મામાં દેહપણું ભાસે છે.

૨૪૧ જેમ જાગવાથી સ્વપ્ન રહેતું નથી, તેમ તત્ત્વજ્ઞાનનો ઉદય થયા પછી દેહાદિના મિથ્યાપણાથી પ્રારબ્ધ રહેતું નથી.

૨૪૨ જેમ માટીના વાસણનું ઉપાદાનકારણ માટી છે તેમજ વેદાંતોવડે જગતનું ઉપાદાનકારણ અજ્ઞાન કહેવાય છે.

૨૪૩ જેમ દોરડીનો પરિત્યાગ કરીને મનુષ્ય ભ્રાંતિથીજ સર્પને સત્યરૂપે ગ્રહણ કરે છે, તેમ બ્રહ્મને નહિ જાણીને મૂઢબુદ્ધિવાળો મનુષ્ય જગત્ સત્યરૂપે જુએ છે.

૨૪૪ જેમ દોરડીનું રૂપ જાણવાથી સર્પનો કડકો પણ રહેતો નથી, તેમ જગતનું અધિષ્ઠાન બ્રહ્મ જાણવાથી જગત્ અભાવપણાને પામે છે.

૨૪૫ જેમ બ્રહ્મા, સનક અને શુકાદિ બ્રહ્માકારવૃત્તિવિના અર્ધો

નિમેષ પણ રહેતા નથી તેમ બ્રહ્મનિષ્ઠો પણ બ્રહ્માકારવૃત્તિવિના અર્ધો નિમેષ પણ રહેતા નથી.

૨૪૬ જેમ ઘટાદિ કાર્યમાં માટી આદિરૂપ અધિષ્ઠાન પરોવાઇને રહેલ છે, પણ માટી આદિ કારણમાં ઘટાદિરૂપ કાર્ય પરોવાઇને રહેતું નથી, તેમ આકાશાદિ કાર્યમાં કારણરૂપ બ્રહ્મજ પરોવાઇને રહ્યું છે, પણ કારણરૂપ બ્રહ્મમાં આકાશાદિરૂપ કાર્યો વસ્તુતાએ રહ્યાં નથી.

૨૪૭ જેમ જે ચેળને ભમરીએ ડંખ માર્યો હોય તે ચેળ ભયને લીધે સતત ભમરીનુંજ ધ્યાન કરવા લાગે છે, તેથી તે ચેળ મટીને ભ્રમરીરૂપ થઈ જાય છે એમ કહેવાય છે, તેમ જે દૃઢનિશ્ચયવાળો પુરુષ નિરંતર તીવ્રવેગવડે બ્રહ્મનું ધ્યાન કર્યા કરે છે તે પુરુષ પણ પોતાનું જીવપણુ ત્યજી થોડા સમયમાં બ્રહ્મરૂપ થઈ જાય છે.

૨૪૮ જેમ ભ્રાંતિ પામેલાને પ્રતીત થયેલા મોટા સાપના ભયના દુઃખનો વિનાશ કરનાર દોરડીના વાસ્તવિકસ્વરૂપનો નિશ્ચય છે, તે તેના યથાર્થવિચારથી સિદ્ધ થાય છે, તેમ ભ્રાંત મનુષ્યને પ્રતીત થયેલા મોટા સંસારના ભયના દુઃખનો વિનાશ કરનાર આત્માના વાસ્તવિક-સ્વરૂપનો નિશ્ચય છે, તે આત્માના યથાર્થવિચારથી સિદ્ધ થાય છે.

૨૪૯ જેમ રણમાં મૃગજલની માત્ર પ્રતીતિ છે તેમ જે પુરુષમાં વૈરાગ્ય ને મુમુક્ષુતા આ બંનેની મંદતા હોય તે પુરુષમાં શમાદિની માત્ર પ્રતીતિ છે, તેઓ આત્મજ્ઞાનરૂપ ફલ ઉપજાવવા સમર્થ થતાં નથી.

૨૫૦ જેમ સૂર્યનાં તીખાં કિરણોવડે બહુ તપેલી પૃથિવીનું આ પ્રસિદ્ધ ચંદ્ર પોતે પોતાનાં શીતલ કિરણોવડે રક્ષણ કરે છે તેમ અન્યના ખેદને દૂર કરવાની તત્પરતા એ આ મહાપુરુષોનો સ્વાર્થરહિત સ્વાભાવિકસ્વભાવજ છે.

૨૫૧ જેમ ભૂખ તથા તૃષાએ ઉપજાવેલા દુઃખને પોતાનાવિના અન્ય કોઇવડે ખાઇને વા પીને દૂર કરી શકાતું નથી, તેમ બંધથી મોકળા થવા માટે પોતેજ પ્રયત્ન કરવો જોઇએ.

૨૫૨ જેમ રોગીવડે પથ્ય અને ઓસડનું સેવન કરવાથી તેના આરોગ્યની સિદ્ધિ થાય છે, પણ અન્યના સેવેલા ઓસડ તથા પથ્યરૂપ

કર્મવડે રોગીના રોગરહિતપણાની સિદ્ધિ ક્યાંઈ જોવામાં આવતી નથી તેમ બંધથી મોકળા થવામાટે પોતેજ પ્રયત્ન કરવો જોઇએ, અન્યના પ્રયત્નથી બંધની નિવૃત્તિ થતી નથી.

૨૫૩ જેમ ચંદ્રનું સ્વરૂપ પોતાનાજ નેત્રવડે જાણવાયોગ્ય છે, અન્ય મનુષ્યોના નેત્રોવડે તે જાણવાયોગ્ય નથી, તેમ બ્રહ્મથી અભિન્ન આત્મરૂપ વસ્તુનું સ્વરૂપ પણ પોતાના સ્વરૂપના સ્પષ્ટજ્ઞાનરૂપ નેત્રવડે (વૃત્તિવડે) પોતેજ જાણવાયોગ્ય છે, અન્યવડે તે જાણવાયોગ્ય નથી.

૨૫૪ જેમ વીણાના રૂપનું સુંદરપણું અને તેના તારો વગાડવાનું નિપુણપણું સાંભળનારા લોકની પ્રસન્નતા માટે છે, પણ તે ચક્રવર્તિરાજ્યની પ્રાપ્તિમાટે સમર્થ થતાં નથી, તેમ અન્ય સાધનો લોકોને પ્રસન્ન કરવામાં ઉપયોગી થાય છે, પણ મોક્ષના લાભમાટે ઉપયોગી થતાં નથી.

૨૫૫ જેમ ઓસડ પીધાવિના ઓસડના નામથી રોગ દૂર થતો નથી, તેમ બ્રહ્મના અપરોક્ષજ્ઞાનવિના 'હું બ્રહ્મ છું' આવા બ્રહ્મના શબ્દોવડે મનુષ્ય મોક્ષ પામતો નથી.

૨૫૬ જેમ પોતાના વિરોધી રાજાઓનો રણમાં વિનાશ કર્યાવિના અને સઘળી પૃથિવીની લક્ષ્મી દિગ્વિજયવડે પ્રાપ્ત કર્યાવિના 'હું પૃથિવીનો ચક્રવર્તિરાજા છું' આવા કથનમાત્રથી ચક્રવર્તિરાજા થઇ શકાતું નથી, પણ દુર્દશાનીજ પ્રાપ્તિ થાય છે, તેમ કામાદિ શત્રુઓનો વિનાશ કર્યાવિના ને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કર્યાવિના 'હું બ્રહ્મ છું' આવા કથનમાત્રથી બ્રહ્મસ્વરૂપે સ્થિતિ કરી શકાતી નથી, પણ દુર્દશાનીજ પ્રાપ્તિ થાય છે.

૨૫૭ જેમ પૃથિવીમાં રહેલું ધન યથાર્થ કહેનારના વચનની, કોદાળી આદિવડે ખોદવાની, ઉપર રહેલા પથ્થરાદિને બહાર કાઢી નાંખવાની, અને હાથવડે તેનું ગ્રહણ કરવાની અપેક્ષા રાખે છે, પણ 'હે ધન તું મને પ્રાપ્ત થઈ જા' એવા બહારના શબ્દોવડેજ તે ધન બહાર નીકળતું નથી, ને પ્રાપ્ત થતું નથી, તેમ અવિદ્યા ને તેનાં કાર્યોથી ઢંકાયેલું અને પોતાનું પવિત્ર વાસ્તવિકસ્વરૂપ, બ્રહ્મવેત્તાના ઉપદેશવડે એકાંતમાં તેના મનનવડે અને બ્રહ્મના નિરંતર ધ્યાનાદિવડે પ્રાપ્ત થાય છે, પણ કુયુક્તિઓવડે તે પ્રાપ્ત થતું નથી.

૨૫૮ જે વિપરીતબુદ્ધિવાળો મનુષ્ય પોતાના સ્થૂલશરીરના પોષણની ઇચ્છાવાળો થયો છતો આત્માના સાક્ષાત્કારને ઇચ્છે છે તે વિપરીત-બુદ્ધિવાળો મનુષ્ય મગરને લાકડાની બુદ્ધિવડે પકડીને નદીને તરવાનો પ્રયત્ન કરે છે.

૨૫૯ જેમ સોનું અને જલ કડાં આદિરૂપ ને તરંગાદિરૂપ તેમના કાર્યના ભેદથી ભેદ પામે છે, તેમ આ પ્રાણ વૃત્તિના ભેદથી પોતેજ પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન ને સમાન થાય છે.

૨૬૦ જેમ સુથારને વાંસલો આદિ લાંકડાં છોલવાનું કરણ છે તેમ આ લિંગશરીર ચેતનરૂપ પુરુષના સર્વ લૌકિકવૈદિકકર્મનું કરણ (સાધન) છે.

૨૬૧ જેમ અગ્નિની દાહકશક્તિ અગ્નિથી અભિન્ન નથી તેમ આ માયા આત્માની શક્તિ હોવાથી આત્માથી અભિન્ન નથી.

૨૬૨ જેમ દોરડીના જ્ઞાનથી સર્પની ભ્રાંતિ નાશ પામે છે, તેમ માયા ને માયાના કાર્યોરૂપ મલથી રહિત ને અદ્વિતીયબ્રહ્મના જ્ઞાનવડે તે માયા નાશ પામનારી છે.

૨૬૩ જેમ ઝાંઝવાનું પાણી મિથ્યા છે તેમ માયાથી માંડીને સ્થૂલ-શરીરપર્યંત સર્વ માયાનું કાર્ય મિથ્યા છે.

૨૬૪ જેમ કોશેટો કરનાર જીવડો પોતાના સુખનું સાધન સમજીને બહુ શ્રમવડે ઉપજાવેલા તાંતણાઓવડે પોતે બંધન પામે છે, તેમ જીવ સુખનું સાધન સમજીને પોતે કલ્પેલા સંસારવડે પોતે બંધનનો અનુભવ કરે છે.

૨૬૫ જેમ સૂર્યના તેજથી ઉપજેલી વાદળાંઓની હાર સૂર્યને ઢાંકીને પોતે પ્રતીત થાય છે, તેમ આત્માથી ઉત્પન્ન થયેલો અહંકાર આત્મ-તત્ત્વને ઢાંકીને પોતે પ્રતીત થાય છે.

૨૬૬ જેમ ઘાટાંવાદળાંવાળા દિવસમાં ઘાટાંવાદળાંઓવડે સૂર્ય ઢંકાઈ જવાથી ભયંકર ને ટાઢો તોફાની વાયુ આ વાદળાંઓને જ્યાં ત્યાં ભમાવીને પીડે છે, તેમ ઘાટાઅજ્ઞાનવડે આત્મા ઢંકાઈ જવાથી, રજોગુણની બલવાન્ વિક્ષેપશક્તિ, વિવેકરહિત બુદ્ધિવાળાપુરુષને બહુ દુઃખોવડે અનેક યોનિઓમાં ભ્રમણ કરાવે છે.

૨૬૭ સંસારરૂપ વૃક્ષનું બીજ અજ્ઞાનજ છે, સ્થૂલશરીરમાં આત્માની બુદ્ધિ અંકુર છે, વિષયેચ્છા પાનડાં છે, પુણ્યપાપરૂપકર્મ જલ છે, દેવાદિ શરીર થડ છે, પ્રાણો શાખાઓ છે, ઇંદ્રિયોનો સમૂહ શાખાઓનાં અગ્રો છે, વિષયો ફૂલો છે, અનેક કર્મોથી ઉત્પન્ન થયેલું ઘણા પ્રકારનું દુઃખ ફલ છે અને આમાં (સંસારરૂપ વૃક્ષમાં) ફલને ભોગવનારો જીવ પક્ષી છે.

૨૬૮ જેમ જલને આશરે રહેલી મલિનતામાંથી ઉપજેલી લીલનાં સમૂહવડે વાવમાં રહેલું નિર્મલજલ પ્રતીત થતું નથી, તેમ પોતાની (આત્માની) અવિદ્યારૂપ શક્તિમાંથી ઉપજેલા અન્નમયાદિ પાંચ કોશોવડે ઢંકાયલો આત્મા ચિદાનંદરૂપે પ્રતીત થતો નથી.

૨૬૯ જેમ નિર્મલજલને ઢાંકનારી તે લીલને દૂર કરવાથી નિર્મલ, તૃષા તથા તાપને મટાડનારું અને પીતાંજ તુરત આનંદ આપનારું ઉત્તમજલ પુરુષને સ્પષ્ટ પ્રતીત થાય છે તેમ આત્માને ઢાંકનાર અન્નમયાદિ પાંચ કોશોનો અપવાદ કરવાથી આ અવિદ્યારૂપ મલિનતાથી રહિત, અવિનાશી, આનંદરૂપ, એકરસ, સર્વની અંતર રહેલ, અવિદ્યાથી પર અને સ્વયંપ્રકાશરૂપ આત્મા વિવેકીઓને પ્રતીત થાય છે.

૨૭૦ જેમ સ્થૂલશરીરના પડછાયામાં, જલાદિમાં પ્રતિબિંબિત શરીરમાં, સ્વપ્નના શરીરમાં અને મનોરાજ્યવડે મનમાં કલ્પેલા શરીરમાં મનુષ્યને કાંઇ પણ, ગૌણરૂપે પણ, આત્માની બુદ્ધિ નથી, તેમ આ જીવતા સ્થૂલશરીરમાં પણ તેને આત્માની બુદ્ધિ ન હોવી જોઇએ.

૨૭૧ જેમ બહારના પદાર્થોથી રહિત સ્વપ્નમાં મનજ પોતાની શક્તિવડે ભોક્તાદિ સર્વ જગત્‌ને રચે છે, તેમ જાગ્રત્‌માં પણ મનજ પોતાની શક્તિવડે આ ભોક્તાદિ સર્વ જગત્‌ને રચે છે.

૨૭૨ જેમ વાયુવડે દૂરદેશમાંથી વરસાદ લેવાય છે અને વાયુવડેજ તે વરસાદ પાછો દૂર લઇ જવાય છે, તેમ મનવડે બંધ કલ્પાય છે ને મનવડેજ મોક્ષ કલ્પાય છે.

૨૭૩ જેમ વાયુવડે વાદળાંનો સમૂહ ભમાવાય છે તેમ મનવડે સર્વ જગત્ ભમાવાય છે.

૨૭૪ જેમ મંદઅંધકારમાં પડેલી દોરડીમાં કલ્પાયેલો મિથ્યાસર્પ ભ્રાંતિના સમયમાંજ રહે છે, ભ્રાંતિનો નાશ થવાથી સર્પ નથીજ, ને તેનું જ્ઞાન પણ નથી, તેમ સ્વરૂપના વિસ્મરણથી મિથ્યાજ્ઞાનવડે ઉદય પામેલા આ જીવની સત્તા જ્યાંસુધી ભ્રાંતિ છે, ત્યાંસુધીજ છે, પછી નથી.

૨૭૫ જેમ જે જલ કાદવવાળું હોય તે જલ નિર્મલીફલ આદિવડે કાદવ દૂર થવાથી અત્યંત નિર્મલ જણાય છે, તેમ આત્મા પણ વિવેકે કરેલા ઉપાધિરૂપ દોષના અભાવમાં નિરાવરણજ્ઞાનવાળો જણાય છે.

૨૭૬ જેમ અવિવેકી પુરુષ ઘડાના જલમાં પ્રતિબિંબરૂપે જણાતા સૂર્યના બિંબને જોઇને આ સૂર્યજ છે એમ માને છે, તેમ અવિવેકી પુરુષ બુદ્ધિરૂપ ઉપાધિમાં રહેલા ચિદાભાસને (ચેતનના પ્રતિબિંબને) વિષે ભ્રમવડે હું (આત્મા) એમજ અભિમાન કરે છે.

૨૭૭ જેમ વિવેકીવડે ઘડો, તેમાંનું જલ, ને તેમાં પડેલું સૂર્યનું પ્રતિબિંબ આ સર્વનો પરિત્યાગ કરીને આ ત્રણેયને પ્રકાશનારો, તે ત્રણેય ઉપાધિથી રહિત, ને પોતાના પ્રકાશમાં અન્ય પ્રકાશની અપેક્ષા નહિ રાખનારો સૂર્ય નિર્દોષનેત્રોવડે સારી રીતે જોવાય છે, તેમ સ્થૂલ-શરીર, બુદ્ધિ ને ચેતનનું પ્રતિબિંબ આ સર્વનો પરિત્યાગ કરીને બુદ્ધિ-રૂપ ગુફામાં રહેલા સાક્ષી અવિનાશી, જ્ઞાનરૂપ, સર્વને પ્રકાશનાર, કાર્ય ને કારણથી વિલક્ષણ, વ્યાપક, સર્વમાં અનુગત, પરમસૂક્ષ્મ, બહાર ને અંતર એવા ભેદથી રહિત, પોતાના સ્વરૂપથી અભિન્ન, પોતાના સ્વરૂપભૂત આ આત્માને સંશયવિપર્યયથી રહિત અનુભવીને દુર્વાસનાઓના હેતુભૂત પાપથી રહિત, મનોવિકારોના હેતુભૂત રજોગુણથી રહિત, વિષયાસક્તિ-રૂપ મૃત્યુથી રહિત, પ્રતિકૂલજ્ઞાનને અભાવે શોકથી રહિત, આનંદઘન ને જ્ઞાનસ્વરૂપ થાય છે.

૨૭૮ જેમ દીવા ને પતંગીઆનું, રાજા ને સેવકનું, સાગર ને કૂવાનું અને મેરુ ને પરમાણુનું એકપણું નથી તેમ ઈશ્વર ને જીવના વાચ્યનું એકપણું નથી. (લક્ષ્યનું એકપણું છે.)

૨૭૯ જેમ રાજાનું રાજ્ય ને યોધાની ઢાલ એ બન્ને દૂર કરવાવડે પછી રાજા નથી, ને યોધો પણ નથી, માત્ર મનુષ્યજ રહે છે, તેમ આ

બંને (માયા તથા પંચકોશ) ઉપાધિ ઈશ્વર તથા જીવના છે. તે બન્નેનું મિથ્યાપણું સારી રીતે નક્કી કરવાથી ઈશ્વર એવું નામ રહેતું નથી ને જીવ એવું નામ પણ રહેતું નથી, માત્ર બ્રહ્મજ રહે છે.

૨૮૦ જેમ ઘટાદિ સર્વ માટીનું કાર્ય વિચારવડે નિરંતર માટીમાત્રજ નક્કી કર્યું છે, તેમ આ સમગ્ર સત્‌માંથી (બ્રહ્મમાંથી) ઉપજેલું સદ્રૂપ–બ્રહ્મમાત્રજ–છે.

૨૮૧ જેમ દોરડીની સત્તાવડે સત્તાવાળો થયેલો સર્પ દોરડીથી ભિન્ન નથી, તેમ બ્રહ્મની સત્તાવડે સત્તાવાળું થયેલું આ જગત્ બ્રહ્મથી ભિન્ન નથી.

૨૮૨ જેમ દર્પણની અંતર પ્રતિબિંબરૂપ નગર પ્રતીત થાય છે, તેમ બ્રહ્મમાં આ પ્રતીતિમાત્ર જગત્ પ્રતીત થાય છે.

૨૮૩ જેમ નાટક સમાપ્ત થવે ભવાયો લીધેલા વેષને ત્યજી દે છે તેમ વિવેકીપુરુષ સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર કરીને પોતાના મિથ્યા શરીરના અભિમાનનો ત્યાગ કરે છે.

૨૮૪ જેમ વર્ષાઋતુમાં વાયુવડે આણેલો વરસાદ ઘરોને પાડી નાંખવા આદિ ઘણો અનર્થ કરે છે તેમ ક્ષીણ થઇ ગયેલો અહંકાર જો ભૂતભવિષ્યના પદાર્થોના ચિંતનવડે થોડો સમય પણ પુનઃ સજીવન થાય તો તે સેંકડો વિક્ષેપો ઉપજાવે છે.

૨૮૫ જેમ અતિ સૂકાઈ ગયેલા લિંબુના ઝાડને જલ પુનઃ સજીવન કરે છે તેમ વિષયોનું ચિંતન અહંકારને પુનઃ સજીવન કરે છે.

૨૮૬ જેમ ઘાટું અંધારું બહુ જામેલું છતાં પણ અરુણના અજવાળાથી યત્નવિના વિનાશ પામે છે, તેમ બ્રહ્મભાવનાના વેગનો ઉદય થવાથી આ અહંકારાદિની વાસના પણ વિનાશ પામે છે.

૨૮૭ જેમ સૂર્યનો ઉદય થવાથી અંધારું ને અંધારાના કાર્યરૂપ ખાડામાં પડવું ઇ૦ અનર્થના સમૂહ જોવામાં આવતા નથી, તેમ અદ્વૈતાનંદરૂપ અમૃતનો અનુભવ થવાથી અહંકારાદિ બંધ નથીજ, ને દુઃખનો ગંધ પણ નથી.

૨૮૮ જેમ સ્ત્રી પોતાના પ્રિય ઉપપતિને પોતાના સ્મરણવડે વિક્ષેપ-

યુક્ત કરે છે, તેમ આત્મસ્વરૂપની વિસ્મૃતિ જ્ઞાનીને પણ વિષયની અભિમુખ થયેલો જોઇને અહંકારાદિ બુદ્ધિના દોષોવડે વિક્ષેપયુક્ત કરે છે.

૨૮૯ જેમ હાથવડે જલઉપરથી દૂર કરેલી લીલ અન્યસ્થલે ક્ષણમાત્ર પણ રહેતી નથી, પણ પાછી હતી તે જગાએ આવીને તે જલને ઢાંકે છે, તેમજ આત્માઉપરથી દૂર કરેલી અવિદ્યા પણ બહિર્મુખ થયેલા જ્ઞાનીને (જ્ઞાનીના આત્માને) ઢાંકી દે છે.

૨૯૦ જેમ પ્રમાદથી હાથમાંથી પડી ગયેલો રમવાનો દડો પગથીઆની હાર પર પડીને ત્યાંથી નીચે નીચે પડતો જાય છે, તેમ પ્રમાદથી આત્મરૂપ લક્ષ્યમાંથી છૂટું પડેલું ચિત્ત જો થોડું પણ બહિર્મુખ થાય તો તે વિષયચિંતનાદિ અનર્થની પરંપરામાં પડતું પડતું અધોગતિને પામે છે.

૨૯૧ જેમ સત્યવાદી અચોરને (ચોરી નહિ કરનારને) રાજા પરીક્ષા કરીને છોડી મૂકે છે, ને તે માન પામે છે, અને મિથ્યાવાદી ચોરને રાજા શિક્ષા કરે છે, ને તે દુઃખી થાય છે, તેમ પોતાને બ્રહ્મ સમજનાર સત્યવાદી બંધથી મોકળો થઈ પરમાનંદસ્વરૂપ થાય છે, ને પોતાને દેહ માનનાર મિથ્યાવાદી સંસારમાં ભ્રમણ કરી દુઃખી થાય છે.

૨૯૨ જેમ સ્વપ્નવાળાને જાગ્રત્ નથી ને જાગેલાને સ્વપ્ન નથી, તેમ દેહાદિમાં આસક્તિવાળાને મુક્તિ નથી ને મુક્તને દેહાદિમાં આસક્તિ નથી.

૨૯૩ જેમ યથાર્થરીતે દોરડીના સ્વરૂપના અનુભવથી દોરડીપરના આવરણની નિવૃત્તિ, સર્પરૂપ મિથ્યાજ્ઞાનનો વિનાશ, ને સર્પના જ્ઞાનથી ઉપજેલાં ભયાદિ દુઃખોની નિવૃત્તિ થાય છે તેમ યથાર્થરીતે પદાર્થનું જ્ઞાન થવાથી આવરણની નિવૃત્તિ, મિથ્યાજ્ઞાનનો વિનાશ તથા વિક્ષેપથી ઉપજેલાં ભયકંપાદિ દુઃખોની નિવૃત્તિ થાય છે.

૨૯૪ જેમ જે પક્ષીની એક પાંખ કપાઈ ગઈ હોય તે ન ઊડી શકવાથી પોતાના માળાઉપર જઈ શકતું નથી તેમ જે મુમુક્ષુની વૈરાગ્ય તથા જ્ઞાનરૂપી પાંખોમાંની એક પાંખ પણ કપાઈ ગઈ હોય તે મુમુક્ષુ મુક્તિરૂપ મહેલમાં પ્રવેશ કરી શકતો નથી.

૨૯૫ જેમ દોરડીમાં જોયેલો સાપ ત્રણેય કાલમાં નથી, ને ઝાંઝવાના પાણીમાં જલનું ટીપું પણ ત્રણેય કાલમાં નથી તેમ બ્રહ્મમાં જગત્ પણ ત્રણેય કાલમાં નથી.

૨૯૬ જેમ જાગ્રત્‌થી સ્વપ્નનાં કર્મો વિનાશ પામે છે તેમ 'હું બ્રહ્મ છું' આ અનુભવથી સો કરોડ કલ્પમાં સંપાદન કરેલું સંચિતકર્મ વિનાશ પામે છે.

૨૯૭ જેમ આકાશ સુરાથી ભરેલા ઘડાના સંબંધવડે સુરાના ગંધથી સંબંધ પામતું નથી, તેમ આત્મા દેહાદિરૂપ ઉપાધિના સંબંધવડે તેના ધર્મોથી સંબંધ પામતો નથીજ.

૨૯૮ જેમ દૂર રહેલા કોઇ અન્ય પશુપર વાઘની બુદ્ધિવડે વેગથી છોડેલું બાણ પછી તેમાં ગાયની બુદ્ધિ થાય તોપણ સ્થિર થતું નથી, પરંતુ અત્યંતવેગવડે નિશાનને છેદે છે, તેમ જ્ઞાનના ઉદયથી પહેલાં જેણે શરીરાદિરૂપ ફલ દેવાનો આરંભ કર્યો છે તે પ્રારબ્ધકર્મ પોતાનું ફલ આપ્યાવિના આત્મજ્ઞાનથી નાશ પામતું નથી.

૨૯૯ જેમ જાગેલો માણસ સ્વપ્નમાં પ્રતીત થયેલા શરીરમાં અને તે દેહના ઉપયોગમાં આવેલી પુત્રધનાદિ સામગ્રીમાં અહંતામમતા કરતો નથીજ, પરંતુ કેવલ જાગ્રત્‌વડે સ્થિત થાય છે તેમ અવિદ્યાથી પર બ્રહ્મમાં રહેનારો જ્ઞાની બ્રહ્મરૂપે રહે છે અન્યને (કર્મ તથા તેના ફલને) જોતો વા ઇચ્છતો નથી.

૩૦૦ જેમ જાગેલા પુરુષને સ્વપ્નમાં જોયેલા પદાર્થની સ્મૃતિ મિથ્યા-પદાર્થને વિષય કરનારી થાય છે, તેમ બ્રહ્મવેત્તાને ભોજન ને મલ-ત્યાગાદિમાં મિથ્યા જાણીને પ્રવૃત્તિ થાય છે.

૩૦૧ જેમ અવયવરહિત ને કલ્પનારહિત કાલમાં લોકોએ સૂર્યનાં પ્રતીત થતા વારંવારના ભ્રમણવડે કલ્પ, વર્ષ, અયન ને ઋતુ આદિ કલ્પ્યાં છે, તેમ નિરવયવ ને કલ્પનારહિત આત્મામાં અજ્ઞાની મનુષ્યોએ પોતાની ભ્રાંતિથી સ્થૂલાદિ પદાર્થો આરોપેલા છે.

૩૦૨ જેમ ઝાંઝવાના પાણીનો મોટો પ્રવાહ ખારી ભૂમિના ભાગને ભીની કરતો નથી તેમ અવિદ્યાદિ ઘણા દોષોથી દોષવાળા થયેલા

અવિવેકીઓવડે જે કલ્પેલું હોય તે કદીપણ તેના આશ્રયને દોષવાળું કરતું નથી.

૩૦૩ જેમ આકાશનો વાદળાંની સાથે સંબંધ નથી, તેમ સાક્ષીનો સૂક્ષ્મશરીરની સાથે સંબંધ નથી.

૩૦૪ જેમ ઘરના ધર્મો તેને પ્રકાશનાર દીવાને સ્પર્શ કરતા નથી, તેમ અંતઃકરણાદિથી વિપરીતસ્વભાવવાળા, વિકારરહિત ને ઉદાસીન સાક્ષીને અંતઃકરણાદિરૂપ સાક્ષ્યના કર્તાપણું આદિ ધર્મો સ્પર્શ કરી શકતા નથી.

૩૦૫ જેમ સૂર્યનો મનુષ્યાદિનાં શુભાશુભકર્મમાં સાક્ષિભાવ છે, જેમ બળવાયોગ્ય શુભાશુભમાં અગ્નિનું દાહ કરવાપણું છે અને જેમ દોરડીનો કલ્પિત સર્પાદિરૂપ વસ્તુની સાથે કલ્પિતસંબંધ છે, તેમ અવિકારી ને ચેતનસ્વરૂપવાળા સાક્ષીનો સ્થૂલશરીર ને સૂક્ષ્મશરીરાદિની સાથે કલ્પિતસંબંધ છે.

૩૦૬ જેમ નેત્રવાળાઓ રૂપથી ભિન્ન કશું જોતા નથી તેમ બ્રહ્મવેત્તાઓ બ્રહ્મથી ભિન્ન કશું જોતા નથી.

૩૦૭ જેમ હું દેવદત્ત છું એવું જ્ઞાન દેશકાલાદિની અપેક્ષાવિનાનું છે તેમ આ બ્રહ્મવેત્તાનું 'હું બ્રહ્મ છું' આ જ્ઞાન પણ દેશકાલાદિની અપેક્ષાવિનાનું છે.

૩૦૮ જેમ બાલક ભૂખને તથા ટાઢતડકા આદિવડે થતી શરીરની પીડાને ભૂલી જઇને રમવાની વસ્તુઓની સાથે રમે છે તેમ મમતારહિત, અહંકારરહિત ને સુખી બ્રહ્મવેત્તા ભૂખને તથા શરીરની પીડાને ભૂલી જઇને બ્રહ્મરૂપ વસ્તુની સાથે પોતાની પવિત્ર ને એકાગ્ર વૃત્તિવડે રમે છે.

૩૦૯ જેમ સમુદ્રમાં નદીના પ્રવાહો પેસે છે તેમ યોગીમાં બીજાએ અર્પણ કરેલા વિષયો પ્રાપ્ત થઇને બ્રહ્મસ્વરૂપેજ લીન થાય છે.

૩૧૦ જેમ અત્યંતકામીની ભોગેચ્છા પણ પોતાની માતામાં રોકાઈ જાય છે તેમ પૂર્ણાનંદરૂપ બ્રહ્મને અનુભવવાથી બ્રહ્મવેત્તાની વૃત્તિ પણ મિથ્યાવિષયોમાં રાગપૂર્વક વેગવાળી થતી નથી.

૩૧૧ જેમ શ્રુતિઓ તટસ્થ રહીને ઉપદેશ કરે છે તેમ શ્રીસદ્ગુરુઓ પણ તટસ્થ રહીને અદ્વૈતબ્રહ્મનો ઉપદેશ કરે છે.

૩૧૨ જેમ સ્વચ્છ સૂર્યરૂપ વસ્તુનું સ્વરૂપ નહિ જાણીને અજ્ઞાની-મનુષ્યોવડે, નહિ ઘેરાયલો સૂર્ય પણ ઘેરાયલાજેવો જણાવાથી, ભ્રાંતિ-વડે તે રાહુથી ઘેરાયેલો છે એમ કહેવાય છે, તેમ અજ્ઞાનીઓ દેહાદિ બંધથી અત્યંતરહિત ઉત્તમબ્રહ્મવેત્તાને તેમના સ્થૂલશરીરનો આભાસ જણાવાથી પોતાના જેવા દેહવાળા જુએ છે.

૩૧૩ જેમ સર્પ ઉપત્વચાને (કાંચળીને) મૂકી દઇને રહે છે તેમ આ બ્રહ્મવેત્તા સ્થૂલશરીરને (સ્થૂલશરીરમાં રહેલી અહંતામમતાને) મૂકી દઇને રહે છે.

૩૧૪ જેમ નદીના પ્રવાહવડે લાકડું નીચા ને ઉંચા સ્થલમાં લઈ જવાય છે, તેમ પ્રારબ્ધવડે જીવન્મુક્તનું સ્થૂલશરીર સમયને અનુસરીને અન્નપાનાદિના ઉપભોગમાં લઇ જવાય છે.

૩૧૫ જીવન્મુક્ત સ્થૂલદેહમાં ચાકડાના મૂલની પેઠે સંકલ્પવિકલ્પ-રહિત અને સાક્ષીની પેઠે મૌન રહે છે.

૩૧૬ જેમ ઝાડપરથી ખરી પડેલું પાંદડું વહેળામાં અથવા નદીમાં કિંવા શિવમંદિરમાં કે ચૌટામાં પડે તેની સાથે ઝાડને કાંઈ સંબંધ નથી તેમ સ્થૂલશરીરના પડવાની સાથે આત્માને કાંઈ સંબંધ નથી.

૩૧૭ જેમ ઝાડના પાંદડાં, ફૂલ તથા ફલનો નાશ થાય છે પણ તેથી ઝાડનો નાશ થતો નથી તેમ સ્થૂલશરીર, ઇંદ્રિયો, પ્રાણ ને બુદ્ધિનો વિનાશ થાય છે, પણ તેથી સદ્રૂપ ને આનંદરૂપ આત્માનો વિનાશ થતો નથીજ.

૩૧૮ જેમ પથ્થર, ઝાડ, ખડ, ધાન્ય ને ભુસું આદિ બળ્યાં છતાં માટીજ થાય છે, તેમ સ્થૂલશરીર, ઇંદ્રિયો, પ્રાણ ને મનાદિ સર્વદ્રશ્ય, જ્ઞાનાગ્નિવડે બળ્યું છતું-મિથ્યા નક્કી થયું છતું-બ્રહ્મભાવને પામે છે.

૩૧૯ જેમ સૂર્યના પ્રકાશથી વિલક્ષણ અંધારું સૂર્યનો ઉદય થયે સૂર્યના પ્રકાશમાં લીન થાય છે તેમ બ્રહ્મથી વિલક્ષણ સર્વ જગત્ જ્ઞાનની પ્રાપ્તિ થયે બ્રહ્મમાં અત્યંત લીન થાય છે.

૩૨૦ જેમ દૂધમાં નાંખેલું દૂધ, તેલમાં નાંખેલું તેલ ને જલમાં નાંખેલું જલ મળી જઇને એકપણાને પામે છે તેમ આત્માને જાણનાર મુનિ આત્મામાં એકપણાને પામે છે.

૩૨૧ જેમ ક્રિયારહિત દોરડીમાં પ્રાતિભાસિક સર્પની પ્રતીતિ ને નિવૃત્તિ જણાય છે, તેમ અવિકારી આત્મામાં બંધ ને તેની નિવૃત્તિ જણાય છે.

૩૨૨ જેમ અવિવેકીઓ વાદળાએ કરેલા નેત્રના આવરણને સ્વયંપ્રકાશ સૂર્યમાં મિથ્યા કલ્પે છે, તેમ અવિવેકીઓ અવિદ્યાના કાર્યરૂપ બુદ્ધિના ગુણ બંધ તથા મોક્ષને અસંગ આત્મામાં મિથ્યાજ કલ્પે છે.

૩૨૩ સ્પર્શમણિ—પારસમણિ લોઢાને સુવર્ણપણાને પમાડે છે પણ લોઢાને સ્પર્શમણિપણાને પમાડતો નથી જ્યારે શ્રીસદ્ગુરુ તો પોતાનો આશ્રય કરનાર શિષ્યને પોતાના જેવો કરે છે માટે તેઓશ્રી ઉપમારહિત અલૌકિકજ છે.

૩૨૪ જેમ મુખ્યચંદનના વૃક્ષમાંથી ફેલાયેલા સુગંધવડે આસપાસનાં અન્ય વૃક્ષો પણ સ્થાયી સુગંધવાળાં થઈ જાય છે, એટલુંજ નહિ, પણ તેઓ શરીરરહિત ને શરીરવાળાંના (એક) તાપને નિર્મૂલ કરે છે, તેમ સદ્ગુરુથી જ્ઞાન પામેલા ને કરુણાયુક્ત હૃદયવાળા શિષ્યો પણ પ્રારબ્ધને લીધે પોતાની સમીપમાં રહેલાના ત્રણ પ્રકારના તાપને ને ત્રણ પ્રકારનાં પાપને પોતાનાં વચનોવડે ધોઈ નાંખે છે, તેથી મુખ્યચંદનના કરતાં પણ શ્રીસદ્ગુરુ શ્રેષ્ઠ છે.

૩૨૫ જેમ વેષ કાઢનાર પુરુષ વેષ ધારણ કરનાર માત્રજ છે પણ જેનો વેષ ધારણ કર્યો છે એવો વ્યાઘ્ર, સિંહ કે સ્ત્રી આદિ તે નથી તેમ શરીરમાં રહેલો આત્મા જે અનુભવવડે શરીરથી ભિન્ન છે તે સાક્ષી છે પણ શરીર નથી.

૩૨૬ જેમ ઘણા સમયથી રોતા પોતાના બાલકને શાંતિ આપવા માટે તે બાલકની મા આની આગળ દ્રાક્ષ, ખજુર, કેરી અથવા સારું કેળું મૂકે છે, તેમ ઘણા જન્મોમાં ઉપજેલા અજ્ઞાનના સંસ્કારના સંબંધથી પરવશ થયેલા અત્યંત મૂઢચિત્તને શાંતિ આપવામાટે ઉપનિષદ્ સમ્યક્ અધિકારપ્રમાણે અનેક આત્મજ્ઞાનનાં સાધનોવડે ઉપદેશ કરે છે.

૩૨૭ જેમ રાત્રિ વા દિવસ સૂર્યમાં નથી પણ પૃથિવીરૂપ ઉપાધિને

લીધે આ દૃષ્ટિનો દોષ છે તેમ જન્મમરણરૂપબંધ આત્માના નથી, જીવની ઉપાધિને લીધે આ દોષ છે.

૩૨૮ જેમ દૂધની અંતર જલ જાણવામાં ન આવે એમ રહે છે, તેમ આ જગત્ અજ્ઞાનની અંતર જાણવામાં ન આવે એમ રહેલું છે.

૩૨૯ જેમ જલ વાયુથી ઉપડેલા ને ચારે બાજુ દોડતા તરંગોની સાથે ચાલે છે, તેઓની અંતર, આગળ ને પાછળ પણ તે જલ રહેલું છે, ને તરંગો શાંત થવાથી તે જલ પૂર્વની પેઠે સ્થિર પ્રતીત થાય છે, તેમ આત્મા પણ મનની ક્રિયાઓની સાથે ક્રિયા કરતો ને મનની સ્થિરતામાં અક્રિય પ્રતીત થાય છે.

૩૩૦ જેમ વાદળું સૂર્યને જોનારાની દૃષ્ટિને રોકે છે, સૂર્યના બિંબને આવરણ કરતું નથી, (જો એમ ન હોય તો સૂર્યવિના વાદળું કોનાથી પ્રતીત થાય ?) તેમ જગત્ જોનારના અંતઃકરણને આવરણ કરે છે, પણ પોતાને પ્રકાશનાર ને પ્રવૃત્ત કરનાર પરમાત્માને આવરણ કરતું નથી.

૩૩૧ જેમ સૈન્ય ને ભંડાર આદિ સર્વ વૈભવસહિત સ્વપ્નના રાજ્યને ભોગવનારો પુરુષ પુનઃ જાગ્રત્‌ને પામીને હું રાજ્યથી ભ્રષ્ટ થયો આવા પ્રકારના શોકને પ્રાપ્ત થતો નથી, કેમકે તે તેને મિથ્યા માનનારો છે, અને જેમ સ્વપ્નમાં નહિ સંગ કરવાયોગ્યનો સંગ કરવા આદિ પાપને કરતો છતો તેવડે તે દોષવાળો થતો નથી, કેમકે સ્વપ્નના કર્મને તે મિથ્યા માને છે, તેમ જાગ્રદવસ્થામાં પણ સઘળા વ્યવહારને જો તે સ્વપ્નની પેઠે વિસરી જાય તો તેની પેઠે (સ્વપ્નની પેઠે) તે દોષનો ભાગી થતો નથી.

૩૩૨ જેમ અત્યંત અસત્ છતાં પણ સ્વપ્નમાં પ્રતીત થયેલી સ્ત્રીના સંગવડે થતા સુખથી વીર્યનું સ્ખલન થાય છે, તેમ અસત્કારણવાળું આ જગત્ સત્‌ના સદૃશપણાથી સત્યના જેવું જણાય છે.

૩૩૩ જેમ અગ્નિ ભીનાં લાકડાંને તુરત સ્પર્શ કરતો નથી, કિંતુ તાપથી સૂકાયેલાને તે તુરત સ્પર્શ કરે છે, તેમ વિષયોના દૃઢ રાગોવડે ભીના થયેલા આ ચિત્તને, પોતાનાં શાસ્ત્રમાં કહેલાં કર્મોવડે, સંતાનો-વડે કે દ્રવ્યવડે શુભસંસ્કારવાળું કર્યું હોય તોપણ જ્ઞાનરૂપ અગ્નિ તેને

તુરત સ્પર્શ કરતો નથી, કિંતુ વૈરાગ્યવડે સૂકાયેલા ચિત્તને તે જ્ઞાનરૂપ અગ્નિ તુરત સ્પર્શ કરે છે.

૩૩૪ જેમ સારી રીતે જાણેલી દોરડીવડે અભ્રાંતિથી પ્રતીત થયેલો સર્પ ઢંકાઈ જાય છે, તેમ જેવડે આ જગત્ અનેક પ્રકારે વ્યવહાર કરે છે તે ઈશ્વરવડે આ જગત્ સારી રીતે ઢાંકી દેવાને યોગ્ય છે.

૩૩૫ જેમ બલપૂર્વક નાંખેલા ખીલાઓને પણ ઓજારવડે ઉખેડી નાંખવામાં આવે છે તેમ હૃદયમાં ઘર કરીને રહેલી સર્વ કામનાઓને પણ મુમુક્ષુએ વૈરાગ્યવડે મૂલસહિત ઉખેડી નાંખવી જોઇએ.

૩૩૬ જેમ સમુદ્રનું જલ જે અંતરમાં જામી ગયું તે મીઠાના નામને પામે છે, પુનઃ તે સમુદ્રના જલમાં નાંખેલું વિલયને પામેલું થઈ પોતાના નામ ને રૂપનો ત્યાગ કરે છે, તેમ જીવ પરમાત્મામાં લય પામે છે, તે વેળા તેનું ચિત્ત ચંદ્રમાં, વાણી અગ્નિમાં, નેત્ર સૂર્યમાં, લોહી ને વીર્ય જલમાં અને કાનો દિશાઓમાં લય પામે છે.

૩૩૭ જેમ દૂધમાં રહેલું ઘી (મધુરપણાવડે જણાયેલું) તે દૂધથી ભિન્ન છે, તેમ પ્રાણીઓમાં બ્રહ્મ (તેમના વ્યવહારથી જણાયેલું) તે પ્રાણીઓથી ભિન્ન છે.

૩૩૮ જેમ અહીં નાના પ્રકારના રંગોવાળા તાંતણાઓમાં વિવિધ રંગયુક્ત વિસ્તારવાળું લૂગડું પરોવાયલું દેખાય છે ને તેનો યથાર્થ-વિચાર કરવાથી નક્કી લૂગડું કેવલ સૂત્રરૂપેજ બાકી રહે છે, તેમ પર્વત, નગર, મનુષ્ય, ગામ ને પશુઆદિરૂપ નાના પ્રકારનું જગત્ વિરાટ્-સ્વરૂપમાં પરોવાયલું છે, તે વિરાટ્ સૂત્રાત્મામાં પરોવાયલો છે ને તે સૂત્રાત્મા પણ બ્રહ્મમાં પરોવાયલા છે.

૩૩૯ જેવી રીતે એક પ્રસિદ્ધ સૂર્ય તેવડે થનારા પ્રતિબિંબને લીધે જલનાં અનેક પાત્રોમાં અનેકપણાને પામે છે અને પાત્રરૂપ ઉપાધિની સ્થિતિ તથા ગતિના સમભાવને પામે છે, તેવી રીતે શુદ્ધાત્મા ઉંચ ને નીચ પ્રાણીઓમાં પ્રતિબિંબ પામેલા જેવો દેખાય છે અને તેના સ્વ-ભાવવાળો હોય એવો ભાસે છે.

૩૪૦ જેમ ચંદ્રમાં પ્રતિબિંબિત થયેલાં સૂર્યનાં કિરણોવડે ઘાટું રાત્રિનું અંધારું નાશ પામે છે, અથવા કાંસાના વાસણમાં પ્રતિબિંબ-

ભાવ પામેલાં સૂર્યનાં કિરણોવડે ઘરમાં રહેલું અંધારું નાશ પામે છે, તેમ બુદ્ધિમાં પ્રતિબિંબિત થયેલી ને ક્રમપૂર્વક ઇંદ્રિયોરૂપ મુખદ્વારા નિકળતી પરમાત્મજ્યોતિવડે સર્વભણીથી રૂપાદિ પદાર્થો નિરંતર પ્રતીત થાય છે.

૩૪૧ જેમ જલે રોકેલું, જલમાં પ્રતિબિંબિત થયેલું અને જલની અંતર તથા બહાર રહેલું એમ જલમાં ત્રણ પ્રકારના આકાશની પ્રતીતિ થાય છે તેમ વ્યાપકબ્રહ્મ, બુદ્ધિએ રોકેલું બ્રહ્મ અને બુદ્ધિમાંજ કેવલ પ્રતિબિંબરૂપ બ્રહ્મ એમ જીવાત્મા ને અનાત્માના ભેદથી અહીં બુદ્ધિરૂપ ઉપાધિમાં ત્રણ પ્રકારના બ્રહ્મની પ્રતીતિ થાય છે.

૩૪૨ જેમ થાંભલામાં ગોઠવેલા દોરાવડે ક્રિયા કરતી અનેક લાકડાની પુતળીઓ નાચવા તથા વાજાં વગાડવારૂપ સંગીત અને મલ્લયુદ્ધાદિ બીજા લોકપ્રસિદ્ધ સર્વવ્યવહાર એક સાથે કરી દેખાડતી જોવામાં આવે છે, તેમ સર્વમાં પરોવાઈને રહેલા, ન કળી શકાય એવા સામર્થ્યવાળા અને સર્વ પ્રાણીઓને તેમનાં કર્મો પ્રમાણે ફલ આપનારા સૂત્રાત્મનામવાળાથી (પરમાત્માથી) ભૂર્, ભુવર્, સ્વર્ ને મહર્લોકસુધીનું (સત્યલોકસુધીનું) જગત્ વ્યવહાર કરે છે.

૩૪૩ જેમ વ્યવહારમાં દોરડીમાં સર્પ, છીપમાં રૂપું ને સૂર્યનાં કિરણોમાં જે કાંઇ અસત્ય પ્રતીત થાય છે તે છીપ, દોરડી ને સૂર્યનાં કિરણોરૂપ વ્યવહારિકસત્યને આશરેજ પ્રતીત થાય છે તેમ સત્યના સત્યરૂપ બ્રહ્મમાં આ સર્વજગત્ પ્રાદુર્ભાવ પામેલું છે અને મિથ્યા છતાં જેવડે પ્રતીત થાય છે, તેને નિશ્ચય સત્ય કહે છે.

૩૪૪ જેમ સંપૂર્ણ સમુદ્રાદિથી પણ એક થયેલું સર્વસમુદ્રનું જલ પૂર્ણ થાય છે તેમ જેમાં આકાશને અવકાશ મળેલો છે, જેમાં કાલ કલામાત્રપણાને પામે છે, જેમાં દિશાઓનો અંત થયેલો છે તથા જેમાં મોટાથી (વિરાટ્થી) પણ મોટો સૂત્રાત્મા પ્રાદુર્ભાવ પામેલો છે તેજ બ્રહ્મ પૂર્ણથી પણ પૂર્ણ છે.

૩૪૫ જેમ એકરૂપવાળું વરસાદનું જલ સર્વઔષધીઓની અંતર અગણિત રસોવડે, ગંધોવડે, સામર્થ્યોવડે ને ફલોવડે ભિન્ન ભિન્ન પરિ-

ણામને પામે છે, તેમજ એકરૂપવાળો અંતરાત્મા અનેક ભૂતોના સ્વભાવોવડે ભિન્ન ભિન્ન પરિણામ પામે છે.

૩૪૬ જેમ જલમાં તરંગ ને તરંગમાં જલ રહે છે તેમ પ્રાણીઓમાં આત્મા ને આત્મામાં સમગ્ર ભૂતસમૂહ છે.

૩૪૭ જેમ આકાશ ઘડાની ઉત્પત્તિની પહેલાં ને નાશની પછી છે, આવું જ્ઞાન છતાંપણ ઘટાકાશ ઘડાની ઉત્પત્તિ થાય ત્યારે ઉત્પન્ન થાય છે ને ઘડાનો નાશ થાય ત્યારે નાશ પામે છે અને ઘડાને અન્ય દેશમાં લઇ જાય ત્યારે તે ઘડાની સાથે જાય છે, અથવા ઘડાના પ્રમાણના જેવા પ્રમાણને તે ગ્રહણ કરે છે આવું મનુષ્યોને મિથ્યાજ્ઞાન સ્ફુરે છે, તેમ જગત્‌ની પૂર્વે તથા પછી આત્મા છે છતાંપણ આત્મામાં ઉત્પત્તિ, નાશ, ક્રિયા ને આકારનું મનુષ્યોને મિથ્યાજ્ઞાન થાય છે.

૩૪૮ જેમ જેટલો ગોળનો પિંડો જણાય છે તેટલો બધોપણ મધુરતારૂપજ છે, તથા જેટલો કપૂરનો ગાંગડો જણાય છે તેટલો આમાં સર્વદા સુગંધજ પરિણામ પામે છે, તેમ સુંદર વૃક્ષ, પર્વત, નગર, ફુલવાડી ને દેવમંદિરરૂપ જેટલું જગત્ પ્રતીત થાય છે, તેટલું એક ચૈતન્ય વિવર્તરૂપે વિકાસ પામે છે.

૩૪૯ જેમ કોઈ ચંચલબુદ્ધિવાળો ડોસીનામનો કીડો, કોઈ પ્રકારે પોતાની લાળવડે, પોતાની સર્વભણી, કાંટાની (વિશેષે બાવળની શૂળોની) કોટડી બનાવીને, તેની સાથેજ પોતાના વ્યવહારની સિદ્ધિમાટે જીવતાસુધી ભ્રમણ કરે છે, તેમ જીવપણ અનેક ક્રિયાઓવડે સારી રીતે ઉપજેલાં કર્મોવડે (પ્રારબ્ધકર્મોવડે) સ્થૂલદેહને રચીને તેમાંજ રહેતો છતો આની સાથે નિરંતર પૃથિવીપર ભ્રમણ કરે છે.

૩૫૦ જેમ વાજાથી નાદનો અનુભવ થાય છે તોપણ નિશ્ચય તે નાદનો સામાન્યઅનુભવ દાંડી આદિના ઘાવડે જણાનારો છે ને વાજાના આઘાતના તથા ધ્વનિના વિશેષઅનુભવથી ભિન્ન છે, પરંતુ તે જેમ સામાન્યઅનુભવ સાથે રહેલો હોવાથી જણાય છે તેમ આ માયારૂપ ઉપાદાનકારણવાળું જગત્ ભિન્ન છતાં બ્રહ્મની સાથે એકપણું પામેલા જેવું જણાય છે.

૩૫૧ જેમ પક્ષી પાંખો હલાવીને વાયુને ગતિવાળો કરે છે ને તેવડે તે ઉંચા દેશમાં જાય છે, ત્યાં તે મહાન્વાયુને પામી પછી પોતાની પાંખો ફેલાવીને શ્રમને દૂર કરે છે, તેમ દુષ્ટસંકલ્પોવડે ને વિકલ્પોવડે વિષયની પછવાડે દીન થઈ ગયેલું આ ચિત્ત શ્રમવાળું થયું છતું વિશ્રાંતિમાટે સંકલ્પવિકલ્પરૂપ હાથપગને મોકળા કરીને સુખપૂર્વક લાંબો સમય સૂવે છે.

૩૫૨ જેમ પરદેશથી પોતાને ઘેર આવેલો કામીપુરુષ પોતાની પ્રિયાને પ્રીતિપૂર્વક ગાઢ આલિંગન કરીને બહારનું ને અંતરનું કાંઈપણ જાણતો નથી, તેમ સુષુપ્તિમાં જીવાત્મા પરમાત્માને સહસાજ આલિંગન કરીને બહારનું ને અંતરનું કાંઈપણ જાણતો નથી.

૩૫૩ જેમ આ સંભોગના અંતવિષે કામસુખમાં મન એકાગ્ર થવાથી અલ્પસમય સુખ થાય છે તથા જેમ સુષુપ્તિમાં જ્યાંસુધી મનમાં સ્થિરપણું રહે છે ત્યાંસુધીજ ઘણું સુખ થાય છે, તેમ મુક્તિમાં અંતઃકરણ અત્યંત શાંત થવાથી બ્રહ્માનંદ પ્રાપ્ત થાય છે.

૩૫૪ જેમ છીપમાં અજ્ઞાનરૂપ કારણવાળો રૂપાનો આભાસ, સૂર્યનાં કિરણોના અજ્ઞાનથી પ્રતીત થતું મૃગજલ, ને દોરડીના અજ્ઞાનથી પ્રતીત થતો સર્પ ક્ષણમાત્ર સુખ ને ભય કરનારાં મિથ્યાજ જણાય છે તેમ જાગ્રતમાં પણ જે જે પદાર્થ દૃષ્ટિનો વિષય થાય છે તે તે પદાર્થ ત્યારે તેમાં રહેલા આત્મસ્વરૂપના અજ્ઞાનથી ઉપજીને પ્રાતિભાસિકસુખ ને ભય કરનારાં મિથ્યાજ થાય છે.

૩૫૫ જેમ ઝાડને કાપવામાં કુઠાર (કોદાળી) શક્તિવાળો છે, તોપણ પુરુષથી પ્રેરાઈને શક્તિવાળો છે, સ્વતંત્ર રીતે નહિ, અને જેમ અન્ન બહુધા તૃપ્તિનું કારણ છે તોપણ તેમાં ભોજન કરનારના પ્રયત્નને કારણરૂપ કહ્યો છે તેમ પૂર્વનું કર્મ પ્રતિકૂલ તથા અનુકૂલફલની પ્રાપ્તિનું કારણ છે, તોપણ વિનાશ (પોતાના અંતમાં સંસ્કાર મૂકી વિનાશ) પામનારા આ કર્મમાં ફલ આપવામાં સ્વતંત્રપણું નથીજ સંભવતું, પરંતુ આના પ્રેરક અંતરાત્મા છે.

૩૫૬ જેમ પ્રામાણિકપુરુષના વચનવડે સર્પની ભ્રાંતિ નિવૃત્ત થયે તે સર્પજ નક્કી જાણેલી એક દોરડીરૂપ થાય છે, તેમ પોતાના સદ્ગુરુના

વચનવડે જીવપણાની ભ્રાંતિની નિવૃત્તિ થયે હું જીવ નથીજ, હું સાક્ષિરૂપ, વિકારરહિત, ને મંગલરૂપ છું એમ અનુભવાય છે.

૩૫૭ જેમ રસવાળા ફૂલના રસને સારી રીતે પીને તે ફૂલ સુગંધથી ભરેલું હોય તોપણ તેનો મનુષ્ય ત્યાગ કરે છે, તેમ 'બ્રહ્મમાં જગત્ નથી' આ શ્રુતિના પ્રમાણથી જેનું જગત્‌ના આકારનું જ્ઞાન અત્યંત ગળી ગયું છે એવા, અંતઃકરણવડે યથાર્થરીતે ચૈતન્યઘન, એક, અમૃત ને આનંદના કોળીઆના સ્વાદથી તૃપ્ત, સ્વયંપ્રકાશ ને શાંતચિત્તવાળા આ જીવન્મુક્તપુરુષ, આ સર્વજગત્ સારરહિત જાણીને ત્યજે છે.

૩૫૮ જેમ નદીનો પાર પામવા ઇચ્છનાર મનુષ્યને તે નદીનો પાર પામવામાં વહાણ ઉપયોગી થાય છે તેમ બ્રહ્મવિદ્યાનું શિષ્યપ્રશિષ્યાદિદ્વારા સંરક્ષણ, સંસારસાગરમાં ડુબતા પ્રાણીઓને બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ કરાવવારૂપ તેમના અનુગ્રહ માટે થાય છે.

૩૫૯ જેમ પરમાત્મા શરીરાદિથી ભિન્ન છે, તેમ જીવ પણ શરીરાદિથી ભિન્ન છે.

૩૬૦ જેમ જલ મેલરૂપ ફીણથી સ્વચ્છ ને ભિન્ન છે તેમ પરમાત્મા ફીણરૂપ નામરૂપથી ભિન્ન, શુદ્ધ, નિર્મલ ને તેનાથી વિલક્ષણ છે.

૩૬૧ જેમ લોઢા ને જલ આદિમાં પ્રકાશપણું વા ઉષ્ણપણું તેના સ્વભાવપણાના અભાવથી અગ્નિ અને સૂર્ય આદિ અન્યની અપેક્ષા કરે છે, પણ સર્વદા તેના સ્વભાવપણાથી અગ્નિ ને સૂર્યાદિને તેની અપેક્ષા નથી તેમ જડરૂપના જ્ઞાનમાટે તેના સ્વભાવપણાના અભાવથી અન્ય ચેતનની તે જડ અપેક્ષા કરે છે, પણ સર્વદા તેના સ્વભાવપણાથી ચેતનને તેની અપેક્ષા નથી.

૩૬૨ જેમ લોકમાં દોરડીમાંનો સર્પ ને સૂર્યના કિરણમાંનું જલ ઇ૦નો તેના જ્ઞાનથી ભિન્ન અભાવ જોયો છે, તેમ જાગ્રત્ ને સ્વપ્નના દ્વૈતભાવનો પણ તેના જ્ઞાનથી ભિન્ન અભાવ, યુક્ત છે.

૩૬૩ જેમ સ્વપ્નમાં નીલ ને પીત આદિ આકારના ભેદરૂપ વૃત્તિઓ, તેના જ્ઞાનરૂપથી વ્યભિચાર પામતાંછતાં, પરમાર્થથી નથી એમ કહેવાય છે, તેમ જાગ્રત્‌માં પણ નીલ ને પીત આદિ વૃત્તિઓના ભેદો તો પોતાના જ્ઞાનથીજ વ્યભિચાર પામતાછતા અસત્યરૂપ થવાને યોગ્ય છે.

૩૬૪ જેમ માટીના ઢેફા આદિના ચેતનનો અભાવ નક્કી કરાયો છે, તેમ દેહાદિને આકારે પરિણામ પામેલા સૂક્ષ્મભૂતોના ચેતનનો અભાવ નક્કી કરાયો છે.

૩૬૫ જેમ સુષુપ્તિમાં મનુષ્યનું મન સુપ્રસન્ન રહે છે તેમ મહાયોગીનું મન જાગ્રતમાં સુપ્રસન્ન રહે છે.

૩૬૬ જેમ મનુષ્યો સુષુપ્તિમાં સર્વદ્વૈતનું વિસ્મરણ કરે છે તેમ મહાજ્ઞાનીઓને જાગ્રતમાં પણ દ્વૈતનું વિસ્મરણ હોય છે.

૩૬૭ જેમ સર્વમનુષ્યો ખડના સૂકા કટકાની ઉપેક્ષા કરે છે, તેમાં આદરરહિત રહે છે, તેમ મહાજ્ઞાનીઓ આ લોકના ને પરલોકના વિષયોમાં આદરરહિત હોય છે.

૩૬૮ જેમ નિર્દોષનેત્રવાળાને પ્રકાશમાં સંમુખ પડેલા ઘટાદિપદાર્થો અનાયાસે સ્પષ્ટ પ્રતીત થાય છે તેમ બ્રહ્મવેત્તાને સર્વપ્રાણિપદાર્થોમાં વિવર્તોપાદાનકારણરૂપે રહેલું સચ્ચિદાનંદઘનબ્રહ્મ અનાયાસે સ્પષ્ટ પ્રતીત થાય છે.

૩૬૯ જેમ પોતાના ચિત્તની શુદ્ધિ કરવામાટે નિષ્કામકર્મ કરનારા દ્વિજો કુંડમાં શ્રૌત વા સ્માર્તઅગ્નિનું આધાન કરે છે તેમ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવામાટે ઉત્તમમુમુક્ષુઓ પોતાના હૃદયમાં પોતાના સદ્ગુરુદ્વારા સાંભળેલા વા પૂર્વજન્મના સ્મરણદ્વારા પરોક્ષ સમજાયેલા બ્રહ્મને સ્થાપન કરે છે–અંતઃકરણમાં સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા બ્રહ્મને સુસ્થિર રાખવા પ્રયત્નશીલ રહે છે.

૩૭૦ જેમ વિવિધનામરૂપવાળા સુવર્ણના અલંકારો અગ્નિમાં નાંખવાથી સુવર્ણરૂપ થઈ પોતાના નામરૂપનો પરિત્યાગ કરે છે તેમ જ્યારે કોઈ મનુષ્યને પોતાના શુભપ્રયત્નથી ને ઈશ્વર, વેદાંતશાસ્ત્ર ને પોતાના શ્રીસદ્ગુરુની કૃપાથી અજ્ઞાનની નિવૃત્તિ થઈ બ્રહ્મનું જ્ઞાન થાય છે ત્યારે તે મનુષ્યની દિવ્યદૃષ્ટિએ વિવિધ તૃણ, ગુલ્મ, લતા, વૃક્ષો, વિવિધ જલચરો, વિવિધ કીટો, વિવિધ સ્વેદજો, વિવિધ તિર્યકો, વિવિધ પક્ષીઓ, વિવિધ પશુઓ, વિવિધ મનુષ્યો અને ભિન્ન ભિન્ન નામરૂપવાળા સર્વજડપદાર્થો પોતપોતાના નામરૂપનો ત્યાગ કરી એક અદ્વૈતબ્રહ્મરૂપ દેખાય છે.

૩૭૧ જેમ અગ્નિહોત્રીઓ પોતાના અગ્નિની સંભાળ રાખે છે ને તેને ઓલાવવા દેતા નથી તેમ ઉત્તમમુમુક્ષુઓ ધૈર્યથી બ્રહ્માનુસંધાન કર્યા કરે છે, તેનું અતિવિસ્મરણ કરતા નથી.

૩૭૨ જેમ કસ્તૂરીવાળા મૃગો પોતાની નાભિમાં રહેલી સુગંધમય કસ્તૂરીને નહિ જાણીને ઘાસમાં, રેતીમાં, પાષાણમાં ને માટીમાં કસ્તૂરીને મેળવવામાટે ભ્રમણ કર્યા કરે છે તેમ પામર ને વિષયીજનો પોતાના અંતઃકરણના ઉંડાણમાં રહેલા દુઃખાતીત પરમાનંદને શાસ્ત્રવડે ને સદ્‌ગુરુવડે નહિ જાણીને સ્ત્રી, પુત્ર, પશુ, ગૃહ, ક્ષેત્ર ને ધનાદિ પદાર્થોમાં દુઃખાતીત પરમાનંદને માની તે મેળવવા માટે અહોનિશ પ્રયત્ન કર્યા કરે છે.

૩૭૩ જેમ કસ્તૂરી મૃગને બહારથી કસ્તૂરી મળતી નથી તેમ પામર ને વિષયીજનોને આત્માથી ભિન્ન વિષયોથી સાચું સુખ મળતું નથી.

૩૭૪ જેમ અપકારક પદાર્થોનું ભક્ષણ કરવાથી મનુષ્યના શરીરને હાનિ પહોંચે છે, તેમ દૃશ્યપ્રાણિપદાર્થનું રાગપૂર્વક ચિંતન કરવાથી મનુષ્યના મનને, ઇંદ્રિયોને તથા શરીરને તેના ચિંતનના વેગપ્રમાણે ન્યૂનાધિક હાનિ પહોંચે છે.

૩૭૫ જેમ અજ્ઞાનીમનુષ્યનું મન સુષુપ્તિમાં દૃશ્યપ્રપંચનો અજ્ઞાનમાં વિલય કરી સુપ્રસન્ન રહે છે તેમ બ્રહ્મજ્ઞાનીનું મન તુરીયાવસ્થામાં દૃશ્યપ્રપંચને અવિદ્યાથી રહિત સ્વયંપ્રકાશબ્રહ્મમાં વિલીન કરી સહજસુખના આવિર્ભાવવડે સુપ્રસન્ન રહે છે.

૩૭૬ જેમ કોઈ સ્થલે ભૂમિમાં અપાર દ્રવ્ય દાટેલું હોય તેને નહિ જાણનાર કોઈ રાંક મનુષ્ય તે ભૂમિઉપર બેસે, સૂએ તથા હરેફરે તોપણ તે દ્રવ્યની તેને પ્રાપ્તિ નહિ થવાથી તે રાંકનો રાંકજ રહે છે તેમ પોતાના અંતઃકરણમાં રહેલા અવ્યક્તાકાશમાં રહેલા ચિદાનંદ-મહોદધિને નહિ અનુભવીને મનુષ્ય ત્રિવિધતાપથી બળ્યા કરે છે.

૩૭૭ જેમ લુહારની ધમણ ચાલવાથી લુહારની ચુલમાં રાખથી ઢંકાયેલો અગ્નિ પ્રજ્વલિત થઇ બળવા લાગે છે તેમ અજ્ઞાનવડે ઢંકાયેલા-જેવી સંવિત્ પ્રાણવાયુના ચાલવાથી ચિત્તરૂપે થઈ પછી વૃત્તિરૂપે

પરિણામ પામી અભિમાનીને બહુવિધ દુઃખનું ભાન કરાવે છે, માટે મુમુક્ષુએ પ્રાણવાયુને સંવિત્‌માં સુસ્થિર રાખવો, તેને સ્વતંત્રપણે ચલાયમાન થવા દેવો નહિ.

૩૭૮ જેમ હિરણ્યગર્ભ દેહધારી છતાં તે બ્રહ્મરૂપે સ્થિત રહેવાથી બ્રહ્મા કહેવાય છે તેમ વિવેકીએ દેહધારી છતાં બ્રહ્મરૂપે રહી બ્રહ્માના જેવા થવું.

૩૭૯ જેમ બ્રહ્મા સર્વત્ર અખંડ, એકરસ, અદ્વૈતબ્રહ્મને જુએ છે તેમ વિવેકીએ સર્વત્ર, અખંડ, એકરસ, અદ્વૈતબ્રહ્મને જોવું.

૩૮૦ જેમ વર્ષાઋતુમાં પોતાના બન્ને કાંઠાને ઘસતી ને નીચાણમાં જતી નદી સમુદ્રભણી વેગથી દોડે છે તેમ વ્યષ્ટિઅવિદ્યોપહિતચેતનમાંથી મહત્તત્ત્વાદિ આવિર્ભાવ પામી બહુ વેગથી દૃશ્યભણી દોડે છે.

૩૮૧ જેમ મહાપ્રલયના આરંભમાં એકલું જલ જણાય છે ને પછી એકલી માયાજ જણાય છે તેમ બ્રહ્માનુભવવડે જ્યારે આત્યંતિકપ્રલય થાય છે ત્યારે તે બ્રહ્મજ્ઞાનીને અખંડૈકરસ સચ્ચિદાનંદબ્રહ્મજ અનુભવાય છે.

૩૮૨ જેમ અતિલોભી પોતાને પ્રાપ્ત થયેલા ધનનો ત્યાગ સહન કરી શકતો નથી તેમ અજ્ઞાનીમનુષ્ય પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થયેલા સ્થૂલશરીરની અહંતામમતાનો, ઇંદ્રિયોની અહંતામમતાનો, પ્રાણાદિની અહંતામમતાનો અને ચિદાભાસની અહંતામમતાનો ત્યાગ સહન કરી શકતો નથી.

૩૮૩ જેમ છિદ્રરહિત મોટા દર્પણમાં જોનાર મનુષ્યનું અને સમીપસ્થ અન્ય પ્રાણિપદાર્થોનું પ્રતિબિંબ પડે છે તેમ છિદ્રરહિત ચિદાકાશમાં જોનારના શરીરનું ને અન્ય પ્રાણિપદાર્થનું વાસનાના બલથી ભાન થાય છે.

૩૮૪ જેમ સ્વચ્છદર્પણમાં પ્રતીત થતાં સર્વપ્રતિબિંબોના મિથ્યાપણાનો દૃઢનિશ્ચય કરવાથી એકલું સ્વચ્છદર્પણજ દેખાય છે, અને સૂર્યનાં કિરણોમાં પ્રતીત થતા મૃગજલના મિથ્યાપણાનો દૃઢનિશ્ચય કરવાથી જેમ એકલાં સૂર્યનાં કિરણોજ દેખાય છે, તેમ સ્વશરીરના અને સ્વશરીરથી ભિન્ન અન્ય સર્વપ્રાણિપદાર્થોના મિથ્યાપણાનો દૃઢ-

નિશ્ચય કરવાથી એ સર્વના અધિષ્ઠાનરૂપ અખંડૈકરસ, આનંદઘન, સદ્ઘન, ચિદ્ઘન, અસંગ, શુચિતમ, અનાદિઅનંત, અવિકારી, સૂક્ષ્મ-તમ, વિભુ, સ્વતઃસિદ્ધ, પૂર્ણકામ, સ્વયંપ્રકાશ, નિરાલંબ, નિરંજન, અચલ, અક્રિય, એક અને અદ્વિતીય બ્રહ્મજ દેખાય છે.

૩૮૫ જેમ જે મનુષ્યને શનિની દશા ચાલતી હોય તેને દુઃખની પરંપરા પ્રાપ્ત થયા કરે છે તેમ જે મનુષ્યને અજ્ઞાનની દશા ચાલતી હોય (અંતઃકરણમાં ઘાટાઅજ્ઞાનના સદ્ભાવથી તે દેહાદિમાં હુંપણાની ને દેહના સંબંધવાળા પ્રાણિપદાર્થોમાં મારાપણાની ભ્રાંતિ કરતો હોય) તે મનુષ્યને પણ દુઃખની પરંપરા પ્રાપ્ત થયા કરે છે.

૩૮૬ જેમ સૂર્ય પૃથિવીપરના સર્વપ્રાણિપદાર્થોને તથા ક્રિયાઓને સમભાવે પ્રકાશે છે તેમ જ્ઞાનીનું અંતઃકરણ સર્વપ્રાણિપદાર્થોને તથા ક્રિયાઓને સમભાવે જુએ છે.

૩૮૭ જેમ સૂર્ય સર્વદા પ્રકાશયુક્ત રહે છે તેમ જ્ઞાની સર્વદા ચિન્માત્રરૂપે રહે છે.

૩૮૮ જેમ સૂર્યને અંધકાર તથા અંધકારજન્ય ભયો પીડા કરતાં નથી તેમ જ્ઞાનીને અજ્ઞાન તથા અજ્ઞાનજન્ય મનોવિકારો પીડા કરતા નથી.

૩૮૯ જેમ સૂર્ય સ્થિર રહ્યા છતાં પૃથિવીના દૈનિક ભ્રમણથી ભમતા પ્રતીત થાય છે તેમ જ્ઞાની આત્મસ્વભાવથી અક્રિય છતાં શરીરાદિની ક્રિયાઓવડે ક્રિયા કરતા પ્રતીત થાય છે.

૩૯૦ જેમ સૂર્ય પરોપકારમાટે ક્રિયા કરતા જણાય છે તેમ જ્ઞાની પણ પરોપકારાર્થે ક્રિયા કરતા પ્રતીત થાય છે.

૩૯૧ જેમ ચંદ્ર અત્યંત શીતલ છે તેમ આત્મા અત્યંત શીતલ છે.

૩૯૨ જેમ ચંદ્રના શીતલકિરણો ગ્રીષ્મઋતુવડે તથા શરદૃઋતુવડે થતી મનુષ્યની ઉષ્ણતાને દૂર કરે છે તેમ આત્મજ્ઞનાં આત્મસંબંધી ઉપદેશવચનો ત્રિવિધતાપથી તપેલા મનુષ્યોનાં હૃદયોની ઉષ્ણતાને દૂર કરે છે.

૩૯૩ જેમ ચંદ્ર સુધામય છે તેમ આત્મા સુધામય છે.

૩૯૪ જેમ ચંદ્ર રસરૂપ હોઇને વનસ્પતિનું પોષણ કરે છે તેમ આત્મજ્ઞપુરુષ આત્મસ્વરૂપ હોવાથી આનંદના કારણરૂપ હોઇને મુમુક્ષુ-જનોનાં હૃદયોના શુભવિચારોનું પોષણ કરે છે.

૩૯૫ જેમ ચંદ્ર રાત્રિના અંધકારને દૂર કરી મનુષ્યાદિને આહ્લાદ આપે છે તેમ આત્મજ્ઞપુરુષ આત્માના ઉપદેશવડે અવિદ્યારૂપ અંધ-કારને દૂર કરી મુમુક્ષુઆદિને આનંદ–આહ્લાદ–આપે છે.

૩૯૬ જેમ પૃથિવીમાં સુવર્ણનિધિ તથા જલ છતાંપણ કોદાળી આદિવડે પૃથિવીને ખોદી માટીને તથા પથ્થરોને દૂર કર્યાવિના સુવર્ણનિધિની તથા જલની પ્રાપ્તિ થતી નથી તેમ અંતઃકરણમાં રહેલો પરમાનંદરૂપ આત્મા પણ વિવેકવડે અનાત્મપદાર્થોને દૂર કર્યાવિના પ્રાપ્ત થતો નથી.

૩૯૭ જેવી રીતે મનોરાજ્યનો ને સ્વપ્નનો સંસાર મારામાં–સાક્ષિ-સ્વરૂપમાં–અવિદ્યાવડે કલ્પાયેલો છે તેવી રીતે આ જાગ્રતમાં પ્રતીત થતો સંસાર પણ મારામાં–સાક્ષિસ્વરૂપમાં–અવિદ્યાના સામર્થ્યથી કલ્પાયેલો છે.

૩૯૮ જેમ સ્વપ્નના, મનોરાજ્યના ને ભ્રાંતિના પદાર્થો તથા તે સર્વનું કારણ અવિદ્યા મિથ્યા છે તેમ જાગ્રત્‌માં પ્રતીત થતા સર્વ-પ્રાણીઓ, સર્વજડપદાર્થો ને વિવિધક્રિયાઓ તથા તે સર્વનું ઉપાદાન-કારણ અવિદ્યા પણ મિથ્યાજ છે.

૩૯૯ જેમ અસંગ આકાશમાં પ્રતીત થતું ગંધર્વનગર મિથ્યા છે, તેમ અસંગ ચેતનમાં પ્રતીત થતું આ સર્વદૃશ્ય મિથ્યા છે.

૪૦૦ જેમ વિષમાં, અપકારકપ્રાણીમાં ને અતિમલિનપ્રાણિ-પદાર્થમાં મનને તથા ઇંદ્રિયોને રાગ નથી તેમ વિષયાદિમાંપણ તે બન્નેને રાગ ન રહેવો જોઇએ.

૪૦૧ જેમ આકાશમાં નીલરંગ નથી, છીપમાં રૂપું નથી, ઠુંઠામાં ચોર–લુટારો–નથી, રજ્જુમાં સર્પ નથી, સૂર્યકિરણમાં મૃગજલ નથી, પડછાયામાં ભૂત નથી, ને દર્પણમાં પ્રતિબિંબ નથી તેમ આત્મા કે જે સાક્ષી, વિભુ, પૂર્ણ, મુક્ત, એક, ચેતન, અક્રિય, અસંગ, નિઃસ્પૃહ, શાંત, આનંદઘન, સૂક્ષ્મતમ, અવિકારી ને પવિત્રતમ છે તેમાં દેહાદિ દૃશ્ય નથી.

૪૦૨ જેમ નાનામોટા સર્વતરંગો મહાસાગરના વિવર્તરૂપ છે તેમ બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતા સર્વપ્રાણિપદાર્થો પણ ચિદાકાશના વિવર્તરૂપજ છે.

૪૦૩ જેમ સાગરમાં પરપોટા શમી જાય છે તેમ ત્રણ શરીરના અધિષ્ઠાનરૂપ પરમપાવનપદમાં સ્થૂલશરીરને, કર્મેંદ્રિયોને, જ્ઞાનેંદ્રિયોને પ્રાણોને ને મનને શાંત કર્યા કરવાં.

૪૦૪ જેમ બ્રહ્મમાં અંતઃકરણ ને ઇંદ્રિયોનો વાસ્તવિકસદ્ભાવ ન હોવાથી તેમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર, દંભ, ભય, ખેદ, વ્યગ્રતા, આશ્ચર્ય ને હાસ્યાદિ દોષો સંભવતા નથી તેમ જીવના વાસ્તવિકસ્વરૂપ બ્રહ્મથી અભિન્ન સાક્ષીમાં પણ કામક્રોધાદિ દોષોનો લેશપણ સંભવ નથી.

૪૦૫ જેમ દર્પણમાં પ્રતીત થતાં પ્રતિબિંબોને મિથ્યા ગણી મનુષ્યે દર્પણને જોવું જોઇએ, જેમ આકાશમાં પ્રતીત થતાં ગંધર્વનગરને, મેઘધનુષ્યને ને નીલતાને મિથ્યા ગણી તેણે આકાશને જોવું જોઇએ, જેમ રાત્રે જલમાં પ્રતીત થતાં ચંદ્રતારાનાં પ્રતિબિંબોને મિથ્યા ગણી તેણે જલને જોવું જોઇએ અને જેમ સૂર્યકિરણમાં પ્રતીત થતા મૃગજલને મિથ્યા ગણી તેણે સૂર્યકિરણને જોવાં જોઇએ, તેમ મુમુક્ષુએ ચિદાકાશમાં પ્રતીત થતા પુરુષો, સ્ત્રીઓ, બાલકો, પશુઓ, પક્ષીઓ, તિર્યંગો, કીટો, જલચરો, વૃક્ષો, છોડો, લતાઓ, તૃણ, ભૂમિ, પાષાણ, નદી, પર્વત, સમુદ્ર, સરોવર ને આકાશાદિને મિથ્યા ગણી તેના અધિષ્ઠાનરૂપ એક ચિદાકાશનેજ જોવું જોઇએ.

૪૦૬ જેમ અગ્નિમાં શીતપણાનું જ્ઞાન અથવા શરીરમાં વૃદ્ધાવસ્થાથી રહિતતાનું ને મરણથી રહિતતાનું જ્ઞાન થતું નથી તેમ એક આત્મામાં શાસ્ત્ર ને યુક્તિએ ઉપજાવેલી અસંસારીપણાની બુદ્ધિમાં તેનાથી વિપરીતબુદ્ધિ થતી નથીજ.

૪૦૭ જેમ માલવદેશમાં અન્નજલ પુષ્કલ હોય છે, તેમ આત્મા શાંતિસુખથી ભરેલો છે.

૪૦૮ મારવાડના રણમાં જેમ અન્નજલ મળતાં નથી તેમ વિષયોથી શાશ્વતશાંતિસુખ મળતાં નથી.

૪૦૯ જેમ ઘટ્ટ હિમને સૂર્યનો તાપ ન જણાય એવી બાષ્પ કરી દે છે તેમ ઉત્તમમુમુક્ષુનું અંતઃકરણ નામરૂપવાળા સર્વપ્રાણિપદાર્થોને સર્વાધિષ્ઠાનરૂપ બ્રહ્મના પ્રબલજ્ઞાનના પ્રતાપવડે નેત્રાદિથી ન જણાય એવા બ્રહ્મરૂપ કરી દે છે.

૪૧૦ જેમ મહાપ્રલયમાં જગત્ પ્રતીત થતું નથી તેમ આત્યંતિકપ્રલયમાં–(બ્રહ્માનુભવવડે થતા સર્વદૃશ્યના ને તેના કારણરૂપ માયાના પ્રલયમાં)–ભૌતિકપદાર્થો, આકાશાદિ પાંચ ભૂતો ને માયા પ્રતીત થતાં નથી.

૪૧૧ જેમ સુષુપ્તિમાં દ્વૈતના અદર્શનથી મન સુપ્રસન્ન રહે છે તેમ જાગ્રત્‌માં અદ્વૈતબ્રહ્મના દર્શનવડે દ્વૈતનું અદર્શન રાખવાથી મન સુપ્રસન્ન રહે છે.

૪૧૨ જેમ સુષુપ્તિમાં અંધકારના જેવા સ્વભાવવાળું એક અજ્ઞાનજ પ્રતીત થાય છે તેમ જાગ્રત્‌માં બ્રહ્મસ્મરણ, બ્રહ્મધ્યાન ને બ્રહ્મવિચારવડે મુમુક્ષુને, પોતાના અંતઃકરણને બ્રહ્મસાક્ષાત્કારવાળું કરવાથી, સર્વદા સર્વત્ર દ્વૈતાભાવવાળું બ્રહ્મજ–ચિદ્વ્યોમજ–પ્રતીત થાય છે.

૪૧૩ જેમ આકાશમાં ક્યારેક ધૂળ, ધૂમાડો, ધૂમસ ને વાદળાં જણાય છે, છતાં તે આકાશ, પોતાના નિર્લેપસ્વભાવથી તે ધૂળાદિથી સંબંધ નહિ પામતાં અતિસ્વચ્છ રહે છે, તેમ જીવન્મુક્તનું બ્રહ્મમાં વિશ્રાંતિ પામેલું નિર્મલચિત્ત પણ પૂર્વના અભ્યાસથી ક્યારેક અનુકૂલવિચારમાં ને અનુકૂલપ્રવૃત્તિમાં રાગાભાસવાળું, શાસ્ત્રે નિષિદ્ધ કરેલા વિચારમાં ને નિષિદ્ધ કરેલી પ્રવૃત્તિમાં દ્વેષાભાસવાળું, સિંહસર્પાદિના સંમુખ આગમનના પ્રસંગમાં ભયાભાસવાળું ને મનોનાશના કે વાસનાક્ષયના અભ્યાસમાં મત્સરાભાસવાળું પ્રતીત થયા છતાંપણ ઉંડાણમાં તે ચિત્ત સર્વદા અતિસ્વચ્છજ રહે છે.

૪૧૪ જેમ કોઈ નિર્મલ કાચના મહેલની અંતર દશે દિશાએ કાચજ કાચ હોય તો દશે દિશામાં પોતાનું પ્રતિબિંબ તથા બીજા જે પદાર્થો ને પ્રાણીઓ ત્યાં હોય તેમનાં પ્રતિબિંબો જે જે બાજુએ દૃષ્ટિ કરવામાં આવે તે તે બાજુએ પ્રતીત થાય છે, તેમાં સર્વ પ્રતિબિંબો મિથ્યા છે,

ને માત્ર કાચજ સત્ય છે, તેમ અહીં શાંતતેજોમય ચિદાકાશમાં જોનાર મનુષ્યના મનની વાસનાના બલથી તે શાંતતેજોમય ચિદાકાશમાં તેને બાહ્યદૃષ્ટિવડે પોતાનું શરીર ને અન્યપ્રાણિપદાર્થોના આકારો પ્રતીત થાય છે, તેમાં શાંતતેજોમય ચિદાકાશ સત્ય છે ને તેમાં પ્રતીત થતા આકારો મિથ્યા છે.

૪૧૫ જેમ પોતાના ઘરના આંગણામાં રહેલ વૃક્ષનાં ઉત્પત્તિનાશની સાથે પોતાના આત્માનો લેશપણ સંબંધ નથી, અને પોતાના સ્થૂલશરીરમાં ઉપજતા વ્યાધિ આદિની સાથે પોતાના આત્માનો લગારે સંબંધ નથી, અર્થાત્ વૃક્ષનાં ઉત્પત્તિનાશ એ પોતાના–આત્માના–ઉત્પત્તિનાશ નથી અને પોતાના સ્થૂલશરીરના વ્યાધિ તે પોતાના–આત્માના–વ્યાધિ નથી, તેમ અહંકારમાં પ્રતીત થતા કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, દંભ, ભય, ખેદ, આશ્ચર્ય, હર્ષ, ચાંચલ્ય, મૂઢતા, ક્ષુધા ને તૃષા ઇ૦ ધર્મોની સાથે પણ આત્માનો વાસ્તવિકસંબંધ નથી, અર્થાત્ એ ધર્મો આત્માના નથી.

૪૧૬ જેમ હેમપદ્મ રાત્રિ પડ્યા છતાંપણ સંકોચાતું કે કરમાતું નથી તેમ ઉત્તમમુમુક્ષુએ પોતાના હૃત્પદ્મને પ્રતિકૂલ મનાતા પ્રસંગોમાં સંકોચાવા કે કરમાવા ન દેવું જોઇએ.

૪૧૭ જેમ સમુદ્રમાં પ્રતીત થતા મોટા ને નાના સર્વ તરંગો સમુદ્રથી ભિન્ન નથી તેમ પરમશાંત ચિદાકાશમાં પ્રતીત થતા સ્થૂલપ્રાણિપદાર્થો ને સૂક્ષ્મપ્રાણિપદાર્થો ચિદાકાશથી ભિન્ન નથી.

૪૧૮ જેમ એકાદશીઆદિનું વ્રત કરવાની ઇચ્છા રાખનાર મનુષ્ય સ્નાનસંધ્યાદિથી પરવારી પોતાને જેવી રીતનું તે વ્રત કરવાનું હોય તેવી રીતનો સંકલ્પ કરી તેનું સાવધાનતાપૂર્વક પરિપાલન કરે છે, પણ તેનો ભ્રંશ થવા દેતો નથી, તેમ મુમુક્ષુ પોતાને મૈત્રી, કરુણા, મુદિતા ને ઉપેક્ષાની અથવા કેવલ ચેતનની જે ભાવના કરવાની હોય તે ભાવનાના સ્વરૂપનો પૂરો વિચાર કરી તેના પરિપાલનનો નિશ્ચય કરે છે, ને પછી તેનું સાવધાનતાપૂર્વક સારી રીતે પરિપાલન કરે છે અને તેનો ભ્રંશ થવા દેતો નથી, અને તેમજ મારા અનન્યભક્તો મારી

અનન્યભક્તિ કરવાનો સુદૃઢ સંકલ્પ કરી, પછી તેનું ધૈર્ય, દૃઢતા ને સાવધાનતાથી સતત નિર્દોષરીતે પરિપાલન કરે છે, અને તેનો ભ્રંશ થવા દેતા નથી.

૪૧૯ જેમ વડના નાનકડા બીજમાંથી મોટા આકારવાળો વડ ઊગીને પ્રતીત થાય છે તેમ મનુષ્યના અંતઃકરણના સૂક્ષ્મસંકલ્પમાંથી બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતો આવડો મોટો સંસાર ઉદય પામે છે.

૪૨૦ જેમ પતંગિયાં દીવાનું રૂપ જોઇ તેમાં પડી મરણ પામે છે તેમ વિષયિજનો કુત્સિતરૂપોને જોવાની તૃષ્ણાને વશ થઇને આદિત્યની સાથેના પોતાના અભેદને ભૂલી દુઃખી થાય છે.

૪૨૧ જેમ બંદુકમાંથી છૂટેલી ગોળી અથવા ધનુષ્પરથી છૂટેલાં બાણ તીવ્રવેગથી લક્ષ્યભણી દોડે છે તેમ અવિવેકીઓની મનોવૃત્તિ મિથ્યાઆસક્તિને વશ થઇ પ્રાણિપદાર્થોનાં રૂપો જોવામાટે તેઓ તરફ તીવ્રવેગવડે દોડે છે. મુમુક્ષુએ પોતાની મનોવૃત્તિ અંતર્મુખ રાખવી ઉચિત છે.

૪૨૨ જેમ જીર્ણ રોગને મટાડવા લાંબા સમયના ઔષધસેવનની અપેક્ષા છે તેમ આ સંસારરૂપ અતિજીર્ણરોગને મટાડવા જીવના વાસ્તવિકસ્વરૂપનો ને પરમાત્માના વાસ્તવિકસ્વરૂપનો વિચાર એરૂપ દિવ્યઔષધનું નિરંતર આદરપૂર્વક સેવન કરવાની અપેક્ષા છે.

૪૨૩ જેમ નેત્રમાં રૂપનું દર્શન કરવાનું સ્વાભાવિકબલ છે તેમ બુદ્ધિમાં બ્રહ્મનું દર્શન કરવાનું સ્વાભાવિકબલ પ્રકટાવવું જોઇએ.

૪૨૪ જેમ રાત્રિના ઘાટા અંધારામાં આખું જગત્ અંધકારમય પ્રતીત થાય છે તેમ જ્ઞાનીને જ્ઞાનકાલમાં આખું જગત્ બ્રહ્મમય પ્રતીત થાય છે.

૪૨૫ જેમ લોઢાનાં કાર્યો લોઢારૂપ છે, પીતળનાં કાર્યો પીતળરૂપ છે, તાંબાનાં કાર્યો તાંબારૂપ છે, માટીનાં કાર્યો માટીરૂપ છે, રૂપાનાં કાર્યો રૂપારૂપ છે અને સોનાનાં કાર્યો સોનારૂપ છે તેમ બ્રહ્મમાં પ્રતીત થતાં તેનાં વિવર્તકાર્યો બ્રહ્મરૂપજ છે.

૪૨૬ જેમ સમુદ્રમાં ભરતીઓટ થાય છે તેમ શરીરમાંના રુધિર વીર્ય, મજ્જાદ્રવ્ય, ઇંદ્રિયદ્રવ ને અંતઃકરણદ્રવ તથા પ્રાણદ્રવમાં પણ

ભરતીઓટ થાય છે. ભરતી વેળાએ સર્વદ્રવ્યો બાહ્યવેગવાળાં થાય છે ને ઓટ વેળાએ તે દ્રવ્યો પોતાના કેંદ્રભણીજ (પ્રત્યક્તત્ત્વભણીજ) વેગવાળાં થાય છે.

૪૨૭ જેમ આંખો વીંચવાથી મનુષ્યને અંધકારનું ભાન થાય છે તેમ અનાત્મવૃત્તિઓને રોકવાથી આત્માથી અભિન્ન બ્રહ્મનું ભાન થાય છે.

૪૨૮ જેમ છીપમાં કલ્પાયેલું રૂપું છીપથી ભિન્ન નથી ને દોરડીમાં કલ્પાયેલો સર્પ દોરડીથી ભિન્ન નથી તેમ બ્રહ્મમાં કલ્પાયેલાં અવિદ્યા, દેશ ને કાલ બ્રહ્મથી ભિન્ન નથી.

૪૨૯ જેમ અંતઃકરણ ઘટાકાર, પટાકાર, સુખાકાર ને દુઃખાકાર થાય છે તેમ મુમુક્ષુએ બ્રહ્મવિચાર વા બ્રહ્મધ્યાનવડે પોતાના અંતઃકરણને બ્રહ્માકાર કરવું જોઇએ.

૪૩૦ જેમ ગીધ માંસના સડેલા કટકાપર ત્રુટી પડે છે તેમ વિષયાનુરાગીમનુષ્યનું મન તુચ્છવિષયોમાં રમ્યપણાની ભ્રાંતિવડે નેત્રાદિ ઇંદ્રિયોદ્વારા રૂપાદિ વિષયોપર ત્રુટી પડે છે.

૪૩૧ જેમ ખારું પાણી પીવાથી તરષ્યા મનુષ્યની તૃષા શાંત થતી નથી, પણ ઊલટી તેની તૃષા વધે છે, અને જેમ બળતા અગ્નિમાં સાગનાં સુકાં લાકડાં, ઘી કે તેલ નાંખવાથી તે અગ્નિ શાંત થતો નથી, પણ ઊલટી તે અગ્નિની જવાળાઓ વધારે નીકળવા લાગે છે તેમ ઇંદ્રિયોને ઇચ્છિતવિષયો આપ્યા કરવાથી મન શાંત થતું નથી, પણ ઊલટું તે વિશેષવ્યાકુલ થાય છે.

૪૩૨ વિષયસેવનથી શાંતિની આશા રાખવી તે મનોરાજ્યના ભોજનથી ક્ષુધા દૂર કરવાની આશા રાખવાસમાન છે.

૪૩૩ જેમ જે ઝાડના કોતરમાં નિરંતર અગ્નિ બળતો હોય તે ઝાડ લીલું ન રહે તેમ જે હૃદયમાં દશ્યાનુરાગ જાગ્રત્ હોય તે હૃદયમાં શાંતિ નજ હોય.

૪૩૪ જેમ કાચો ઘડો વા પતાસું જલમાં ઓગળતાં જાય છે તેમ મનુષ્યનું શરીર ક્ષણે ક્ષણે ક્ષીણ થતું જાય છે.

૪૩૫ જેમ દર્ભની અણીપર કે કમલપત્રપર પડેલું ઝાકળનું ટીપું ક્ષણિક છે તેમ મનુષ્યજીવન પણ ક્ષણિક છે.

૪૩૬ જેમ અંજલિમાંનું જલ ઉત્તરોત્તર ઓછું થતું જાય છે તેમ મનુષ્યનું આયુષ્ ક્ષણે ક્ષણે ઘટતું જાય છે.

૪૩૭ જેમ કાંકચના રસનું કે લીંબડાના રસનું પાન કરનારને કડવાશનુંજ ભાન થાય છે, મધુરપણાનું ભાન થતું નથી, તેમ દુ:ખરૂપ દૃશ્યવિષયોના સેવનથી જીવને દુ:ખનુંજ ભાન થાય છે, સુખનું ભાન થતું નથી.

૪૩૮ જેમ પશ્વાદિના મૃતશરીરને ગીધ આદિ માંસભક્ષક મલિનપ્રાણીઓ ચુંથ્યા કરે છે તેમ તેજ મૃતશરીરને જો રાજહંસ ચુંથે તો પછી ગીધ આદિ માંસભક્ષક પ્રાણીઓમાં ને રાજહંસમાં શો ફેર રહ્યો?

૪૩૯ જેમ ગામનાં ભુંડો મનુષ્યોના મલનું ભક્ષણ કરે છે તેમ જો વનરાજ મનુષ્યોના મલનું ભક્ષણ કરે તો પછી ગામમાં વસ્તાં ભુંડોમાં ને વનરાજમાં શો ફેર રહ્યો?

૪૪૦ જેમ અણસમજુ બાલક મલમૂત્રને ચુંથ્યા કરે છે તેમજ જો વયોવૃદ્ધમનુષ્ય પણ મલમૂત્રને ચુંથ્યા કરે તો પછી અણસમજુ બાલકમાં ને વયોવૃદ્ધ મનુષ્યમાં શો ફેર રહ્યો?

૪૪૧ જેમ મલિનખાબોચીઆમાં કે ક્ષુદ્રનદીઓમાં ભમતાં બગલાંઓ માછલાંઓ આદિને પકડી તેનું ભક્ષણ કર્યા કરે છે તેમજ જો નિર્મલ ને વિશાલ માનસરોવરમાં ભ્રમણ કરતો હંસ માછલાંઓ આદિને પકડી તેનું ભક્ષણ કર્યા કરે તો પછી બગલામાં ને હંસમાં શો ફેર રહ્યો?

૪૪૨ જેમ વિવેકહીન રાગીમનુષ્ય સ્રી, પુત્ર ને ધનાદિમાં લુબ્ધ છે તેમજ જો પોતાને વિવેકી ને વિરાગી માનનાર મનુષ્ય પણ વિનાશી પ્રાણિપદાર્થમાં લુબ્ધ રહે તો પછી વિવેકહીન રાગી મનુષ્યમાં ને પોતાને વિવેકી ને વિરાગી માનનાર મનુષ્યમાં શો ફેર રહ્યો?

૪૪૩ જેમ પામર ને વિષયિમનુષ્યો શબ્દાદિવિષયો ને તેનાં સ્રીધનાદિ સાધનોમાં પરમાદરવાળા રહે છે તેમજ જો પોતાને જિજ્ઞાસુ માનનાર મનુષ્ય પણ શબ્દાદિવિષયોમાં ને તેના સ્રીધનાદિસાધનોમાં પરમાદરવાળો રહે તો પછી તે 'જિજ્ઞાસુ' એવા નામને યોગ્ય કેમ કહેવાય?

૪૪૪ જેમ અવિવેકી ને વિષયાનુરાગીમનુષ્યો અસત્, જડ ને દુઃખરૂપ દૃશ્યને સત્ય, ચેતન ને સુખરૂપ માની તેને મેળવવામાં ને ભોગવવામાં ઉમંગી રહે છે તેમ જો પોતાને જિજ્ઞાસુ માનનાર પણ વર્તે તો પછી અવિવેકી ને વિષયાનુરાગીમાં અને જિજ્ઞાસુમાં શો ફેર રહ્યો?

૪૪૫ જેમ ખાખરાના વનમાં રહેનારી ને અત્યંત કડવા પીતપાપડા ખાનારી ખીસકોલીને આંબાના વનમાં રહેવાનું તથા પાકી મધુર કેરી ખાવાનું રુચે નહિ, જેમ ઊકરડાપર રઝળનારાં ને વિષ્ઠાનું ભક્ષણ કરનારાં ભુંડાને સુંદર બાગમાં ફરવાનું ને લીલું ઘાસ ખાવાનું રુચે નહિ, જેમ મલિનસ્થલોમાં ફરનાર ને મલિનકચરો ખાનાર ગધેડાંઓને સારા સ્થલોમાં ફરવું ને શાકર ખાવી ગમે નહિ, અને જેમ લીંબોળીઓ ખાનાર કાગડાને દ્રાક્ષ ખાવી ગમે નહિ, તેમ પામર ને વિષયિજનોને વિષયો ને વિષયોનાં સાધનોજ રુચિકર લાગે છે, પણ નિષ્કામકર્મો, પ્રભુભક્તિ, યોગાનુષ્ઠાન અને વેદાંતશાસ્ત્રનું શ્રવણમનનાદિ રુચતાં નથી.

૪૪૬ જેમ હંસને પ્રકાશ ગમે છે અને ઘૂડને અંધારુંજ ગમે છે તેમ વિવેકીને નિષ્કામકર્મો, પ્રભુભક્તિ, યોગાનુષ્ઠાન અને વેદાંતશાસ્ત્રનું શ્રવણમનન રુચિકર લાગે છે અને વિષયિજનોને વિષયો ને વિષયોનાં સાધનોજ રુચિકર લાગે છે.

૪૪૭ જેમ સાપે ગળવા માંડેલું દેડકું મુર્ખાઇથી માખીનું ભક્ષણ કરવા પ્રયત્ન કરે છે તેમ કાળે ગળવા માંડેલા મનુષ્યો અજ્ઞાનથી વિષયોનું સેવન કરવા પ્રવૃત્ત થાય છે.

૪૪૮ જેમ આકાશમાં હજારો તારાઓ તથા સેંકડો ચંદ્રમા ઉદય પામે, અને પૃથિવીપરનાં સર્વવનોમાં આગ લગાડવામાં આવે તોપણ રાત્રિ દૂર થતી નથી, પણ જ્યારે સૂર્યનો ઉદય થાય છે ત્યારેજ રાત્રિ દૂર થાય છે, તેમ નાના પ્રકારનાં લૌકિકકર્મોથી તથા નાનાવિધ શાસ્ત્રોક્તકર્મોથી અજ્ઞાન દૂર થતું નથી, પણ જ્યારે મનુષ્યના અંતઃકરણમાં વિવેકનો આવિર્ભાવ થાય છે ત્યારેજ તેના અંતઃકરણમાંથી અજ્ઞાન દૂર થાય છે.

૪૪૯ જેમ સળગી ઊઠેલા છાપરાઉપર સૂઇ રહેનારો મનુષ્ય મૂર્ખ

ગણાય છે, તેમ જે મનુષ્ય, શરીરનું ક્ષણિકપણું ભૂલી પોતાના પારમાર્થિકકર્તવ્યમાં પ્રમાદ કરે છે તેપણ મૂર્ખ ગણાય છે.

૪૫૦ જેમ સમુદ્રાદિના તરંગો ચપલ છે, વાયુ ચપલ છે, અગ્નિની જ્વાલાઓ ચપલ છે, મર્કટ ચપલ છે, વીજળી ચપલ છે, ઘાસપર પડેલું ઝાકળનું ટીપું ચપલ છે, યૌવન ચપલ છે, રૂપ ચપલ છે, ઇંદ્રિયો ચપલ છે ને મન ચપલ છે તેમ આત્મા ચપલ નથી, આત્માજ ચપલતારહિત છે, અન્ય સર્વ ચપલ છે.

૪૫૧ જેમ ધનુષ્પરથી છૂટેલું બાણ અને બંદુકમાંથી છૂટેલી ગોળી લક્ષ્યભણી વેગથી ગતિ કરે છે, જેમ ગીધ, સમળી ને કાગડા, પશ્વાદિના શબઉપર વેગથી પડે છે, જેમ બિલાડી ને બગલો ઉંદરભણી ને માછલાંભણી વેગથી ધસે છે, જેમ સાપ દેડકાભણી કે ઉંદરભણી વેગથી ચાલે છે, ને જેમ સિંહ, વ્યાઘ્ર, દીપડો ને ચીત્તો હરણાદિની પછવાડે વેગથી દોડે છે તેમ બહિર્મુખમન ને બહિર્મુખઇંદ્રિયો શબ્દાદિ વિષયોભણી વેગથી દોડે છે.

૪૫૨ જેમ વેગવાળો વાયુ દીપકને ઓલવી નાંખે છે તેમ વિષયતૃષ્ણારૂપ પ્રબલવાયુ જ્ઞાનદીપને, યોગદીપને અને ભક્તિદીપને ઓલવી નાંખે છે.

૪૫૩ જેમ સદાચાર પાળનાર પવિત્ર બ્રાહ્મણાદિના મનમાં મનુષ્યાદિનાં મલ, મૂત્ર ને શવના શરીરનો સ્પર્શ કરવાની લેશપણ ઇચ્છા પ્રકટતી નથી તેમ વિવેકવડે સંસારથી ઉદાસ થયેલા મનુષ્યના મનમાં વિષયેચ્છાને જાગ્રત કરનાર પ્રાણીના દર્શનની ને તેના શરીરનો સ્પર્શ કરવાની લેશપણ ઇચ્છા પ્રકટતી નથી.

૪૫૪ જેમ રેતીમાંથી તેલ કાઢી શકાતું નથી, કાંકચમાંથી ગળપણ મેળવી શકાતું નથી, ઝાકળના જલવડે તૃષા મટાડી શકાતી નથી, વિષ્ઠામાંથી સુગંધ મેળવી શકાતો નથી, અગ્નિવડે શરીરમાંની ગરમીની નિવૃત્તિ થઈ શક્તી નથી, બરફવડે ટાઢની નિવૃત્તિ થઈ શક્તી નથી, પથ્થરના ભક્ષણવડે ક્ષુધાની નિવૃત્તિ થઈ શક્તી નથી, ગલે મોટી શિલા બાંધી ઉંડી મહાનદી તરી શકાતી નથી અને વિષનું પાન કરીને

અમર થઈ શકાતું નથી તેમ વિષયોથી ને તેનાં સ્ત્રીધનાદિસાધનોથી શાશ્વતસુખ મેળવી શકાતું નથી.

૪૫૫ જેમ મોટો મગર મીનને બલાત્કારથી પોતાનાભણી ખેંચી તેનું ભક્ષણ કરે છે તેમ વિષયો, ઇંદ્રિયોરૂપ તથા મનોરૂપમીનને બલાત્કારથી પોતાનાભણી ખેંચી, તેને પોતાનામાં રમણ કરી દેવારૂપ તેનું ભક્ષણ કરી જાય છે.

૪૫૬ જેમ આ લોકનાં, અંતરિક્ષલોકનાં, સ્વર્ગલોકનાં ને જનલોકનાં સ્ત્રીધનાદિવડે પ્રાપ્ત થતાં સુખોનો મુમુક્ષુએ સંતોષવડે પરિત્યાગ કરવાનો છે તેમ તપલોકની ને સત્યલોકની દિવ્યસ્ત્રીઓવડે, ત્યાંના શ્રેષ્ઠભક્ષ્યભોજ્યવડે, ત્યાંનાં દિવ્યવસ્ત્રોવડે, દિવ્યસુગંધવડે ને અલૌકિક-સુધાપાનવડે પ્રાપ્ત થતાં સર્વપ્રકારનાં ઉત્તમ મનાતાં સુખોનો પણ તેણે પરમસંતોષવડે પરિત્યાગ કરવાનો છે.

૪૫૭ જેમ હિમ જે પ્રદેશપર પડે છે, તે પ્રદેશમાંનાં વૃક્ષોનાં, છોડોનાં ને વેલાનાં પાંદડાં તથા ફૂલોને બાળી નાંખે છે, તેમ જે મનુષ્યના મનવિષે શુભકર્મમાં નિરાશા ઉપજે છે, તે મનુષ્યમાં જે ઉત્સાહ, શાંતિ ને કર્તવ્યપરાયણતા હોય તેનો તે (નિરાશા) નાશ કરી નાખે છે.

૪૫૮ જેમ સ્નેહવિનાનું (ઘી વિનાનું) ભોજન લુખું ગણાય છે તેમ સ્નેહવિનાનું (પ્રેમવિનાનું) શાસ્ત્રોક્તકર્મ, પ્રભુભક્તિ કે વેદાંતશ્રવણ પણ લુખાં ગણાય છે.

૪૫૯ જેમ ઢોર ભૂખને સહન કરે છે તેમ સુખેચ્છુમનુષ્યે પોતાના પ્રારબ્ધકર્મવશાત્ પોતાને પ્રાપ્ત થયેલા કોઈ પણ પ્રકારના દુઃખને પરમાત્માના સ્મરણધ્યાનવડે, વિવેકવડે ને આત્માના અસંગપણાના વિચારવડે સહન કરતાં શીખવું જોઇએ.

૪૬૦ જેમ આકાશને, ધૂળ, ધુમાડો કે ધુમસ અડચણ કરી શકતાં નથી તેમ હું જે આત્મા છું તેને રોગ, મનુષ્ય કે દેવાદિ અડચણ કરી શકતાં નથી.

૪૬૧ જેમ દર્ભની અણીપર પ્રતીત થતા ઝાકળના પાણીના ટીપાના સ્થાયિપણાનો અને પાણીના પરપોટાના સ્થાયિપણાનો મનુષ્યો વિશ્વાસ

રાખતા નથી તેમ વિવેકીઓ મનુષ્યશરીરના સ્થિરપણાનો વિશ્વાસ રાખતા નથી.

૪૬૨ જેમ સંધ્યાનું ખીલવું ને તેની શોભા ક્ષણિક છે, જેમ મેઘધનુષ્યની પ્રતીતિ ક્ષણિક છે, જેમ અંતઃકરણની વૃત્તિઓ ક્ષણિક છે અને જેમ ચોમાસામાં ઉપજતા ક્ષુદ્રજંતુઓનું જીવન ક્ષણિક છે તેમ મનુષ્યોનું જીવનપણ ક્ષણિક છે.

૪૬૩ જેમ નદીઓનો પ્રવાહ વેગથી સમુદ્રભણી દોડતો જાય છે તેમ ઉત્પન્ન થયેલા પ્રાણિપદાર્થો વેગથી વિનાશરૂપ કાલભણી દોડતા જાય છે.

૪૬૪ જેમ સર્વપ્રકારનો મોલ કાપવાને માટેજ ખેતરમાં ઉપજે છે તેમ અહિં સર્વેપ્રાણિપદાર્થો વિનાશ પામવાને માટેજ ઉપજે છે.

૪૬૫ જેમ પુષ્પો ખીલીને કરમાઇ જાય છે ને જેમ કુંપળીઆં, પાંદડાં થઇને ખરી જાય છે, તેમ મનુષ્યો ઉપજી, સ્થિતિ કરી, મરી જાય છે.

૪૬૬ જેમ સૂર્ય, ચંદ્ર, ગ્રહ ને નક્ષત્રાદિ તારામંડલ ઊગે છે, આકાશના મધ્યભાગમાં આવે છે ને અસ્ત પામે છે, તેમ મનુષ્યાદિ પ્રાણીઓ જન્મે છે, પ્રારબ્ધકર્મપ્રમાણે અહિં સ્થિતિ કરે છે અને પ્રારબ્ધકર્મની સમાપ્તિએ મરણ પામે છે.

૪૬૭ જેમ રવિવારાદિ વારો, શુક્લાદિ પક્ષ, કાર્તિકાદિ માસો, વસંતાદિ ઋતુઓ, ઉત્તરાયણાદિ અયન, પ્રભવાદિ સંવત્સર ને કૃતાદિ યુગો ક્રમપૂર્વક આવે જાય છે, તેમ મનુષ્યો ઉત્પન્ન થાય છે ને મરે છે.

૪૬૮ જેમ ચોમાસામાં વહેતી નાની નદીઓ ઊનાળામાં સૂકાઇ જાય છે, જેમ ચોમાસામાં ભરેલાં જણાતાં તળાવડાં ને કેટલાંક તળાવો ઊનાળામાં સૂકાઇ જાય છે, જેમ ઊનાળામાં લીલાછમ જણાતા જવાસા ચોમાસામાં સૂકાઇ જાય છે, જેમ ઊનાળામાં પાંદડાંથી ભરપૂર જણાતા આકડા ચોમાસામાં પાંદડાંવિનાના થઇ જાય છે, જેમ ચોમાસામાં પાંદડાંથી ભરપૂર જણાતાં કેટલાંક વૃક્ષો પાનખરઋતુમાં પાંદડાંવિનાનાં થઇ જાય છે ને જેમ વસંતમાં કેસુડાંથી ભરેલા ખાખરા સમય જતાં કેસુડાંથી રહિત થઇ જાય છે, તેમ પ્રારબ્ધકર્મથી જન્મેલાં માણસો તેમના પ્રારબ્ધકર્મની સમાપ્તિએ અવશ્ય મરણનું શરણ ગ્રહણ કરે છે.

૪૬૯ જેમ સ્વપ્નમાં કોઇ મનુષ્યને રાજ્ય, ધન, સુંદર સ્ત્રી કે અતિમાન મળ્યાનું ભાન થાય તે સ્વપ્નમાંજ સત્યરૂપે જણાય છે પણ જ્યારે તે જાગે છે ત્યારે તેને પોતાની પાસે તેમાંનું કાંઇપણ પ્રતીત થતું નથી તેમ જાગ્રદવસ્થામાં પ્રાપ્ત થયેલું રાજ્ય, ધન, સુંદર સ્ત્રી અને અતિમાન સ્વપ્નાવસ્થામાં, સુષુપ્તિઅવસ્થામાં ને તુર્યાવસ્થામાં પ્રતીત થતું નથી.

૪૭૦ જેમ મનોરાજ્યમાં પ્રતીત થયેલા પ્રાણિપદાર્થો પુનઃ પ્રતીત થતા નથી તેમ જાગ્રતમાં પણ નાશ પામેલા પ્રાણિપદાર્થો પુનઃ પ્રતીત થતા નથી.

૪૭૧ જેમ માયાવી અસત્યવસ્તુઓને સત્યરૂપે દેખાડે છે તેમ અઘટિતઘટના કરવામાં ચતુર માયાપણ અસત્યપદાર્થોને સત્યરૂપે પ્રતીત કરાવે છે.

૪૭૨ જેમ સમજુ મનુષ્યો ઇંદ્રજાલના પદાર્થોને સત્ય માની તેમાં લુબ્ધ થતા નથી, પણ ઉદાસીનજેવા રહે છે તેમ વિવેકીમનુષ્યો આ નામરૂપાત્મકસંસારને સત્ય માની તેમાં લુબ્ધ થતા નથી, પણ ઉદાસીનજેવા રહે છે.

૪૭૩ જેમ પામર ને વિષયિમનુષ્યો પોતાના શરીરને સુંદર વસ્ત્રાલંકારવડે અલંકૃત કરે છે તેમ ઉત્તમજિજ્ઞાસુમનુષ્યો પોતાના અંતઃકરણને શાસ્ત્રોક્ત શુભગુણોવડે અલંકૃત કરે છે.

૪૭૪ જેમ નિર્મલઆકાશ તારાગણવડે સુશોભિત જણાય છે તેમ ઉત્તમજિજ્ઞાસુમનુષ્યનું હૃદય સત્ત્વગુણના ધર્મરૂપ શુભગુણોવડે સુશોભિત જણાય છે.

૪૭૫ જેમ નિર્મલકાચ મનોહર જણાય છે, જેમ નિર્મલજલ મનોહર પ્રતીત થાય છે, જેમ પવિત્રવસ્ત્ર મનોહર લાગે છે અને જેમ નિર્મલઆકાશ મનોહર દિસે છે તેમ વિવેકીપુરુષોનાં શુભગુણોથી ભરેલાં અંતઃકરણો મનોહર પ્રતીત થાય છે.

૪૭૬ જેમ વર્ષાઋતુ પોતાના આગમનથી સર્વપ્રાણીઓને આહ્લાદિત કરે છે, પૃથિવીને શીતલ કરે છે, પૃથિવીની ઉપરના વાતાવરણમાં ઊડતાં ત્રસરેણુઓને જલની ધારાવડે પૃથિવીપર નાખી દે છે, પૃથિવી-

પરના વૃક્ષોનાં પાંદડાં નિર્મલ કરી તથા વૃક્ષોનાં મૂલનું, થડનું, ડાળોનું, ડાળીઓનું, પાંદડાંઓનું, ફૂલોનું ને ફલોનું પોષણ કરી તેમને પુષ્ટ કરે છે, અને વાતાવરણમાં ઊડતાં ત્રસરેણુઓને દૂર કરી નાંખી દિશાઓને સ્વચ્છ પ્રતીત કરાવે છે, તેમ બ્રહ્મવિદ્યા પણ પોતાના આવિર્ભાવથી મનુષ્યાદિને સુપ્રસન્ન કરે છે, અંતઃકરણને શીતલ કરે છે, અંતઃકરણની જે સૂક્ષ્મમલિનવાસનાઓ રહી હોય તે સૂક્ષ્મમલિનવાસનાઓને આત્મસ્વરૂપમાં વિલીન કરી દે છે, શુભવિચારનું ને શુભપ્રવૃત્તિનું પોષણ કરે છે અને મલિનવાસનાઓની નિવૃત્તિ કરી દશે દિશાઓમાં શાંત તેજોમય બ્રહ્મની સ્પષ્ટ પ્રતીતિ કરાવે છે.

૪૭૭ જેમ ઊનાળાના તાપથી તપેલી ભૂમિ વૃષ્ટિ થવાથી શીતલ થાય છે તેમ બ્રહ્મજ્ઞાનીના અંતઃકરણમાં બ્રહ્મવિદ્યાનામની અદ્ભુત વૃત્તિનો આવિર્ભાવ થવાથી પૂર્વે–અજ્ઞાનકાલમાં–ત્રિવિધતાપથી તપ્યા કરતું તેમનું અંતઃકરણ હવે અત્યંત શીતલ થઈ જાય છે.

૪૭૮ જેમ વૃષ્ટિના પડવાથી ભૂમિ તૃણાદિવડે લીલીછમ ને રમણીય થયેલી જણાય છે તેમ જ્ઞાનીના અંતઃકરણમાં બ્રહ્મજ્ઞાનનો આવિર્ભાવ થવાથી તેમનું અંતઃકરણ સુખપ્રદ અભયાદિ દૈવીસંપત્તિથી વિભૂષિત થઈ મનોહર પ્રતીત થાય છે.

૪૭૯ જેમ વૃષ્ટિના પડવાથી પૃથિવીથી પુષ્કલ અન્નની ઉત્પત્તિ થવાનો સંભવ જણાવાથી ને પુષ્કલ પાણી મળવાનો સંભવ જણાવાથી પૃથિવીપરના સર્વપ્રાણીઓ પ્રસન્ન થાય છે તેમ બ્રહ્મવેત્તાના હૃદયમાં બ્રહ્માનુભવનો આવિર્ભાવ થવાથી તેમનાં અંતઃકરણની સર્વવૃત્તિઓ હવે અમને પૂરતી શાંતિ અને પૂરતું સુખ મળશે એમ જાણી પ્રસન્ન થાય છે.

૪૮૦ જેમ પૃથિવીપર વરસાદ પડવાથી વૃક્ષોનાં ને વેલા આદિનાં પાંદડાંપરની સૂક્ષ્મ ધૂળ ધોવાઈ જવાથી તે વૃક્ષો ને વેલા આદિ સુંદર જણાય છે તેમ મનુષ્યને બ્રહ્મદૃષ્ટિની પ્રાપ્તિ થવાથી તે બ્રહ્મદર્શીના અંતઃકરણમાંનો ને ઇંદ્રિયોમાંનો રજોગુણરૂપ ને તમોગુણરૂપ મેલ ધોવાઈ જવાથી તેમનાં અંતઃકરણની ને ઇંદ્રિયોની શોભામાં વધારો થયેલો પ્રતીત થાય છે.

૪૮૧ જેમ વૃષ્ટિ થવાથી નદીઓ, સરોવરો, તળાવો ને વેલાઓ-નાળાંઓ-જલથી ભરાઈ જાય છે તેમ બ્રહ્મનો અપરોક્ષઅનુભવ થવાથી બ્રહ્માનુભવીના અંતઃકરણની ને ઇંદ્રિયોની પ્રત્યેક વૃત્તિ બ્રહ્માનંદથી ભરેલી પ્રતીત થાય છે.

૪૮૨ જેમ ભૂમિપર ધોધબંધ વરસાદ પડવાથી તે વેળા ભૂમિપર જ્યાં જુઓ ત્યાં એકલું જલજ પ્રતીત થાય છે તેમ બ્રહ્મનો દૃઢબોધ થવાથી બ્રહ્મજ્ઞને તેમના અંતઃકરણની વૃત્તિ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં એકલા સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનુંજ ભાન થાય છે.

૪૮૩ જેમ પર્જન્ય પડવાથી પૃથિવી મનોહારિણી પ્રતીત થાય છે તેમ બ્રહ્મજ્ઞના અંતઃકરણપર બ્રહ્મસ્વરૂપનો પ્રકાશ પડવાથી તેમનું અંતઃકરણ જિજ્ઞાસુઓના અંતઃકરણને આકર્ષક પ્રતીત થાય છે.

૪૮૪ જેમ વરસાદ પડવાથી ભૂમિપર વરસાદની પૂર્વે જે જંતુઓ પ્રતીત થતા નહોતા તે જંતુઓ પ્રતીત થવા લાગે છે તેમ બ્રહ્મવેત્તાના અંતઃકરણમાં બ્રહ્મજ્ઞાનનો પ્રાદુર્ભાવ થયા પહેલાં જે શુભવિચારો પ્રતીત થતા નહોતા તે શુભવિચારો પ્રતીત થવા લાગે છે.

૪૮૫ જેમ અનાવૃષ્ટિ પ્રાણીઓને દુઃખપ્રદ પ્રતીત થાય છે, ને યોગ્યવૃષ્ટિ પ્રાણીઓને સુખપ્રદ પ્રતીત થાય છે, તેમ સ્વસ્વરૂપનું અજ્ઞાન મનુષ્યોને દુઃખપ્રદ પ્રતીત થાય છે, ને સ્વસ્વરૂપનું જ્ઞાન મનુષ્યોને સુખપ્રદ પ્રતીત થાય છે.

૪૮૬ જેમ વસંતઋતુ પોતાના આગમનથી પ્રાણીઓના મનને ઉત્સાહવાળું કરે છે અને તે વનની શોભાને વૃક્ષોપર આવેલાં નવાં પાંદડાંઓથી, પુષ્પોથી, ફલોથી ને સુગંધયુક્ત પુષ્પોવાળી લતાઓથી ચેતોહર બનાવે છે તેમ બ્રહ્મવિદ્યા પણ પોતાના આવિર્ભાવવડે જ્ઞાનીઓનાં મનને વસંતઋતુની પેઠે આનંદિત કરે છે અને જ્ઞાનીઓનાં અંતઃકરણને, ઇંદ્રિયોને ને સ્થૂલશરીરને જિજ્ઞાસુઓના મનને હરનારાં બનાવે છે.

૪૮૭ જેમ અગ્નિ ઘાસને બાળે છે તેમ પરમાત્માનું સ્મરણધ્યાન પરમાત્માનું સ્મરણધ્યાન કરનારનાં અંતઃકરણમાં અનાદિકાલથી રહેલા પાપસંસ્કારોને બાળે છે.

૪૮૮ જેમ અગ્નિ મલિનજગાને બાળીને સ્વચ્છ કરે છે તેમ પરમાત્માનું સ્મરણધ્યાન પરમાત્માનું સ્મરણધ્યાન કરનારનું મન સ્વચ્છ કરે છે.

૪૮૯ જેમ સૂર્યના તેજથી હીરા આદિ સર્વરત્નો ઝળકી ઊઠે છે તેમ પરમપ્રકાશથી સર્વપ્રાણિપદાર્થો પ્રકાશી ઊઠે છે.

૪૯૦ જેમ ઝેર મેળવેલી મીઠાઈ વસ્તુતાએ સુખકારક ન હોઈ તે દુઃખકારક છે તેમ સાંસારિકસુખો વસ્તુતાએ સુખરૂપ નથી પણ તે સુખો દુઃખથી ઘેરાયેલાં છે.

૪૯૧ જેમ સમુદ્રને તળીએ રહેલી છીપ (કાળુ માછલી) જ્યારે સમુદ્રની સપાટીની ઉપર આવે છે ને સ્વાતિનક્ષત્રના સમયમાં પડતાં જલનાં ટીપાંને ઝીલે છે ત્યારે તેમાં મોતી ઉત્પન્ન થાય છે, તેમ જિજ્ઞાસુ જ્યારે સંસારને તુચ્છ સમજી તેમાંથી પોતાના અંતઃકરણને બહાર કાઢી શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ શ્રીસદ્‌ગુરુનો ઉપદેશ પરમાદરથી સાંભળી તેને અનુસરે છે ત્યારે અંતઃકરણમાં અખંડાનંદરૂપ બ્રહ્મનો અવિર્ભાવ થાય છે.

૪૯૨ જેમ કમલ સૂર્યના પ્રકાશથી વિકસિત થાય છે, તેમ મુમુક્ષુનું અંતઃકરણ પોતાના શ્રીસદ્‌ગુરુના તથા બ્રહ્મવેત્તાના દર્શનથી ને તેમના ઉપદેશથી વિકસિત થાય છે.

૪૯૩ જેમ આકાશમાંથી પડેલું પાણી સમુદ્રભણી જાય છે તેમ પરમાત્માનું ગમે તે શાસ્ત્રોક્ત નામથી કરેલું સ્મરણ તથા પરમાત્માના શાસ્ત્રોક્ત ગમે તે આકારનું કરેલું પૂજન પરમાત્માને પહોંચે છે.

૪૯૪ જેમ જલને નીચાણમાં જવું ગમે છે પણ ઊંચાણમાં જવું ગમતું નથી તેમ બહિર્મુખમનને ને ઇંદ્રિયોને પરાક્‌પ્રવણતા ગમે છે પણ પ્રત્યક્‌પ્રવણતા ગમતી નથી.

૪૯૫ જેમ અણસમજુ બાલકોને એક સ્થલે બેસી ભણવું ગમતું નથી પણ બહાર રઝળવું ગમે છે તેમ અણસમજુ મનને તથા અણસમજુ ઇંદ્રિયોને આત્મામાં સ્થિર થવું ગમતું નથી પણ તુચ્છવિષયોનું ચિંતન કરવું ને તેનું સેવન કરવું તેમને બહુ ગમે છે.

૪૯૬ જેમ યોગી પોતાના યોગાનુષ્ઠાનના પરિપાકવડે પ્રાપ્ત થતી કૈવલ્યસિદ્ધિની કે અણિમાદિસિદ્ધિની આતુરતાવડે વાટ જુએ છે, જેમ

પ્રભુના અનન્યભક્ત પોતાના પ્રિયતમ પ્રભુના ભવતાપનિવારક દર્શનની વાટ જુએ છે, જેમ ઉપાસકો પોતાના આરાધ્યદેવના દર્શનની ને તેમના અનુગ્રહની વાટ જુએ છે, જેમ માંત્રિકો પોતાના મંત્રના પુરશ્ચરણની નિર્વિઘ્ન સમાપ્તિવડે પોતાની અભિલષિત સિદ્ધિની વાટ જુએ છે, જેમ વિરહિણી સુઘડ પતિવ્રતા પરદેશ ગયેલા પોતાના ચતુર પતિના આગમનની વાટ જુએ છે, જેમ ભૂખ્યાં બાલકો પોતાની દયાલુ માની વાટ જુએ છે, જેમ ભૂખ્યાં રાંકાં સિદ્ધાન્ન આપનાર અન્નદાતાની વાટ જુએ છે, જેમ પાળેલાં ને કોડમાં બાંધેલાં પશુઓ પોતાને નિરણ નાંખનાર ને પાણી પાનાર મનુષ્યની વાટ જુએ છે, જેમ નિર્ધનતાથી અત્યંત પીડાતો મનુષ્ય ધનની પ્રાપ્તિની ઇચ્છા કર્યા કરે છે, જેમ રોગી-મનુષ્ય આરોગ્યની પ્રાપ્તિની ઇચ્છા કર્યા કરે છે, જેમ ખેડુત વરસાદની વાટ જોયા કરે છે અને વ્યાપારી ને સેવક જેમ પોતાના અભ્યુદયની વાટ જોયા કરે છે તેમ વિવેકીપુરુષ ત્રિવિધતાપથી તપતા પોતાના અંતઃકરણમાં પરમાત્માના પરમશીતલ આવિર્ભાવના સમયની વાટ જોયા કરે છે.

૪૯૭ જેમ જ્યાંસુધી દર્પણ મેલના સંબંધથી મોકળું એટલે સ્વચ્છ ન થાય ત્યાંસુધી તે પોતાના મૂલસ્વરૂપને પ્રાપ્ત થયેલું ન હોવાથી સૂર્યાદિના પ્રતિબિંબને ગ્રહણ કરવાને સમર્થ થતું નથી પણ જ્યારે તેનાપરનો મેલ નિવૃત્ત થઈ જાય છે ત્યારે તે પોતાના મૂલસ્વરૂપને પ્રાપ્ત થઈ સૂર્યાદિના પ્રતિબિંબને ગ્રહણ કરવા સમર્થ થાય છે, જેમ જ્યાંસુધી વાસણ પોતાને ચઢેલા કાટથી મોકળું ન થાય ત્યાંસુધી તે પોતાના ચળકાટવાળા સ્વરૂપને પ્રકટ કરી જોનારના ચિત્તને આહ્લાદ ઉપજાવવા સમર્થ થતું નથી પણ જ્યારે તેનાઉપર ચઢેલો કાટ ઊતારી નાખવામાં આવે છે ત્યારે તે પોતાના ચળકાટવાળા સ્વરૂપને પ્રકટ કરી જોનારના ચિત્તને આહ્લાદ ઉપજાવવા સમર્થ થાય છે, જેમ મેલું-વસ્ત્ર જ્યાંસુધી ધોઇને મેલથી રહિત કરવામાં ન આવે ત્યાંસુધી તે પોતાની શોભાને પ્રકટ કરી તેને ધારણ કરનાર મનુષ્યના મનને સંતોષ આપવા સમર્થ થતું નથી અને જેમ જ્યાંસુધી મલિનજલને યોગ્ય ઉપાયથી મેલથી રહિત કરવામાં આવતું નથી ત્યાંસુધી તે પોતાના શ્વેત

પ્રકાશવાળા સ્વરૂપને પ્રકટ કરવા સમર્થ થતું નથી ને જોનારને વા પીવા ઇચ્છનારને તે સંતોષ ઉપજાવી શકતું નથી તેમ મુમુક્ષુનું મન જ્યાંસુધી દૃશ્યને સત્ય માની તેના સંસર્ગવડે મલિન રહે છે ત્યાંસુધી તે પોતાના સાત્ત્વિકસ્વભાવને પ્રકટ કરી શકતું નથી, ને મુમુક્ષુના જીવાત્માને સત્યસુખનો અનુભવ કરાવવા સમર્થ થઈ શકતું નથી, પણ જ્યારે તે દૃશ્યના સંસર્ગથી દૃશ્યને મિથ્યા સમજી મોકળું થાય છે ત્યારે તે પોતાના સાત્ત્વિકસ્વભાવને પામી આત્માથી અભિન્ન સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા બ્રહ્મનું સ્વરૂપ પોતાનામાં આવિર્ભાવ પામેલું અનુભવવા સમર્થ થાય છે અને મુમુક્ષુને પરમસંતોષનો ને પરમસુખનો અનુભવ કરાવવા પણ શક્તિવાળું થાય છે.

૪૯૮ જેમ કોઇ પક્ષીની પાંખો રજ્જુવડે બંધાયેલી હોય તો તે પક્ષી આકાશમાં ઊડી શકતું નથી તેમ મનુષ્ય જો દૃશ્યપ્રાણિપદાર્થના રાગરૂપ રજ્જુથી બંધાયલો રહે તો તે પણ સુખઘન ચિદાકાશભણી ઊડી શકવાનો નથી.

૪૯૯ જેમ પૃથિવીપર પડેલું મૂઢપ્રાણી આકાશમાં ઘણે દૂર રહેલા સૂર્યને વા ચંદ્રાદિને પકડી શકતું નથી તેમ મનુષ્ય જો વિષયચિંતનરૂપ મલિનકાદવમાં આળોટ્યા કરે તો તે પણ (અજ્ઞાનીઓને અતિદૂર જણાતા) આત્માનો સાક્ષાત્કાર કરી શકે નહિ.

૫૦૦ જેમ કોઈ મહામૂર્ખમનુષ્ય મરણના હેતુભૂત કાલકૂટવિષનું પાન કરીને અમર થવાની ઇચ્છા રાખે, તેમ મુમુક્ષુએ દુઃખના હેતુભૂત વિષયોનું સેવન કરી સુખ મેળવવાની ઇચ્છા રાખવી યોગ્ય નથી. વળી તેણે તેમજ શ્રીસદ્ગુરુની આજ્ઞાઓથી વિપરીત વર્તી વક્રશિષ્ય બની પોતાના કલ્યાણને ઇચ્છવું યોગ્ય નથી.

૫૦૧ જેમ દેવોના ચરણ પૃથિવીને સ્પર્શ કરતાં નથી, તેમનાં નેત્રો મીંટ મારતાં નથી, ને તેમના શરીરનો પડછાયો પડતો નથી, તેમ બ્રહ્મવેત્તાનાં મન દૃશ્યને સત્ય માની તેનો સ્પર્શ કરતાં નથી, તેમની બ્રહ્માકારવૃત્તિ ખંડિત થતી નથી, ને તેમના અંતઃકરણમાં વ્યવહાર કરતાં છતાં તેમાં વ્યવહારના સંસ્કાર પડતા નથી.

૫૦૨ જેમ પરમશીતલ ઉત્તરમહાસાગરમાં અગ્નિની જ્વાલાઓ સંભવતી નથી તેમ મુમુક્ષુના પરમશીતલ આનંદઘન આત્મસ્વરૂપમાં શોકની જ્વાલાઓ સંભવતી નથી.

૫૦૩ જેમ અગ્નિનો દુરુપયોગ મનુષ્યને અપકાર કરે છે ને તેનો સદુપયોગ તેને ઉપકાર કરે છે, જેમ વિષનું શોધન કર્યાવિના ને તેના ભક્ષણનો વિધિ જાણ્યાવિના તેનું ભક્ષણ કરવામાં આવે તો તે અપકાર કરે છે ને જો તેનું શોધન કરીને તથા તેના ભક્ષણનો વિધિ જાણીને તેનું ભક્ષણ કરવામાં આવે તો તે રસાયનનું કામ કરે છે, અને જેમ શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણનો દુરુપયોગ મનુષ્યને હાનિ કરે છે ને તેમનો સદુપયોગ મનુષ્યને લાભ કરે છે તેમ કામાદિનો દુરુપયોગ મનુષ્યને દુઃખ આપે છે ને તેનો સદુપયોગ મનુષ્યને સુખ આપે છે.

૫૦૪ જેમ મનુષ્યને પોતાનાં સ્ત્રીપુત્રાદિમાં જેવો પ્રેમ થાય છે તેવો વિશુદ્ધપ્રેમ જો પરમાત્મસ્વરૂપમાં વા તેમની પ્રાપ્તિનાં સાધનોમાં થાય તો તે પ્રેમરૂપ કામ મનુષ્યનું હિત કરનાર થાય છે.

૫૦૫ જેમ મનુષ્યને અપકાર કરનાર પ્રાણીના ઉપર જેવો ક્રોધ પ્રકટે છે તેવો ક્રોધ જો આસુરીસંપત્પર, ભેદજ્ઞાનપર ને અજ્ઞાનપર પ્રકટે તો તે ક્રોધ મનુષ્યનું અહિત કરનારો નહિ થતાં તેનું હિત કરનારો થાય છે.

૫૦૬ જેમ મનુષ્ય દ્રવ્યની પ્રાપ્તિ કરવામાં ને તેનો સંગ્રહ કરવામાં લોભી–તૃષ્ણાવાળો–રહે છે તેમ જો તે જ્ઞાનની પ્રાપ્તિમાં વા યોગની પ્રાપ્તિમાં લોભી રહે તો તે લોભ તેને ઉપકારક થાય છે.

૫૦૭ જેમ દેવો ગગનવિહારી હોય છે તેમ બ્રહ્મવેત્તાઓ બ્રહ્મવિહારી હોય છે.

૫૦૮ જેમ બ્રહ્મવેત્તાઓ પરમપદમાં રહી પોતાનો ન્યૂનાધિક પ્રાપ્તવ્યવહાર શ્રુતિસ્મૃતિને અનુસરી આસક્તિરહિત થઇ પવિત્રપણે સૂર્યચંદ્રાદિની પેઠે કરે છે તેમ મુમુક્ષુએ પોતાનો પ્રાપ્તવ્યવહાર કરવા ઘણામાં ઘણો પ્રયત્ન સદાગ્રહપૂર્વક કરવો જોઇએ.

૫૦૯ જેમ જે પ્રદેશમાં ઊનો વાયુ વાયા કરે છે, જે પ્રદેશમાં ખારી ને કડવી રેતી ઊડ્યા કરે છે, જે પ્રદેશમાં ખારું ને કડવું જલ પણ

પ્રયત્નથી મળે છે, જ્યાં શીતલ છાયાવાળાં વૃક્ષો ને નેત્રને ઠંડક ઉપજાવનારાં લીલાં તૃણો, છોડો ને વેલાઓ પ્રતીત થતાં નથી, જ્યાં ખાવાને મધુર, સ્વાદુ ને પૌષ્ટિક અન્ન મળતું નથી, જ્યાં કાનને ને મનને આનંદ ઉપજાવનારાં પક્ષીઓનો કલરવ સાંભળવામાં આવતો નથી અને જ્યાં હૃદયને ને નેત્રને આહ્લાદ ઉપજાવનારા સંતોની વાણી સાંભળવામાં આવતી નથી તથા તેમનાં દર્શન પણ થતાં નથી એવા રણ નામથી ઓળખાતા પ્રદેશરૂપ માયાનાં કાર્યોમાં ભ્રમણ કરવું હે મન! તારું હિત કરનારું નથી, પણ જ્યાં સદા મંદ, શીતલ ને સુગંધયુક્ત વાયુ વાયા કરે છે, જ્યાં સૂર્યનો પ્રકાશ સમશીતોષ્ણ રહે છે, જ્યાં સ્થલેસ્થલે નિર્મળ, શીતલ ને મધુર જલ જોઈએ તેટલું સ્નાનપાનાદિ માટે અનાયાસે મળી શકે છે, જ્યાં પથ્ય, પવિત્ર, પૌષ્ટિક, સ્નિગ્ધ ને રુચિ ઉપજાવનારાં અન્નશાકાદિ મળી શકે છે, જ્યાં શીતલ છાયાવાળાં, સુગંધમય પુષ્પયુક્ત ને મિષ્ટફલથી નમી રહેલાં મનોહર વૃક્ષો સ્થલેસ્થલે પ્રતીત થાય છે, જે પ્રદેશની ભૂમિ શસ્યથી ને હરિત તૃણથી જોનારાના નેત્રને શીતલતા ને મનને આહ્લાદ ઉપજાવે છે, જ્યાંના માર્ગો કાંટાકાંકરાવિનાના ને ઊંચાણનીચાણવિનાના સરખા સ્વચ્છ ને ચેતોહર છે, જ્યાં સ્થલેસ્થલે પવિત્ર ને સુંદર આકૃતિવાળાં ને શ્રોતાના કાનને તથા મનને આનંદ ઉપજાવનારાં પક્ષીઓ વૃક્ષોની શાખાઓ ઉપર બેસી કલરવ કરતાં ને નિદ્રાનું સુખ અનુભવતાં જણાય છે, જ્યાં પવિત્ર હૃદયવાળાં, સુંદર શરીરવાળાં, મધુર વાણીવાળાં ને પરોપકારમાં પ્રીતિ રાખનારાં પુષ્કલ નરનારીઓ વસે છે, જ્યાં પરમારાધ્ય પરમાત્માનું આરાધન કરનારા ભક્તો, સચ્ચિદાનંદઘન સ્વભાવવાળા બ્રહ્મમાં પોતાના ચિત્તને સ્થિર રાખનારા યોગીઓ ને સર્વદૃશ્યના અધિષ્ઠાનભૂત બ્રહ્મને કરામલકવત્ અનુભવનારા મહાપવિત્ર બ્રહ્મવેત્તાઓ વસે છે, જ્યાં લોકો સુકૃતનેજ ઇચ્છનારા છે ને દુષ્કૃતનો તિરસ્કાર કરનારા છે એવા માલવદેશને નામે ઓળખાતા બ્રહ્મરૂપ પ્રદેશમાં ભ્રમણ કરવું હે મન! તારે માટે અતિહિતકર છે, તેમ ત્રિવિધતાપયુક્ત મલિનવિષયોરૂપી પ્રદેશમાં મુમુક્ષુએ ભ્રમણ કરવું

ઉચિત નથી પણ પરમપવિત્ર, પરમશીતલ અને પરમશાંત બ્રહ્મરૂપી પ્રદેશમાં સદાકાલ સ્થિતિ કરવી એ તેને ઉચિત છે.

૫૧૦ જેમ યુદ્ધમાં પ્રસ્થાન કરવા ઇચ્છનાર રાજા પોતાના શત્રુનો પરાજય કરવાની ઇચ્છાથી અભિજિત્‌મુહૂર્તમાં પ્રયાણ કરે છે તેમ મુમુક્ષુએ આસુરીસંપત્તિ, ભેદભ્રાંતિ ને અજ્ઞાનનો પરાજય કરવામાટે અભિજિત્‌મુહૂર્ત જેવા જય અપાવવામાં મહાસમર્થ પોતાના શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ શ્રીસદ્‌ગુરુનો આશ્રય ને આશીર્વાદ મેળવી તેમણે ઉપદેશેલી રીતે પ્રયત્ન કરવો જોઇએ.

૫૧૧ જેમ તરંગાદિના બાધથી જલાશય, જેમ ગંધર્વનગરના બાધથી આકાશ, જેમ ભીંતપરના, લૂગડાપરના વા કાગળપરના ચિત્રના બાધથી ભીંત, લૂગડું વા કાગળ, જેમ કાગળપર લખેલા કે છાપેલા અક્ષરોના બાધથી કાગળ, જેમ જલાશયમાં પ્રતીત થતા અધોમુખશરીરના બાધથી ઊર્ધ્વમુખશરીર, જેમ મનોરાજ્યના બાધથી સાક્ષી અને જેમ પ્રતિબિંબના બાધથી દર્પણ પ્રતીત થાય છે, તેમ નામરૂપવાળા પ્રાણિપદાર્થના બાધથી અખંડૈકરસબ્રહ્મ વા ભૂમા, બ્રહ્મવિત્‌પુરુષને પ્રતીત થાય છે.

૫૧૨ જેમ સંધ્યા સમયનો રતાશ પડતો પ્રકાશ ક્ષણિક છે, જેમ વીજળીનો ઝબકારો ક્ષણિક છે, જેમ પાણીનો પરપોટો ક્ષણિક છે અને જેમ કેળાના પાંદડાંપર પડેલું ઝાકળનું મોતીજેવું જણાતું બિંદુ ક્ષણિક છે તેમ મનુષ્યનું શરીરપણ ક્ષણિક છે.

૫૧૩ ત્રિવિધતાપરૂપ જલથી ભરેલો, કામક્રોધાદિરૂપ પ્રાણીઓને ગળી જનાર મકરાદિ પ્રાણીઓનો સમૂહ જેમાં યત્રતત્ર ભ્રમણ કરી રહ્યો છે એવો અને જેમાં પ્રતિકૂલતાઓરૂપ મોટા મોટા મોજાઓ ઉછળી રહ્યા છે એવો આ સંસારસાગર બ્રહ્મજ્ઞાનરૂપ સુદૃઢનૌકાવિના સુખપૂર્વક તરી જવાય એવો નથી.

૫૧૪ જેમ દુર્જનો શૃગાલ ને કાક જેવા છે તેમ સંતો હસ્તી ને હંસ જેવા છે.

૫૧૫ જેમ પુણ્યકર્મમાં વૃદ્ધિ કરનારી દેવનદીમાં સ્નાન કરવું હિતકર ગણાય છે અને પુણ્યકર્મનો નાશ કરનારી કર્મનાશામાં સ્નાન કરવું

હિતકર ગણાતું નથી, તેમ પુણ્યકર્મમાં વૃદ્ધિ કરનારો સંતજનોનો સંગ હિતકર ગણાય છે અને પુણ્યનો નાશ કરી પાપની વૃદ્ધિ કરનારો દુર્જનોનો સંગ અહિતકર ગણાય છે.

૫૧૬ જેમ જેઓ પવિત્રજલાશયમાં સ્નાન નહિ કરતાં મલિન ને દુર્ગંધયુક્ત જલવાળા ચમારના કુંડમાં સ્નાન કરે છે તે મૂઢ ગણાય છે, તેમ જેઓ સજ્જનોનો સંગ નહિ કરતાં દુર્જનોનો સંગ કરે છે તેઓ પણ મૂઢજ ગણાય છે.

૫૧૭ જેમ ત્રણલોકના રાજ્યને પામેલા દેવને ભીખ માગવાની ઇચ્છા થતી નથી તેમ જેમને નિરવધિબ્રહ્માનંદની અવિચલ પ્રાપ્તિ થઇ છે એવા બ્રહ્મજ્ઞપુરુષને દિવ્યાદિવ્ય ક્ષુદ્રસુખો મેળવવાની ઇચ્છા થતી નથી.

૫૧૮ જેમ સમુદ્રનું મથન કરવાથી ઉત્તમપદાર્થો ને અમૃત, દેવો મેળવી શકયા તેમ મુમુક્ષુને સમગ્ર સંસાર જેમાં સૂક્ષ્મરૂપે રહ્યો છે એવા પોતાના ચિત્તરૂપ મહાસાગરનું શ્રદ્ધા, પ્રીતિ, સાવધાનતા, નિર્ભયતા ને દૃઢતા રાખીને મથન (સંશોધન) કરવાથી ચિત્તના રાજસતામસધર્મો ક્રમથી નિવૃત્ત થઈ, ચિત્તમાં સત્ત્વગુણની વૃદ્ધિ થઇ ઉત્તમોત્તમપદાર્થોની પ્રાપ્તિ થવા ઉપરાંત વાસ્તવિકઅમૃતની એટલે મોક્ષની પ્રાપ્તિ થાય છે.

૫૧૯ જેમ પ્રકાશ્યપદાર્થોને અસંગ રહીને પ્રકાશનારો મણિમયદીપક સર્વપ્રકાશ્યપદાર્થોથી ભિન્ન છે અને જેમ વિશ્વના પ્રકાશ્યપદાર્થોને અસંગ રહીને પ્રકાશનાર સૂર્ય પ્રકાશ્યપદાર્થોથી ભિન્ન છે, તેમ ત્રણ શરીરોને, ત્રણ અવસ્થાઓને તથા ત્રણ અભિમાનીઓને અસંગ રહીને પ્રકાશનારો તું તે દેહાદિથી ભિન્નજ છે.

૫૨૦ જેમ તારા સાક્ષિસ્વરૂપમાં અંતઃકરણવિષે રહેલી વાસનાના બલથી સ્વપ્નાવસ્થામાં પ્રતીત થતું જગત્ જાગ્રદાવસ્થા પ્રાપ્ત થતાં તારા સાક્ષિસ્વરૂપમાં લીન થાય છે તેમ તારા સાક્ષિસ્વરૂપમાં અંતઃકરણવિષે રહેલી અનાદિકાલની વાસનાથી જાગ્રદવસ્થામાં પ્રતીત થતું જગત્ તારા અંતઃકરણને તુર્યાવસ્થામાં લઇ જઇને તેનો તારા સાક્ષિસ્વરૂપમાં બાધ કરી સર્વદા સાક્ષિસ્વરૂપે રહેવાનો પ્રયત્ન કર.

૫૨૧ જેમ પર્વત ઊંચો છે તેમ મુમુક્ષુએ સર્વદા શુભગુણોવડે ઉન્નત રહેવું.

૫૨૨ જેમ પર્વત વાયુના ને મેઘના ઝપાટા સહન કરે છે તથા પાષાણ, ધાતુ ને રત્નને માટે લોકો તેને ખોદે છે તેને પણ તે સહન કરે છે તેમ મુમુક્ષુએ દુર્જનોના દુષ્ટવચનોને ને સ્વાર્થાંધ લોકોની દુષ્ટ-પ્રવૃત્તિઓને સહન કરવાનો સ્વભાવ પાડવો.

૫૨૩ જેમ વૃક્ષ પોતાને કાપનારને, ફૂલ, ફલ, પાંદડાં ને ડાળીઓ ત્રોડનારને, તથા ઉપર ચઢી તેને કંપાવનારને અને પોતાને પાણી પાનારને તથા પોતાનું રક્ષણ કરનારને સમભાવે પોતાની શીતલ છાયાનો લાભ આપે છે તેમ મુમુક્ષુએ અપકાર કરનારપર તથા ઉપકાર કરનાર-પર સમભાવ રાખવાનો સ્વભાવ પાડવો.

૫૨૪ જેમ ફલફૂલવાળું વૃક્ષ પોતાને પથ્થર મારનારને પણ ફલફૂલ આપે છે તેમ વૈભવવાળા મુમુક્ષુએ પોતાનો અપકાર કરનારને પણ પોતાના વૈભવનો યથાયોગ્ય લાભ આપવો.

૫૨૫ જેમ સૂર્ય આસક્તિરહિત ને આલસ્યરહિત થઈ નિયમિતરીતે પ્રાણીઓને પ્રકાશ ને ઉષ્ણતા આપવાનું પોતાનું કામ પ્રલયસુધી કર્યા કરે છે તેમ મુમુક્ષુએ આસક્તિરહિત ને આલસ્યરહિત થઈ નિયમિત-રીતે પોતાનો પ્રાપ્તવ્યવહાર ને પરમાર્થનાં સાધનો કૃતાર્થ થતાં-સુધી કર્યા કરવાં.

૫૨૬ જેને દશ ઇંદ્રિયોરૂપી તીવ્રવેગવાળા ને પુષ્ટશરીરવાળા દશ ઘોડાઓ જોડવામાં આવ્યા છે, અને જે રૂપાદિ વિષયોરૂપી ભૂમિપર વેગથી ગતિ કરે છે, જેમાં બુદ્ધિરૂપી નિપુણ સારથી મનોરૂપ ઘોડાની લગામ પકડીને બેસે છે, એવા સ્થૂલશરીરરૂપ રથમાં બેસીને બ્રહ્મવેત્તાનું જે આ વિશ્વમાં ભ્રમણ છે તે ભ્રમણ પણ એક પ્રકારનું રમણીય-રમણજ જણાય છે.

૫૨૭ જેમ વિશાલ ક્ષીરસાગર તેમાં મીઠાની કણી કે છાશનું ટીપું પડવાથી વિકાર પામી જામી જતો નથી—દહીંરૂપ થઈ જતો નથી—તેમ જેમણે દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથીરહિત ભૂમાને અભેદભાવે

જાણ્યા છે એવા મહાપુરુષો દુર્જનોનાં દુર્વાક્યોથી કે દુષ્ટપ્રવૃત્તિથી ક્રોધરૂપ વિકારને વશ થતા નથી.

૫૨૮ જેમ સીંચાણો પક્ષીઓનું ઊતાવળે હનન કરી નાંખી તેનું ભક્ષણ કરી જાય છે, તેમ મુમુક્ષુએ આસુરીસંપત્તિનું શીઘ્ર હનન કરી તેનો આત્મામાં બાધ કરી આત્મસ્વરૂપે રહેવું.

૫૨૯ જેમ બાલકો પોતાની પાસેના રમકડાંને પોતાની ઇચ્છામાં આવે તેમ બેદરકારીથી રમાડે છે તેમ પોતાના ઇષ્ટદેવને શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરી પોતાની ઇચ્છામાં આવે તેમ બેદરકારીથી રમાડવાના નથી.

૫૩૦ જેમ એક સ્થલનો પરિત્યાગ કર્યાવિના મનુંષ્યને બીજા સ્થલની પ્રાપ્તિ થતી નથી તેમ દેહાદિમાંથી ને અનુકૂલ માનેલા પ્રાણિપદાર્થ-માંથી ઘાટી પ્રીતિ દૂર કર્યાવિના પ્રત્યગભિન્નબ્રહ્મનો સાક્ષાત્કાર થઈ શકતો નથી.

૫૩૧ જેમ આંબાનો પીપળા આદિ વૃક્ષોથી ભેદ છે તેમ પોતાની જાતિવાળા અન્ય બ્રહ્મનો અભાવ હોવાથી બ્રહ્મમાં સજાતીય એટલે જાતિવડે થનારો ભેદ સંભવી શકતો નથી.

૫૩૨ જેમ આંબાનો પોતાની જાતિનાં વૃક્ષોથી ભિન્નવસ્તુરૂપ પાષણાદિથી ભેદ છે તેમ બ્રહ્મથી ભિન્ન જાતિવાળી કોઈ પણ વસ્તુનો સદ્ભાવ ન હોવાથી બ્રહ્મમાં વિજાતીય એટલે બીજી વિપરીત જાતિથી થનારો ભેદ નથી.

૫૩૩ જેમ આંબાનો પોતાના અવયવરૂપ શાખા, ઉપશાખા, પત્ર, પુષ્પ ને ફલથી ભેદ સંભવી શકે છે તેમ બ્રહ્મ જે સર્વદા અવયવથી રહિત છે તેમાં સ્વગતભેદ સંભવી શકે નહિ.

૫૩૪ જેમ અનેક પ્રાણિપદાર્થમાં એકજ આકાશ રહ્યું છે અને અનેક પ્રાણિપદાર્થમાં સત્તારૂપ સ્વભાવ એકજ રહ્યો છે તેમ સર્વ-કલ્પિતપ્રાણિપદાર્થમાં સચ્ચિદાનંદસ્વભાવવાળું એકજ બ્રહ્મ રહ્યું છે.

૫૩૫ જેમ સર્વપ્રાણીઓનાં શરીરોમાં ને સર્વજડપદાર્થોમાં એકજ સ્વભાવવાળાં પૃથિવી આદિ પાંચ ભૂતો રહ્યાં છે તેમ સર્વપ્રાણીઓનાં શરીરોમાં ને સર્વજડપદાર્થોમાં, સદ્રૂપ, ચિદ્રૂપ ને આનંદરૂપ સ્વભાવ-વાળું એકજ બ્રહ્મ રહ્યું છે.

૫૩૬ જેમ આકાશ એક છે અને માયા એક છે તેમ બ્રહ્મ પણ એકજ છે.

૫૩૭ જેમ મૂઢમનુષ્યો મહાકાશમાં મેઘાકાશ, ગ્રહાકાશ ને ઘટાકાશાદિની ભ્રાંતિ કરે તેથી કાંઈ મહાકાશમાં વાસ્તવિકભેદની ઉત્પત્તિ થતી નથી, તેમ અજ્ઞાનીમનુષ્યો સચ્ચિદાનંદઘનબ્રહ્મમાં ઈશ્વરની, જીવોની ને ભિન્ન ભિન્ન નામરૂપવાળા પદાર્થોની કલ્પના કરે તેથી કાંઈ અદ્વૈતબ્રહ્મમાં વાસ્તવિકભેદનો સદ્ભાવ સિદ્ધ થતો નથી.

૫૩૮ જેમ સોની ભિન્ન ભિન્ન નામવાળા ને ભિન્ન ભિન્ન આકૃતિવાળા સોના આદિના અલંકારોને પ્રજ્વલિતઅગ્નિના સાહાય્યવડે ગાળીને તે સોના આદિનો એક ગઠ્ઠો બનાવી દે છે, તેમ વિવેકીએ ભિન્ન ભિન્ન નામવાળાં ને ભિન્ન ભિન્ન રૂપવાળાં પ્રાણીઓનાં શરીરોને, જડભૌતિકપદાર્થોને, પાંચ ભૂતોને અને માયાને પણ તે સર્વના અધિષ્ઠાનભૂત બ્રહ્મના જ્ઞાનરૂપ પ્રખરઅગ્નિના સાહાય્યવડે અદ્વૈતબ્રહ્મરૂપજ કરી દેવાં જોઇએ.

૫૩૯ જેમ જાડ્યવડે (શીતલતાવડે) જલમાંથી હિમ (બરફ) ઉપજે છે અને સૂર્યનો તાપ લાગવાથી તે હિમ ગળી જઇને પુનઃ પાણી થઈ જાય છે, તેમ જાડ્યવડે (અજ્ઞાનવડે) અભેદરૂપ બ્રહ્મમાંથી જીવ-જગતરૂપ ભેદનો પ્રાદુર્ભાવ થયેલો જણાય છે, અને બ્રહ્મજ્ઞાનરૂપ અગ્નિનો અંતઃકરણમાં આવિર્ભાવ થવાથી તે ભેદ વિલીન થઇ જઇને એકજ અદ્વૈતબ્રહ્મરૂપ થઇ જાય છે.

૫૪૦ જેમ બાર માસના બાર સૂર્યો પોતપોતાના માર્ગમાં નિયમપૂર્વક વિચરે છે તેમ બ્રહ્મવેત્તાઓ વેદમાં કહેલી મર્યાદાનો પરિત્યાગ નહિ કરતાં તે પ્રમાણે વર્તે છે.

૫૪૧ જેમ કુલવતીસ્ત્રીઓ અંતઃપુરનો સારી રીતે આશ્રય કરીને રહે છે તેમ બ્રહ્મવેત્તા, સુજનપણું, મુમુક્ષુના હૃદયને પ્રસન્નતા ઉપજાવવાપણું, સુખી ને સમાનસ્થિતિવાળામાં મૈત્રી, પ્રસન્નવદનતા, મુક્તપણું ને જ્ઞાનીપણું એ શુભગુણોનો સારી રીતે આશ્રય કરીને રહે છે.

૫૪૨ જેમ વનમાં વનનાં હરણો પવનવડે મધુરનાદ પ્રકટાવનારા વાંસને ઇચ્છે છે તેમ સર્વજિજ્ઞાસુઓ તે કોમલ આચારવાળા ને મધુરવાણીવાળા બ્રહ્મવેત્તાને ઇચ્છે છે.

૫૪૩ જેમ ઘટાદિપદાર્થનું મનુષ્યને થયેલું જ્ઞાન નાશ પામતું નથી તેમ સ્વયંપ્રકાશ બ્રહ્મસ્વરૂપનું બ્રહ્મવેત્તાને થયેલું જ્ઞાન પણ નાશ પામતું નથી.

૫૪૪ જેમ તરંગાદિમાં જલતત્ત્વ રહ્યું છે તેમ સર્વપ્રાણિપદાર્થમાં બ્રહ્મ રહેલું છે.

૫૪૫ જેમ પ્રકાશસ્વભાવવાળા સૂર્ય સર્વઅંધકારને પ્રકાશરૂપ કરે છે તેમ બ્રહ્મવેત્તા પોતાના સાક્ષિસ્વરૂપમાં કલ્પિત નામરૂપાત્મક સર્વ-જગત્‌ને પોતાના સાક્ષિસ્વરૂપજ કરે છે.

૫૪૬ જેમ દાહ્ય કરવાયોગ્ય સર્વ કાષ્ઠાદિને બાળીને અગ્નિ બાળવાની ક્રિયાથી રહિત થઈ પોતાના સ્વરૂપમાં શાંત થાય છે તેમ બ્રહ્મવેત્તા સર્વદૃશ્યનો બાધ કરીને પોતાના સચ્ચિદાનંદરૂપે રહેલા હોય છે.

૫૪૭ જેમ નાટકનાં પાત્રોને સારી રીતે ઓળખનારો પુરુષ તે પાત્રે કાઢેલા વેશને તથા તેના વ્યવહારિક મૂળસ્વરૂપને જોઈ શકે છે તેમ બ્રહ્મવેત્તા વ્યુત્થાનકાલે જગત્‌ને તથા વિવેકકાલે બ્રહ્મને જોઈ શકે છે.

૫૪૮ જેમ આકાશ પૃથિવીઆદિ ચાર ભૂતોમાં રહ્યા છતાં તે ચાર ભૂતોથી ને તેમના ધર્મોથી વાસ્તવિકસંબંધ પામતું નથી એજ આકાશનું આકાશપણું છે, જેમ સૂર્યાદિનો પ્રકાશ પવિત્ર કે અપવિત્ર પ્રાણિપદાર્થોની સાથે સંબંધ પામતો છતો પણ વાસ્તવિકરીતે તેમની સાથે તે સંબંધ પામતો નથી એજ પ્રકાશનું પ્રકાશપણું છે અને જેમ આત્મા અંતઃકરણાદિના સંબંધવાળો જણાતાં છતાંપણ તેમની સાથે કે તેમના ધર્મોની સાથે તે વાસ્તવિકસંબધ પામતો નથી એજ આત્માનું આત્મપણું છે, તેમ બ્રહ્મવેત્તા દેહાદિની સાથે ને અન્ય પ્રાણિપદાર્થોની સાથે રહેલ પ્રતીત થતા છતાંપણ તેમની સાથે તેઓ વાસ્તવિકરીતે રહેલા નથી, અર્થાત્ તેઓ સર્વદા અસંગીજ હોય છે એજ બ્રહ્મવેત્તાનું બ્રહ્મવેત્તાપણું છે.

૫૪૯ જેમ કોઈ નગરમાં કે કોઈ ગામમાં તેની આઠે બાજુથી આગ લાગે તો પાંખરૂપ ઊડવાના સામર્થ્યવિનાનાં બાપડાં ઉંદર આદિ પ્રાણીઓ તે આગમાં બળી જાય છે, પણ પાંખરૂપ સામર્થ્યવાળાં

પક્ષીઓ ત્યાંથી સુખપૂર્વક અન્યત્ર ઊડી જાય છે ને તે આગમાં બળીને મરણ પામતાં નથી તેમ પોતાના બાહ્યવ્યવહારની કે પોતાના માનેલા શરીરાદિની પ્રતિકૂલતાની પ્રાપ્તિમાં સ્વસ્વરૂપને નહિ જાણનારા અજ્ઞાની-મનુષ્યો શોકાધીન થઈ જાય છે, પણ પોતાના અસંગસ્વરૂપને જાણનારા બ્રહ્મવેત્તાઓ તેવા પ્રતિકૂલપ્રસંગને મિથ્યા સમજી તે વેળા શોકાધીન થતા નથી, પણ નિરવધિ નિજાનંદમાં નિમગ્ન રહે છે.

૫૫૦ જેમ કાચબો પ્રતિકૂલપ્રાણિપદાર્થનું દર્શન થતાં પોતાનાં મસ્તકાદિ અંગોને પોતાની ઢાલમાં સંકોચી લે છે, તેમ જે મહાપુરુષ આકર્ષકવિષયોનું સામીપ્ય થતાં પોતાની ઇંદ્રિયોને તે તે ઇંદ્રિયોને વિષયોથી પાછી વાળી હૃદયાકાશભણી ખેંચી લે છે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે.

૫૫૧ જેમ આદિત્યના પ્રકાશથી લોકો પોતપોતાનો વ્યવહાર કરે છે તેમ આત્મસ્વરૂપના જ્ઞાનસ્વભાવવડે આ સમગ્ર જગત્ પ્રવૃત્તિ કરે છે.

૫૫૨ જેમ સ્વપ્નનું જગત્ માયાવડે મારામાં આવિર્ભાવ પામે છે તેમ આ જાગ્રત્માં પ્રતીત થતું જગત્ પણ માયાવડે મારામાં આવિર્ભાવ પામ્યું છે.

૫૫૩ જેમ આકાશમાં રહેલો ખાલી ઘડો અંતરથી ને બહારથી શૂન્ય (અન્ય પદાર્થથી રહિત) છે તેમ જીવન્મુક્તપુરુષ પણ અંતરથી ને બહારથી શૂન્ય છે, અર્થાત્ તેઓ અંતઃકરણમાં મનોરાજ્ય કરતા નથી, વા દૃશ્યની વાસનાથી રહિત છે ને બહારથી રાગપૂર્વક કોઇપણ વિષયોને ગ્રહણ કરતા નથી.

૫૫૪ જેમ મદિરાના મદથી પોતાના દેહાદિનું ભાન ભૂલી ગયેલો મનુષ્ય પોતાનું શરીર બેઠું છે કે ઊભું છે તેને તથા પોતાના પ્રારબ્ધ-કર્મથી પ્રાપ્ત થયેલા પહેરેલા વસ્ત્રને તથા પોતાના પ્રારબ્ધકર્મથી દૂર થઇ ગયેલા પહેરેલા વસ્ત્રને જોતો નથી તેમ જ્ઞાનની છઠ્ઠી ભૂમિકાને પ્રાપ્ત થયેલા સિદ્ધ-બ્રહ્મજ્ઞ-પુરુષ પોતાના વિનાશી શરીરને તે બેઠેલું છે કે ઊભેલું છે તેને જોતા નથી તથા પ્રારબ્ધકર્મથી પ્રાપ્ત થયેલું વસ્ત્ર પહેરેલું હોય તેને તથા પ્રારબ્ધકર્મથી પહેરેલું વસ્ત્ર દૂર થઇ ગયેલું હોય તેને પણ જોતા નથી.

૫૫૫ જેમ વિષાદિ દુઃખદ વસ્તુભણી તારા અંતઃકરણનો ને ઇંદ્રિયોનો રાગપૂર્વક વેગ નથી તેમ શબ્દાદિ વિષયો ને તેમનાં ઉપકરણોમાં તારા અંતઃકરણનો ને ઇંદ્રિયોનો રાગપૂર્વક વેગ ન હોવો જોઇએ.

૫૫૬ જેમ રણમાં પડેલો વરસાદ નિરર્થક છે તેમ અધિકારવિનાના અંતઃકરણવાળાને માટે શ્રીસદ્‌ગુરુના આદેશો લગભગ નિરર્થક છે.

૫૫૭ જેમ મૃગજલનું સાચું સ્વરૂપ નહિ સમજનારાં મૂઢહરણો સૂર્યકિરણમાં પ્રતીત થતા મૃગજલને સાચું જલ માની તે જલ પીવામાટે તે દૂર પ્રતીત થતા મૃગજલની પછવાડે દોડે છે તેમ મુમુક્ષુએ પોતાની આસપાસ પ્રતીત થતા વાસનાજન્ય કલ્પિતપ્રાણિપદાર્થના સ્થૂલઆકારોને સાચા માની તેમની પ્રાપ્તિવડે ને તેમના ઉપભોગવડે સુખ મેળવવાની લાલસા રાખી ભૂલથી પણ તેમની પછવાડે દોડવું નહિ.

૫૫૮ જેમ લોહચુંબક (ચમકપાણ) ક્ષુદ્રધાતુરૂપ લોઢાનેજ પોતાનાભણી ખેંચી શકે છે, પણ ઉત્તમધાતુરૂપ સોનાને પોતાનાભણી ખેંચી શકતો નથી તેમ સ્થૂલશરીરની બહાર અનાદિઅજ્ઞાન, અનાદિવાસના ને અંતઃકરણના તથા ઇંદ્રિયોના બહિર્મુખપણાવડે પ્રતીત થતા, સ્ત્રીપુરુષાદિ નામવડે કહેવાતા પ્રાણીઓના આકારો ને વિવિધનામવાળાં દ્રવ્યોના આકારો, અપક્વ અંતઃકરણવાળા મનુષ્યના અંતઃકરણને તથા ઇંદ્રિયોને પોતાનાભણી રાગવડે વા દ્વેષવડે ખેંચી શકે છે, પણ જે મનુષ્યનું અંતઃકરણ પક્વસ્થિતિને પામ્યું હોય છે તેમના અંતઃકરણને તથા ઇંદ્રિયોને તે નાનાવિધ આકારો પોતાનાભણી ખેંચવા સમર્થ થતા નથી.

૫૫૯ જેમ કોઈ રાજમંદિરમાં રહેલો મણિમયદીપક રાજાને, રાણીને, દાસીઓને, દાસોને, રાજમંદિરની અંતરના પોતાની મર્યાદામાં આવતા અન્ય સર્વપદાર્થોને ને પોતાની મર્યાદામાં આવતા બહારના પદાર્થોને અસંગ ને અવિકારી રહી પ્રકાશે છે તેમ તું પણ આત્મમંદિરરૂપ શરીરમાં રહી ચિદાભાસને, બુદ્ધિને, ઇંદ્રિયોને, પ્રાણોને, શરીરમાંના ધાતુઓને ને બહારના પદાર્થોને અસંગ ને નિર્વિકારીસ્વરૂપમાં રહી પ્રકાશે છે.

૫૬૦ જેમ આ નિર્મલઆકાશ રમણીય રજનીપતિથી ને પ્રકાશવાન તારાગણોથી સુશોભિત જણાય છે તેમ મુમુક્ષુએ પોતાનું નિર્મલહૃદય નિત્યાનિત્યના વિવેકથી ને દૈવીસંપત્તિરૂપ સદ્‌ગુણોથી સુશોભિત રાખવું જોઇએ.

૫૬૧ જેમ આકાશમાં ઘાટાંવાદળાં ચઢી આવવાથી સૂર્યનો પ્રકાશ મંદ પડી જાય છે, ને ઘાટોધુમસ પડવાથી પ્રકાશના તિરોભાવવડે જેમ પાસેનો પદાર્થ પણ સ્પષ્ટ જણાતો નથી તેમ અંતઃકરણમાં મધ્યમ બલવાળા રાગદ્વેષ પ્રકટે છે ત્યારે વિવેકનો પ્રકાશ મંદ થઈ જાય છે, ને જ્યારે અત્યંત બલવાન્ રાગદ્વેષ પ્રકટે છે ત્યારે વિવેકનો પ્રકાશ ઢંકાઈ જાય છે, અને તે કાંઈ કામ કરી શકતો નથી.

૫૬૨ જેમ સમુદ્રને મળનારી નદીઓ સીધેમાર્ગે કે વાંકેમાર્ગે થઈને સમુદ્રભણી જઈ સમુદ્રમાં ભળી પોતાના નામરૂપનો ત્યાગ કરે છે તેમ સાધકના ચિત્તની સર્વવૃત્તિઓ પણ સાક્ષાત્ કે પરંપરાવડે પરમાત્માને વિષય કરનારી જોઇએ, ને તેમનેજ પોતાનું વિશ્રામસ્થાન માની ત્યાંજ પોતાના નામરૂપનો ત્યાગ કરી અભેદભાવે વિરામ પામવાના આગ્રહવાળી જોઇએ.

૫૬૩ જેમ હુડતૂઈની (ભગડતૂઈની વા બથગબડીની) રમતમાં પરિણામ વિચાર્યાવિના ગર્વવડે મીનથી બહુ દૂર જનારો મનુષ્ય પોતાના પૂર્વપક્ષીઓથી પકડાઈ જાય છે ને પાછો મીને નહિ પહોંચતાં પરાભવ પામે છે, તેમ સાધકની ચિત્તવૃત્તિ પરિણામ વિચાર્યાવિના રાગદ્વેષના આવેશને વશ થઈ બહારના વિષયોમાં બહુ દૂર નીકળી જાય છે તો તે પૂર્વક્ષણના જેવી શાંતિને પ્રાપ્ત નહિ થતાં આસુરી-સંપત્તિથી પરાભવ પામે છે.

૫૬૪ જેમ પર્વત પોતાના ભાગોમાંથી નિર્મલજલનાં ઝરણો વહેવા દે છે તેમ મુમુક્ષુએ પોતાના ચિત્તમાંથી પવિત્રવિચારોને વાણીદ્વારા બહાર નીકળવા દેવા, જેમ પર્વત વૃક્ષાદિને પોતાના શરીરઉપર આશ્રય આપે છે તેમ મુમુક્ષુએ દૈવીસંપત્તિને પોતાના ચિત્તમાં આશ્રય આપવો ને જેમ પર્વત દીનજનોને વા અર્થીને કાષ્ટ, પત્ર, પુષ્પ ને ફલાદિના તથા ધાતુ-આદિના દાનવડે સંતોષ આપે છે તેમ મુમુક્ષુએ પણ પોતાના મન,

ઇંદ્રિયો ને શરીરાદિવડે દીન ને સુપાત્રઅર્થીજનોનું નિર્દોષહિત યથાશક્તિ સાધી તેમને સંતોષ આપવો જોઇએ.

૫૬૫ જેમ નિર્જલ ઉષરદેશમાં વૃક્ષ કે છોડ ઊગી શક્તા નથી તેમ મુમુક્ષુના ચિત્તમાં બાહ્યવિષયોની વાસનાઓ ન ઊગી નીકળે તે માટે તેણે ઘણામાં ઘણી સાવધાનતા સેવવી જોઇએ.

૫૬૬ જેમ ઘાટાંપાનડાંવાળી ઘાટીશાખાઓયુક્ત ઘાટાવૃક્ષવાળા વનમાં કાનને તથા મનને સુખ આપનારા પક્ષીઓના શબ્દો થયા કરે છે, ને ત્યાં વિચરનારા મનુષ્યોનાં શ્રોત્ર તથા મનને આનંદ આપે છે તેમ મુમુક્ષુએ પણ આ ભવાટવિમાં વિચરનારા સર્વપ્રાણીઓને મધુર ને મનોહરવાણીવડે આનંદ આપવો જોઇએ.

૫૬૭ જેમ અરણ્યમાં સ્વતંત્રપણે વિચરનાર સિંહ તથા વ્યાઘ્ર અન્ય પ્રાણીઓથી ભય નહિ પામતાં તેમનું હનન કર્યા કરે છે તેમ મુમુક્ષુએ પણ પોતાની ચિત્તવૃત્તિવડે દૃશ્યપ્રપંચથી ભય નહિ પામતાં તેના મિથ્યાપણાના દૃઢનિશ્ચયરૂપ તેનું હનન કર્યા કરવું જોઇએ.

૫૬૮ જેમ વનમાં હરિણ ને સસલાં આદિ પોતાનું જીવન પ્રાયશઃ નિર્દોષરીતે ગાળે છે તેમ મુમુક્ષુએ પણ પોતાનું જીવન બની શકે તેટલું નિર્દોષરીતે વ્યતીત કરવા પ્રયત્નવાન્ રહેવું જોઇએ.

૫૬૯ જેમ તૃષાર્તમૃગો મરુમરીચિકાભણી દોડી તૃષાયુક્તજ મરણ પામે છે ને જેમ ખારુંજલ વારંવાર પીનારા તૃષાર્તમનુષ્યો ઉન્મત્ત થઇ તૃષાની શાંતિ થયાવિનાજ મરણ પામે છે તેમ કલ્પિતવિષયોનો સત્યપણાની બુદ્ધિવડે દૃઢરાગપૂર્વક વારંવાર ઉપભોગ કરવાથી સજાતિયવિષયો ભોગવવાની ઇચ્છા વધારે બળવાન થાય છે, મર્યાદાનું ઉલ્લંઘન કરવારૂપ ગાંડપણ આવે છે અને તે વિષયિજનો અશાંત ને અતૃપ્તહૃદયે મરણ પામે છે.

૫૭૦ જેમ વાયુવિનાના સ્વચ્છસ્થાનમાં દીપક સર્વદા નિશ્ચલ-સ્થિર-રહે છે તેમ મુમુક્ષુએ પોતાના મનને સર્વદા નિર્મલ ને શાંત રાખવું.

૫૭૧ જેમ ફલયુક્ત થયેલું આંબાનું ઝાડ ઉત્તરોત્તર વધારે નમવા લાગે છે તેમ મુમુક્ષુ જેમ જેમ પરમતત્ત્વની વધારે સમીપ જતો જાય છે તેમ તેમ તે અત્યંત વધારે નમ્ર થતો જાય છે.

૫૭૨ જેમ ઉષ્ણુકાલના સૂર્યનો તાપ મનુષ્યના શરીરઉપર ફરફોલા પાડી તેને દુઃખ આપી શકતો નથી પણ તે તાપથી તપેલી વેળુ ઉઘાડે પગે તેના ઉપર ચાલનાર મનુષ્યના પગઉપર ફરફોલા પાડી તેને દુઃખ આપી શકે છે, ને જેમ રાજા પોતે પોતાની પ્રજાને જેટલું દુઃખ આપી શકે તેના કરતાં તેના દુષ્ટસેવકો તે રાજાની પ્રજાને વિશેષ-દુઃખ આપી શકે છે તેમ શબ્દાદિવિષયો ને તેમનાં ઉપકરણો જીવને જેટલું દુઃખ આપી શકે તેના કરતાં તેમનું સ્મરણ જીવને વધારે દુઃખ આપી શકે છે.

૫૭૩ જેમ મોટો ઝંઝાવાત થયા પછી ને મોટું યુદ્ધ થયા પછી વિશ્વમાં કેટલોક સમય ભવ્યશાંતિ પ્રસરે છે તેમ ચિત્તમાં ઉઠતા મોટા ઝાઝંવાત પછી ને મોટું યુદ્ધ થયા પછી જો નૌકાને હાનિ ન થઇ હોય ને દેવોનો જય થયો હોય તો ચિત્તમાં પણ કેટલોક સમય દિવ્યશાંતિ પ્રસરે છે.

૫૭૪ જેમ નીસરણીવડે પ્રાસાદઉપર ચઢતાં પહેલે પગથીએથી વા પચાસમે પગથીએથી કિંવા સોમે પગથીએથીપણ પડવાનું ભય છે ને જેમ નૌકાને જે બંદરેથી તે ઉપડે તે બંદરે, મધ્યસમુદ્રે કે પહોંચવાના બંદરની સમીપે પણ ડુબવાનું ભય છે તેમ મોક્ષનું સાધન સાધનારને આરંભમાં, મધ્યમાં કે અંતમાં પણ વિપક્ષીઓનું ભય હોય છે માટે તેણે પોતાના કર્તવ્યના અવધિએ પહોંચતાસુધી લેશપણ પ્રમાદ કરવો ઉચિત નથી.

૫૭૫ જેમ વિવેકીપુરુષ પુસ્તકને પુસ્તકરૂપે ને ઘરને ઘરરૂપે સંશય-વિપર્યયરહિત જાણે છે તેમ તેણે પોતાને કૂટસ્થરૂપ ને જગતને બ્રહ્મરૂપ સંશયવિપર્યયરહિત જાણવું જોઇએ.

૫૭૬ જેમ વંધ્યાને પુત્રના અભાવથી તેની સાથેના તેના સંબંધના અભાવે તેનો કલ્પિતપૌત્રની સાથેના સંબંધનો પણ અભાવ છે તેમ સર્વસંગરહિતકૂટસ્થને ચિદાભાસની સાથે કોઇપણ પ્રકારનો વાસ્તવિક-સંબંધ નહિ હોવાથી ચિદાભાસમાં પ્રતીત થતી ઇચ્છાઓની સાથે પણ તેનો કોઇપણ પ્રકારનો વાસ્તવિકસંબંધ નથી.

૫૭૭ જેમ આકાશમાં પર્વતની સ્થિતિ અત્યંતદુર્ઘટ છે તેમ મુમુક્ષુના સ્વરૂપમાં દૃશ્યની ઇચ્છાનો સદ્ભાવ અત્યંતદુર્ઘટ છે.

૫૭૮ જેમ પ્રતાપીરાજ્યાધિકારીની આગળ અપરાધીમનુષ્ય ભય પામી શીઘ્ર સત્યવાત કહી દે છે તેમ મુમુક્ષુએ પોતાના અંતઃકરણની શુદ્ધ-સાત્ત્વિકીવૃત્તિને એવી પ્રતાપી રાખવી કે જેથી તેની દૃષ્ટિએ જે પ્રાણિ-પદાર્થ આવે તે તુરત કારણાકાર થઈને તેને સત્યરૂપે–બ્રહ્મરૂપે–પ્રતીત થાય.

૫૭૯ જેમ મલિનજલમાં કતકરેણું નાખવાથી તે જલની મલિનતા દૂર થઇ નિર્મલજલની પ્રતીતિ થાય છે તેમ જગત્‌ને વિવેકદૃષ્ટિવડે જોવાથી તેમાં રહેલી નામરૂપની મલિનતા દૂર થઇ તેના નિર્મલરૂપની એટલે બ્રહ્મની પ્રતીતિ થાય છે.

૫૮૦ જેમ અસ્ત થવાની અણીપર આવેલો દીપક વારંવાર બહુ પ્રકાશ આપવા લાગે છે તેમ મરવાની અણીપર આવેલા મનમાં રહેલા ઠગો બહુ બલથી મુમુક્ષુના સામા થાય છે માટે તે વેળા મુમુક્ષુએ બહુ સાવધાન રહેવું જોઇએ.

૫૮૧ જેમ ભૂમિપર ઇંદ્રનું વજ્ર પડવાથી ભૂમિની નીચેનો ભાગ ફાટી ભૂમિમાંનું પાણી બહાર નીકળી પૃથિવીને જલમય કરી દે છે તેમ મુમુક્ષુએ પોતાના અંતઃકરણની શુદ્ધસાત્ત્વિકિવૃત્તિવડે ત્રણ શરીરોનો બાધ કરી, વા પ્રતીત થતા પદાર્થોનો બાધ કરી, સર્વાંતરોત્તમવસ્તુવડે આખું વિશ્વ તે વસ્તુમય કરી દેવું જોઇએ.

૫૮૨ જેમ ગામમાં વસનારાં ભુંડોને અત્યંત અપવિત્ર આહાર પણ બહુ રુચિકર લાગે છે પણ મનુષ્યને તેમનો તે આહાર જોવોપણ ગમતો નથી તેમ પામર ને વિષયિમનુષ્યોને જે વિષયો અત્યંત રુચિકર લાગે છે તે વિષયોનું સ્મરણ થતાંપણ વિવેકીમનુષ્યના મનને ગ્લાનિ ઉપજે છે.

૫૮૩ જેમ તારા સ્થૂલશરીરની તથા તે શરીરની બહારના પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ ને નાશની સાથે તારો વાસ્તવિકસંબંધ નથી અને જેમ તારા સ્થૂલશરીરમાં પ્રારબ્ધકર્મવશાત્ ઉત્પન્ન થતા રોગ, તેની સ્થિતિ ને તેના નાશની સાથે તારો વાસ્તવિકસંબંધ નથી તેમ તારા

પ્રારબ્ધકર્મના દોષથી ચિદાભાસમાં ઉત્પન્ન થતી ઇચ્છાઓ, તેમની સ્થિતિ ને તેમના વિલયની સાથે પણ તારો વાસ્તવિકસંબંધ નથી.

૫૮૪ જેમ સમજુ બ્રાહ્મણ ખાટકીના ધંધામાં વપરાતી વસ્તુઓ તથા તેના ધંધાને લગતી ક્રિયાઓ જાણવામાં સ્વાભાવિકરીતે ઉદાસીન રહે છે તેમ મુમુક્ષુએ પણ પોતાના જીવનના ઉદ્દેશના વિઘાતકપદાર્થોનાં નામો જાણવામાં તથા પોતાના જીવનના ઉદ્દેશની વિઘાતકક્રિયાઓનું સ્વરૂપ જાણવામાં સ્વાભાવિકરીતે ઉદાસીન રહેતાં શીખવું જોઇએ.

૫૮૫ જેમ સદાચારી બ્રાહ્મણને તથા મહારાજાને વ્યવહારમાં તુચ્છ ગણાતા પદાર્થોની લેશપણ લાલસા હોતી નથી, તથા તેમાં તેમને લગારપણ કુતૂહલ હોતું નથી તેમ મુમુક્ષુને પણ માયિકપદાર્થોમાં લેશ પણ લાલસા તથા કુતૂહલ ન હોવાં જોઇએ.

૫૮૬ જેમ માયાવીએ નિર્માણ કરેલા ગંધર્વનગરમાં પ્રતીત થતા મિથ્યાપ્રાણિપદાર્થને સાચા માની કોઇ મૂર્ખમનુષ્ય રાગને વશ થઇ તેમને મેળવવા તેમનાભણી દોડે તો તે માયાવીના ઉપહાસનું પાત્ર થાય છે, તેમ માયારૂપ માયાવીએ નિર્માણ કરેલા આ જગતરૂપ ગંધર્વનગરમાં પ્રતીત થતા પ્રાણિપદાર્થને સાચા માની તેમને સંપાદન કરવા રાગપૂર્વક પ્રવૃત્ત થઇ મુમુક્ષુએ તે માયાવીના ઉપહાસનું પાત્ર થવું નહિ.

૫૮૭ જેમ ઉધૈ હળવે હળવે માટીનો મોટો રાફડો કરે છે તેમ મનુષ્યે ઇંદ્રિયાદિને નિયમમાં રાખી કોઇપણ પ્રાણીને દુઃખ આપ્યાવિના હળવે હળવે નિરંતર ધર્મનો સંગ્રહ કરવો જોઇએ.

૫૮૮ જેમ બાવળનું બી વાવ્યાથી આંબો ઊગતો નથી તેમ કોઇ-પણ પ્રકારનું કુકર્મ કર્યાથી પરિણામે સુખની પ્રાપ્તિ થતી નથી.

૫૮૯ જેમ સોજા ચઢવાથી દેહમાં સ્થૂલતા પ્રાપ્ત થાય તેનાથી શરી-રનું કૃશપણું સારું ગણવામાં આવે છે તેમ અપ્રમાણિકતાથી પ્રાપ્ત કરેલા વૈભવથી દારિન્દ્ર સારું છે.

૫૯૦ જેમ વાંકા લાકડાને બહુધા કોઇ ઇચ્છતું નથી તેમ અવળા સ્વભાવવાળા માણસની સાથે કોઈ સ્નેહ રાખતું નથી.

૫૯૧ જેમ પ્રાણીઓને પ્રાર્થના કર્યાવિનાપણ પ્રારબ્ધકર્મથી દુઃખની પ્રાપ્તિ થાય છે, તેમ પ્રાર્થના કર્યાવિનાપણુ પ્રારબ્ધકર્મથી તેમને સુખની પ્રાપ્તિ થાય છે.

૫૯૨ જેમ ખારી ભૂમિમાં વાવેલું બીજ નકામું જાય છે તેમ કુપાત્રને આપેલી વિદ્યા પણ નકામી જાય છે.

૫૯૩ જેમ બગલાને પોપટજેવો બનાવવા માટે લીધેલો શ્રમ નિષ્ફળ જાય છે તેમ દુર્જનને સજ્જનજેવો કરવા સારુ લીધેલો શ્રમ પણ બહુધા નિષ્ફળ જાય છે.

૫૯૪ જેમ કૂતરાની પુંછડી કોઇ ઉપાયથી પાંશરી થતી નથી, તેમ કુટિલમનુષ્ય કોઈ ઉપાયથી સજ્જન થતો નથી.

૫૯૫ દ્રવ્ય વસ્તુતાએ માર્ગમાં પડેલી ધૂળજેવું અસાર છે, જોબન નદીના પૂરજેવું ઊતાવળે વહી જનારું છે, જીવન સમુદ્રના ફીણ વા પરપોટાજેવું ક્ષણભંગુર છે અને સર્વવિષયો મૃગજલજેવા એટલે માત્ર ભ્રાંતિથી સુખ દેનારા પ્રતીત થાય છે.

૫૯૬ જેમ દીવો અંધકારનું ભક્ષણ કરે છે તેથી તે અંધારાજેવું કાજળ ઉપજાવે છે તેમ માણસ પાપીઓનું અન્ન ભક્ષણ કરે છે તો તે પાપીઓના જેવા કુવિચાર પોતાના ચિત્તમાં ઉત્પન્ન કરે છે.

૫૯૭ જેમ ઘણું ભોજન કરવાથી શરીર પુષ્ટ ને બળવાન્ થતું નથી પણ ભોજનને પચાવવાથી શરીર પુષ્ટ ને બળવાન્ થાય છે, જેમ ઘણું વાંચ્યાસાંભળ્યાથી વિદ્વાન્ કે બહુશ્રુત થવાતું નથી, પણ વાંચેલું કે સાંભળેલું સ્મરણમાં રાખી તેનો ઉપયોગ કરવાથી વિદ્વાન્ કે બહુશ્રુત થવાય છે તેમ ઘણું રળવાથી ધનાઢ્ય થવાતું નથી પણ સાવધાનતા રાખી દ્રવ્યનો સંગ્રહ કરવાથી ધનાઢ્ય થવાય છે.

૫૯૮ જેમ સરોવરના કાદવમાં ડુબેલા વૃદ્ધવનગજો સીદાય છે તેમ સ્ત્રી, પુત્ર ને દ્રવ્યાદિમાં આસક્તિ રાખનાર પ્રાણીઓ સીદાય છે.

૫૯૯ જેમ સિંહની પ્રતાપીગર્જનાથી શિયાળિયાંઆદિ નિર્બલ-પશુઓનાં હૃદયો કંપી ઊઠે છે તેમ સનાતનધર્મની પ્રતાપીગર્જનાથી મિથ્યાવાદીઓનાં નિર્બલહૃદયો કંપી ઊઠે છે.

૬૦૦ જેમ લાડુમાં જે ગળપણ પ્રતીત થાય છે તે ગળપણ, ગોળ,

શાકર કે ખાંડનું છે તેમ આ દૃશ્યજગત્‌માં જે હોવાપણું, જ્ઞાન ને આનંદાદિ સ્વભાવો પ્રતીત થાય છે તે સ્વભાવો બ્રહ્મનાજ છે.

૬૦૧ જેમ વિવેકાદિ તથા શ્રવણાદિ સાધનોવડે બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવાથી પુરુષ કૃતાર્થ થાય છે, તેમ ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવાથી પણ બ્રહ્મના સાક્ષાત્કારવડે પુરુષ કૃતાર્થ થાય છે.

૬૦૨ જેમ સારા ઘોડાઓ સમર્થ સારથિને વશ વર્તે છે તેમ જે સર્વદા બુદ્ધિરૂપ સારથિવાળો હોય છે ને સર્વદા વશ રાખેલા મનવાળો હોય છે તેની ઇંદ્રિયો તેને વશ વર્તે છે.

૬૦૩ જેમ સમુદ્રના પાણીમાં રહેલા વહાણુને પ્રતિકૂલવાયુ સમુદ્રમાંના ટેકરાઓભણી ખેંચી જાય છે તેમ પોતપોતાના વિષયોમાં ભમતી ઇંદ્રિયોમાંની જે કોઈ એક ઇંદ્રિયની સાથે મન જોડાય છે તે એક ઇંદ્રિયપણ સાધકને, મનુષ્યની બુદ્ધિને અપકારક એવા વિષયોભણી ખેંચી જાય છે.

૬૦૪ જેમ સર્વભણીથી અનેક નદીઓવડે ભરાયલા સમુદ્રમાં વૃષ્ટિનું જલ પૃથિવીપર પડી પ્રવેશ કરે છે છતાં તે અહંકારને વશ થઇ મર્યાદાનો ત્યાગ કરતો નથી, તેમ જે બ્રહ્માનંદાનુભવીપુરુષને જગત્‌માં શ્રેષ્ઠ મનાતા અનેક વિષયો તેમના પ્રારબ્ધકર્મથી આવીને પ્રાપ્ત થાય, છતાં જે હર્ષોન્માદને વશ થતા નથી, તે સ્પૃહારહિતબ્રહ્મવેત્તા ચિત્તની ચંચલતાના અભાવરૂપ શાંતિને પામે છે.

૬૦૫ જેમ દૂધ પીવાની તૃષ્ણાને વશ થયેલો બિલાડો ઘરધણીની લાકડીના મારનું વિસ્મરણ કરી પારકું દૂધ પીવા માંડે છે, જેમ સૂકવેલું ખડ ખાવામાં અનુરાગવાળો થયેલો પાડો તે ખડના સ્વામીની લાકડીના મારનું વિસ્મરણ કરી સૂકવેલું ખડ ખાવા લાગે છે ને જેમ કેરીઓ ખાવાના લોભને વશ થયેલો વાનર આંબાના રક્ષકની ગોફણમાંના પથ્થરના મારનું વિસ્મરણ કરી આંબાપર આવી કેરીઓ ખાવા લાગે છે, તેમ કામાંધમનુષ્ય રોગાદિનું વિસ્મરણ કરી અતૃપ્ત હૃદયે કામસુખ ભોગવવા તત્પર થાય છે.

૬૦૬ જેમ હરિણો પરિણામ વિચાર્યાવિના વ્યાધનું ઘંટરવાળ નામનું વાઘ સાંભળવામાં મનને લીન કરી પોતાના પ્રાણનો પરિત્યાગ કરે

છે, જેમ હાથીઓ પરિણામ વિચાર્યાવિના ખાડાપર તૃણાદિ પાથરી તેપર ઊભી કરી રાખેલી કૃત્રિમ હાથણીભણી સ્પર્શની લાલસાએ દોડી મરણ પામે છે, જેમ પતંગો પરિણામ વિચાર્યાવિના બળતા અગ્નિમાં ઝંપલાવી બળી જાય છે, જેમ માછલું પરિણામ વિચાર્યાવિના કાંટામાં ભરાવેલું માંસ વા રોટલાનો કડકો ખાવા માંસ વા રોટલાસહિત કાંટાને ગળી મૃત્યુને વશ થાય છે ને જેમ ભમરો પરિણામ વિચાર્યાવિના રાત્રિ પડે તોપણ સુગંધના લોભથી કમલનો ત્યાગ નહિ કરતાં તેમાં પૂરાઇ કમલ સાથે હાથીના ઉદરમાં પડી દેહત્યાગ કરે છે તેમ મદનાંધ-મનુષ્ય પરિણામ વિચાર્યાવિના અશાસ્ત્રીય કામસુખમાં નિરંતર નિમગ્ન રહી પોતાનું અધઃપતન કરે છે.

૬૦૭ જેમ સદાચારી શ્રોત્રિય બ્રાહ્મણ કુરૂપ ચાંડાલીના હાથમાં રહેલા શ્વાનનાં માંસને ખાવા ઇચ્છે નહિ તેમ વિવેકવાળું મન વિષયાનંદની ઇચ્છા કરે નહિ.

૬૦૮ જેમ ફૂટી બદામની ચિંતામણિની સાથે તુલના થાય નહિ તેમ બહુ દોષવાળા ને તુચ્છ વિષયાનંદની, નિર્દોષ ને સારભૂત બ્રહ્માનંદની સાથે તુલના થાયજ નહિ.

૬૦૯ જેમ જ્વાળામુખીપર્વતો, ધરતીકંપો ને વંટોળિયાઓ પોતાની આસપાસના દેશને હાનિ કરે છે તેમ ક્રોધીમાણસો પણ પોતાની આસપાસના મનુષ્યોને હાનિ કરે છે.

૬૧૦ જેમ પાણીથી અગ્નિ ઓલાઇ જાય છે તેમ નમ્ર વચનથી સામા માણસનો ક્રોધ શાંત થઇ જાય છે.

૬૧૧ જેમ અગ્નિમાં હાથ નાંખતાં અગ્નિ દઝાડે તો તેનાપર કોઇ ક્રોધ કરતું નથી તેમ દુર્જનો પૂર્વાપર સમજીને બુદ્ધિપૂર્વક કોઇનું ભુંડું કરતા નથી પણ તેમના સ્વભાવથી તેઓ તેમ કરે છે, એમ સમજી તેમનાપર પણ ક્રોધ કરવો ઉચિત નથી.

૬૧૨ જેમ પ્રજ્વલિતઅગ્નિનું પાણીથી શમન કરાય છે, તેમ જાગ્રત થયેલા ક્રોધનું ક્ષમાથી શમન કરાય છે.

૬૧૩ જેમ સાપ કાંચળીને ફેંકી દે છે તેમ ઉત્પન્ન થયેલા ક્રોધને મુમુક્ષુએ ક્ષમાવડે દૂર કરવો જોઇએ.

૬૧૪ જેમ કોઈ સારા આકારવાળા માણસના મુખપર કોઢ હોવાથી તે કુરૂપ દેખાય છે તેમ કોઇ ગુણવાનપુરુષમાં લોભ હોય તો તેના તે ગુણો લોકોને ભૂષણરૂપે જણાતા નથી.

૬૧૫ જેમ લોઢાઆદિ ધાતુને કાટ ખાઇ જાય છે તેમ આળસ માણસની શક્તિનો નાશ કરે છે ને જેમ વપરાશમાં આવતાં ધાતુનાં પાત્રો ઊજળાં રહે છે તેમ ઉદ્યોગી માણસનું મન નિર્મલ ને શક્તિવાળું રહે છે.

૬૧૬ જેમ સુખ સર્વકાલ રહેતું નથી તેમ દુઃખ પણ સર્વકાલ રહેતું નથી.

૬૧૭ જેમ નિર્જનદેશમાં અંધારે પીધેલું વિષ પીનારના પ્રાણોનું હરણ કરવા સમર્થ છે તેમ એકાંતમાં કરેલું પાપ પણ પોતાનું ફલ આપવાને સમર્થ છે.

૬૧૮ જેમ સદાચરણનું અનુષ્ઠાન ચિત્તશુદ્ધિનો હેતુ છે તેમ લૌકિક-વૈદિકકર્મો નિષ્કામબુદ્ધિથી કરવાં એ પણ ચિત્તશુદ્ધિનો હેતુ છે.

૬૧૯ જેમ સૂર્ય થાળીજેવડો દેખાય છે, આકાશ નીલરંગવાળું દેખાય છે ને આગિયો અગ્નિજેવો દેખાય છે છતાં શાસ્ત્ર જાણનારાઓ સૂર્યને પૃથિવીથી ઘણો મોટો, આકાશને રંગવિનાનું ને આગિયાને અગ્નિના દાહધર્મથી રહિત જાણે છે તેમજ ભેદ પ્રત્યક્ષપ્રમાણવડે પ્રતીત થાય છે, છતાં શાસ્ત્ર જાણનારાઓ સ્વપ્નમાં પ્રતીત થતા ભેદની પેઠે જાગ્રત્‌માં પ્રતીત થતા ભેદને ભ્રાંતિરૂપ ગણી અભેદનેજ સત્ય માને છે.

૬૨૦ જેમ ધૂમાડાથી અગ્નિ ને વાદળાંથી સૂર્ય આચ્છાદિત થાય છે તેમ બહિર્વૃત્તિથી આત્મા ઢંકાયેલો છે.

૬૨૧ જેમ એકલું ઓસડ ખાધાથી થોડો લાભ થાય છે, પણ ઓસડ ખાવાની સાથે કરી રાખવાથી રોગ નિવૃત્ત થાય છે તેમ વિવેકીપુરુષને-સત્‌ અને અસત્‌નો વિવેક કરી—અસત્‌નો ત્યાગ કરવાથી થોડો લાભ થાય છે અને સત્‌ને ગ્રહણ કરવાથી પૂર્ણ લાભ થાય છે.

૬૨૨ જેમ ઊનું થયેલું લોઢું પવન લાગતાં ધીમે ધીમે ટાઢું પડે છે, તેમ મન પણ સાધનવિમુખ રહેવાથી ધીરે ધીરે વિષયાનુરાગી થઈ જાય છે.

૬૨૩ જેમ સંસારસાગરમાંથી વિષયોરૂપ વિષનું પાન કરવાથી પ્રાણી દુઃખી થાય છે તેમ બ્રહ્મરૂપ અમૃતસાગરમાંથી બ્રહ્માનુભવરૂપ પાન કરવાથી પ્રાણી સુખી થાય છે.

૬૨૪ જેમ બાલક પોતાનો પાઠ પાકો કરવાસારુ તેનું વારંવાર એકાગ્રચિત્તથી સ્મરણ કરે છે તેમ મુમુક્ષુપુરુષે ચિત્તને એકાગ્ર કરી જગદીશ્વરના અલૌકિક અને હૃદયને પરમશાંતિ આપનાર પ્રકાશસ્વરૂપનું ધ્યાન અને તેમના નામનું સ્મરણ અહર્નિશ કર્યા કરવું જોઈએ.

૬૨૫ જેમ વેપારી પોતાની પેઢીનું આયપત યથાર્થરીતે નોંધી રાખે છે, તેમ અભ્યાસયુક્ત પુરુષે પોતાથી કેટલો પુરૂષાર્થ થાય છે, તથા તેમાં શા શા દોષો રહે છે, તે નિરંતર લક્ષ્યમાં રાખી પ્રતિદિન તે દોષોમાંથી થોડા થોડા ઘટાડો કરીને અભ્યાસને શુદ્ધ કરતા જવું.

૬૨૬ જેમ અનળપક્ષી બીજાં પક્ષીઓની માફક થાકી જઈ પૃથિવી-પર હેઠે ઊતરતુંજ નથી તેમ મુમુક્ષુએ પણ પોતાના મનરૂપ અનળ-પક્ષીને પરમાત્મરૂપ ચિદાકાશમાંજ રાખવા યત્ન સેવવો.

૬૨૭ જેમ કાગડાને દ્રાક્ષ ને ગધેડાને સાકર વિષવત્ થઈ પડે છે તેમ પરિચ્છિન્નબુદ્ધિવાળા મનુષ્યોથી અપરિચ્છિન્ન પ્રેમ જીરવી શકાતો નથી.

૬૨૮ જેમ સર્પ ચંદનના વૃક્ષને વીંટાય છે તોપણ પોતાનું મોઢું વૃક્ષથી દૂર રાખે છે, કારણ કે તે એમ જાણે છે કે રખેને ચંદનને મારું મોઢું અડે ને મારું વિષ ઊતરી જાય, તેમ દુષ્ટબુદ્ધિવાળા આસુરી-જનો પણ સાધુઓના સંગમાં રહેતા છતાં દુષ્ટબુદ્ધિ ત્યજતા નથી.

૬૨૯ જેમ ક્ષીરસાગરમાંથી ચંદ્રમા નીકળ્યો ત્યારે મત્સ્યાદિ સાગ-રનાં પ્રાણીઓએ જાણ્યું જે આ કોઈ જલમાં રહેનારું સારું પ્રાણી છે પરંતુ તેના ખરા સ્વરૂપને જાણ્યું નહિ તેમ અવિવેકીઓ તત્ત્વવેત્તાના ખરા સ્વરૂપને જાણતા નથી.

૬૩૦ જેમ ક્ષીરનીરના એકત્વને હંસ જુદાં પાડે છે તેમ વિવેકવાળી બુદ્ધિ આત્માઅનાત્માનો યથાર્થભેદ જાણી શકે છે.

૬૩૧ જેમ સમુદ્રના કાંઠાપર તરંગોનું બલ વધારે હોય છે ને મધ્યમાં

નહિ સરખું હોય છે તેમ પુરુષપ્રયત્નના આરંભમાં અનેક પ્રતિકૂલતાઓ ઊભી થાય છે પણ પછીથી તે નિર્બળ થઈ જાય છે ને અંતે તે પ્રયત્ન કરનાર નીતિમાન્‌નો જય થાય છે.

૬૩૨ જેમ માટીના હાંડલાની અંદરના દીવાનો પ્રકાશ બહારની વસ્તુઓને પ્રકાશી શક્તો નથી પણ સ્વચ્છ બિલોરકાચની હાંડીમાંહેનો દીવો બહારની વસ્તુઓને પ્રકાશી શકે છે તેમ જેમ જેમ અભ્યાસી-પુરુષ પ્રયત્નવડે અવિદ્યારૂપ ઉપાધિનો નાશ કરતો જશે તેમ તેમ તેને યથાક્રમે પરિચ્છિન્નજ્ઞાન થશે.

૬૩૩ જેમ સાગરમાં પ્રવાસ કરતાં આખા સાગરનો પાર લેવો (માપ કાઢવું) એ અસંભવિત છે પરંતુ ઓળંબાથી માત્ર પોતાના નૌકાના માર્ગવિષે કેટલું જલ છે તે જાણી શકાય છે તેમ પરોક્ષજ્ઞાનથી જડ-ચૈતન્ય ઉભયનું સંપૂર્ણજ્ઞાન ન થતાં ઉપયોગપૂરતું જ્ઞાન થાય છે.

૬૩૪ જેમ માણસ જૂનાં વસ્ત્રોનો ત્યાગ કરી બીજાં નવાં વસ્ત્રોને ધારણ કરે છે તેમ આત્મા (જીવ) જૂનાં શરીરોનો ત્યાગ કરી બીજાં નવાં શરીરોપ્રતિ જાય છે.

૬૩૫ જેમ સૂર્ય સર્વવનસ્પતિનું અને જેમ ચંદ્ર સર્વઔષધિનું પોષણ કરી તેમને વૃદ્ધિ પમાડે છે તેમ ક્લેશ, કર્મ, વિપાક અને વાસનાથી રહિત પુરુષવિશેષનું બુદ્ધિસત્ત્વ જે સર્વમાં વ્યાપક છે તે અનન્ય ને શ્રદ્ધાળુ સાધકોના બુદ્ધિસત્ત્વનું પોષણ કરી તેમનો ઉત્તરોત્તર ઉત્કર્ષ કરે છે.

૬૩૬ જેમ અંધારામાં આપણી આંખ વિદ્યમાન છતાં આપણે આપણને બીજા પદાર્થોથી ભિન્ન જોઈ શકતા નથી, તેમજ અજ્ઞાનને લીધે મનુષ્ય પોતાનામાં સામાન્ય સમજશક્તિ છતાંપણ દેહાદિ અસત્‌વસ્તુથી પોતાના આત્માને ભિન્ન જોઈ શક્તો નથી.

૬૩૭ જેમ સૂર્ય આખા વિશ્વમાં પોતાનો પ્રકાશ અને ઉષ્ણતા સમદૃષ્ટિથી વિસ્તારે છે તેમ સત્યમાર્ગે ચાલનાર જ્ઞાની પણ પોતાની દયા, પ્રેમ ને જ્ઞાન વગેરેને વિશ્વના હિતમાટે સમદૃષ્ટિથી વિસ્તારે છે.

૬૩૮ જેમ સૂર્ય સૂર્યકાન્તમણિવિના બીજા પદાર્થોમાં પોતાનું ખરું

સામર્થ્ય પ્રકટાવતા નથી તેમ જ્ઞાની શુદ્ધઅંતઃકરણથી ભિન્ન અંતઃકરણમાં પોતાનું સામર્થ્ય પ્રકટાવતા નથી.

૬૩૯ જેમ પ્રલયકાલે સૂર્ય પ્રચંડ થઇ જડચૈતન્ય બધાને પોતાના ખરા સ્વરૂપનું ભાન કરાવે છે તેમ જ્ઞાનીપણ કોઈ અતિઆવશ્યકતાવાળા અસાધારણ પ્રસંગે જનસમૂહમાં પોતાનો મહિમા પ્રકટ કરી દેખાડે છે.

૬૪૦ જેમ ધારાના હીમાયતીઓ ધારાશાસ્ત્રમાં વપરાયેલા શબ્દોની અન્યને યથાર્થ સમજ આપે ત્યારે તે સમજાય તેમ તત્ત્વજ્ઞાનનાં શાસ્ત્રોમાં જે શબ્દો વાપરવામાં આવ્યા છે તેનો ખરો મર્મ તત્ત્વજ્ઞાનીઓ સમજાવે ત્યારેજ સમજાય.

૬૪૧ જેમ ભૂગર્ભમાં રહેલા અમુક અમુક ક્ષાર તથા કાચી ધાતુ વગેરેનું રાસાયનિકરીતે નહિ દેખી શકાય એમ મિશ્રણ થવાથી તે પ્રકટમાં ભૂકંપાદિ દર્શાવે છે, તેમ અભ્યાસીની અભ્યાસના બલથી શારીરિક તેમજ માનસિકશક્તિઓનો અસાધારણ ઉદય થાય છે.

૬૪૨ જેમ સમુદ્રમાંનાં લાકડાં તરંગપ્રવાહથી એકત્ર થઇને પુનઃ વીખરાઇ જાય છે, જેમ પાંથજનો અનેક સ્થળેથી આવી રાત્રિએ ધર્મશાળામાં એકત્ર સ્થિતિ કરે છે અને પ્રાતઃકાલ થયે સર્વે પોતપોતાને માર્ગે ગમન કરે છે તેમ સૃષ્ટિમાં સંબંધિજનોનો સંબંધ છે.

૬૪૩ જેમ તૃણસરખી હલકી વસ્તુ પણ પવનજેવા અદૃશ્ય અને મહાબળવાન્ તત્ત્વની ગતિની દિશા બતાવી આપે છે તેમ સહજસાજ ચર્યા–ક્રિયા–ને પ્રકટ કરેલા વિચાર માણસના મનના વલણ વગેરેની પરીક્ષા કરી બતાવે છે.

૬૪૪ જેમ સૂર્યકાંતમાં સૂર્યનાં કિરણો પોતાનું અદ્ભુત સામર્થ્ય બતાવે છે તેમ સાધકોનાં યોગ્ય થયેલાં પ્રજ્ઞાસત્ત્વોમાં (અંતઃકરણોમાં) ઉક્ત સર્વવ્યાપક પ્રજ્ઞાસત્ત્વ અદ્ભુત સત્ય પ્રેરણાઓ કરે છે.

૬૪૫ જેમ બહુ દૂર રહેલા લાખો તારાના પ્રકાશ કરતાં ઘરના કામકાજમાટે અંધકારસમયે એક પાઇના દીવેલનો દીપક વિશેષ ઉપયોગી થાય છે તેમ ઘણું ઘણું વાંચે સાંભળે, પણ તેનો ઉપયોગ ન કરે તેના

કરતાં થોડું વાંચે સાંભળે પણ તેનો યથાર્થઉપયોગ કરે તે મનુષ્ય અનુભવના દેશમાં વિશેષ આગળ વધી શકે છે.

૬૪૬ જેમ લાકડાના બનાવેલા હાથીને જ્યારે લાકડાની દૃષ્ટિએ જોઈએ ત્યારે તેમાં હાથી તિરોભાવ પામી વૃત્તિ માત્ર કાષ્ઠના રૂપાદિ ગુણો ગ્રહણ કરે છે અને જ્યારે તેને હાથીની દૃષ્ટિથી જોઈએ ત્યારે કાષ્ઠ તિરોભાવ પામી વૃત્તિ હાથીના રૂપાદિગુણને ગ્રહણ કરે છે, તેમ સૃષ્ટિને સૃષ્ટિની દૃષ્ટિએ જોઈએ તો બ્રહ્મ તિરોભાવ પામીને રહે છે ને બ્રહ્મની દૃષ્ટિએ જોઈએ તો સૃષ્ટિ તિરોભાવ પામીને રહે છે ને વૃત્તિ સચ્ચિદાનંદઘનને ગ્રહણ કરે છે.

૬૪૭ જેમ કાગળપર લખેલા અક્ષરોની કાગળની સત્તાથી ભિન્ન સત્તા નથી, માત્ર શાહીની ઉપાધિથીજ કાગળથી તેમનું ભિન્નપણું પ્રતીત થાય છે, તેમ આ વિશ્વના સમગ્રપદાર્થોની બ્રહ્મની સત્તાથી ભિન્ન સત્તા નથી, માત્ર માયાની ઉપાધિથી તેમના ભિન્નપણાની પ્રતીતિ થાય છે.

૬૪૮ જેમ આંબાનું ફલ કાચું હોય તો બહુ દોષ ઉત્પન્ન કરે છે ને પકવ હોય તો પરિતોષ આપે છે તેમ અપકવ અંતઃકરણ બહુ દોષ ઉત્પન્ન કરનાર છે અને પકવ અંતઃકરણ પરિતોષ આપનાર છે.

૬૪૯ જેમ વૃંતવડે (દીંટવડે) સર્વે પાંદડાંઓ વ્યાપ્ત છે તેમ ૐકારવડે સર્વ વાણી વ્યાપ્ત છે.

૬૫૦ જેમ બરફ તાપથી ઓગળી જઈ પોતાનું મૂળરૂપ જે પાણી તે રૂપ થઈ જાય છે તેમ જીવપણ નિરંતર શ્રદ્ધાભક્તિથી પરમાત્માનું અખંડ સ્મરણ કરી વિરહઅગ્નિવડે ચિત્તમાંના પાપસંસ્કારો બાળી નાંખી પોતાનું મૂળરૂપ જે પરમાત્મા તેરૂપ થઈ જાય છે, વા તેમ ઉત્તમ-પ્રકારના નિદિધ્યાસનથી જીવના ત્રણ શરીરો ને જગતની ત્રણ પ્રકારની સ્થિતિ બ્રહ્મરૂપ થઈ જાય છે.

૬૫૧ જેમ ઘણો તાપ પડ્યા પછી વરસાદ થાય છે, જેમ દાવા-નળ લાગ્યા પછી વૃક્ષો નવાં પાંદડાંવાળાં થાય છે ને જેમ ખાખરો ખરી ગયા પછી પુષ્પોથી ભરપૂર થાય છે તેમ ભક્ત પહેલાં વિરહનું દુઃખ ભોગવે છે ને પછી તે પરમાત્માના અખંડદર્શનનો લાભ મેળવે છે.

૬૫૨ જેમ આંબો વાવીએ કે તુરતજ તેનું ઝાડ થઈ તેને કેરીઓ લાગતી નથી પણ કેટલાક સમય પછી તેનું ઝાડ થઈ તેમાં કેરીઓ લાગે છે, તેમ સાધવા માંડેલું સાધન પણ તુરતજ સિદ્ધ થઈ સાધકને સુખનો અનુભવ કરાવતું નથી, પણ યત્ન કરતાં યોગ્યસમય વ્યતીત થાય છે ત્યારે તે સિદ્ધ થઈ સુખનો અનુભવ કરાવે છે.

૬૫૩ જેમ લોઢું ચમકપાણભણી ખેંચાય છે તેમ મુમુક્ષુના નેત્ર ને મન પ્રેમપૂર્વક પરમાત્મા ભણી ખેંચાવાં જોઇએ.

૬૫૪ જેમ મોટી ઉમરનાં માણસ દોઢિયામાં ને સોનામહોરમાં રહેલો ફેર સમજે છે, તેથી તેઓ દોઢિયા કરતાં સોનામહોરને વધારે પ્રિય ગણે છે તેમ વિવકીઓ સંસારના પદાર્થોમાં ને પરમાત્મામાં રહેલો ફેર સમજે છે, તેથી તેઓ સંસારના પદાર્થોના કરતાં પરમાત્માને વધારે પ્રિય ગણે છે.

૬૫૫ જેમ લોભી ધનનું ને નવી વિયાયેલી ગાય પોતાના વાછડાનું ધ્યાન નિરંતર કર્યાં કરે છે તેમ ભક્ત પરમપ્રેમથી નિરંતર ભગવાનનું ધ્યાન કર્યા કરે છે.

૬૫૬ જેમ સુષુપ્તિ એટલે ઘોરનિદ્રામાં અંતઃકરણ રાગદ્વેષવડે તપતું નથી તેમ જાગ્રત્‌માંપણ જ્ઞાનીનું અંતઃકરણ રાગદ્વેષવડે તપતું નથી.

૬૫૭ ભારતખંડમાં દ્વિજજન્મ પામી જે પરમતત્ત્વના સાક્ષાત્કારમાટે યોગ્ય પ્રયત્ન નહિ સેવતાં કેવલ વિષયસેવનમાંજ પોતાનું જીવન વ્યતીત કરે છે, તે રત્નોના ચૂલાપર સુવર્ણના પાત્રમાં ઉત્કૃષ્ટ ચંદનવડે ડુંગળી રાંધે છે, વા આકડાંનું મૂળ સંપાદન કરવા સુવર્ણના હળવડે પૃથિવી ખોદે છે.

૬૫૮ જેમ તેલ ચોળીને જલમાં રહે તેને જલનો સ્પર્શ થતો નથી તેમ જે રાગદ્વેષ મૂકીને પોતાના ઘરમાં રહે તેને તે ઘર બંધન કરતું નથી.

૬૫૯ જેમ સીધા ઘડામાં જલની ધારા પડી તે ઘડો જલથી ભરાય છે, તેમ પ્રભુભક્તિવાળાં અંતઃકરણમાં પ્રભુની અપાર કૃપાની વૃષ્ટિનો લાભ સ્પષ્ટ અનુભવાય છે.

૬૬૦ જેમ નેત્ર વીંચી રાખીને દર્પણમાં મોઢું જોવાની ઇચ્છા રાખીએ

તે સફલ થવી અશકય છે તેમ ઉદ્યોગ ને નીતિવિના અભ્યુદય થવો પણ અશકય છે.

૬૬૧ જેમ સિંહ હરિણાદિ પશુઓનો વિનાશક છે તેમ આત્મા પણ નામરૂપાત્મક સંસારનો બાધક છે.

૬૬૨ જેમ ગંધહસ્તીના ગંધથી અન્ય હાથીઓ ભય પામી ભાગે છે તેમ મુમુક્ષુએ પોતાના પવિત્ર નિશ્ચયબલને એટલું બલવાન્ રાખવું કે તેને જોઈ કામક્રોધાદિ વિકારોનું ટોળું ભય પામી ભાગવા માંડે.

૬૬૩ ઇષ્ટરાશિમાં લીધેલી ખોટી રકમો જેમ સાચી રકમનું ભાન કરાવી નિવૃત્ત થઈ જાય છે, તેમ આરંભમાં ધ્યેયરૂપે લીધેલી વસ્તુ પરમતત્ત્વનો સાક્ષાત્કાર કરાવી પછી નિવૃત્ત થઈ જાય છે.

૬૬૪ જેમ ઇંધન નાંખવાથી અગ્નિ શાંત થતો નથી, પણ ઊલટો વૃદ્ધિ પામે છે તેમ ઇચ્છિત વિષયોના ભોગથી મન વાસ્તવિકરીતે શાંત થતું નથી પણ ઊલટું વિષયો ભોગવવાની વધારે ને વધારે ઇચ્છા કર્યા કરે છે ને અભિમાનીને અસંતોષજન્ય પરિતાપનો અનુભવ કરાવ્યા કરે છે.

૬૬૫ જેમ ઇંધન ન નાંખવાથી અગ્નિ ક્રમથી શાંત થઈ જાય છે તેમ વિષયોપભોગથી દૂર રાખેલું મન પોતાના વિવર્તોપાદાનકારણ કૂટસ્થમાં વિરામ પામે છે.

૬૬૬ જેમ તારા ઘરમાં અપાર ધન આઠ હાથ નીચે દાટેલું છે એમ નિધિશાસ્ત્રને જાણનારો એટલે ભૂમિમાં દાટેલાં ધનને જોવાની વિદ્યાવાળો, કોઇ માણસને કહે, પછી તે માણસ આગ્રહ રાખીને કોઇને ખબર ન પડે તેમ એક કોદાળી, પાવડો વગેરે લઇને તે ભૂમિને કંટાળ્યાવિના ખોદે ને પછી આઠ હાથ ભૂમિ ખોદી તે અપારદ્રવ્ય મેળવી મોટો શ્રીમંત થાય, તેમ મુમુક્ષુએ પણ કંટાળ્યાવિના પ્રસન્નમનથી નિરંતર પ્રયત્ન કરી પોતાના હૃદયમાં રહેલા પરમાનંદરૂપ પરમાત્માને યથાર્થ જાણી દુઃખમય ભવસાગરના પારને પામી કૃતાર્થ થવું જોઇએ.

૬૬૭ જેમ આસ્તિકઆર્યને મદ્યમાંસભણી સ્વાભાવિક તિરસ્કાર છે, તેમ વિવેકીસાધકે પશુકર્મમાં પોતાના મનને સ્વાભાવિક તિરસ્કાર ઉપજે એ પ્રમાણે યુક્તિથી સારી રીતે સમજાવવું.

૬૬૮ જેમ કોઈ માણસે થાપણ મૂકેલી હોય તે જ્યારે તેની ઇચ્છામાં આવે ત્યારે તે પાછી લઈ લે છે, તેમ પુત્રપુત્રી પણ પરમેશ્વરની આપેલી થાપણ છે એમ સમજી તેને જ્યારે તે લઇ લે ત્યારે તેમાં સમજુ માતપિતાએ કલેશ કરવો ઉચિત નથી.

૬૬૯ જેમ ખાવામાં અર્ધો કે પોણો કલાક લાગે છે ને તેને પચાવવામાં છ સાત કલાક લાગે છે અને તેનો સપ્તમ ધાતુ થતાં આશરે પચ્ચીશ દિવસ લાગે છે તેમ સાધકે જે શ્રવણ કર્યું હોય તેને મનનરૂપે પરિણામ પમાડવા શ્રવણથી છ કે સાતગણો સમય લેવો જોઇએ ને મનનને નિદિધ્યાસનરૂપે પરિણામ પમાડવા મનનના સમયથી આશરે પચ્ચીશગણો સમય લેવો જોઇએ.

૬૭૦ જેમ હિમવડે વૃક્ષોપરનાં પત્રો, પુષ્પો તથા ફળો ખરી જાય છે, તેમ અશ્રદ્ધાનો ચિત્તમાં આવિર્ભાવ થયે ચિત્તમાંનાં ઉત્સાહ, સ્મૃતિ ને એકાગ્રતા વિનાશ પામી જાય છે અને નિરાશાવડે હૃદય બલરહિત થઈ જાય છે.

૬૭૧ જેમ નૌકાને સમતોલ રાખવાને તેમાં નીરમની જરૂર છે તેમ ચિત્તને વ્યવસ્થિત રાખવામાટે તેમાં શ્રદ્ધાની જરૂર છે.

૬૭૨ જેમ બુભુક્ષુની ચિત્તવૃત્તિઓનો પ્રવાહ અનાયાસે ભોજન મેળવવાભણી વહન કરે છે તેમ મુમુક્ષુતા આવે મુમુક્ષુના ચિત્તની વૃત્તિઓનો પ્રવાહ પણ અનાયાસે મોક્ષ મેળવવાભણી વહન કરે છે.

૬૭૩ જેમ સુગંધમય પુષ્પની માળા અજ્ઞાનકાળમાં સર્પરૂપે પ્રતીત થઈ દુઃખ આપે છે, તેમ સચ્ચિદાનંદરૂપબ્રહ્મ અજ્ઞાનકાળમાં જગતરૂપે પ્રતીત થઇ દુઃખ આપે છે.

૬૭૪ જેમ સૂર્યકાન્તમણિમાં એકત્ર થયેલાં કિરણો સૂર્યના જેવું સામર્થ્ય જણાવે છે, તેમ એકનિષ્ઠાવાળા મનમાં ઈશભાવનો ઉદય થાય ત્યારે તેવા મનુષ્યને રોગાદિદુઃખો પીડા આપી શકતાં નથી.

૬૭૫ જેમ ઘનીભૂત થયેલું ઘૃત ને દ્રવીભૂત થયેલું ઘૃત ભિન્ન નથી પણ એકજ છે તેમ મન અને આત્મા ભિન્ન નથી પણ એકજ છે, અર્થાત્ મન જ્યારે અમનોભાવને પામે છે ત્યારે તે પોતાનું અધિષ્ઠાન જે આત્મા તે રૂપજ થઈ જાય છે.

૬૭૬ જેમ શત્રુના પ્રત્યેક અંગનું છેદન કરવાનો શ્રમ લેવા કરતાં તેનું માથુંજ કાપી નાખવું એ શ્રેષ્ઠ છે તેમ એક એક વિષયનો વિવેક કરી તેમાં વૈરાગ્ય ઉપજાવવાનો શ્રમ લેવા કરતાં સમગ્રજગત્‌ની વિસ્મૃતિ કરવી એજ શ્રેષ્ઠ છે.

૬૭૭ જેમ ચિત્રની રચના કરવામાં ઘણો સમય વ્યતીત થાય છે, પણ તે ચિત્રને ભુંસી નાંખવામાં ઘણો સમય જતો નથી, તેમ આ સંસારને મનમાં ધારણ કરતાં તમને ઘણો સમય વ્યતીત થયો છે પણ તેને મનમાંથી દૂર કરતાં હવે તમને ઘણો સમય નહિ લાગે.

૬૭૮ જેમ ક્ષુધાર્તને અન્ન પ્રિય છે, જેમ કૃપણને ધન પ્રિય છે ને જેમ તૃષિતને જલ પ્રિય છે તેમ મુમુક્ષુને આત્મસ્વરૂપ પ્રિય છે.

૬૭૯ જેમ ગ્રીષ્મઋતુના મધ્યાહ્નકાલના સૂર્યનું દર્શન નેત્રવડે કરી શકાતું નથી પણ તેજ સૂર્યનું નિર્મલ ને સ્થિરજલમાં કે દર્પણમાં પડેલું પ્રતિબિંબ નિર્દોષનેત્રવડે સુખપૂર્વક જોઇ શકાય છે ને તે પ્રતિબિંબના દર્શનથી બિંબના સ્વરૂપનો અસંદિગ્ધ નિશ્ચયપણ કરી શકાય છે, તેમ દ્રષ્ટારૂપબ્રહ્મનો સાક્ષાત્કાર મનવડે થઈ શકતો નથી પણ તે બ્રહ્મનું નિર્મલ ને સ્થિરઅંતઃકરણમાં પડેલું પ્રતિબિંબ યોગ્ય મનવડે સુખપૂર્વક અનુભવી શકાય છે અને તે પ્રતિબિંબના અનુભવથી બિંબરૂપ શુદ્ધબ્રહ્મના સ્વરૂપનો અસંદિગ્ધ નિશ્ચય પણ કરી શકાય છે.

૬૮૦ જેમ પ્રસિદ્ધ હોલિકાને દૂધ તથા સ્નેહ (ઘૃત)થી શાંત કરવામાં આવે છે તેમ બ્રહ્મજ્ઞાનરૂપ હોલિકાને પણ અંતઃકરણની નિર્મલતારૂપ દૂધ અને સ્નેહ (વિશુદ્ધપ્રેમ)થી સાધકે શાંત કરવી જોઇએ અર્થાત્ બ્રહ્મજ્ઞાન મેળવી દુરાચારી ને દ્વેષી ન થવું પણ સદાચારી ને સર્વમાં પોતાના જેવો પ્રેમ રાખનારા થવું.

૬૮૧ જેમ પ્રસિદ્ધ હોલિકાપર્વના અંતભાગમાં ચાંડાલનું દર્શન કરવામાં આવે છે તેમ મુમુક્ષુએ બ્રહ્મજ્ઞાનરૂપ હોલિકાના અંતભાગમાં પોતાના ચિત્તમાં રહેલા મહાઅપકારક ક્રોધરૂપ ચાંડાલને ચિત્તમાંથી બહાર કાઢી તેને સદાને માટે વિદાય કરવા તેનું દર્શન કરવું જોઇએ.

૬૮૨ જેમ વિવેકીને સૂર્યકિરણોથી ભિન્ન મૃગજલની પ્રતીતિ થતી નથી તેમ જ્ઞાનીને બ્રહ્મથી ભિન્ન સંસારની પ્રતીતિ થતી નથી.

૬૮૩ જેમ પાતાળકૂવો ખોદતાં પાતાળ ફૂટવાથી નિર્જલભૂમિ પણ જલમય થઇ જાય છે તેમ જ્ઞાનદ્વારા જ્યારે સ્થૂલાદિ ત્રણેય શરીરનો બાધ થઇ જાય છે ત્યારે વ્યષ્ટિઅજ્ઞાનરૂપ પાતાલ ફૂટવાથી પરમાનંદસ્વભાવવાળા પ્રત્યગભિન્નબ્રહ્મરૂપ જલથી, સુખરહિત પ્રતીત થતું અંતઃકરણાદિ સર્વજગત્, ભરપૂર થઇ જાય છે.

૬૮૪ જેમ નવવધૂઓ ભયને લીધે વસંતોત્સવમાં બહાર નહિ નીકળતાં ઘરમાં ભરાઇ રહે છે તેમ અપૂર્વ પરમાનંદનો પ્રવાહ બહાર પડવાથી અંતઃકરણ અને ઇંદ્રિયો પોતાપોતાના ગોલકોમાં સ્તંભિત થઇ જાય છે, બહારના વિષયોનું ગ્રહણ કરવાને તે વેગવાળાં થતાં નથી.

૬૮૫ જેમ ટાઢના દુઃખથી મોકળા થવાથી લોકો વસંતનું આગમન સૂચવનારો બાહ્ય ઉત્સવ કરે છે તેમ સાધકે ટાઢ (અજ્ઞાન)ના દુઃખથી મોકળા થવાથી જ્ઞાનનું આગમન સૂચવનારો મનની પ્રસન્નતારૂપ મનોમય ઉત્સવ કરવો જોઇએ.

૬૮૬ જેમ વસંતઋતુમાં વૃક્ષો જીર્ણપત્રોનો ત્યાગ કરી નવાં પત્રો તથા પુષ્પો ધારણ કરે છે તેમ સાધકોએ પોતાના મનસ્વી જૂના અનુચિતવિચારો ને આચારોનો ત્યાગ કરી શ્રીસદ્ગુરુએ તથા સત્-શાસ્ત્રે ઉપદેશ કરેલા નવા ઉચિતવિચારો ને આચારોને ધારણ કરવા જોઇએ.

૬૮૭ જેમ વસંતઋતુમાં સહકાર, વૃક્ષની શાખાપર બેઠેલી કોકિલા પ્રસન્ન મનથી પોતાના કૂજનવડે, તથા ખીલેલાં પુષ્પોપર ઉડતા ભ્રમરો પોતાના ગુંજનવડે, લોકોને વસંતઋતુનું આગમન જણાવે છે તેમ સાધકોએ પણ પોતાની વાણીના તથા આચારના માધુર્યવડે પોતાના ચિત્તમાં વસંતઋતુ (પરમાનંદરૂપ બ્રહ્મ)નો આવિર્ભાવ થયાનું અન્યને સ્વાભાવિક સૂચન થાય એમ વર્તવું જોઇએ.

૬૮૮ જેમ હોળીના રા અલ્પદ્રવ્ય કે ખાવાના અલ્પપદાર્થના લોભને વશ થઇ લોકોના અપમાન ને ઉપહાસને પાત્ર થાય છે તેમ વિષયલુબ્ધજીવપણ તુચ્છ ને અસાર વિષયોની લાલસાને વશ થઇ વિવેકીલોકોના અપમાન ને ઉપહાસને પાત્ર થાય છે.

૬૮૯ જેમ વસંતોત્સવમાં સંબંધિજનોભણીથી નાનાં બાલકોને ખાંડના હારડાઆદિ પારિતોષિકરૂપે આપવામાં આવે છે તેમ સુજ્ઞોએ પોતાના અંતઃકરણમાં પ્રાદુર્ભાવ પામેલા બોધરૂપ બાલકને સદુપદેશરૂપ હારડા-આદિ પારિતોષિકરૂપે આપવા જોઇએ.

૬૯૦ જેમ શિષ્ટપુરુષો વસંતોત્સવમાં ગુલાલઆદિ મનોહર રંગો પરસ્પર છાંટે છે, પણ ધૂળ, કાદવ કે અપવિત્રપદાર્થો એકબીજા ઉપર નાંખતા નથી તેમ વિવેકીસાધકે મન, વાણી ને શરીરથી શાસ્ત્રીય શુભક્રિયા કરવી જોઇએ પણ પાછળથી શોક કરવો પડે એવી કોઈપણ ક્રિયા મનઆદિથી અવિવેકને વશ થઇને નજ કરવી જોઇએ.

૬૯૧ જેમ ચાલ્યાવિના ગામની પ્રાપ્તિ થતી નથી તેમ શ્રદ્ધા, ભક્તિ, ઉત્સાહ ને સાવધાનતાપૂર્વક દૃઢપ્રયત્ન કર્યાવિના પરમપદનો લાભ થતો નથી.

૬૯૨ જેમ ઊઘાડી ને વાયુવાળી ભૂમિપર રહેલા દીપકની શિખાનું નિશ્ચલ રહેવું અસંભવિત છે તેમ મનને અત્યંત સાવધાનતાપૂર્વક પરમાત્માની અભિમુખ ન રખાય તો તેની એકાગ્રતા થવી અસંભવિત છે.

૬૯૩ જેમ વિષ મનુષ્યના મરણના હેતુરૂપ છતાં તેનો મંત્રસાથે ઉપયોગ કરવાથી તે દીર્ઘજીવનના હેતુરૂપ થાય છે, તેમ કામાદિવિકારો મનુષ્યની અધોગતિના હેતુરૂપ છતાં તેનો જો યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો તે મોક્ષના હેતુરૂપ થઈ શકે છે.

૬૯૪ જેમ પૂર્વે જન્માષ્ટમીને દિવસે શ્રીકૃષ્ણનું મધુપુરીમાં પ્રાકટ્ય થયું હતું તેમ મુમુક્ષુએ પણ મધુપુરીરૂપ ધ્યેયસ્થાનમાં પ્રત્યગભિન્ન-બ્રહ્મનું પ્રાકટ્ય અનુભવવા તે દિવસે વિશેષ પ્રયત્નવાન્ રહેવું જોઇએ.

૬૯૫ જેમ મેઘ, સરોવરો, નદીઓ ને તળાવો જળવડે ભરી દે છે તેમ મુમુક્ષુઓ પોતાના ચિત્તને દૈવીસંપત્તિથી ભરી દે છે.

૬૯૬ જેમ વાવેલાં ખેતરો, પડતર ભૂમિ ને પર્વતાદિ વર્ષાઋતુમાં લીલાં તૃણાદિથી સુશોભિત પ્રતીત થાય છે તેમ મુમુક્ષુઓનાં ચિત્તો શ્રદ્ધાદિ સદ્ગુણોથી સુશોભિત પ્રતીત થાય છે.

૬૯૭ જેમ પર્વતોઉપરથી જળનાં પુષ્કળ ઝરણાંઓ ઝરતાં પ્રતીત

થાય છે તેમ મુમુક્ષુઓનાં ચિત્તની પ્રસન્નતા તેઓની નેત્રાદિ ઇંદ્રિયોદ્વારા બહાર વહેતી જણાય છે.

૬૯૮ જેમ અંધારી રાત્રે આકાશમાં ખદ્યોતનો સમૂહ ઊડતો પ્રતીત થાય છે, પણ તે ખદ્યોતનો સમૂહ રાત્રિના અંધકારને દૂર કરી શકતો નથી તેમ મનુષ્યોનાં ચિત્તોમાંથી બાહ્ય તથા આંતરવિષયોને વિષય કરનારી ઘણી વૃત્તિઓ ઊઠે છે, પણ તે વૃત્તિઓ હૃદયના અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરી શકતી નથી.

૬૯૯ જેમ નાનાં મોટાં જલાશયોમાં રહેલાં દેડકાંઓ પોતાનો કર્કશ-ધ્વનિ કર્યા કરે છે, તેમ મૂર્ખમાણસો વાણીના સંનિપાતને વશ થઈ અર્થવિનાનું બકયા કરે છે.

૭૦૦ જેમ આકાશમાં વાદળાંઓની ઘટા ચઢેલી જોઇને મયૂરો પ્રસન્ન થઇ કળા કરી નૃત્ય કરે છે, તેમ મુમુક્ષુઓ સત્પુરુષોના સમાગમને પામી પરમ પ્રસન્નતાનો અનુભવ કરે છે.

૭૦૧ જેમ વર્ષાઋતુના આરંભમાં કવચિત્ થતા કોકિલાના મધુર ટૌકા તથા મયૂરની મધુરી કેકાઓ રસિકશ્રોતાઓના મનને રંજન કરે છે તેમ સજ્જનપુરુષોના મનોજ્ઞશબ્દો વિવેકીશ્રોતાઓના મનને રંજન કરે છે.

૭૦૨ જેમ ચાતક પય પય એવો ધ્વનિ કરી વારંવાર મેઘ પાસે જલની યાચના કરે છે, ને મેઘ તેનાભણી જલની વૃષ્ટિ નહિ કરતાં તેના સ્નેહની પરીક્ષા કરવા તેને ભય ઉત્પન્ન થાય એવા વીજળીના ઝબકારા, ગર્જના ને કરાની વૃષ્ટિ કરે છે, તોપણ તે ચાતક તેથી ભય નહિ પામતાં તથા પોતાના પ્રિયમાં દોષ નહિ આરોપતાં વારંવાર તેની પાસે પૂર્વની પેઠે ભક્તિપૂર્વક પય (જલ)ની યાચના કર્યા કરે છે ને તેના ઉપાસ્ય તેની પરીક્ષામાટે તેને ભય ઉપજે એવા પ્રસંગો તેના ઉપર લાવે છે તોપણ તે પોતાના ઉપાસ્યથી વિમુખ થતો નથી, તથા તેમાં દોષ આરોપતો નથી, પણ પૂર્વની પેઠે તે પોતાના ઉપાસ્યની ભક્તિ કર્યા કરે છે. તેમ મુમુક્ષુએ પણ ભયરહિત થઈ પોતાનો અભ્યાસ ખેદ પામ્યાવિના સતત કર્યા કરવો જોઇએ.

૭૦૩ જેમ ખારાશવાળી ભૂમિમાં પડેલ ફોડાઓમાં અજાણ્યા પ્રવા-

સીઓ ખુંચી જાય છે તેમ સંસારના રાગદ્વેષનાં વિષયોમાં અવિવેકી-મનુષ્યો ફસાઇ જાય છે.

૭૦૪ જેમ અંધારી મેઘલીરાત્રે મનુષ્યને ઉપકારક તથા અપકારક-પદાર્થનું દર્શન થઇ શકતું નથી તેમ મનુષ્યના અંતઃકરણમાં રજોગુણનું તથા તમોગુણનું પ્રાબલ્ય થાય છે ત્યારે તેને શુભાશુભપદાર્થનું ભાન થઈ શકતું નથી.

૭૦૫ જેમ વનમાં અકસ્માત્ વાંસના ફાંટાઓ ફૂટવા માંડે છે, તેમ પૂર્વના શુભાશુભસંસ્કારો સમય આવે અકસ્માત્ ફલ આપે છે.

૭૦૬ જેમ જેમાં પૂર આવ્યું છે એવી મોટી નદીઓ તરવામાટે પ્રવાસીઓ નૌકાનો આશ્રય ગ્રહણ કરે છે તેમ ભવસાગર તરવામાટે મુમુક્ષુઓ શ્રોત્રિયબ્રહ્મનિષ્ઠપુરુષનો આશ્રય ગ્રહણ કરે છે.

૭૦૭ જેમ ભૂમિ નાનાં મોટાં જીવજંતુઓથી ઉભરાઇ જાય છે તેમ વિવેકહીનમનુષ્યોનાં ચિત્તો નાની મોટી દુર્વાસનાઓથી ઊભરાઇ જાય છે.

૭૦૮ જેમ પતંગો પોતાના પરમપ્રિય દીપકને પ્રેમને વશ થઇ મૌનપણે પ્રસન્નતાપૂર્વક પોતાનું શરીર અર્પણ કરે છે તેમ સાચા ભક્તો પોતાના ઉપાસ્યને ભક્તિને વશ થઇ મૌનપણે પ્રસન્નતાપૂર્વક પોતાનું સર્વસ્વ અર્પણ કરે છે.

૭૦૯ જેમ આગળ તૃણરહિત જણાતી ભૂમિ વર્ષાઋતુમાં તૃણથી ઢંકાઇ જાય છે તેમ કનિષ્ઠસાધકોની દુર્વાસનાઓ સારા સંગમાં તેમની સ્થિતિ હોય ત્યારે તિરોભાવ પામીને રહે છે અને તેઓ સારા સંગથી છૂટા પડે ત્યારે તેમનું ચિત્ત દુર્વાસનાઓથી ભરપૂર થઇ જાય છે.

૭૧૦ જેમ જાડ્યવડે (શીતલતાવડે) વરાળમાં જલની પ્રતીતિ થાય છે તેમ જાડ્યવડે (અજ્ઞાનવડે) આત્મામાં જીવભાવની પ્રતીતિ થાય છે.

૭૧૧ જેમ આકાશ ક્યારેક વાદળાંઓથી ઘેરાઇ ગયેલું ને ક્યારેક સ્વચ્છ પ્રતીત થાય છે તેમ સામાન્યસાધકનું ચિત્ત ક્યારેક રજોતમો-ગુણથી ઘેરાઈ ગયેલું ને ક્યારેક સત્ત્વગુણથી યુક્ત પ્રતીત થાય છે.

૭૧૨ જેમ આકાશમાં ક્યારેક વીજળીઓના ઝબકારા, ક્યારેક મેઘની ગર્જના, ક્યારેક ઇંદ્રધનુષ્ ને ક્યારેક ઘાટાંવાદળાં પ્રતીત થાય છે તેમ

કનિષ્ઠસાધકના ચિત્તમાં ક્યારેક કામ, ક્યારેક ક્રોધ, ક્યારેક લોભ ને ક્યારેક મોહ પ્રતીત થાય છે.

૭૧૩ જેમ તમરાંઓના ને કંસારીઓના ધ્વનિ રાત્રિમાં ફેલાયેલી શાંતિનો ભંગ કરે છે તેમ વિષયવાસનાઓના ઊછાળા કનિષ્ઠસાધકના ચિત્તની શાંતિનો ભંગ કરે છે.

૭૧૪ જેમ વરસાદ થવાથી જવાસા ને આકડા નવપલ્લવ થવાને બદલે પત્રરહિત થઇ જાય છે તેમ સત્પુરુષોના ઉપદેશથી દુર્જનોનાં ચિત્તો શાંત થવાને બદલે ક્રોધયુક્ત થાય છે.

૭૧૫ જેમ શરદ્ઋતુમાં નદીઆદિ જળાશયોનાં જલો નિર્મલ થાય છે તેમ સદુપદેશવડે મુમુક્ષુઓનાં ચિત્તો નિર્મલ થાય છે.

૭૧૬ જેમ શરદ્ઋતુમાં સરોવરો કમલોથી સુશોભિત જણાય છે તેમ દૈવીસંપત્તિવડે મુમુક્ષુઓનાં ચિત્તો શોભે છે.

૭૧૭ જેમ શરદ્ઋતુમાં ખેતરોમાં ખેડુતોએ વાવેલાં ધાન્યોનો પરિપાક થયેલો પ્રતીત થાય છે તેમ મોક્ષનાં સાધનોનો કાલે કરીને પરિપાક થાય છે.

૭૧૮ જેમ પોતાનાં ખેતરોમાં વાવેલાં અનાજો પાકવાથી ખેડુતોના મનમાં આનંદ પ્રતીત થાય છે તેમ સાધકોને પોતાના સાધનો સિદ્ધ થવાથી આનંદ થાય છે.

૭૧૯ જેમ ખેડુતો પોતાના ખેતરમાં પાકેલા અનાજનું પક્ષીઓને કાંકરાઆદિવડે ઊડાડી રક્ષણ કરે છે તેમ સાધકો પ્રતિપક્ષભાવનાવડે યમનિયમોનું રક્ષણ કરે છે.

૭૨૦ જેમ પોતાના ખેતરમાં વાવેલા બાજરા તથા જુવારને પાકેલાં જોઈ તેનો પોંક ખાઈ ખેડુતો આનંદ પામે છે તેમ મનુષ્ય પોતાના શુભકર્મનું ફલ સમય આવે અનુભવી આનંદ પામે છે.

૭૨૧ જેમ કાંસડાવાળી ભૂમિ કાંસડાનાં પુષ્પોથી શ્વેત જણાવા લાગે છે તેમ મુમુક્ષુનું ચિત્ત સત્ત્વગુણની વૃદ્ધિથી સ્વચ્છ જણાવા લાગે છે.

૭૨૨ જેમ વર્ષાઋતુમાં ઉત્પન્ન થયેલાં જંતુઓ શરદ્ઋતુમાં દૂર થઈ જાય છે તેમ સમર્થ શ્રીસદ્ગુરુના ઉપદેશથી મુમુક્ષુઓનાં સંશયો દૂર થઈ જાય છે.

૭૨૩ જેમ નિમંત્રણ કર્યાવિના ખંજનપક્ષીઓ શરદૃઋતુમાં આવી પહોંચે છે તેમ મુમુક્ષુની ઇચ્છા નહિ છતાં તેના ચિત્તમાં કામાદિ-વિકારો સ્ફૂરી આવે છે.

૭૨૪ જેમ મકરંદની લાલસાવાળા ભ્રમરો કમલોની આસપાસ ઉડ્યા કરે છે તેમ ઉપદેશ મેળવવાની ઇચ્છાવાળા મુમુક્ષુઓ તત્ત્વજ્ઞપુરુષની આસપાસ સ્થિતિ કરે છે.

૭૨૫ જેમ મેઘ ભૂમિને વૃષ્ટિવડે ધાન્ય તથા તૃણથી ભરપૂર કરી વિદાય થાય છે તેમ જેમણે ચોમાસામાં એકસ્થળે સ્થિતિ કરી હોય એવા બ્રહ્મવિત્પુરુષ પણ જિજ્ઞાસુઓના ચિત્તને સદુપદેશવડે તૃપ્ત કરી ત્યાંથી વિદાય થાય છે.

૭૨૬ જેમ શરદૃઋતુમાં વાદળાં નિર્મલ જણાવા લાગે છે તેમ યોગા-ભ્યાસથી મુમુક્ષુનું ચિત્ત નિર્મલ જણાવા લાગે છે.

૭૨૭ જેમ શરદૃઋતુની ચાંદની જોઈ સર્વસ્ત્રીપુરુષો આનંદનો અનુભવ કરે છે તેમ બ્રહ્મવેત્તાઓ સર્વત્ર ચિદ્રૂપબ્રહ્મને જોઈ આનંદનો અનુભવ કરે છે.

૭૨૮ જેમ દરિદ્રજનો સોનાને જોયા છતાં તથા જાણ્યા છતાં સુભાગ્ય-વિના સર્વથા તેની સત્તા પ્રાપ્ત કરી શકતા નથી, તેમ આ કેવલ ને ચૈતન્યઘનઆત્મા વિષયિજનોએ સાંભળ્યો હોય, મનન કર્યો હોય તથા પરોક્ષ રીતે જાણ્યો હોય તોપણ વૈરાગ્યરૂપ સુભાગ્યવિના તેઓ તેને સાક્ષાત્ પ્રાપ્ત કરી શકતા નથી.

૭૨૯ જેમ પર્વતઉપર રહેલો મનુષ્ય ભૂમિઉપર રહેલા મનુષ્યોને જુએ છે તેમ શુદ્ધસાત્ત્વિકીબુદ્ધિરૂપ પ્રાસાદઉપર ચઢીને જ્ઞાનીપુરુષ શોકરહિત થયો છતો શોક કરનારા સર્વમનુષ્યોને જુએ છે.

૭૩૦ જેમ ડુંગરા દૂરથી રળીઆમણા લાગે છે પણ સમીપમાં તેમ લાગતા નથી તેમ ગૃહસ્થને દૂરથી સંન્યાસ સારો લાગે છે પણ જ્યારે તેનો યથાર્થ નિર્વાહ કરવો પડે છે ત્યારે તેને તે કષ્ટરૂપ પ્રતીત થાય છે.

૭૩૧ જેમ મુસલધાર વરસાદ વરસતો હોય તોપણ ઉંધા, આડા કે ત્રાંસા મુખવાળા ઘડામાં જલ ભરાતું નથી, તેમ પરમાત્માની કે

શ્રીસદ્ગુરુની અપારકૃપા આખા વિશ્વઉપર વિસ્તાર પામી રહી છે તોપણ જે હૃદય પરમાત્માથી કે શ્રીસદ્ગુરુથી ઉંધું, આડું કે ત્રાંસું રહે છે તેમાં તે કૃપાનો શાંતિ, તૃપ્તિ ને પરમાનંદરૂપ પ્રભાવ પ્રતીત થતો નથી.

૭૩૨ જેમ પોતાના ઘરની ભીંતોઉપર નઠારાં ચિત્રો હોય તેમને વિવેકીપુરુષ વારંવાર ચૂનાનો પીંછો લગાડી અદૃશ્ય કરે છે તેમ વિવેકી-સાધકે બ્રહ્મરૂપ અધિષ્ઠાનમાં પ્રતીત થતાં આ નામરૂપોનો પણ વારંવાર બ્રહ્મભાવના કરવારૂપ પ્રયત્નવડે તેમના અસત્યપણાના નિશ્ચયરૂપ બાધ કરવો જોઇએ.

૭૩૩ જેમ અફીણ ખાવાનો કુસ્વભાવ પાડવાથી અફીણ અહિતકર છતાંપણ અફીણીને તે પ્રિય લાગે છે, તેમ દુષ્ટવિષયોના સેવનનો કુસ્વભાવ પાડવાથી દુષ્ટવિષયો મનુષ્યનું અત્યંત અહિત કરનાર છતાં-પણ વિષયિજનોને તે પ્રિય લાગે છે.

૭૩૪ જેમ એક ઘાએ કૂવો ખોદાતો નથી, ને એક ઠેકડે મેડીપર ચઢાતું નથી તેમ સર્વસાધનો શીઘ્ર સંધાતાં નથી.

૭૩૫ જેમ કુંવારનો છોડ ભૂમિમાંથી ઊખેડી નાંખ્યા છતાં દીર્ઘકાલ-પર્યંત જીવતો રહે છે ને પુનઃ જો તેને ભૂમિમાં રોપી જળનું સિંચન કરવામાં આવે તો તે શીઘ્ર પૂર્વવત્ નવપલ્લવિત થઇ જાય છે તેમ ચિત્તદોષોની પોષક સામગ્રીથી ચિત્તાદિને દૂર કરવામાં આવે તોપણ દીર્ઘકાલપર્યંત તે દોષો ચિત્તાદિમાં વિદ્યમાન રહે છે, ને તે દોષોની પોષકસામગ્રીનો યોગ થતાં તે દોષો પૂર્વની પેઠે વા કવચિત્ તેથી વધારે બળવાન્ થઇ જાય છે.

૭૩૬ જેમ કૂર્મ તથા કુંઝ વૃત્તિવડે પોતાનાં ઇંડાંનું પોષણ કરે છે તેમ શ્રીસદ્ગુરુ વૃત્તિવડે પોતાના ગુણવાન્ શિષ્યોના મનનું પોષણ કરે છે.

૭૩૭ જેમ જીવતો ઉંદર બિલાડાને મારી શકતો નથી તો મુએલો ઉંદર શી રીતે બિલાડાને મારે? તેમ અજ્ઞાનકાલમાં સત્ય જેવું જણાતું જગત્ પણ આત્માને હણી શકતું નથી તો જ્ઞાનકાલે મિથ્યા પ્રતીત થતું જગત્ આત્માને શી રીતે હણી શકે?

૭૩૮ જેમ સોનાના અલંકારો સોનાથી ભિન્ન નથી, લોઢાનાં શસ્ત્રો લોઢાથી ભિન્ન નથી, માટીનાં વાસણો માટીથી ભિન્ન નથી, ખાંડનાં

રમકડાં ખાંડથી ભિન્ન નથી, રજ્જુમાં કલ્પાતા સર્પાદિ પદાર્થો રજ્જુથી ભિન્ન નથી, છીપમાં કલ્પાતું રૂપું છીપથી ભિન્ન નથી, વૃક્ષના ઠુંઠામાં વા આકડામાં કલ્પાતો ચોર વૃક્ષના ઠુંઠા વા આકડાથી ભિન્ન નથી, ને આકાશમાં પ્રતીત થતું ગંધર્વનગર આકાશથી ભિન્ન નથી તેમ સચ્ચિદાનંદરૂપબ્રહ્મમાં પ્રતીત થતો આ સંસાર સચ્ચિદાનંદબ્રહ્મથી ભિન નથી.

૭૩૯ જેમ જલાશયમાં પ્રતીત થતા પોતાના શરીરના ઉંધા આકારને અસત્ય જાણી મનુષ્ય તેની ઉપેક્ષા કરે છે, તેમ જાગ્રત્‌માં પ્રતીત થતા બાહ્યપદાર્થોને મિથ્યા ગણી વિવેકીપુરુષે તેની ઉપેક્ષા કરવી જોઇએ.

૭૪૦ જેમ અભિમાનવાળો પુરુષપ્રયત્ન ઉપયોગી નથી તેમ આલસ્ય-પ્રમાદને વશ થઈ માત્ર કૃપાકૃપાનો પોકાર કરનારની માગણી પણ ઉપયોગી નથી.

૭૪૧ જેમ ઘરમાંથી નિત્ય કચરો કાઢી નાંખવામાં આવે છે તેમ અજ્ઞાનવડે મનમાં જે સંસાર ભરાઈ ગયો છે તેને નિત્ય કાઢી નાંખવો જોઇએ.

૭૪૨ જેમ અગ્નિની સમીપ લઈ જવાથી કાષ્ઠની સ્થિતિ બદલાવા લાગે છે તેમ શુદ્ધભાવપૂર્વક અંતઃકરણને પરમાત્માની અભિમુખ કરવાથી તેની સ્થિતિ બદલાવા લાગે છે.

૭૪૩ જેમ મનુષ્ય દેવ થવા હિમમાં ગળે છે, તેમ સાધકે પોતાની પૃથક્ અહંવૃત્તિને બ્રહ્મમાં ગાળી નાંખવી જોઇએ.

૭૪૪ જેમ કાલિકાએ દેવોના વૈરી મધુકૈટભ, મહિષાસુર ને શુંભ-નિશુંભાદિનું હનન કર્યું તેમ વિવેકીએ પણ દૈવીસંપત્તિના વૈરી કામ, ક્રોધ લોભ ને મોહાદિનું હનન કરવું જોઇએ.

૭૪૫ જેમ રાત્રિએ લોકપ્રસિદ્ધ ઘરધણીની વિશ્રાંતિ લેવાની વેળા હોય ત્યારેજ પરધનનું હરણ કરવા ઇચ્છનારા ચોરો પોતાનું કામ કરવાનો સમય સમજી પોતાનું કામ કરવાનો આરંભ કરે છે તેમ શરીર-રૂપ ગૃહના સ્વામી જીવાત્માનો જ્યારે અંતરાત્મામાં વિશ્રાંતિ લેવાનો સમય હોય ત્યારે નીચ ચોરરૂપ કામાદિ, ચિત્તાદિને વિક્ષેપ પમાડવારૂપ પોતાનું કામ કરવા લાગે છે.

૭૪૬ જેમ નવના અંકને ગમે તેટલે ગુણીએ તોપણ તેનું નવપણું તેવું ને તેવુંજ રહે છે (૯×૨=૧૮, ૧+૮=૯, ૯×૩=૨૭, ૨+૭=૯, ૯×૪=૩૬, ૩+૬=૯. એમ બધા ગુણાકારોમાં તે આંકડાઓનો સરવાળો નવજ રહે છે) તેમ સમગ્ર વિશ્વરૂપપ્રપંચ આપણામાં ભાસ્તાં છતાંપણ આપણે અવિકારી અદ્વિતીય બ્રહ્મજ રહીએ છીએ.

૭૪૭ જેમ બાળબોધ છનો અંક એકડા ને નવડાને અભિમુખ રહે છે તેમ જીવાત્માએ પણ હંમેશાં પ્રાપ્તવ્યવહાર તેમાં અનુકૂલતા કે પ્રતિકૂલતા આવ્યા છતાંપણ નિર્દોષપણે ચલાવવો અને તેમાં નહિ લેપાતાં અદ્વિતીયઆત્માને અભિમુખપણે વર્તી ચાલ્યા જવું.

૭૪૮ જેમ નટ બીજી વ્યક્તિનો વેષ પહેરે છે અને તેનો ભાવ ભજવે છે, છતાં તે પોતે પોતાના સ્વરૂપને ભૂલતો નથી તેમ જીવાત્માએ પણ પ્રપંચમાં રહ્યા છતાં પોતાના સ્વરૂપને ભૂલવું નહિ.

૭૪૯ જેમ ત્રણનો આંકડો બહિર્મુખ છે તેમ જીવાત્માએ પણ પ્રારબ્ધપ્રાપ્ત બહિર્મુખસ્થિતિમાં કૃત્રિમઆસ્થાવાળા રહેવું, તેમાં તાદાત્મ્યપણે પેસવું નહિ.

૭૫૦ જેમ અશ્વ અતિચંચલ છે તેમ મન પણ અતિચંચલ છે.

૭૫૧ જેમ ચંદ્ર અશ્વિની-અશ્વ-પર બેસે છે, તેને ભોગવે છે, તેમ જીવાત્માએ મનરૂપી અશ્વપર સવાર થઇ તેને અવળે માર્ગે ન જવા દેતાં સૂલટા માર્ગમાં હાંકવું.

૭૫૨ જેમ અગ્નિ સર્વને બાળી ભસ્મ કરે છે તેમ અગ્નિનામવાળો પિંગલસંવત્સર મલરૂપ સર્વપ્રપંચનો બાધ કરી ભસ્મ કરી નાંખે છે.

૭૫૩ જેમ સમુદ્રમાં પડેલી વૃષ્ટિ સમુદ્રના ખારાજલને મધુર કરી શકતી નથી તેમ અત્યંત રજોગુણ તથા તમોગુણવાળા ચિત્તમાં સદુપદેશ પોતાનું કાર્ય કરી શકતો નથી.

૭૫૪ જેમ પિંગલ એટલે નકુલ-નોળીઓ-સર્પને મારી નાંખે છે તેમ આ સંસારરૂપસર્પનો વિવેકીએ નાશ કરવાનો છે એટલે તેનું મિથ્યાત્વ સમજવાનું છે.

૭૫૫ જેમ ઘડિયાળને નિત્ય કુંચી દેવાની અગત્ય છે તેમ મનને શાસ્ત્રીયશુભવિચારવડે નિત્ય પવિત્ર કરવાની અગત્ય છે.

૭૫૬ જેમ પતિપરાયણ કુળવધૂઓ પિતાને ઘેર વ્યવહારિક બહુ સુખ હોય તોપણ ત્યાં રહેવા ઇચ્છતી નથી, પણ પોતાના પૂજ્ય પતિની સમીપમાંજ રહેવાને ઇચ્છે છે, તેમ અનન્યભક્તજનોની મનોવૃત્તિઓ અજ્ઞાનીમનુષ્યોને સુખમય લાગતા વિષયોના સ્મરણધ્યાનમાં રહેવા ઇચ્છતી નથી, પણ સર્વદા પરમાનંદરૂપ પરમાત્માના સ્મરણધ્યાનમાંજ રહેવા ઇચ્છે છે.

૭૫૭ "અસાર આ સંસારમાં, સુખ માને જન ભ્રાંત;
જેમ અંગૂઠો ચુસીને, થાય બાલ મન શાંત."

૭૫૮ "જે વાણી પ્રભુને જપે, તે ન રટે અન્ય નામ;
કોણ પામી ચિંતામણિ, ગણે કાચ અભિરામ."

૭૫૯ "જે આંખોમાં પ્રભુ વસે, તેમાં અન્ય ન માય;
પાંથગૃહે નૃપ જોઇને, અન્ય પથિક દૂર થાય."

૭૬૦ "જે મનમાં શ્રીપ્રભુ વસે, ત્યાં ન વિષયનો વાસ;
મૃગાદિ તે વનને ત્યજે, જે વન સિંહ નિવાસ."

૭૬૧ જેમ સિંહસર્પાદિમાં ને તત્ત્વવેત્તાઓમાં બ્રહ્મ સમાન છતાંપણ સિંહસર્પાદિથી જિજ્ઞાસુએ દૂર રહેવાનું છે ને તત્ત્વવેત્તાઓની સમીપમાં રહેવાનું છે, તેમ દાંભિકદુર્જનોમાં ને સજ્જનોમાં બ્રહ્મ સમાન છતાં-પણ જિજ્ઞાસુએ દાંભિકદુર્જનોથી દૂર રહેવાનું છે ને સજ્જનોની સમીપ રહેવાનું છે.

૭૬૨ જેમ શ્વેતપક્ષીઓ સાગરમાં ડુબતાં નથી તેમ બ્રહ્મવિદો સંસારમાં ડુબતા નથી.

૭૬૩ જેમ પૂનમની ચાંદનીના પ્રકાશથી સમુદ્ર પ્રકાશમય ને આહ્લાદક પ્રતીત થાય છે તેમ શ્રીસદ્ગુરુની પારમેશ્વરી શક્તિના પાતથી સાધકનું હૃદય પ્રકાશમય અને આહ્લાદક પ્રતીત થાય છે.

૭૬૪ જેમ તુતકપર સ્થિતિ હોય ત્યારે ઉપર આકાશની ને નીચે સમુદ્રની પ્રતીતિ થાય છે તેમ ચતુર્થભૂમિકાને પામેલા જ્ઞાનીને બ્રહ્મા-કારવૃત્તિમાં બ્રહ્મની ને વ્યુત્થાનકાલે જગતની પ્રતીતિ થાય છે.

૭૬૫ જેમ પૂનમની રાત્રે આકાશમાં પ્રકાશી રહેલો ચંદ્ર ને તારા

પ્રતીત થાય છે તેમ અનન્યભક્તના હૃદયમાં પરમાત્મા તથા અનેક શુભગણો સ્થિતિ કરીને રહેલા, વિવેકીને પ્રતીત થાય છે.

૭૬૬ જેમ બાષ્પજલયાન (સ્ટીમર) સમુદ્રના જલના વિભાગ કરી સુખપૂર્વક આગળ ચાલ્યા કરે છે તેમ પરમાત્માના વાસ્તવિક અનન્યભક્તોનું હૃદય માયાનું ભેદન કરી પરમાત્માભણી ચાલ્યા કરે છે.

૭૬૭ "મહાપુરુષનું માહાત્મ્ય અતિ, દૂરથી અલ્પ જણાય;
જેમ સૂર્યાદિ ગોળ સૌ, દૂરથી લઘુ દેખાય."

૭૬૮ "મહત્તા મહાપુરુષો તણી, સમીપે અધિક જણાય;
જેમ સૂર્યાદિ ગોળ સૌ, સમીપે ગુરુ દર્શાય."

૭૬૯ જેમ વ્યાપારી ખોટવાળો ધંધો નહિ કરતાં લાભવાળો ધંધો કરે છે તેમ મુમુક્ષુએ પરિણામે લાભ આપનાર વિચાર તથા ક્રિયા કરવાં જોઇએ, પણ હાનિકારક વિચાર તથા ક્રિયા ન કરવાં જોઇએ.

૭૭૦ જેમ રવિ અંધકારને દૂર કરે છે તેમ મુમુક્ષુએ પોતાના અંતઃકરણમાં રહેલા અજ્ઞાનને દૂર કરવાનો બોધ ગ્રહણ કરવો જોઇએ.

૭૭૧ જેમ પરમલોભીને સુવર્ણનિધિનાં દર્શન તથા પ્રાપ્તિથી સુખાનુભવ થાય તેમ અનન્યભક્તને પરમાત્માનાં દર્શન તથા સામીપ્યથી સુખાનુભવ થાય છે.

૭૭૨ જેમ જોવાની તૃષ્ણાવાળા જન્માંધને નેત્રની પ્રાપ્તિ થવાથી ને ધનની વિશાળ તૃષ્ણાવાળા મહાદરિદ્રીને ચિંતામણિની પ્રાપ્તિ થવાથી આનંદની પ્રાપ્તિ થાય છે, તેમ ભવાટવિમાં ભટકતા ને પ્રભુને શોધતા દુઃખી જીવને પરમાત્માની પ્રાપ્તિ થવાથી આનંદની પ્રાપ્તિ થાય છે.

૭૭૩ જેમ પર્વત વરસાદના તથા વાયુના ઝપાટાને લેખતો નથી તેમ અનન્યભક્ત પણ પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થયેલા દુઃખને લેખતો નથી.

૭૭૪ જેમ વૃશ્ચિકાદિ ભયંકર પ્રાણીઓથી ભરેલા અંધકૂપમાં પડેલા દુઃખી મનુષ્યના પૂર્વનાં પુણ્યોનો પરિપાક થાય છે ત્યારે તે અંધકૂપની બહાર રહેલા કોઇ દયાળુ મનુષ્ય તેના ઉપર દીપકનો પ્રકાશ પાડે છે, ને તે દીપકના કિરણવડે તે મનુષ્ય ઉપર ચઢવાનો માર્ગ જોઇ તે માર્ગવડે ઉપર ચઢી અંધકૂપથી બહાર નીકળી પરમસુખીઓ થાય છે તેમ

જન્મમરણાદિ દુઃખથી ભરેલા સંસારમાં ડુબેલા મનુષ્યનાં પૂર્વનાં પુણ્યોનો પરિપાક થવાથી કૃપાનિધાન પ્રભુ તેના હૃદયપર પોતાની કૃપાનું કિરણ નાખે છે, તે કિરણવડે તે કૃપાસાગરપ્રભુના પરમાનંદસ્વરૂપને વિલોકી, સંસારનો મોહ ત્યજી, ઉત્તરોત્તર પ્રભુભક્તિમાં વધારો કરી, પોતાના પ્રિયતમ પ્રભુને પામી પરમસુખીઓ થાય છે.

૭૭૫ જેમ ચુંબકના પર્વતભણી લોહ ખેંચાય છે ને અંતે તેમાં ચોંટી જાય છે તેમ અનન્યભક્તનું ચિત્ત ભક્તના હૃદયનું હરણ કરનારા પ્રભુભણી ખેંચાઇ જાય છે ને તેમના સ્વરૂપમાં ચોટી જાય છે.

૭૭૬ જેમ ઉત્તમસ્પર્શમણિના સ્પર્શથી કાટવિનાનું લોઢું ઉત્તમસ્પર્શમણિરૂપ થઇ જાય છે તેમ નિષ્કપટભક્તિવાળો મનુષ્ય પરમાત્માના સ્પર્શથી પરમાત્મારૂપ થઇ જાય છે.

૭૭૭ જેમ તાંબાની એકાદ મુદ્રાથી ( સીક્કાથી ) ઉત્તમહીરો મેળવી શકાતો નથી, તેમ સ્વલ્પપ્રયત્નથી આનંદમહોદધિ પરમાત્માનો અખંડસાક્ષાત્કાર થતો નથી ને જેમ બહુ સુવર્ણમુદ્રાથી ઉત્તમહીરો મેળવી શકાય છે તેમ અતિઆતુરતાથી નિરવધિ સુખરૂપ પરમાત્માનું સ્મરણ તથા ધ્યાન કરવાથી અનન્યભક્તને તેમનો અખંડસાક્ષાત્કાર થાય છે.

૭૭૮ જેમ મનુષ્યોના વાગ્વ્યાપારાદિને અભાવે રાત્રિ શાંત પ્રતીત થાય છે તેમ જ્ઞાનીનું વા અનન્યભક્તનું હૃદય વિક્ષેપને અભાવે શાંત હોય છે.

૭૭૯ જેમ પૃથિવીપર રમણીય ચાંદની પ્રસરી રહે છે તેમ જ્ઞાનીના વા અનન્યભક્તના હૃદયમાં આનંદ પ્રસરી રહે છે.

૭૮૦ જેમ ચકોર પરમપ્રીતિપૂર્વક ચંદ્રના દર્શન કરે છે તેમ અનન્યભક્ત પરમાત્માના મુખરૂપ ચંદ્રનું પરમપ્રીતિપૂર્વક દર્શન કરે છે.

૭૮૧ જેમ મોટો દુકાળ પડ્યો હોય તે સમયનાં રાંકાં સારું અન્ન મેળવવા બહુ આતુર રહે તેમ પ્રભુનો અનન્યભક્ત પ્રભુની અલૌકિકકૃપા સંપાદન કરવા સર્વદા આતુર રહે છે.

૭૮૨ જેમ પતિપરાયણા સુઘડસ્ત્રી પોતાના રસિક ને સુઘડપતિની કૃપા મેળવવા પોતાના ઘરને તેમાંનો કચરો દૂર કરી સર્વદા સ્વચ્છ

રાખી તેને યોગ્યપદાર્થોવડે શૃંગારે છે, તેમ મારો અનન્યભક્ત મારી વિશેષકૃપા મેળવવા પોતાના અંતઃકરણાદિના દોષો દૂર કરી પોતાના અંતઃકરણાદિને સર્વદા સ્વચ્છ રાખે છે, તથા તેને શુભગુણોવડે નિરંતર વિભૂષિત કર્યા કરે છે.

૭૮૩ જેમ વ્યવહારકુશળમનુષ્યને રૂપીઆના રૂપીઆપણામાં, સોનામહોરના સોનામહોરપણામાં કે હુંડીના હુંડીપણામાં લેશપણ સંશય કે વિપર્યય નથી તેમ મારા અનંતઐશ્વર્યયુક્ત જગન્નિયંતાપણામાં મારા અનન્યભક્તને લેશપણ સંશય કે વિપર્યય નથી.

૭૮૪ જેમ જે મનુષ્યને શસ્ત્રનો ઘા લાગ્યો હોય, વા કોઈ મર્મસ્થાનમાં કાંટો લાગ્યો હોય તે મનુષ્ય તે ઘાવાળાસ્થલને વા કાંટાવાળાસ્થલને વારંવાર સંભાર્યા કરે છે તેમ જે મનુષ્યના હૃદયને વારંવાર આદરપૂર્વક મારું સ્મરણધ્યાન કરવાનો સ્વભાવ પડ્યો હોય છે તે મનુષ્યજ મારામાં પ્રીતિ રાખનારો વા મારો ભક્ત કહેવાય છે.

૭૮૫ જેમ દ્રવ્યલોભીવ્યાપારી વારંવાર પોતે કેટલી કમાણી કરી તે જોતો રહે છે તેમ મારો ભક્તપણ મને પ્રભુના સ્વરૂપનું કેટલું જ્ઞાન થયું તથા હું પ્રભુની સમીપ કેટલો આવ્યો તે વારંવાર જોતો રહે છે.

૭૮૬ જેમ મહાલોભીમનુષ્ય ધનનું ને જેમ મહાકામીપુરુષ રૂપવતીસ્ત્રીનું નિરંતર ચિંતન કર્યા કરે છે તેમ મારો અનન્યભક્ત મારું નિરંતર ચિંતન કર્યા કરે છે.

૭૮૭ મીન જેવો જલમાં પ્રેમ રાખે છે, મૃગ જેવો નાદમાં પ્રેમ રાખે છે, ચકોર જેવો ચંદ્રમાં પ્રેમ રાખે છે, મોર જેવો મેઘગર્જનામાં પ્રેમ રાખે છે, ચાતક જેવો પર્જન્યમાં પ્રેમ રાખે છે, પતંગ જેવો દીપકમાં પ્રેમ રાખે છે, કમળ જેવો સૂર્યમાં પ્રેમ રાખે છે, પદ્મિની જેવો ચંદ્રમા પ્રેમ રાખે છે ને ભ્રમર જેવો કમળમાં પ્રેમ રાખે છે તેવો પ્રેમ મારો અનન્યભક્ત મારામાં રાખે છે.

૭૮૮ જેમ દ્રવ્યનું મહાત્મ્ય જાણનાર મનુષ્ય પોતાના સર્વદ્રવ્યનો ત્યાગ કરવાથી જો ચિંતામણિ પ્રાપ્ત થતો હોય તો તેને પ્રાપ્ત કરવા પ્રસન્નતાપૂર્વક તે પોતાના સર્વદ્રવ્યનો ત્યાગ કરે અને જેમ દેવ-

શરીરથી પ્રાપ્ત થતાં સુખોનું માહાત્મ્ય જાણનાર મનુષ્ય જો પોતાના મનુષ્યશરીરના ત્યાગથી દેવશરીરની પ્રાપ્તિ થવાનો સંભવ જાણે તો તે પ્રસન્નતાપૂર્વક પોતાના મનુષ્યશરીરનો ત્યાગ કરે, તેમ જે મનુષ્ય પરમાત્માનો અગાધ મહિમા જાણે તે મનુષ્યજ વિશ્વમાંના સર્વ-પ્રાણિપદાર્થપરથી પ્રેમ ઊતારી પ્રભુમાં પરમપ્રેમ રાખી શકે.

૭૮૯ જેમ જડલૂગડું વારંવાર રંગમાં બોળવાથી રંગાઈ જાય છે તેમ વિવેકીપુરુષ જો પોતાના અંતઃકરણને પ્રભુના સ્વરૂપમાં વારંવાર ઝબોળ્યા કરે તો તેનું અંતઃકરણપણ રંગાયાવિના રહે નહિ.

૭૯૦ જેમ પોતાની સેવાવડે જ્યારે કોઈ ચક્રવર્તિરાજા પ્રસન્ન થાય ત્યારે તેમની પાસેથી શેર છાશ કે કાચનો કકડો માગનારો મનુષ્ય કોઈ-પણ પ્રકારે વ્યાવહારિક ચતુર ન કહેવાય તેમ દુરારાધ્યપ્રભુનું ભાવપૂર્વક બહુ પ્રયત્નવડે આરાધાન કરીને તેમને પ્રસન્ન કરી તેમની પાસે તુચ્છ-વિષયનાં સુખોની યાચના કરનાર વા તેઓશ્રીદ્વારા તુચ્છવિષયસુખોને ઇચ્છનાર મનુષ્ય પણ પરમાર્થપક્ષમાં ચતુર નજ ગણાય.

૭૯૧ યથાર્થમહિમા સમજ્યાવિનાની દેખાદેખીની પ્રીતિ કે ભક્તિ ધૂળઉપર લીંપણ જેવી છે.

૭૯૨ જેમ ઊનાળામાં તીક્ષ્ણતાપથી જ્યારે પૃથિવી બહુ તપે ત્યારેજ તેના ઉપર વરસાદ થાય છે તેમ જ્યારે ભક્તનું હૃદય પ્રભુના વિરહથી બહુજ તપે છે ત્યારે તેના હૃદયમાં રહેલા પ્રભુ તેનાઉપર કૃપા કરે છે.

૭૯૩ જેમ લાકડામાં સામાન્યઅગ્નિ રહેલ છે તે અંધારાનો વિરોધી નથી તેમ બ્રહ્મનો જ્ઞાનસ્વભાવ અજ્ઞાનનો વિરોધી નથી.

૭૯૪ જેમ લાકડાને મથન કરીને કાઢેલો અગ્નિ અંધારાનો વિરોધી છે તેમ બ્રહ્માકાર થયેલી જ્ઞાનીની મનોવૃત્તિમાં પ્રકટેલું જ્ઞાન અજ્ઞાનનું વિરોધી છે.

૭૯૫ જેમ લુહાર તપાવેલા કઠણ લોઢાને એક હાથે સાણસીવડે પકડી પછી બીજે હાથે હથોડાના ઘા મારીને તે લોઢાનો પોતાની ઇચ્છામાં આવે તેવો આકાર કરે છે તેમ સાધકે પોતાના ચંચલ મનને

વૈરાગ્યરૂપ સાણુસીથી પકડી અભ્યાસરૂપ હથોડાના માર મારીને તેને પોતાના ઇચ્છિત ધ્યેયને આકારે કરવું જોઇએ.

૭૯૬ જેમ સાધારણ ગરમીથી થોડું પાણી તપી જાય છે, પણ શીતળમહાસાગર તપતો નથી, તેમ અભક્તનું હૃદય સહજસહજ પ્રતિકૂલપ્રસંગમાં તપી જાય છે, પણ ભક્તનું પરમશાંતહૃદય મોટા પ્રતિકૂલપ્રસંગમાં પણ તપતું નથી.

૭૯૭ જેમ તોફાની સમુદ્રમાંના મોજાઓથી દુ:ખી થતા તથા કાંઠે આવી સુખી થવા ઇચ્છતા કોઇ મનુષ્યને જોઇ સમુદ્રના કાંઠાપરની દીવાદાંડીપરથી કોઇ દયાળુ મનુષ્યે દોરડું નાંખ્યું હોય તેને આગ્રહપૂર્વક પકડીને કાંઠે આવવાનો તે પ્રયત્ન કરે છે, તેમ ભવસાગરમાં ગળકાં ખાતા મનુષ્યના ઉપર દયા કરી સંસારના પરપારરૂપબ્રહ્મમાં અભેદરૂપે રહેલા શ્રીસદ્ગુરુએ જે ઉપદેશરૂપકૃપાનું કિરણ ફેંક્યું હોય તેને અવલંબીને તેણે ભવસાગરને કાંઠે આવવાનો પ્રયત્ન કરવો જોઇએ.

૭૯૮ જેમ રોગી વૈદ્યના ઉપચારને ને જેમ વિધેય વિધાયકની ક્રિયાને પોતાનું કામ કરવાની સર્વપ્રકારની અનુકૂલતા રચી આપે છે તેમ ભક્તે ભક્તવત્સલ ને કરુણાસાગરપ્રભુની જે નિરુપમકૃપા મુંગાને મનોહર બોલવાના બળવાળો કરે છે, પંગુને વિષમપર્વતોપર ચઢી શકવાનું સામર્થ્ય આપે છે, મહારોગીને નીરોગી કરે છે, નિર્ધનને ધનવાન્ કરે છે, બુદ્ધિહિનને પ્રખર પંડિત બનાવે છે, મનુષ્યને માયા ને માયાના કાર્યરૂપ અસત્‌માંથી સદ્‌રૂપ બ્રહ્મમાં લઈ જાય છે, અજ્ઞાનરૂપઅંધકારમાંથી તેને જ્ઞાનરૂપપ્રકાશમાં લઈ જાય છે, પરમદુ:ખમાંથી તેને પરમસુખમાં લઈ જાય છે, અવિવેકીને વિવેકી બનાવે છે, ભયશીલહૃદયને અત્યંત નિર્ભય બનાવે છે, સાહસિકને વિચારી બનાવે છે અને અસહનશીલને સહનશીલ બનાવે છે, તે કૃપાને સર્વપ્રકારની અનુકૂલતા કરી આપવી જોઇએ.

૭૯૯ જેમ કોઈ હીનભાગીમનુષ્ય કોઈ ધનાઢ્યની પાસે પુષ્કલ સુવર્ણ જુએ, તે સુવર્ણનો સ્પર્શ કરે, તેની આજ્ઞાથી તે સુવર્ણનું તે રક્ષણ કરે, વા તેને ઉપાડીને તે ચાલે, તોપણ તે રંકના સુભાગ્યનો ઉદય

થયાવિના તે સુવર્ણપર તેનું સ્વામીપણું થતું નથી, તેમ કોઈ વૈરાગ્યહીનમનુષ્ય કોઈ શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠપુરુષ પાસેથી બ્રહ્મના સ્વરૂપનું શ્રવણ કરે, એકાંતમાં તેનો વિચાર કરે, તેનું ધ્યાન કરે વા પરોક્ષપણે તેનો નિશ્ચય ;કરે તોપણ તે પરમાનંદરૂપબ્રહ્મનો અપરોક્ષઅનુભવ તે વૈરાગ્યહીનને પરવૈરાગ્યની પ્રાપ્તિ થયાવિના થઈ શકતો નથી.

૮૦૦ જેમ નરકમાં એટલે વિષ્ઠામાં રમણ કરનારા અધમ કીડાઓને વિષ્ઠામાં ગ્લાનિ થતી નથી, પણ આનંદનું ભાન થાય છે, તેમ જેમના ભવભ્રમણની સમાપ્તિ થવાને હજી બહુ વાર છે તેવા પુરુષોને ભલે સ્ત્રીના અવયવો રમણીય જણાય ને તેના સ્પર્શાદિથી ભલે તેમને આનંદનું ભાન થાય, પણ વિવેકીને તો તેમાં કાંઈપણ રમણીયપણું પ્રતીત થતું નથી, પરંતુ તે અવયવોના વિચારથી ઊલટી તેમના મનને ગ્લાનિ ઉત્પન્ન થાય છે.

૮૦૧ જેમ વિષમાં રહેલા પ્રાણવિયોગ કરવાના સામર્થ્યરૂપ અપકારકપણાને જાણનાર મનુષ્ય તે વિષમાં પ્રીતિ રાખતો નથી, તેમ સ્ત્રીશરીરમાં રહેલા અપવિત્રપણાને, દુર્ગંધયુક્તપણાને તથા પુરુષના ચિત્તને પોતાનામાં રાગ ઉપજાવી સ્થૂલ કરવાના ગુણને જાણનાર પુરુષપણ, સ્ત્રીશરીરમાં ભોગ્યપણાની બુદ્ધિ આરોપી પ્રીતિ રાખતો નથી.

૮૦૨ જેમ અગ્નિના સામીપ્યથી અગ્નિબળનિવારક ઔષધિવિનાનું ઘી ઓગળે છે, ને જેમ ચમકના સામીપ્યથી લોઢું ચલાયમાન થાય છે, તેમ એકાંતમાં સ્ત્રીના સામીપ્યથી મહાનિર્વેદને નહિ પામેલા પુરુષોનું ચિત્ત પોતાના ભોક્તાપણાની ને સ્ત્રીશરીરના ભોગ્યપણાની બુદ્ધિની જાગ્રતિવડે વિકારી થાય છે, ને તેમની ઇંદ્રિયોમાં પ્રબલક્ષોભ થાય છે.

૮૦૩ જેમ વિષ્ઠાના બનેલા કૂવાની બહુજ સમીપમાં જવું સારું નથી, કેમકે ભૂલથી કદાચ તે કૂવામાં પડી જવાય તો પછી બહુ ક્લેશાનુભવ થાય તોપણ તેમાંથી મોટે ભાગે બહાર નીકળી શકાતું નથી, તેમ મુમુક્ષુપુરુષે સ્ત્રીશરીરનું એકાંતમાં સામીપ્ય સેવવું ને તેમાં દૃઢભોગ્યપણાની બુદ્ધિ આરોપવી, તે સારા પરિણામનું સૂચક નથી, કેમકે તેમ

કરવાથી તે ભોગ્યપણાની બુદ્ધિ ને રાગ આરૂઢ થતાં જાય છે, ને પછી ઘણો ક્લેશાનુભવ થાય તોપણ તે ભોગ્યપણાની બુદ્ધિ ને રાગ મોટે ભાગે ત્યજી શકાતાં નથી.

૮૦૪ જેમ આંબલીઆને શેકવાથી તેનાઉપરની છાલ જુદી પડી જાય છે તેમ વૈરાગ્યના પરિપાકથી અંતઃકરણ ને સ્ત્રીસમાગમની ઈચ્છા આત્માથી જુદાં પડી જાય છે.

૮૦૫ જેમ હોકાયંત્રમાંના કાંટાની સૂક્ષ્મઅણી સર્વદા ઉત્તરભણીજ રહે છે, તેને ગમે તેટલી ફેરવીએ તોપણ તે પાછી ઉત્તરભણીજ આવતી રહે છે, તેમ ઉત્તમમુમુક્ષુનું ચિત્તપણ સર્વદા પોતાના આત્મસ્વરૂપભણીજ નમતું રહે છે.

૮૦૬ જેમ સૂર્ય વાવાઝોડાની લેશપણ દરકાર કર્યાવિના સમય થયે નિત્ય પૂર્વમાં ઉદય પામે છે, ને પોતાને માર્ગે ગતિ કરતો પ્રતીત થાય છે, તેમ મુમુક્ષુએ પણ વિષયોની લેશપણ દરકાર કર્યાવિના પોતાની મનોવૃત્તિને આત્મસ્વરૂપભણીજ વાળ્યા કરવી.

૮૦૭ જેમ ગધેડાના, કૂતરાના કે કાગડાના શબ્દના શ્રવણથી મનુષ્યને આનંદ થતો નથી, તેમ વિવેકીને, સ્ત્રીઓના, બાલકના કે પોતાની સ્તુતિના શબ્દો સાંભળવાથી અજ્ઞાનીને જેવો આનંદ થાય તેવો આનંદ થતો નથી.

૮૦૮ જેમ શેળાના, સર્પના કે ગુંગાના શરીરના સ્પર્શથી મનુષ્યને આનંદાનુભવ થતો નથી, તેમ વિવેકીને, સ્ત્રી, બાલક કે વસ્ત્રાલંકારાદિના સ્પર્શથી આનંદાનુભવ થતો નથી.

૮૦૯ જેમ નાગણીનું, ચુડેલનું કે રાક્ષસીનું રૂપ જોવાથી મનુષ્યને આનંદનું ભાન થતું નથી, તેમ વિવેકીને સ્ત્રી, બાલક કે દ્રવ્યાદિનું રૂપ જોઈને આનંદનું ભાન થતું નથી.

૮૧૦ જેમ કાંકચના, હીમજના કે મીઠાના ભક્ષણથી મનુષ્યને સુખની પ્રતીતિ થતી નથી તેમ વિવેકીમનુષ્યને નાનાપ્રકારનાં ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય ને ચોષ્યના ભક્ષણથી કે લાલપાનથી અવિવેકીમનુષ્યોના હૃદયમાં જેવી સુખની પ્રતીતિ થાય તેવી સુખની પ્રતીતિ થતી નથી.

૮૧૧ જેમ સદાસુહાગણનાં પુષ્પો કે શીમળાના પુષ્પોના ગંધથી મનુષ્યના નાકને તથા અંતઃકરણને અનુકૂલપણાના ભાનના અભાવદ્વારા સુખાનુભવ થતો નથી, તેમ વિવેકીમનુષ્યને નાનાપ્રકારનાં અત્તરો, સુગંધવાળાં પુષ્પોના હારો, સુગંધમય પુષ્પોના જલો ને સુગંધી પુષ્પના ગંધથી કે સ્ત્રીશરીરના ઉન્માદક ગંધથી અજ્ઞમનુષ્યોના નાકને તથા અંતઃકરણને અનુકૂલપણાના ભાનદ્વારા જેવું સુખ પ્રતીત થાય, તેવું સુખ પ્રતીત થતું નથી.

૮૧૨ અંધારું જેમ નેત્રને દુઃખદાતા છે ને પ્રકાશ જેમ નેત્રને સુખદાતા છે તેમ અજ્ઞાન મનુષ્યને દુઃખદાતા છે ને જ્ઞાન મનુષ્યને સુખદાતા છે.

૮૧૩ જેમ પાણીને વલોવવાથી તેમાંથી માખણ નીકળવાનો સંભવ નથી, જેમ કોઇપણ કુશળકારીગરથી ડુંસાનું દોરડું થવાનો સંભવ નથી, જેમ કુશકા ખાંડવાથી તેમાંથી દાણા નીકલવાનો સંભવ નથી, જેમ ઝાકળના પાણીથી કે મૃગજલથી કોઇપણ મનુષ્યની તૃષા નિવૃત્ત થવાનો સંભવ નથી ને જેમ મનોરાજ્યના કે સ્વપ્નના ભોજનના પદાર્થોથી કોઇપણ મનુષ્યની વ્યાવહારિકભૂખ દૂર થવાનો સંભવ નથી તેમ દૃશ્યપ્રાણિપદાર્થોના ઉપભોગથી પણ મનુષ્યને વાસ્તવિકશાંતિતૃપ્તિ થવાનો સંભવ નથી.

૮૧૪ જેમ વંધ્યાપુત્ર, મૃગજલ, આકાશકુસુમ ને સસલાના શિંગડા મિથ્યા છે તેમ આ પ્રતીત થતો સંસાર પણ મિથ્યા છે.

૮૧૫ વિષયતૃષ્ણાને વશ થયેલો મનુષ્ય કંગાળ સ્ત્રીજેવો છે ને વૈરાગ્યમાં પ્રીતિ રાખનારો મનુષ્ય ઉદાર મહાનૃપ જેવો છે.

૮૧૬ જેમ સૂતેલા સર્પને જગાડવાથી અનર્થ થાય છે તેમ વિષયનું રાગપૂર્વક સ્મરણ કરવાથી ઇંદ્રિયોમાં ક્ષોભ ઉપજાવવારૂપ અનર્થ થાય છે.

૮૧૭ જેમ હાથ કોઈ ચીકણી વસ્તુને ખાધાવિના માત્ર તે ચીકણી વસ્તુને અડવાથીજ લેપવાળો થાય છે, ને જીભ તે ચીકણી વસ્તુને ખાધા છતાંપણ નિર્લેપ રહે છે, તેમ અવિવેકી, વિષયના ઉપભોગવિના તેના સ્મરણમાત્રથી બંધન પામે છે, ને વિવેકી પ્રાપ્ત વિષયનો ઉપભોગ કરતો છતોપણ બંધન પામતો નથી.

૮૧૮ જેમ બાલક, માગણુ, રાજા ને પતિએ લાડ લડાવવાથી ઉન્મત્ત થયેલી સ્ત્રી, આ ચાર જ્યારે હઠે ચઢયાં હોય ત્યારે હું જેની પાસે જે વસ્તુ માગું છું તે વસ્તુ તેની પાસે છે કે નહિ તેનો તેઓ વિચાર કર્યાવિના કેમે કરી માનતાં નથી તેમ રાગના સંસ્કારો બલવાન્ થતાં અંતઃકરણમાં જ્યારે વિષયતૃષ્ણાનો વેગ વધે છે ત્યારે તે હઠે ચઢે છે અને કેમે કરી તે માનતું નથી.

૮૧૯ જેવી ક્રોધયુક્ત થયેલી કુભાર્યા ક્રૂર છે તેવી વિફરેલી મનોવૃત્તિ પણ ક્રૂર છે, (ક્રોધયુક્ત થયેલી કુભાર્યા બહુ ટાઢી થઈને પણ વન બાળી શકે છે, જલ જેવી થઈને પણ પથ્થરને વેરી શકે છે; રૂઠેલી કુભાર્યા જે કરે તે દૈવથી પણ થઈ શકતું નથી.) માટે તેને વશ કરવા સાધકે તેના છળબળને ઓળખી ઘણામાં ઘણી વીરતા ને જાગ્રતિ રાખવી જોઈએ.

૮૨૦ જેમ પાનાદિ પદાર્થો જેમ જેમ પરભૂમિમાં જાય છે તેમ તેમ તેમનું મૂલ્ય વધે છે, તેમ સાધક પણ જેમ જેમ પરભૂમિ એટલે વૈરાગ્યની ચઢતી ચઢતી ભૂમિકામાં પોતાના મનને જોડતો જાય છે તેમ તેમ તેના અંતઃકરણની યોગ્યતારૂપ મૂલ્ય પણ વધતું જાય છે.

"પાન પદારથ સુઘડ નર, વણતોળ્યાં વેચાય;
જ્યું જ્યું પરભોમ સંચરે, મૂલ મોઘેરાં થાય."

ભાવાર્થઃ-નાગરવેલનાં પાન, દક્ષિણાવર્તશંખ ને એકમુખીરુદ્રાક્ષાદિપદાર્થો અને ચતુરપુરુષ તોળ્યા વિના વેચાય છે, તેઓ જેમ જેમ બીજા એટલે ગુણજ્ઞપુરુષોના દેશમાં જાય છે, તેમ તેમ તેમનું મૂલ્ય આકરું થતું જાય છે.

૮૨૧ જેમ જુવાનીમાં પરદેશ જઈ દ્રવ્ય સંપાદન કરવામાં ન આવે તો જુવાનીના તે દિવસો નિરર્થક ગયા ગણાય છે; તેમ સારા સમાગમમાં રહી જો વિષયતૃષ્ણાને શાંત કરવામાં ન આવે તો જીવનના તે દિવસો પણ નકામા ગયાજ ગણાવા જોઈએ.

૮૨૨ જેમ સાધકે વૈરાગ્યવડે જો પોતાનો પરમાનંદસ્વભાવ સંપાદન ન કર્યો તો તે વૈરાગ્યની ઉત્પત્તિ ને અનુત્પત્તિ સમાનજ છે,

તેમ તેણે જો કામાદિ વીરશત્રુઓના મસ્તકપર વસ્તુવિચારાદિ ખડ્ગ મારી તેમનો નાશ ન કર્યો, મનોરૂપ તીખાઘોડા ઉપર સ્વારી ન કરી ને બ્રહ્મવિદ્યા તથા વિરતિરૂપસ્ત્રી ગળે ન લગાડી તો તેનું આ જગત્માં જન્મવું ને નહિ જન્મવું સરખાંજ છે.

૮૨૩ જેમ પુરુષની છાયા કોઇપણ પ્રકારની આનાકાની કર્યાવિના તે પુરુષના સ્થૂલશરીરને અનુસરે છે, તેમ અનન્યભક્તો કોઇપણ પ્રકારના મમતવિના પોતાના સદ્ગુરુશ્રીની આજ્ઞાને અનુસરે છે.

૮૨૪ જેમ દ્વિજકન્યા પરણે છે ત્યારે તે પોતાના પિતાના ગોત્રનો તથા ઘરનો ત્યાગ કરી પોતાના પતિના ગોત્રને તથા પોતાના પતિના ઘરને પોતાનું ગોત્ર તથા ઘર માને છે તેમ ઉત્તમમુમુક્ષુએ પણ સંસારીમનુષ્યોના જેવા સ્વભાવનો ત્યાગ કરી પ્રભુના પક્ષમાં ભળી પ્રભુના જેવોજ સ્વભાવ રાખવો જોઇએ.

૮૨૫ જેમ વિભીષણ રાવણાદિથી ઉદાસીન થઈ શ્રીરામચંદ્રજીને શરણે ગયા તેમ પ્રભુની અનન્યભક્તિ મેળવવાની ઇચ્છા રાખનાર મનુષ્યે પણ સંસારના સર્વવિષયોથી ઉદાસીન થઈ કરુણાસિંધુપ્રભુને શરણે જવું જોઇએ.

૮૨૬ જેમ ઘૂડને અંધારાપર સ્વાભાવિકપ્રેમ રહે છે, તેમ તમોગુણપ્રધાનશરીરવાળા રાક્ષસોને પણ પાપમાં સ્વાભાવિકપ્રેમ રહે છે.

૮૨૭ જેમ લોભીને ધન બહુ પ્રિય લાગે છે, તેમ જે પુરુષ માતા, પિતા, બંધુ, પુત્ર, સ્ત્રી, શરીર, ધન, ગૃહ, ક્ષેત્ર, મિત્ર ને સગાંવહાલાં આદિમાં રહેલી મમતાના ભિન્ન ભિન્ન દોરાઓને એકઠા કરી તે દોરાઓને પ્રભુના ચરણમાં મનવડે બાંધે છે, સમદર્શી થાય છે, વિષયની સર્વઇચ્છાઓનો ત્યાગ કરે છે, અને મનમાંથી હર્ષ, શોક ને ભયને દૂર કરે છે તે પુરુષ પ્રભુને બહુ પ્રિય લાગે છે.

૮૨૮ જેમ ચિંતામણિમાં સર્વપ્રકારનાં ધનનો સમાવેશ થઈ જાય છે, તેમ પરમાત્માથી પ્રાપ્ત થતા લોકોત્તર આનંદમાં સર્વપ્રકારના આલોકપરલોકના આનંદોનો સમાવેશ થઈ જાય છે.

૮૨૯ જેમ અન્યને પ્રહાર કરવાનો કોઇને કેટલાક વિશેષઅધિકાર-

વિના અધિકાર હોતો નથી, તેમ કેટલાક વિશેષઅધિકાર ને પ્રયોજન-વિના કોઇને કટુવચનો સંભળાવવાનો પણ કોઈને અધિકાર હોતો નથી.

૮૩૦ જેમ જેના મુખમાં સૂકું હાડકું છે એવો કોઇ શ્વાન કોઇ મૃગરાજને આવતો જોઇ એ મારી પાસેનું આ હાડકું પડાવી લેશે એમ ધારી નાસવા લાગે તેને જોઇને તેની બુદ્ધિપર, અને જેમ જેની ઘોડારમાં હજારો નિર્દોષ, જુવાન, ચપલ ને કુલીનઘોડાઓ છતાં તેમાં જે ઉદાસીન છે એવા કોઈ મહારાજા પાસે કોઇ બકાલી પોતાના કાણા, કરડકણા, લાત મારનારા, દુબળા ને ભાઠાં પડેલા ટટ્ટુને અમુક અમુક શરતોએ આપવાનું કહે તેનું તે બોલવું સાંભળીને તેની બુદ્ધિપર, વિવેકીને દયા ઉપજી હસવું આવે છે, તેમ પરમાત્મા અને મહામુનિઓના સંબંધમાં પ્રાકૃતમનુષ્યોની પ્રવૃત્તિ જોઇને તથા તેમના કથનો સાંભળીને તેમની બુદ્ધિપર પણ વિવેકીને દયા ઉપજી હસવું આવે છે.

૮૩૧ જેમ આટલાંટિક મહાસાગરની ઉંડાઇ બે હાથની લાકડીથી માપી શકાય નહિ, તેમ શ્રીઈશ્વરના કે શ્રીઇશ્વરસદૃશમહામુનિના ચિત્તની અગાધતા પ્રાકૃતમનુષ્યોના અસંસ્કારી ચિત્તથી માપી શકાય નહિ.

૮૩૨ જેમ જળમાં માંછલાનાં ને આકાશમાં પક્ષીના પગલાં શોધવાં અસાધ્ય છે તેમ જ્ઞાનીનો અભિપ્રાય જાણવો અસાધ્ય છે.

૮૩૩ જેમ એક કોશમાં એક વેળા બે ખડ્ગ સાથે રહી શકે નહિ તેમ એક મનમાં એક વેળા સંસારાનુરાગ ને બ્રહ્માનુરાગ સાથે રહી શકે નહિ.

૮૩૪ જેમ કોઇ મહારાજાધિરાજને કે કોઇ મહાધાનઢ્યને પોતાના ઉત્તમોત્તમવસ્ત્રસમૂહનો પરિત્યાગ કરી ઊકરડાપર અન્નના દાણા કે ચીંથરાં વીણતો જોઇ જેમ તેની મૂર્ખતાપર દયા ને હાસ્ય ઉત્પન્ન થાય છે, તેમ પરમાનંદરૂપ જીવાત્માને પોતાના નિરવધિનિજાનંદનો પરિત્યાગ કરી રૂપાદિ વિષયોની પ્રાપ્તિ માટે તરફડતો જોઇ તેની મૂર્ખતાપર દયા ને હાસ્ય ઉત્પન્ન થાય છે.

૮૩૫ જેમ પાતાલ ફાટવાથી તે જલવડે પૂરાતું નથી, તેમ મનની

ને જીભની રસતૃષ્ણાપણ તેમને નવા નવા રસ આપ્યા કરવાથી શાંત થવાની નથી.

૮૩૬ જેમ સિંહને ઘાસનો આહાર કરવો તથા બકરાંના ટોળાંમાં ભળવું ઉચિત નથી તેમ મુમુક્ષુને જડગંધની પ્રાપ્તિ કરવી ઉચિત નથી.

૮૩૭ જેમ ફૂલવિનાનું રાડું ધનુષ્પર ચઢાવીને ભીંતપર ફેંકવાથી તે રાડું ભીંતમાં પ્રવેશ કરતું નથી, પણ તે પર ભટકાઈને પાછું પડે છે, તેમ મુમુક્ષુની ઇંદ્રિયોની વૃત્તિઓપણ પ્રતીત થતા વિષયોમાં રાગ-દ્વેષથી પ્રવેશ ન કરતાં તે વિષયોમાં ઉદાસ થઇ પાછી ફરે છે.

૮૩૮ જેમ અચાનક બહુ પ્રકાશ જોવામાં આવતાં જોનારની આંખો સ્વાભાવિકરીતે વીંચાઈ જાય છે, તેમ વિષયોના સામીપ્યમાં વિવેકીના અંતઃકરણનો ને ઇંદ્રિયોનો બાહ્યવેગ સ્વાભાવિકરીતે અંતર્મુખ થઈ જાય છે.

૮૩૯ જેમ સુંદર રત્નજડિત સોનાના મ્યાનમાં રાખેલી ચળકતી ને તીક્ષ્ણધારવાળી તરવારનો પોતાના પેટમાં મારવાનો ઉપયોગ કોઈ ભ્રાંતિરહિતમનુષ્ય ભૂલથી પણ કરતો નથી, તેમ કોઈ સ્ત્રી સુંદરવસ્ત્રા-લંકારવાળી, મધુરભાષિણી, વિદુષી, કાવ્ય ને સંગીતમાં નિપુણ, આજ્ઞાનું પાલન કરનારી ને પ્રેમમયહૃદયવાળી હોય તોપણ વિવેકીપુરુષ તેને રાગના વિષયરૂપ કરવાનો ઉપયોગ ભૂલથી પણ કરતો નથી.

૮૪૦ જેમ હલાહલવિષનો સ્પર્શ કરવામાં કે ખાવામાં, અપવિત્ર કે દુર્ગંધમયપદાર્થનો સ્પર્શ કરવામાં કે ખાવામાં ને જેને જોતાં સૂગ ચઢે વા જે અપકારક હોય તેવા પદાર્થનો સ્પર્શ કરવામાં કે ખાવામાં સ્વેચ્છાથી કે અન્યની ઇચ્છાથી વિવેકીને કદીપણ પ્રવૃત્તિ થતી નથી તેમ આ લોકની કે પરલોકની કોઈપણ સ્ત્રીનો રાગપૂર્વક સ્પર્શ કરવામાં કે ઉપભોગ કરવામાં મુમુક્ષુની કદીપણ પ્રવૃત્તિ થવી જોઇએ નહિ.

૮૪૧ જેમ ભીંતના કે વૃક્ષના ઊંચાનીચા ભાગો ભ્રાંતિરહિતમનુષ્યના મનમાં કામવિકાર ઉપજાવી શકતા નથી, ને પશુપક્ષીને નગ્ન જોયા છતાં જેમ તેના મનમાં કામવિકાર ઉપજતો નથી, તેમ સ્ત્રીઓને

ગમે તેવી અવસ્થામાં એકાંતમાં જોયા છતાંપણ વિવેકીઓના અંતઃ-કરણમાં કામવિકાર ઉપજતો નથી.

૮૪૨ જેમ સુદૃઢપાયાવિનાની હવેલી બહુ વરસાદ ને પવનમાં પડી જાય છે, તેમ દૃશ્યવિષયોમાં પરિપકવ દોષદર્શન કર્યું ન હોય તો વિષયોના સામીપ્યમાં વિષયવૈરાગ્ય નિવૃત્ત થઈ જાય છે, અર્થાત્ તેમનામાં રમણીયપણાના નિશ્ચયદ્વારા પુનઃ ચિત્તમાં રાગની ઉત્પત્તિ થતાં વાર લાગતી નથી.

૮૪૩ જેમ કામને વશ થયેલો પુરુષ સર્વપાપ કરવામાં પ્રવૃત્ત થઈ શકે છે, તેમ દ્રવ્યતૃષ્ણાને વશ થયેલો પુરુષ પણ સર્વપાપ કરવામાં પ્રવૃત્ત થઈ શકે છે.

૮૪૪ જેમ પ્રયોજનવિનાના ઊગમણા ને આથમણા વહનવાળા પવનનો વિચાર વિવેકી કદી પણ કરતો નથી તેમ નિરુપયોગી કીર્તિનો ને અપકીર્તિનો નકામો વિચાર પણ તે કદી કરતો નથી.

૮૪૫ જેમ પવિત્ર ને ભ્રાંતિરહિત શ્રોત્રિયબ્રાહ્મણને કૂતરે વમન કરેલા દૂધપાકના ભક્ષણમાં જરાએ રુચિ થતી નથી, તેમ જીવન્મુક્તને લૌકિક કે દિવ્ય શબ્દાદિવિષયોમાં કે તેના ઉપકરણોના સેવનમાં જરાએ રુચિ થતી નથી.

૮૪૬ જેમ પાણીથી ભરેલા સમુદ્રમાં હજારો નદીઓ આવીને મળે, વા ઉપરથી પુષ્કળ વરસાદ થાય, તો તેથી તે વધતો નથી, અને ઉપરાઉપર દુષ્કાળ પડે ને તેથી નદીઓનું અને વરસાદનું પાણી તેમાં ન આવે તો તેથી તે ઘટતો નથી, તેમ નિજાનંદથી તૃપ્ત પુરુષો અનુ-કૂલવિષયોના આવી મલવાથી હર્ષ પામતા નથી ને તેવા વિષયો ન આવવાથી ખેદને વશ થતા નથી.

૮૪૭ જેમ જે મનુષ્ય અમૃતમાં પણ ઉદાસીન છે તેને ખાટી છાશ મોહ પમાડી શકે નહિ, જેમ જે મનુષ્ય ઇંદ્રના ભવનમાં પણ સ્પૃહા-રહિત છે તેને ભિલ્લની ઝુંપડી આકર્ષી શકે નહિ ને જેમ જે મનુષ્ય ચિંતામણિમાં પણ રાગશૂન્ય છે તેને સીસાનો કડકો રાગ ઉપજાવી શકે નહિ, તેમ જે જીવન્મુક્ત અણિમાદિઐશ્વર્યોમાં પણ ઉદાસીન છે તેને સંસારના વિષયો રાગ ઉપજાવી શકે નહિ.

૮૪૮ જેમ દાણાવિનાનો ડુંડાનો મોટો ઢગલો, પાણીવિનાનું સુંદરપાળવાળું મોટું તળાવ કે મોટી નદી, સુંદરવૃક્ષરહિત હાથલાથોરનું મોટું વન, કાનવિનાનું કે નાકવિનાનું માણસનું રૂપાળુંશરીર ને મનુષ્યની વસતિવિનાનું મોટાં મોટાં મકાનોવાળું નગર નકામું છે તેમ વિશુદ્ધભાવવિના પ્રભુને ગમે તેટલું અર્પણ કરવાંમાં આવે તોપણ તે નકામું છે વા તે પ્રભુના સ્વીકારનો વિષય થતો નથી.

૮૪૯ જેમ ભ્રાંતમનુષ્યો કલ્પવૃક્ષ કાપીને બંટીના ખેતરની વાડ કરે છે, વા ધાન્યાદિવિનાના ખેતરમાંથી પક્ષીઓ ઊડાડવા ગોફણમાં ચિંતામણિઓ ભરીને ફેંકે છે, વા પારસના પહાડમાંથી પારસના કડકા લઇ તેની કુઆની ભીંત કરે છે, વા ઘર ધોવામાં અમૃતના ભરેલા કળશોનો ઉપયોગ કરે છે, વા જુવારની ઘેંશ રાંધવા ઉત્તમચંદનનું ઇંધન કરે છે તેમ અવિવેકીઓ પ્રભુનું સ્મરણધ્યાન ત્યજી વ્યવહારની તુચ્છવાતોનું નિરંતર સ્મરણધ્યાન કર્યા કરે છે.

૮૫૦ જેમ કોઇપણ પશુ પોતાના ભલા સ્વામીના શરણમાં રહે છે તો તેને આહારાદિની પીડા ભોગવવી પડતી નથી, તેમ કોઇપણ મનુષ્ય ભક્તવત્સલ, સર્વજ્ઞ ને સર્વશક્તિમાન્ પ્રભુનું નિષ્કપટભાવે અનન્યશરણ ગ્રહણ કરી તેમના માહાત્મ્યજ્ઞાનપૂર્વક તેમનાજ શરણમાં રહે છે તો તેનાં સર્વદુઃખો દૂર થઇ જાય છે ને તે પરમસુખીઓ થાય છે.

૮૫૧ જેમ પરમસાવધાનમનુષ્ય વર્ષાઋતુની અમાવાસ્યાની ઘાટાંવાદળાંવાળી મેઘલીરાત્રે થનારી વીજળીના પ્રકાશમાં સોયના નાકામાં દોરો પરોવી લે છે, તેમ ઉત્તમમુમુક્ષુ પોતાનાં ક્ષણભંગુર જીવનમાં પોતાના મનને પરમસાવધાનતાથી પરમાત્માસ્વરૂપમાં જોડી દે છે.

૮૫૨ જેમ ઊનાળાના બપોરે તાડની નીચે બેઠેલો મનુષ્ય છાયાનું સુખ ભોગવી શકતો નથી, તેમ દુઃખરૂપ સંસારને સુખરૂપ માની તેનો આશ્રય ગ્રહણ કરનાર મનુષ્ય પણ પોતાના જીવનમાં વાસ્તવિકસુખ ભોગવી શકતો નથી.

૮૫૩ જેમ જે કીડી શાકરના પર્વતપર સર્વદા ફર્યાં કરે છે તે કીડી સર્વદા શાકરના મધુરપણાનો સ્વાદ લીધા કરે છે, અને જેમ જે માછલી

મીઠાજલના મહાસાગરમાં સર્વદા ફર્યાં કરે છે તે માછલી સર્વદા મધુર-જળનો સ્વાદ લીધા કરે છે, તેમ જે જ્ઞાનીની મનોવૃત્તિ સર્વદા પરમાનંદરૂપબ્રહ્મમાં રમણ કર્યા કરે છે તે જ્ઞાનીની મનોવૃત્તિ સર્વદા પરમાનંદામૃતરસનો સ્વાદ લીધા કરે છે.

૮૫૪ જેમ ચંદ્રના શીતલ પ્રકાશથી પ્રાણીઓનાં શરીરો પ્રાયશઃ શીતલતાનો અનુભવ કરે છે તેમ પોતાના હૃદયમાં પરમાત્માના પરમાનંદસ્વરૂપનો આવિર્ભાવ થવાથી મનુષ્યાદિનાં અંતઃકરણો પરમા-નંદનો અનુભવ કરે છે.

૮૫૫ જેમ પોતાનું મુખ સ્વચ્છ કરવાથી નિર્મલદર્પણમાં પડેલું તેનું પ્રતિબિંબ સ્વચ્છ જણાય છે, અને જેમ પોતાના પગમાં જોડા પહેરવાથી તેને આખી પૃથિવી ચામડે મઢેલી પ્રતીત થાય છે, તેમ મનુષ્ય જો પોતાના અંતઃકરણને સુધારે તો તેને આખું જગત્ સુધ-રેલાજેવું પ્રતીત થાય છે.

૮૫૬ જેમ ધોબીને મેલાં લૂગડાંવાળો જોઇને અને દરજીને ફાટેલાં લૂગડાંવાળો જોઇને તેમના આળસુસ્વાભાવઉપર વિવેકીને દયા ઉપજે છે, તેમ મહાપુરુષના સમાગમમાં રહેનાર મનુષ્યને મલિનઅંતઃ-કરણવાળો જોઇને તેના પ્રમાદિસ્વાભાવપર વિવેકીને દયા ઉપજે છે.

૮૫૭ જેમ હીરાને જોનાર થોડા, તેનો ભાવ પૂછનાર તેથી થોડા અને તેને વેચાતો લેનાર તેથી પણ થોડા હોય છે, તેમ શ્રવણ કરનાર થોડા, મનન કરનાર તેથી થોડા ને નિદિધ્યાસન કરનાર તેથી પણ થોડા હોય છે.

૮૫૮ જેમ કોઇ દેડકુ ઊનાળાના બપોરે પરબના શીતલજલથી ભરેલા માટલાની સમીપમાં આવીને બેસે છે ત્યારે ત્યાંની શીતળ-તાથી તેને સુખાનુભવ થાય છે, તેમ સંસારના તાપથી તપેલો કોઇ મનુષ્ય કોઈ મહાપુરુષના સમાગમમાં આવે છે ત્યારે તેમના સામી-પ્યથી ને તેમનાં વચનોના શ્રવણથી તેને સુખાનુભવ થાય છે.

૮૫૯ જેમ માટી તથા પાષાણ ખોદી કાઢ્યાવિના ભૂમિમાંથી નિર્મલજલ મળી શકતું નથી, તેમ દેહાદિમાંથી અહંતામમતા ત્યજી દીધાવિના આત્મજ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી.

૮૯૦ જેમ રાજાનો વેશ ભજવનાર ભવૈઓ રાજાનાજેવું બોલી શકે, પણ રાજાનાજેવું સુખ ભોગવી શકે નહિ, તેમ વાચિકજ્ઞાની વાસ્તવિકજ્ઞાનીના જેવું બોલી શકે, પણ વાસ્તવિકજ્ઞાનીજેવો પરમાનંદ અનુભવી શકે નહિ.

૮૯૧ જેમ અગ્નિ કોયલાના કાળા સ્વરૂપને બાળી તેની રાખ કરી નાંખે છે, તેમ શ્રીસદ્‌ગુરુએ ઉપદેશ કરેલો ઉપાય મનુષ્યના કુસ્વભાવનો નાશ કરી નાંખે છે.

૮૯૨ જેમ કોઇ તૃણહારીપશુની આગળ ઘાસ અને હીરા પડેલા હોય તો તે પશુ ઘાસનું પ્રયત્નથી રક્ષણ કરે છે, પણ હીરાનું લેશપણ રક્ષણ કરતું નથી, તેમ પ્રાકૃતમનુષ્યો વિષયોનું પ્રયત્નથી રક્ષણ કરે છે, પણ આત્મકલ્યાણનાં સાધનોનું તેઓ લેશપણ રક્ષણ કરતા નથી.

૮૯૩ જેમ જીભ દાંતોની વચ્ચે સાવધાનતાથી રહે છે, તેમ વિવેકીમુમુક્ષુએ વિપરીતવિચારવાળાં ને વિપરીતઆચરણવાળાં માણસોની વચ્ચે પ્રારબ્ધવશાત્ રહેવું થાય ત્યારે સાવધાનતાથી રહેવું.

૮૯૪ જેમ ચમાર ચામડાં ધોવામાંજ પોતાનું જીવન પૂરું કરે છે, પણ પોતાના શરીરને સ્વચ્છ કરવાનો પ્રયત્ન તે સેવતો નથી, તેમ પ્રાકૃતમનુષ્યો વિષયચિંતન ને વિષયસેવનમાંજ પોતાનું જીવન પૂરું કરે છે, પણ બ્રહ્મચિંતન અને બ્રહ્મપ્રાપ્તિનાં સાધનોમાં તે લેશપણ પ્રયત્ન સેવતો નથી.

૮૯૫ જેમ ધૂળધોયો રાખમાંથી વા ધૂળમાંથી ઉંચી ધાતુ શોધી કાઢે છે, તેમ મુમુક્ષુ અસાર સંસારમાંથી બ્રહ્મરૂપ સાર શોધી કાઢે છે.

૮૯૬ જેમ શ્વાન રોટલાના કડકા માટે ઘેર ઘેર ભટકે છે, તેમ વિષયિજનો તુચ્છ વિષયોમાટે જ્યાં ત્યાં ભટકયા કરે છે.

૮૯૭ જેમ મૂર્ખવાણોતર પોતાના શેઠનો કાગળ વાંચે, પણ તેમના લખ્યા પ્રમાણે વર્તે નહિ, તેમ મૂર્ખમાણસ સત્‌શાસ્ત્રો વાંચે, પણ તે શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે વર્તે નહિ.

૮૯૮ જેમ શુદ્ધસોનાઉપર ગમે તેટલા ઘણના ઘા પડે તોપણ તે તરડાતું નથી, ને બીજી ઊતરતી ધાતુના ભેળવાળા સોનાપર

ઘણના ઘા પડવાથી તે તરડાઇ જાય છે, તેમ અનન્યભક્તની ગમે તેવી કઠણ કસોટી પરમાત્મા કે શ્રીસદ્‌ગુરુભણીથી થાય તોપણ તે તેમાંથી પાછો પડતો નથી, ને નિર્બલભક્ત તેમની સામાન્ય કસોટીમાં પણ પાછો પડી જાય છે.

૮૬૯ જેમ મૂર્ખઉંટ મને મધ્યાહ્નનો સૂર્ય જોઇ શકતો નથી એમ ધારે તેમ મૂર્ખમનુષ્ય મારી દુષ્ટપ્રવૃત્તિ પ્રભુ જોઇ શકતા નથી એમ ધારે છે.

૮૭૦ જેમ જે મનુષ્ય ફૂટલી કોડીમાટે ચિંતામણિ ગુમાવે છે, જે મનુષ્ય છાશમાટે અમૃત ઢોળી નાંખે છે, જે મનુષ્ય કાટોડાના કટકામાટે પારસમણિ આપી દે છે જે મનુષ્ય વૃદ્ધ ને ભાઠાં પડેલા ગર્દભમાટે ભદ્રગજ આપી દે છે, તે મનુષ્યને મૂર્ખવિના બીજું નામ અપાય નહિ, તેમ જે મનુષ્ય ક્ષણસ્થાયીસુખમાટે શાશ્વતસુખના સાધનને ફેંકી દે છે, તે મનુષ્યને પણ મહામૂર્ખવિના બીજું નામ અપાય નહિ.

૮૭૧ જેમ પશુ આહારાદિના સેવનમાંજ પોતાનું જીવન પૂરું કરે છે, તેમ જડતા અથવા મૂઢતાનામના વમળમાં પડેલા મનુષ્યો પણ પ્રાયશઃ આહારાદિના સેવનમાંજ પોતાનું જીવન પૂરું કરતા હોય એમ જણાય છે.

૮૭૨ જેમ ચાળણીમાં જલ રહી શકતું નથી તેમ ભયનામના વમળમાં ભ્રમણ કરતા મનુષ્યોના હૃદયમાં નિર્ભય રહેવાનો ઉપદેશ ટકી શકતો નથી.

૮૭૩ જેમ સન્નિપાતને વશ થયલા મનુષ્યો સંબંધવિનાનું બોલ્યા કરે છે, તેમ મદનામના વમળમાં ભ્રમણ કરતા મનુષ્યો પણ સંબંધવિનાનું બોલ્યા કરે છે.

૮૭૪ જેમ અગ્નિના સામીપ્યથી મનુષ્યોના શરીરો તપે છે, તેમ અશાંતિના સદ્‌ભાવથી અશાંત મનુષ્યોના હૃદયો તપ્યા કરે છે.

૮૭૫ જેમ આપણી ને અન્યની મુખાકૃતિ સર્વાંશે મળતી આવતી નથી, તેમ આપણો ને અન્યનો સ્વાભાવ પણ સર્વાંશે મળતો આવવાનો સંભવ નથી.

૮૭૬ જેમ લૌકિકભસ્મકરોગી ઘણા અન્નનું ભક્ષણ તથા ઘણા જલનું પાન કર્યા છતાં લેશપણ તૃપ્ત થતો નથી તેમ વિષયિપુરુષ દીર્ઘકાલસુધી વારંવાર ઇચ્છિતવિષયોનો યથેચ્છઉપભોગ કરતાં છતાં-પણ તૃપ્ત થતો નથી.

૮૭૭ જેમ કોઈ તામસદેવને બલિ દેવામાટે કોઇ તામસમનુષ્યે આણેલું પશુ પોતાની વર્તમાનસ્થિતિનો ને ભવિષ્યના મહાદુઃખનો કાંઇપણ વિચાર કર્યાવિના પ્રસન્નતાથી લીલું ઘાસ ચર્યા કરે છે તેમ વિષયિમનુષ્યપણ પોતાની વર્તમાનસ્થિતિનો ને ભવિષ્યનામહાદુઃખનો કાંઈપણ વિચાર કર્યાવિના પ્રસન્નતાથી વિષયોનું સેવન કરે છે.

૮૭૮ જેમ કોઈ મનુષ્ય આકરી મદિરા પીને ગાંડો થઈ જવાથી પોતાના વાસ્તવિકકર્તવ્યને ન સમજી શકે, તથા તેને આચારમાં ન મૂકી શકે, તેમ અવિવેકીમનુષ્યો પોતાના વાસ્તવિકકર્તવ્યને સમજી શકતા નથી તેમજ તેને આદરમાં મૂકવાનો લેશપણ પ્રયત્ન કરતા નથી.

૮૭૯ જેમ પ્રસિદ્ધ નદીમાં તણાતો મનુષ્ય તે નદીમાંથી બહાર નીકળવાનો પ્રયત્ન ન કરે, ને એવી કવેળાએ નૃત્ય કરવા લાગે તે શોભે નહિ, તેમ આ દૃશ્યપ્રપંચરૂપી મહાનદમાં તણાતાં પ્રાણીઓનો મોટો ભાગ તે દુઃખબહુલ નદમાંથી બહાર નીકળવાનો પ્રયત્ન નહિ કરતાં વિષયાનંદમાં લુપ્ત થાય તે પણ તેમને શોભે નહિ.

૮૮૦ જેમ લાંબા સમયથી પાંજરામાં પૂરેલા સિંહો પોતાના વાસ્તવિકસામર્થ્યનું વિસ્મરણ કરી દે છે તેમ મનુષ્યોનો મોટો ભાગ બંધરૂપી કારાગારમાં લાંબા સમયથી નિવાસ કરતો હોવાથી પોતાના વાસ્તવિકસામર્થ્ય વા વાસ્તવિકસ્થિતિને ભૂલી ગયો હોય એમ જણાય છે.

૮૮૧ જેમ ચોમાસામાં જલાશયો જલથી પરિપૂર્ણ ભરાઈ જાય છે તેમ મુમુક્ષુઓએ આ જન્મરૂપી ચોમાસામાં પોતાના હૃદયને દૃઢ-અનન્યભક્તિથી ભરી દેવું જોઇએ.

૮૮૨ જેમ જે સમુદ્રમાં નિરંતર પ્રચંડવેગવાળાં ભરતીઓટ ચાલ્યા કરતાં હોય તે સમુદ્રમાં ચંદ્રાદિનું સ્થાયી સ્પષ્ટપ્રતિબિંબ

પ્રતીત થતું નથી, તેમ જે મનુષ્યના ચિત્તમાં રાગદ્વેષરૂપ પ્રચંડવેગવાળાં ભરતીઓટ થયા કરતાં હોય તે મનુષ્યના ચિત્તમાં પરમાત્માની કૃપાનું સ્થાયી સ્પષ્ટપ્રતિબિંબ પ્રતીત થઈ શકતું નથી.

૮૮૩ જેમ નીચાણુના પાષાણુમય પ્રદેશમાં વહેતી નિર્મલજલવાળી નદી પોતાના પ્રિયતમ સમુદ્રને મળવાની ઉત્કંઠાવડે પૂર્ણવેગથી હસતી હસતી પોતાના પ્રિયતમ સમુદ્રભણી દોડી જાય છે, ને અંતે તેમાં મળી તે રૂપ થઈ જાય છે, તેમ ઉત્તમમુમુક્ષુની મનોવૃત્તિ બ્રહ્મસાક્ષાત્કારની ઉત્કંઠાવડે પરિપૂર્ણ વેગથી હસતી હસતી બ્રહ્મભણી દોડી બ્રહ્મસાક્ષાત્કાર કરી બ્રહ્મમાં અભેદભાવે વિરામે છે.

૮૮૪ જેમ કોઈ ઉષ્ટ્રપક્ષી (શાહમૂર્ગ) આખેટકના (શિકારીના) ભયથી પોતાનું નાનું માથું રેતીમાં ખોસી દઈ હવે મને આ આખેટક દેખી શકતો નથી એમ ધારે છે, તેમ મૂર્ખમનુષ્ય મારા ગુપ્તવિચારો પરમાત્મા જાણી શકતા નથી એમ મૂર્ખાઇથી ધારે છે.

૮૮૫ જેમ લોભી દ્રવ્યને ઇચ્છે છે ને તેમાં વૃદ્ધિ કરવાનો પ્રયત્ન તે સર્વદા ઉત્સાહપૂર્વક કર્યા કરે છે તેમ ઉત્તમભક્ત પરમાત્માના ભવભયહરદર્શનની તીવ્રઇચ્છાવાળો હોય છે ને તેમની કૃપામાં વૃદ્ધિ કરાવનારા શુભગુણોની પોતાના અંતઃકરણમાં વૃદ્ધિ કરવા સર્વદા ઉત્સાહપૂર્વક પ્રયત્ન કરે છે.

૮૮૬ જેમ લોભીને દ્રવ્યનો વિયોગ દુઃસહ થઈ પડે છે તેમ અનન્યભક્તને પરમાત્માનો વિયોગ દુઃસહ થઈ પડે છે.

૮૮૭ જેમ ભ્રમરહિતમનુષ્ય કીચડ આદિ અપવિત્ર ને દુર્ગંધવાળા પદાર્થોના ભક્ષણમાં તથા પ્રાણનું હરણ કરનાર વિષના ભક્ષણમાં કદીપણ પ્રવૃત્તિ કરતો નથી પણ સર્વદા સર્વથા સ્વાભાવિક ઉદાસીન રહે છે, તેમ ઉત્તમમુમુક્ષુ પરમઅપકારક શબ્દાદિ વિષયોની તથા તેમનાં ઉપકરણોની અત્યંત તુચ્છતા સમજી તે સર્વમાં સર્વદા સર્વથા સ્વાભાવિક ઉદાસીન રહે છે.

૮૮૮ જેમ અતિવૃષ્ટિ થવાથી વરસાદના જલવડે નગરમાંના રાજમાર્ગ ને શેરીઓમાં રહેલી ગંદકી દૂર થઈ તે રાજમાર્ગ ને શેરીઓ

સ્વચ્છ થઈ જાય છે તેમ ભક્તના હૃદયમાં પ્રભુની અનન્યભક્તિનો પ્રબલવેગ પ્રકટવાથી તે પ્રબલવેગવડે તેના હૃદયમાં ને ઇંદ્રિયોમાં રહેલા સર્વદોષો ધોવાઈ જઈ તેનું હૃદય ને ઇંદ્રિયો પવિત્ર થઈ જાય છે.

૮૮૯ જેમ ઘડાનો દ્રષ્ટા ઘડાથી ભિન્ન છે તેમ સ્થૂલશરીરના સ્વરૂપનો વિવેક કરનાર આત્મા સ્થૂલશરીરથી અને તેના ધર્મોથી ભિન્ન છે.

૮૯૦ જેમ સોનાનાં ઘરેણાં સોનારૂપે સાચાં છે, પણ નામે ને રૂપે તે સાચાં નથી, તેમ જગત્ તેના અધિષ્ઠાનરૂપ જે બ્રહ્મ તે રૂપે સાચું છે, પણ નામે ને રૂપે તે સાચું નથી.

૮૯૧ જેમ જે મનુષ્યોએ મહારાજાને યોગ્ય એવા ઊતારા આદિની સઘળી યોગ્યવ્યવસ્થા કરી મહારાજાને ત્યાં પધારવાનું નિમંત્રણ કર્યું હોય તે મનુષ્યોને ત્યાં મહારાજા પધારે છે, તેમ જે મનુષ્યોએ પરમાત્માની આજ્ઞાઓનું સ્મરણ રાખી, તદનુસાર વર્તન કરી પોતાના હૃદયને યોગ્ય કર્યાં હોય તેમના હૃદયમંદિરમાં પ્રાર્થના કરવાથી સર્વવ્યાપકપ્રભુ કૃપા કરી પરમપ્રસન્નવદને અનંતઐશ્વર્યસહિત આવિર્ભાવ પામે છે.

૮૯૨ જેમ જે નટ દોરના છેડાઉપર અડગદષ્ટિ રાખી દોરપર ચાલે છે તે દોરપરથી પડતો નથી તેમ જે સાધક પરિણામઉપર અડગદષ્ટિ રાખી પ્રત્યેક પ્રવૃત્તિ કરે છે તે સાધક સાધનથી ભ્રષ્ટ થતો નથી.

૮૯૩ જેમ જેઓ સમુદ્રમાં ઉંડી ડૂબકી મારે છે તેઓજ તેમાંનાં મોતી કે રત્નો મેળવવા ભાગ્યશાળી થાય છે પણ જેઓ ઉપરઉપરજ હાથ ફેરવે છે તેઓને તો તે સમુદ્રમાંથી શંખો, છીપો, તણખલાં, જીવડાં, વાદળી, શેવાળ કે ફીણજ હાથમાં આવે છે, તેમ જેઓ શ્રીસદ્ગુરુનાં વચનોનું બુદ્ધિને એકાગ્ર કરીને મનન કરે છે, તેમના હૃદયમાં કોઈ અલૌકિક નવો પ્રકાશ પડે છે, પણ જેઓ તેમનાં વચનો ઉપરટપકે સાંભળે છે, ને તેનું વિધિવત્ મનન કરતા નથી તેમના હૃદયમાં તો ઊલટો અંધકાર વધારનારો ખેદ કે ભ્રમ પ્રકટે છે.

૮૯૪ જેમ હિત કરનારા ઔષધના કડવા પ્યાલા પીધાવિના તથા પચાવ્યાવિના મહારોગ મટતો નથી એમ વિવેકીવૈદ્યો કહે છે તેમ

શ્રીસદ્‌ગુરુનાં પરિણામે હિત કરનારાં કડવાં વચનો સાંભળ્યાવિના તથા તેને પરમપ્રેમથી અનુસર્યાવિના આ ભવરોગ મટતો નથી એમ મહાજ્ઞાનીઓ કહે છે.

૮૯૫ જેમ કેટલાક સાધકો શબ્દાદિ વિષયોમાં ને તેનાં ઉપકરણોમાં અનુરાગવાળા થઇ પારમાર્થિકસાધનોમાં આગળ વધતા અટકે છે તેમ કેટલાક સાધકો બાલકોના ને પ્રાકૃતમાણસોના વખાણથી મિથ્યાભિમાનને વશ થઇને પણ પારમાર્થિકસાધનોમાં આગળ વધતા અટકે છે.

૮૯૬ જેમ બાલકે પોતાના પડછાયામાં કલ્પેલો ભૂત તેને ભયદ્વારા દુઃખ આપનારો થાય છે તેમ વહેમીને પોતાનો વિપરીતવહેમ પણ ભયાદિદ્વારા પીડા આપનારો થાય છે.

૮૯૭ જેમ ચકોર ને પોયણીથી ચંદ્ર દૂર છે, કમલ, સૂર્યમુખી ને ચકવાથી સૂર્ય દૂર છે અને બપૈયા ને મોરથી મેઘ દૂર છે, છતાં ચકોરાદિ ચંદ્રાદિમાં સર્વદા પોતાનું મન રાખે છે, તેમ પ્રભુના સાચા અનન્યભક્ત પ્રભુ પોતાનાથી દૂર જણાતા છતાપણ શુદ્ધભાવથી પોતાના મનમાં સર્વદા પ્રભુનું સ્મરણધ્યાન કર્યા કરે છે.

૮૯૮ જેમ વીજળીના ઝબકારા, વાદળાની છાયા, ઘાસના ભડકા, દર્ભની અણીપર રહેલ જલબિંદુ, પાણીના પરપોટા, કમલપત્રપર પડેલ ઓસનું ટીપું, પાણીમાં રાખેલો કાચો ઘડો ને સંધ્યાનો રંગ આ સર્વ ક્ષણભંગુર છે તેમ મનુષ્યજીવન પણ ક્ષણભંગુર છે.

૮૯૯ જેમ જલ સ્વાભાવિકરીતે ઢલાણ તરફ વહન કરે છે તેમ મન પણ સ્વાભાવિકરીતે પડેલા સ્વભાવ પ્રમાણે વહન કરે છે.

૯૦૦ જેમ સતત બળતા અગ્નિમાંથી જુદો પડેલો લોઢાનો ગોળો ધીરે ધીરે ટાઢો પડી તેને કાટ ચઢે છે તેમ સત્સંગમાંથી જુદો પડેલો મનુષ્ય ધીરે ધીરે શુભવિચાર ને શુભક્રિયાથી મોકળો થઇ ભ્રષ્ટ થાય છે.

૯૦૧ જેમ લાકડામાં રહેલી થોડી તરડ વાયુ ને વૃષ્ટિ આદિની અસરથી ધીરે ધીરે મોટી થાય છે ને તેમાં જંતુઓ આવીને કે ઉપજીને તે લાકડાને ખરાબ કરી નાંખે છે, તેમ જે મનુષ્યના મનમાં શુભ-

નિશ્ચયમાં કાંઇકપણ ખામી રહી હોય તે ખામીને સંશય ને વિપર્યય ધીરે ધીરે કાંઇક મોટી કરે છે અને અંતે તેમાં દુષ્ટવિચારો ને દુષ્ટ-પ્રવૃત્તિ ઉપજાવી તે મનને ખરાબ કરી નાંખે છે.

૯૦૨ જેમ આમ્રવૃક્ષપરથી જે કેરીને કાચી ત્રોડી લેવામાં આવે છે તે કેરી પાકતી નથી, પણ સડીને બગડી જાય છે, તેમ જે મનુષ્યો કૃતાર્થ થયાવિના પોતાના શ્રીસદ્ગુરુથી જુદા પડે છે તેઓ પણ પરમાર્થમાં આગળ વધી કૃતાર્થ થઈ શકતા નથી, પણ ભ્રષ્ટ થાય છે.

૯૦૩ જેમ બહુ મૂલ્યવાળા હીરાનું કે ચિંતામણિનું માહાત્મ્ય જેના જાણવામાં ન હોય તે મનુષ્યને તે હીરાની કે ચિંતામણિની પ્રાપ્તિ થાય તોપણ તેના ચિત્તમાં તેથી આનંદ પ્રકટે નહિ તેમ જે મનુષ્યને પરમાત્માના અદ્ભુત સામર્થ્ય ને લીલાનું માહાત્મ્ય જાણવામાં આવ્યું ન હોય તે મનુષ્યને પણ પરમાત્માના સ્મરણધ્યાનાદિવડે પરમાત્માની સાથે જોડાવું થયા છતાંપણ તેના મનમાં પરમશાંતિ, પરમાનંદ ને પરમતૃપ્તિનો અનુભવ ન થાય ને તેના મનના ખેદાદિ દોષો ન શમે.

૯૦૪ જેમ પૂનમના અનેક ચંદ્રો એકસાથે આકાશમાં ઉદય પામે, અસંખ્ય તારાઓનો ગગનમાં એકસાથે ઉદય થાય, પૃથિવીપરના સર્વ-વનોમાં એકસાથે દાવાનલ લગાડવામાં આવે ને વીજળીઓના અસંખ્ય દીવા એકસાથે પ્રકટાવવામાં આવે તોપણ સૂર્યોદયવિના રાત્રિ દૂર ન થાય તેમ લૌકિક અલૌકિક નાનાવિધ ઉપાયો કરવામાં આવે તોપણ પરમાત્માની અઢળક કૃપાવિના મનુષ્યના હૃદયનું અજ્ઞાન ને તેથી ઉપજતું બહુવિધ દુઃખ દૂર થતું નથી.

૯૦૫ જેમ ચકવી સૂર્યોદયની ને ચકોરી ચંદ્રોદયની આતુરતાથી વાટ જુએ છે તેમ ભક્તનું હૃદય પરમાત્માના સાક્ષાત્કારની ને તેઓની કૃપાની પૂરા ઊમળકાથી નિરંતર વાટ જુએ છે.

૯૦૬ જેમ કામીમનુષ્યોનો પોતાની સ્ત્રીમાં સારી રીતે પ્રેમ ઉત્પન્ન થવાથી પોતાની માતાના ઉપરનો પ્રેમ નાશ પામે છે તેમ મનુષ્યોનો આત્મામાં પ્રેમ ઉત્પન્ન થવાથી વિષયના ઉપરનો તેમનો પ્રેમ નાશ પામે છે.

૯૦૭ જેમ અપથ્યના સેવનથી સોજા ચઢેલો અણુસમજુ માણસ પોતાને પુષ્ટ થયેલો જાણી પ્રસન્ન થાય તેમ ઉતાવળી પ્રકૃતિવાળા માણસો પણ પ્રમાદને ને મિથ્યાભિમાનને વશ થઈ આભાસરૂપ અનુભવને સત્ય માની કર્તવ્યમાં શિથિલ થઈ પોતાને હાનિ પહોંચાડી પ્રસન્ન થાય છે.

૯૦૮ જેમ અણુસમજુમનુષ્યો પોતાના રોગનું નિદાન કર્યાવિના આયુર્વેદ વાંચી પોતાના રોગની નિવૃત્તિમાટે તેમાંથી પોતાને રુચે તે ઔષધ ખાય, ને પોતાના શરીરના રોગને કષ્ટસાધ્ય કે અસાધ્ય સ્થિતિમાં મૂકી દે, તેમ અણુસમજુમનુષ્યો પોતાના ચિત્તનું સ્વરૂપ શાંતિથી વિલોકયાવિના યોગવાસિષ્ઠ આદિ ગ્રંથો વાંચી, તેમાંનાં વચનોનો પૂર્વાપર વિચાર, તેનું તાત્પર્ય તથા પોતાના અધિકાર એ સર્વનો વિચાર કર્યાવિના પોતાને રુચે તેવો નિશ્ચય કરી લે છે, ને પોતાના ચિત્તની સ્થિતિને સુધારણાની કષ્ટસાધ્ય કે અસાધ્ય સ્થિતિમાં મૂકી દે છે.

૯૦૯ જેમ માર્ગપર ચઢેલા ને શિક્ષણ પામેલા ઘોડા વા બળદો સારથિના પ્રયત્નવિના તે રથાદિને એક ગામથી બીજે ગામ લઈ જાય છે તેમ અભિમાનપૂર્વક વૃત્તિ પરોવ્યાવિનાપણ જ્ઞાનીના અંતઃકરણની વૃત્તિ ને ઇંદ્રિયો પોતપોતાના પ્રાપ્તવ્યવહારમાં પ્રવૃત્ત થાય છે ને તેનો યોગ્યરીતે નિર્વાહ કરે છે.

૯૧૦ જેમ સર્પની દાઢો પાડી નાંખી હોય તોપણ વાદી તે સર્પનો વિશ્વાસ કરતો નથી, પણ તેનાથી ચેતતો રહે છે, તેમ મુમુક્ષુ ઇંદ્રિયોથી ને અંતઃકરણથી ચેતતો રહે છે.

૯૧૧ જેમ અવિવેકીમનુષ્ય ભાંગ, ગાંજો કે દારૂ પીવાથી તેના કેફવડે ઉન્મત્ત થાય છે ને સંસારનું દુઃખ ભૂલે છે, તેમ વિવેકીમનુષ્ય પરમાત્માની અનન્યભક્તિના સેવનવડે ઉન્મત્ત થઈ સંસારનું દુઃખ ભૂલે છે.

૯૧૨ જેમ બરફ પાણીમાં મૂકયો હોય તો તે ગળીને પાણીરૂપ થઈ જાય છે તેમ ભક્ત પોતાના મનને પરમાત્મસ્વરૂપમાં સ્થિર કરી તેને તેમાં ગાળ્યા કરે છે.

૯૧૩ જેમ વિષમય હવાથી ભરેલા ભોંયરામાં પ્રકાશમયમશાલ પણ ઓલાઈ જાય છે ને તે પોતાનું કામ કરી શકતી નથી, તેમ જે અંતઃકરણમાં અશ્રદ્ધા પોતાની સ્વચ્છંદતા ને ભ્રમણુતાનામની દાસીઓ-સહિત મહાલતી હોય છે તે અંતઃકરણપર તે જીવનું શુભ કરવાના સામર્થ્યવાળો મહાપુરુષોનો શુભાશીર્વાદ પોતાનું યોગ્યકામ કરી શકતો નથી.

૯૧૪ જેમ મહાપવિત્ર માનસસરોવરમાંથી જો કોઈ મનુષ્યને પોતાના હોજમાં પવિત્ર જલ લાવવું હોય તો તે મનુષ્યે પોતાના હોજથી માનસસરોવર સુધીનો ધોરીઓ સ્વચ્છ રાખવો જોઇએ, તેમ ઈશ્વરના કે શ્રીસદ્ગુરુના હૃદયમાં રહેલા, ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યાદિ શુભગુણો જો પોતાના હૃદયમાં લાવવા હોય તો તે મનુષ્યે પોતાના હૃદયની વૃત્તિ ઈશ્વરના કે શ્રીસદ્ગુરુના હૃદય સાથે સાવધાન-પણે ને પવિત્રપણે જોડી રાખવી જોઇએ.

૯૧૫ જેમ કોઈ એકજ યોગ્યસ્થલે કૂવો ખોદનાર મનુષ્ય કૂવો ખોદીને તેમાંથી નિર્મલ ને મધુરજલ પ્રાપ્ત કરી શકે છે, ને થોડા દિવસ અહીં ને થોડા દિવસ તહીં કૂવો ખોદવાનું કામ કરનાર ભ્રમિત-મનુષ્ય લાંબે કાળેપણ કૂવો ખોદી શકતો નથી અને નિર્મલ ને મધુર-જલની પ્રાપ્તિ કરી શકતો નથી, તેમ એકનિષ્ઠાવાળોમનુષ્ય પોતાના શ્રીસદ્ગુરુએ ઉપદેશેલા પારમાર્થિકસાધનો સિદ્ધ કરી વેળાસર કૃતાર્થ થાય છે, ને એકનિષ્ઠાવિનાના મનુષ્ય ભિન્ન ભિન્ન પ્રકારનો ભિન્ન ભિન્ન મનુષ્યોએ ઉપદેશેલો પ્રયત્ન કરવાથી તે પોતાના કોઇપણ સાધનનો પરિપાક કરી શકતો નથી, ને તેથી તે કૃતાર્થપણ થઇ શકતો નથી.

૯૧૬ જેમ ડુંગળીપર કસ્તૂરીની, તીખાંપર કપૂરની ને સાપના ઉપર ચંદનવૃક્ષની અસર થતી નથી, તેમ અયોગ્ય અંતઃકરણવાળા મનુષ્ય-ઉપર સત્સંગની અસર થતી નથી.

૧૭ જેમ ચીરોડી પાણીમાં રહે તોપણ તે પાણીમાં એકરસ થઇ જાય નહિ, પણ મીઠું, સાકર ને બરફ જલમાં એકરસ થઇ જાય છે, તેમ શ્રદ્ધાવિનાનોમનુષ્ય પોતાના શ્રીસદ્ગુરુના સમાગમમાં આવ્યા

છતાંપણ તેમનામાં અભેદભાવ પામી શકતો નથી ને શ્રદ્ધાવાળો-મનુષ્ય પોતાના શ્રીસદ્ગુરુમાં અભેદભાવ પામી શકે છે.

૯૧૮ જેમ જેના પગો ધૂળથી ખરડાયેલા રહે છે એવો અભણ ખેડુતપણ પોતાના ખેતરમાં આંબો ઊગાડવાની ઇચ્છા રાખીને તેમાં બાવળનું બી વાવતો નથી, તેમ સ્વચ્છતાનું ને પંડિતાઇનું અભિમાન રાખનાર મનુષ્ય પોતાના હૃદયમાં પ્રભુભક્તિના પ્રાદુર્ભાવની ઇચ્છા રાખી તેમાં પરમાત્માની અનન્યભક્તિનો વિનાશ કરનારાં બી વાવતો નથી.

૯૧૯ જેમ સ્થૂલશરીરના જીવનમાટે અન્નાદિ આહારની અગત્ય છે તેમ આધ્યાત્મિકજીવનમાટે સત્સંગની ને સ્વધર્મપાલનની અગત્ય છે.

૯૨૦ જેમ અર્ધમુવાં થયેલાં દેડકાં પોતાના જીવનરૂપ વરસાદના પડવાથી પુનઃ સજીવન થાય છે, ને ભૂમિમાં ઉંડો રહેલો વાંસનો અંકુર પોતાના જીવનરૂપ વરસાદની ગર્જના સાંભળી પોતાનાઉપર રહેલી શિલાને ભેદી બહાર નીકળી આવે છે, તેમ જો જીવના હૃદયમાં શુદ્ધશ્રદ્ધા હોય તો તેનો હૃદયમાં ઉદય થવાથી નાશ પામવાની અણીપર આવેલો સર્વપ્રકારનો ઉત્સાહપણ પરમકારુણિક ને નિરાવરણદૃષ્ટિવાળા શ્રીસદ્ગુરુનાં પ્રોત્સાહકવચનોના શ્રવણથી પુનઃ જીવતો થઇ જાય છે.

૯૨૧ જેમ જ્યારે કોઇ ઘરમાં ઘણોજ ધૂમાડો થાય છે ત્યારે ત્યાં રહેલા માણસનાં નેત્રો કાંઇપણ શુભાશુભવસ્તુ જોઇ શકતાં નથી પણ જ્યારે તે ધૂમાડો દૂર થઇ જાય છે ત્યારે તેનાં નેત્રો ત્યાં રહેલી શુભાશુભવસ્તુને યથાર્થ જોઇ શકે છે, તેમ જ્યારે મનુષ્યનું હૃદય રજોગુણના તથા તમોગુણના વધારાથી ડોળાઇ જાય છે ત્યારે તે મનુષ્યનું હૃદય હિતાહિતને જોઇ શકતું નથી પણ જ્યારે તેનું હૃદય સત્ત્વગુણના વધારાવડે શાંત થાય છે ત્યારે તે હિતાહિતને સ્પષ્ટ જોઈ શકે છે.

૯૨૨ જેમ કમળાવડે કોઇનાં નેત્રો દૂષિત થયાં હોય છે ત્યારે તેનાં નેત્રો ધોળીવસ્તુને પણ પીળી દેખે છે તેમ જ્યારે કોઇ વિકારવડે મનુષ્યનું મન દૂષિત થાય છે ત્યારે તે મનુષ્યનું મનપણ નિર્દોષમાં દોષારોપણ કરવા લાગે છે.

૯૨૩ જેમ કોઈ મહારાજા સ્વપ્નમાં પોતાને ભીખારી અને દુઃખી થયેલો અનુભવે ને પછી જ્યારે તે જાગ્રત્ થાય ત્યારે સ્વપ્નની તે મિથ્યાપ્રતીતિ દૂર થઈને પાછો તે પોતાને મહારાજા ને સુખી અનુભવે તેમ બ્રહ્મમાં તેને આશરે રહેલા અજ્ઞાનવડે જીવભાવ ને દુઃખનો અનુભવ થાય છે, ને જ્ઞાનવડે તેના કલ્પિત જીવભાવનો ને દુઃખનો વિલય થઈ તે પોતાના સચ્ચિદાનંદરૂપ સ્વરૂપને અનુભવે છે.

૯૨૪ જેમ પ્રકાશ ને ઉષ્ણતાથીરહિત લોઢાના ગોળામાં અગ્નિના સામીપ્યથી અગ્નિના પ્રકાશ ને ઉષ્ણતા એ ધર્મો આવે છે તેમ અંતઃકરણમાં ને જ્ઞાનેંદ્રિયોમાં બ્રહ્મના સામીપ્યથી બ્રહ્મનો જ્ઞાનસ્વભાવ આવે છે.

૯૨૫ જેમ સિંહનું માહાત્મ્ય સમજીને તેની પાસે બેઠેલું સસલું શિયાળથી ડરતું નથી, તેમ જે જીવ પ્રભુનું માહાત્મ્ય સમજીને તેમની પાસે અનન્યભાવે રહે છે તે જીવ કોઇપણ પ્રતિકૂલપ્રસંગથી કદીપણ ડરતો નથી.

૯૨૬ જેમ કુહાડા ને ખડ્ગના ઘા રુઝાય છે, પણ કુવાક્યના ઘા રુઝાતા નથી તેમ વિનય ને મધુરવચનથી કલેશનું શમન થાય છે પણ કટુવચનથી ને કટુલખાણુથી કલેશ વધે છે.

૯૨૭ જેમ કોઈ માણુસને સ્વપ્ન થવાથી તે પોતાનું વ્યાવહારિક-દુઃખ ને વ્યાવહારિકજગત્ ભૂલે છે અને પોતાના બીજા રૂપને ને બીજા જગત્‌ને તે જુએ છે તેમ જીવ પરમાત્માથી વસ્તુતાએ જુદો નહિ છતાં પરમાત્માની માયાશક્તિના અંશરૂપ અજ્ઞાનથી પોતાના ખરા રૂપને ભૂલી તે પોતાના વ્યાવહારિકરૂપને તથા વ્યાવહારિકજગત્‌ને દેખે છે તથા તેને ખરું માને છે.

૯૨૮ જેમ શુભનો સંયોગ મુમુક્ષુના હૃદયમાંના સત્ત્વગુણુની વૃદ્ધિ કરી તે મુમુક્ષુની ઉન્નતિમાં હેતુભૂત થાય છે તેમ શુભનો વિયોગપણ તેના હૃદયમાંના રજોગુણુને તથા તમોગુણુને તેના હૃદયમાં પ્રકટેલા વિરહાગ્નિના બલના પ્રમાણુમાં દાહ કરી તેની ઉન્નતિમાં હેતુભૂત થાય છે.

૯૨૯ જેમ દૂર રહેલો પ્રકાશમયપ્રભાકર કમલોને વિકસાવે છે, જેમ દૂર રહેલો રજનીપતિ કુમુદિનીઓને પ્રફૂલ્લિત કરે છે અને જેમ

દૂર રહેલો મેઘ મયૂરોના આનંદની વૃદ્ધિમાં હેતુભૂત થાય છે, તેમ અતિદૂર માયાથીપણુ પર રહેલા પરમાત્મા પોતાની અભિમુખ રહેનારાં હૃદયોપર પોતાની કૃપાનાં રમ્યકિરણો પ્રસરાવતા રહી તેના નિરુપાધિકઆનંદમાં વૃદ્ધિ કરતા રહે છે.

૯૩૦ જેમ ચોમાસામાં ભૂમિ જલવડે ભીની રહે છે તેમ અનન્ય-ભક્તો પોતાના હૃદયને પરમાત્મભક્તિવડે ભીનું રાખે છે.

૯૩૧ જેમ પ્રકાશ અંધકારને તથા તેને આશરે રહેલા ભયને દૂર કરી નાંખે છે તેમ સત્સમાગમ મનના ચાંચલ્યને તથા તેને આશરે રહેલી શંકાઓને દૂર કરી નાંખે છે.

૯૩૨ જેમ દ્રવ્યભંડારની ચોકી કરનાર ચોકીઆત પહેરો ભરવાના સમયમાં સૂઈ રહેવું તે યોગ્ય ન કહેવાય તેમ બ્રહ્મની પ્રાપ્તિ કરવાયોગ્ય મનુષ્યશરીરને પામી મનુષ્યે પ્રમાદી થઇને પડ્યા રહેવું તે પણ યોગ્ય ન કહેવાય.

૯૩૩ જેમ ભાંગના વ્યસનીઓ ભાંગના પ્યાલાને અને મીઠાઈને ઇચ્છે છે તેમ પ્રભુના ભક્તો પ્રભુની વિશુદ્ધભક્તિને અને તેઓશ્રીની અમોઘકૃપાને ઈચ્છે છે.

૯૩૪ જેમ નાગ પોતાની કાંચળીમાંથી અહંતામમતા મૂકી દે છે તેમ મહાપુરુષ જીવતા છતાજ અજ્ઞાનકાળે પોતાના મનાયલાં ત્રણેય શરીરોમાંથી આરૂઢઅહંતામમતા મૂકી દે છે.

૯૩૫ જેમ ઉચ્ચપ્રદેશની સાથે સંબંધ રાખનારું ભૂમિની અંતર વહેતું જલનું ઝરણુ લાંબી સાંગવડે તેનાઉપરનું પૃથિવીનું પડ ભેદાતાં તેમાંનું જલ પૃથિવી ઉપર આવી તે પ્રદેશને નિર્મલજલમય કરી મેલે છે તેમ પ્રત્યગભિન્નબ્રહ્મના જ્ઞાનવડે ત્રણેય શરીરનો બાધ થતાં પ્રત્યગભિન્નબ્રહ્મના પરમપવિત્રતા, પરમશાંતતા ને પરમાનંદતા એ સ્વભાવોપણુ કારણુશરીર, સૂક્ષ્મશરીર ને સ્થૂલશરીરને પોતામય કરી મેલે છે, અથવા તેમાં જ્ઞાનકાળે આવરણુનો ભંગ થયે દેહાદિ સૌની અંદર રહેલો બ્રહ્માનંદ એકદમ અંતઃકરણુમાં તથા ઇંદ્રિયોમાં વ્યાપી તે સર્વને તે આનંદમય કરી મૂકે છે.

૯૩૬ જેમ મોટા રણમાં રાત્રે પ્રવાસ કરનારો ભીરુમનુષ્ય પોતાનાજ પગલાના અવાજથી ભય પામે છે તેમ અવિવેકીમનુષ્ય પોતાનાજ અંતઃકરણમાં રહેલા તમોગુણથી ઉપજતા વિચારોથી યોગ્યકારણવિના નિરર્થક ભય પામ્યા કરે છે.

૯૩૭ જેમ પાઘડીનો વળ છેડે આવે છે તેમ જેઓ પૂર્વાપરનો પૂરોવિચાર કર્યાવિના શ્રીસદ્ગુરુની ને સતૂશાસ્ત્રની આજ્ઞાથી વિરુદ્ધ વર્તે છે તેઓ પરિણામે દુઃખી થાય છે.

૯૩૮ જેમ ચેપીરોગવાળામનુષ્યનું શરીર, સ્પર્શ કરનાર મનુષ્યને રોગ ન થાય તે માટે અસ્પૃશ્ય મનાય છે તેમ જે જીવો પોતાના કોઈ શારીરિક દુષ્ટકર્મના સંસ્કારોના ઉદયવડે અસ્પૃશ્યપ્રાણિવર્ગમાં જન્મ્યા છે, તેમનો સ્પર્શ કરવાની, સ્પર્શ કરનાર દ્વિજની મતિ વિકારી થવાનો સંભવ માની, ધર્મશાસ્ત્રો ના પાડે છે.

૯૩૯ જેમ નદીને સામે કાંઠેથી પાજ બાંધવાના કામનો પ્રારંભ કરવાના કરતાં નદીને આ કાંઠેથી પાજ બાંધવાના કામનો પ્રારંભ કરનાર વ્યવહારજ્ઞ કહેવાય છે તેમ વર્ણનો ક્રમ વિચારી તેમની સુધારણાનું કામ હાથમાં લેનાર વ્યવહારજ્ઞ કહેવાય છે.

૯૪૦ જેમ સ્વપ્નમાં ચેતનરૂપ આત્મામાંથી સ્વપ્નના જડજગત્‌ની ઉત્પત્તિ થયેલી દેખાય છે તેમ જાગ્રત્‌માંપણ ચેતનરૂપ આત્મામાંથી આ જડજગત્‌ની ઉત્પત્તિ થયેલી દેખાય છે.

૯૪૧ જેમ શરીર ચેતનજેવું છતાં તેમાંથી જડવાળ ને નખની ઉત્પત્તિ થાય છે તેમ ચેતનરૂપ આત્મામાંથી આ જડજગત્‌ની ઉત્પત્તિ સંભવી શકે છે.

૯૪૨ જેમ જીવની નિદ્રાશક્તિવડે સ્વપ્નમાં સ્વપ્નના જીવ, ઈશ્વર ને જગત્ કલ્પાય છે તેમ અનિર્વચનીયમાયાના બલથી બ્રહ્મમાં જીવ, ઈશ્વર ને જગત્ કલ્પાય છે.

૯૪૩ જેમ માટીનાં બહુવિધ પાત્રોમાં અભ્રાંત મનુષ્યને માટીનું સંશયવિપર્યયરહિત અચલ ભાન થાય છે તેમ જ્યારે મોક્ષસાધકને પોતાનામાં ને અન્ય સર્વસ્થાવરજંગમપ્રાણિપદાર્થોમાં તે સર્વના

વિવર્તોપાદાનકારણરૂપ બ્રહ્મનું સંશયવિપર્યયરહિત અચલ ભાન થાય છે ત્યારે તે મોક્ષસાધકને બ્રહ્મનું દૃઢજ્ઞાન થયું કહેવાય છે.

૯૪૪ જેમ અગ્નિને અપવિત્રપદાર્થોના ભક્ષણથી દોષ લાગતો નથી તેમ સમર્થપુરુષોને આપત્કાળમાં કાંઈ દોષજેવું કામ કરવું પડે તો તે અન્યના કર્મના ફલરૂપ હોવાથી તેમને દોષની પ્રાપ્તિ થતી નથી.

૯૪૫ જેમ સઘળા વેદો અને વૈદકમંત્રોનું મૂળ ૐકાર છે તેમ સઘળી ઉપાસનાઓનું મૂળ ઇષ્ટદેવમાં વિશુદ્ધપ્રીતિ વધારનારો પોતાના શ્રીસદ્ગુરુદ્વારા પ્રાપ્ત થયેલો મંત્ર છે.

૯૪૬ જેમ ટુંકોમાર્ગ જાણનાર માણસ, મનુષ્યને વેળાસર ઇચ્છિતસ્થાનમાં પહોંચાડે છે, તેમ મહાપુરુષ પુરુષપ્રયત્ન કરનાર માણસને વેળાસર ટુંકામાર્ગે તેના ઇચ્છિતને પ્રાપ્ત કરાવે છે.

૯૪૭ જેમ પક્ષી પોતાની પાંખવડે પોતાનાં નાનાં બચ્ચાંને શનૈઃ શનૈઃ પોષીને મોટાં કરે છે તેમ સ્પર્શદીક્ષાવડે આચાર્ય પોતાના શિષ્યના અંતઃકરણમાં રહેલા આવરણદોષને શનૈઃ શનૈઃ દૂર કરી તેના અંતઃકરણને બ્રહ્મસાક્ષાત્કારને યોગ્ય કરે છે.

૯૪૮ જેમ કાચબી અને કુંજડી પોતાનાં ઇંડાંનું દૃષ્ટિવડે પોષણ કરે છે તેમ દૃષ્ટિ-(ચાક્ષુષી) દીક્ષાવડે આચાર્ય પોતાના શિષ્યના અંતઃકરણમાં રહેલા આવરણદોષને ક્રમાત્ દૂર કરી તેના અંતઃકરણને બ્રહ્મસાક્ષાત્કારને યોગ્ય કરે છે.

૯૪૯ જેમ મેઘ ગર્જનાવડે મયૂરના આનંદમાં વૃદ્ધિ કરે છે તેમ ભાષણદીક્ષાવડે (વાચિકદીક્ષાવડે) આચાર્ય પોતાના શિષ્યના અંતઃકરણમાં રહેલા આવરણદોષને ક્રમથી દૂર કરી તેના અંતઃકરણમાં આનંદની વૃદ્ધિ કરે છે.

૯૫૦ જેમ માછલી પોતાનાં બચ્ચાંઓનું ધ્યાનમાત્રથી પોષણ કરે છે તેમ સંકલ્પદીક્ષાવડે વા કૃપાદીક્ષાવડે આચાર્ય પોતાના શિષ્યના અંતઃકરણમાં રહેલા આવરણદોષને દૂર કરી તેના અંતઃકરણને બ્રહ્મસાક્ષાત્કારને યોગ્ય કરે છે.

૯૫૧ જેમ દીપના સ્પર્શવડે ઘીથી કે તેલથી પલાળેલી વાટ સળગવા

લાગે છે તેમ સમર્થઆચાર્યની સ્પર્શદીક્ષાથી શિષ્યનું યોગ્ય હૃદય તેમના અંતઃકરણમાં રહેલા બ્રહ્મજ્ઞાનને ધારણ કરવા સમર્થ થાય છે.

૯૫૨ જેમ સ્પર્શમણિના (પારસમણિના) સ્પર્શથી કાટવિનાનું લોઢું સુવર્ણ થઇ જાય છે તેમ સમર્થ આચાર્યની સ્પર્શદીક્ષાવડે યોગ્યશિષ્યનું હૃદય પોતાનામાં રહેલા રજસ્તમોગુણને દબાવી સત્ત્વગુણના બલવાળું થઈ જાય છે.

૯૫૩ જેમ જન્માંધમનુષ્ય રૂપ, રંગ ને આકારવાળાપદાર્થોને દેખતો નથી, પણ માત્ર એક વ્યાપક અંધકારનેજ અનુભવે છે અને જેમ જન્મથી બધિરમનુષ્ય કોઈપણ પ્રકારના શબ્દને સાંભળી શકતો નથી, પણ સર્વત્ર શબ્દરહિત અવકાશજ અનુભવે છે, તેમ બ્રહ્મવેત્તાઓ રૂપ, રંગ ને આકારવાળાપ્રાણિપદાર્થોથી તથા સર્વપ્રકારના-શબ્દોથી રહિત અખંડૈકરસ પ્રશાંત ચિદાકાશનેજ શરીરની અંતર ને બહાર પોતાની અંતર્મુખવૃત્તિવડે અનુભવે છે.

૯૫૪ જેમ ઠીંગણો ને ઝાડપર નહિ ચઢી જાણનાર મનુષ્ય આંબાની ઉંચી ડાળપર રહેલી પાકેલી, સુંદર ને મોટી કેરી મેળવી શકતો નથી તેમ પોતાના ચિત્તની શુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતાવિનાનો મનુષ્ય પરમાનંદરૂપબ્રહ્મને અભેદભાવે પ્રાપ્ત કરી પરમાનંદી થઈ શકતો નથી.

૯૫૫ જેમ દક્ષિણભણી ચાલ્યો જતો મનુષ્ય ઉત્તરમહાસાગરના તટપર કદીપણ પહોંચી શકતો નથી તેમ સંસારના સ્થૂલવિષયોભણી દોડયું જતું મન પોતાની પછવાડે રહેલ પરમાનંદરૂપબ્રહ્મને અનુભવી સુખી થઈ શકતું નથી.

૯૫૬ જેમ ખેડુત પોતાના ખેતરમાં વાવેલા અન્નાદિના છોડની પાસે ઊગેલાં નકામાં તૃણોને મૂલસહિત કાઢી નાંખે છે તેમ ઉત્તમ-મુમુક્ષુ પોતાના ચિત્તમાંથી ઉપજતી જ્ઞાન, યોગ ને ભક્તિની વિરોધી રાજસીતામસીવૃત્તિઓને તેના ઉપાદાનકારણ રજોતમોગુણની સાથે કાઢી નાંખવામાટે શાસ્ત્રોક્ત શુભપ્રયત્ન સતત આદરપૂર્વક કરે છે.

૯૫૭ જેમ દુર્વ્યસનીઓ પોતાના વ્યસનના પદાર્થભણી તીવ્રવેગથી આકર્ષાય છે તેમ મનુષ્યોનો મોટો ભાગ સ્પર્શજન્યસુખને ભ્રાંતિથી

શાંતિ તથા તૃપ્તિ આપનારું માની તે સ્પર્શજન્યસુખની લાલસાના પ્રબલવહનમાં તણાયા કરે છે.

૯૫૮ જેમ નદીના તીવ્રવેગવાળા પ્રવાહમાં તણાતાં નાનાં સૂકાં લાકડાં ક્ષણમાં ભેળાં થાય છે અને ક્ષણમાં પાછાં પૃથક્ થઈ જાય છે તેમ પ્રારબ્ધવશાત્ સગાંવહાલાંઓનાં શરીરો કોઇ ઘરમાં ભેળાં થાય છે, અને પ્રારબ્ધકર્મની સમાપ્તિએ તેઓ પાછાં પૃથક્ થઇ જાય છે.

૯૫૯ જેમ ધર્મશાળા આદિમાં ભેળાં થયેલાં માણસો થોડા સમયમાં વિખેરાઇ જાય છે તેમ ઘરમાં રહેલાં ને સગાંવહાલાંઓને નામે ઓળખાતાં માણસો પણ પોતપોતાનું પ્રારબ્ધકર્મ પૂરું થયે તે ઘરમાંથી ચાલી નીકળે છે.

૯૬૦ જેમ સાયંકાલે કોઇ વૃક્ષપર ભેળાં થયેલાં પક્ષીઓ સવાર થતાં પોતપોતાની ઇચ્છા પ્રમાણે ઊડી જાય છે તેમ પ્રારબ્ધકર્મથી ઘરમાં સગાંવહાલાંરૂપે ભેળાં થયેલાં માણસોપણ પ્રારબ્ધકર્મ પૂરું થતાં તે ઘરનો ત્યાગ કરીને ચાલ્યાં જાય છે.

૯૬૧ જેમ સૂર્યનો અસ્ત થવાથી કમલો સંકોચ પામી જાય છે તેમ પ્રારબ્ધકર્મ પૂરું થતાં પ્રાણીઓનો પ્રાણ નીકળી જવાથી તે શરીરો તેજોહીન થઇ જાય છે.

૯૬૨ જેમ મહાસાગરમાં જલનાં બિંદુઓ અંતર્ભાવ પામી જાય છે તેમ બ્રહ્માનંદમાં સર્વવિષયાનંદો અંતર્ભાવ પામી જાય છે.

૯૬૩ જેમ કમળાના રોગવાળા મનુષ્યને શ્વેતવસ્તુઓ પીળા રંગવાળી દેખાય છે ને જેમ કોઇ કાળી બાજુ જોવાના પાપસંસ્કારવાળા મનુષ્યને શુભગુણવાળામાંપણ દોષનુંજ ભાન થાય છે તેમ અજ્ઞાની-મનુષ્યોને નામરૂપક્રિયારહિતબ્રહ્મમાં નામરૂપક્રિયાવાળુંજગત્ પ્રતીત થાય છે.

૯૬૪ જેમ કુશલવૈદ્ય સૂક્ષ્મદૃષ્ટિવડે રોગીના રોગને ઓળખી તે રોગને દૂર કરવાનો ઉપાય કરે છે તેમ મોક્ષેચ્છુ સૂક્ષ્મદૃષ્ટિવડે પોતાના અંતઃકરણમાં રહેલા દોષોને જુવે છે અને યોગ્યઉપાયવડે ક્રમપૂર્વક તે દોષોની નિવૃત્તિ કરે છે.

९६५ જેમ ગાંધર્વશાસ્ત્રના અભ્યાસના પરિપાકથી તે અભ્યાસીમનુષ્યના ગાંધર્વશાસ્ત્રના સંસ્કારવાળા અંતઃકરણને ષડ્જાદિસ્વરોનો સાક્ષાત્કાર થાય છે તેમ શ્રવણ, મનન ને નિદિધ્યાસનના પરિપાકવડે વિવેકાદિવાળા ને પોતાના શ્રીસદ્‌ગુરુના ભક્તમુમુક્ષુના વેદાંતના સંસ્કારવાળા અંતઃકરણને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.

९६६ જેમ સોનાનું કમલ સંકોચવિકાસને નહિ પામતાં સર્વદા પૂર્ણવિકાસિતજ રહે છે તેમ મુમુક્ષુનું અંતઃકરણ વિવેકવૈરાગ્યના પરિપાકવડે પ્રતિકૂલઅનુકૂલ મનાતા વ્યાવહારિકપ્રસંગોમાં ખેદહર્ષરૂપ સંકોચવિકાસવિનાનું પરમપ્રફૂલ્લિત રહે છે.

९६७ જેમ લવણરાજા ઇંદ્રજાલિકની માયાવડે પોતાનું રાજાપણું ભૂલી પોતાને ચાંડાલ માનવા લાગ્યો, ચાંડાલના જેવાં દુષ્ટકર્મો કરવા લાગ્યો ને બહુ દુઃખી થયો તેમ પરમાનંદરૂપઆત્મા અવિદ્યાનામની ઇંદ્રજાલિકાના ક્રૂર સામર્થ્યથી પોતાનું પરમાનંદસ્વરૂપ ભૂલી, પોતાને જીવ માની, જીવભાવને ઉચિત એવાં દુષ્ટકર્મો કરી બહુ દુઃખી થાય છે.

९६८ જેમ લવણરાજા જ્યારે ચિતાના અગ્નિથી પ્રાપ્ત થયેલી મોહનિદ્રામાંથી જાગ્યો ત્યારે તેનું સર્વદુઃખ દૂર થઇ તે આનંદ પામ્યો તેમ જીવપણ જ્યારે જ્ઞાનાગ્નિથી, અનાદિકાલથી પ્રાપ્ત થયેલી મોહનિદ્રામાંથી જાગે છે, ત્યારે તેના ત્રિવિધતાપોની અત્યંતનિવૃત્તિ થઇ તે પરમાનંદસ્વરૂપ થાય છે.

९६९ જેમ સન્નિપાતવાળાને મનની ભ્રમણાથી મિથ્યાદેખાવો પ્રતીત થાય છે તેમ અપકવહૃદયવાળા કુસાધકોને મનની ભ્રમણાથી કેટલાક મિથ્યાદેખાવો પ્રતીત થાય છે.

९७० "ટીપું સાગરમાં મળે, સાગર ટીપામાંય;
ઉભયરીતે સાગર રહે, ટીપું ન રહે ત્યાંય."

९७१ "જીવ બ્રહ્મમાં જઇ મળે, જીવમાં બ્રહ્મ જણાય;
ભેદ તળે બંને રીતે, એક અદ્વૈત દર્શાય."

९७२ જેમ મનુષ્યને ખાવાનો ને સૂવાનો સ્વભાવ છે તેમ તેને સાધન કરવાનોપણ સ્વભાવ પાડવો જોઇએ.

૯૭૩ જેમ જે કન્યા નવવધૂ થઇને પોતાના પતિના ગૃહમાં જાય છે તે પોતાના પિતાના ગોત્રનો તથા ગૃહનો પરિત્યાગ કરી, પતિના ગોત્રને તથા પતિના ગૃહને પોતાનું ગોત્ર તથા પોતાનું ગૃહ ગણે છે, અને પોતાના પિતાના ઘરના વિચાર ને આચારમાંથી પ્રીતિ ત્યજી પોતાના પતિના ઘરના વિચાર ને આચારમાં પ્રીતિવાળી થઇ તેમની આજ્ઞા પ્રમાણે વર્તી પોતાના પતિની પ્રીતિ સંપાદન કરવા તેમને ગમે તેવા વસ્ત્રાલંકાર ધારણ કરે છે, તેમ મુમુક્ષુએપણ જો પરમાત્માના પરમપવિત્ર ને પરમાનંદરૂપ ધામમાં જવું હોય તો તેણે આ નામ-રૂપાત્મક સંસારરૂપ ઘરના પ્રેમનો ત્યાગ કરી પરમાત્મામાંજ પરમપ્રેમ રાખી, તેમની કૃપા સંપાદન કરવા તેમણે ઉપદેશેલા વિચારનું ને આચારનું શુદ્ધભાવથી સતત સેવન કરવું જોઇએ, ને શુદ્ધભાવે તેમને-જ પોતાના સ્વસ્વરૂપ માનવા જોઇએ.

૯૭૪ જેમ ભયંકર કાળા ઝેરી નાગના મોઢામાં હાથ આપવો અતિ-દુઃખદાયક છે તેમ વિવેકીમનુષ્યે શ્રીગુરુશાસ્ત્રની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરવું પણ અતિદુઃખદાયક છે.

૯૭૫ જેમ બાળકને સામાન્યરીતે સર્વ સારાં માણસોમાં મૈત્રી જેવો ભાવ હોય છે તેમ મુમુક્ષુએ શ્રેષ્ઠજીવોમાં મૈત્રીભાવ રાખવો.

૯૭૬ જેમ ભારવાહીમનુષ્ય પોતાના માથાપરનો ભાર ઊતારવાથી પ્રસન્ન થાય છે તેમ શુભકર્મવડે પોતાના હૃદયપરના પાપરૂપ ભારને ઊતારતા મનુષ્યને જોઇ, મુમુક્ષુએ પ્રસન્ન થવું.

૯૭૭ જેમ ધાત્રી(ધાવ) પરના નાના ને અજ્ઞાનીબાલકપરપણ દયા રાખે છે તેમ મુમુક્ષુએ દુઃખીજીવોપર દયા રાખવી જોઇએ.

૯૭૮ જેમ મનુષ્ય ત્યાગ કરેલા મલની ઉપેક્ષા કરે છે તેમ મુમુક્ષુએ પાપી માણસોની ઉપેક્ષા કરવી.

૯૭૯ જેમ સૂક્ષ્મદર્શકયંત્રમાં ગોઠવેલા કાચથી બહુ ઝીણી વસ્તુપણ મોટારૂપમાં ને સ્પષ્ટપણે જોઇ શકાય છે તેમ મનુષ્યે પોતાના અંતઃ-કરણની સાત્ત્વિકીવૃત્તિરૂપ સૂક્ષ્મદર્શકયંત્રવડે પોતાના અંતઃકરણાદિના ઝીણાઝીણા દોષોનેપણ મોટારૂપમાં ને સ્પષ્ટપણે અનર્થકર જોઇને તેને દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ.

૯૮૦ જેમ સર્પની કાંચલી સર્પથી ભિન્ન છે તેમ આત્મા શરીરથી ભિન્ન છે.

૯૮૧ જેમ કર્મની ગતિ ગહન છે તેમ ઈશ્વરની કૃપાની ગતિ-પણ ગહન છે.

૯૮૨ જેમ આકાશ નિરવયવ છતાં તેમાં આસમાનીરંગની ભ્રાંતિ થાય છે તેમ નિરવયવબ્રહ્મમાંપણ જગત્‌ની ભ્રાંતિ સંભવી શકે છે.

૯૮૩ જેમ અનેક દર્પણોના પ્રતિબિંબોને સૂર્ય એક હોય છે, જેમ અનેક કમલોને સૂર્ય એક હોય છે, જેમ અનેક પોયણીઓને ચંદ્ર એક હોય છે ને જેમ અનેક પ્રજાને રાજા એક હોય છે તેમ અનેક ભકતોને પ્રભુ એક હોય છે.

૯૮૪ જેમ અનેક સેવકોનો તેમની યોગ્યતાપ્રમાણે રાજા દ્રવ્ય-દાનાદિવડે સત્કાર કરે છે તેમ અનેક ભકતોનો પુણ્યશ્લોકપ્રભુ તેમની યોગ્યતાપ્રમાણે સત્ય, ધર્મ, એકનિષ્ઠા, ભક્તિ, પ્રકાશ ને આનંદાનુભવ આપી સત્કાર કરે છે.

૯૮૫ જેમ જાગ્રદાવસ્થામાં દ્રશ્યપદાર્થ સ્પષ્ટપ્રતીત થાય છે તેમ તુરીયાવસ્થામાં બ્રહ્મનું સ્પષ્ટભાન થાય છે.

૯૮૬ જેમ સુષુપ્તિમાં સ્થૂલ ને સૂક્ષ્મદ્રશ્યની અપ્રતીતિ હોય છે, તેમ તુરીયાવસ્થામાં સર્વદ્રશ્યની સત્યરૂપે અપ્રતીતિ હોય છે.

૯૮૭ જેમ શેરડીના વાઢને નિત્ય પૂરતું પાણી પાવામાં ન આવે તો તે શેરડી સૂકાઈ જાય છે, જો ઘઉંની વાડીને નિત્ય પૂરતું પાણી પાવામાં ન આવે તો ઘઉંના છોડ સૂકાઈ જાય છે અને જો ડાંગર કે કમોદને નિત્ય પૂરતું પાણી ન મળે તો તે ડાંગર કે કમોદ સૂકાઈ જાય છે, તેમ જો મનુષ્ય પરમાત્માનો મહિમા સમજી તેમનું સ્મરણધ્યાન પરમાદરથી સતત ન કરે તો તેનું હૃદયપણ સૂકાઈ જાય છે.

૯૮૮ જેમ લૌકિકપ્રવાસમાં તે પ્રવાસ સુખરૂપ થવામાટે લૌકિક-ભાતાની મનુષ્યને આવશ્યકતા મનાય છે તેમ ભવરૂપપ્રવાસમાં તે પ્રવાસ સુખરૂપ થાય એટલા માટે અલૌકિકભાતાની—પુણ્યસંસ્કારોની વા શુભાદ્દષ્ટની—મનુષ્યને આવશ્યકતા મનાય છે.

૯૮૯ જેમ દર્પણમાં પોતાનું મુખ જોનાર મનુષ્ય જેવા ભાવથી દર્પણમાં જુએ છે તેવા ભાવનું પ્રતિબિંબ તેને દર્પણમાં પ્રતીત થાય છે અથવા જેમ મનુષ્ય જેટલા ઉત્સાહથી દર્પણ સામું જુએ છે તેટલાજ ઉત્સાહથી કે તેથી વધારે ઉત્સાહથી જાણે દર્પણ જોનારભણી જુએ છે એમ જણાય છે, તેમ ભક્ત જેવા ભાવથી પ્રભુની ભક્તિ કરે છે તેવા ભાવનો પ્રતિભાસ તે પ્રભુમાં જુએ છે અથવા પરમાત્માના ભક્તો પરમાત્માનું જેટલા પ્રેમથી સ્મરણ કરે છે તેટલાજ કે તેથી વધારે પ્રેમથી જાણે પરમાત્મા પોતાના ભક્તનું સ્મરણ કરતા હોય એમ જણાય છે.

૯૯૦ જેમ કોમલ આંખને નાનું કણુંપણ દુઃખપ્રદ ભાસે છે તેમ કોમલહૃદયવાળા પરમાત્માના અનન્યભક્તનેપણ પોતાનાથી મોહાદિવડે થયેલી ભૂલો દુઃખપ્રદ ભાસે છે.

૯૯૧ જેમ પશુપક્ષીનાં નાનાં બચ્ચાં પ્રતિકૂલપ્રસંગ આવતાં પોતપોતાની માતાના શરીર પાસે દોડી જઈ નિર્ભય ને નચિંત થઈ સુખપૂર્વક ભરાઈ બેસે છે તેમ પરમાત્માના ભક્તે પોતાના મનને પ્રતિકૂલ ભાસતા પ્રસંગની વેળાએ પોતાના પરમપ્રિય ને અખંડાનંદરૂપપ્રભુના સ્વરૂપમાં પોતાના જીવાત્માને વેગથી જોડી દઈ નિર્ભય થઈ પ્રસન્ન રહેવું જોઇએ.

૯૯૨ જેમ મૂલ્ય આપ્યાવિના કોઈ વ્યાપારીની સોનાની પાટ જોવાથી તે સોનાની પાટ જોનારની પોતાની થઈ જતી નથી તેમ શમાદિ છ સંપત્તિની પ્રાપ્તિ કર્યાવિના બ્રહ્મ પોતાનું સ્વરૂપ છતાંપણ તે પોતાનું સ્વરૂપ થઈ શોકમોહાદિની નિવૃત્તિમાં હેતુભૂત થતું નથી.

૯૯૩ જેમ શરદ્પૂનમનો મધ્યરાત્રિનો ચંદ્ર અનેક ચંદ્રકાન્તમણિપર પડે છે, પણ જે ચંદ્રકાન્તમણિમાં જેટલી નિર્મલતા હોય તેટલા પ્રમાણમાં તે દ્રવે છે, તેમ પ્રભુ અનેક ભક્તોઉપર કૃપામૃત વરસાવે છે, પણ જે ભક્તનાં હૃદયમાં જેટલી ભક્તિ હોય તેટલા પ્રમાણમાં તે ભક્ત પરમાત્માની કૃપા ઝીલે છે.

૯૯૪ જેમ સુવર્ણના અને મૃત્તિકાના વિવર્તકાર્યરૂપકુંડલાદિ અને ઘટાદિ મિથ્યા છે, ને તેમનું કારણ સુવર્ણ ને મૃત્તિકા સત્ય છે,

તેમ વિવર્તોપાદાનકારણરૂપબ્રહ્મ સત્ય છે અને તેના વિવર્તકાર્યરૂપ-જગત્ મિથ્યા છે.

૯૯૫ જેમ અસંપ્રજ્ઞાતયોગ સર્વકર્મનો દાહ કરે છે તેમ વેદાંતના મહાવાકયવડે બુદ્ધિવૃત્તિમાં પ્રતિબિંબિત થયેલું સ્વયંપ્રકાશસ્વરૂપવાળું ચેતન સઘળા અજ્ઞાનનો બાધ કરે છે.

૯૯૬ જેમ સ્વપ્નમાં પ્રતીત થતો પ્રાતિભાસિકપ્રપંચ તમારા સાક્ષીના વિવર્તરૂપ ને અવિદ્યાના અંશના પરિણામરૂપ છે તેમ જાગ્રતમાં પ્રતીત થતો વ્યાવહારિકપ્રપંચ પણ તમારા સાક્ષીના વિવર્તરૂપ ને તમારા અંતઃકરણના પરિણામરૂપ છે.

૯૯૭ જેમ નવી વિયાયેલી ગાય દિવસે સીમમાં ચરીને સાંજની વેળાએ પોતાના બચ્ચાંને મળવામાટે આતુરતાથી પોતાના સ્વામીના ઘરભણી દોડે છે, જેમ લોભી દ્રવ્ય મળવાના સ્થલભણી દ્રવ્ય મેળવવા-માટે ઊતાવળી ગતિએ ચાલે છે, જેમ રોગી રોગ મટાડવાના મોટા સામર્થ્યવાળા વૈદ્યના સ્થાનભણી પોતાના રોગનો નાશ કરાવામાટે આતુરતાપૂર્વક ચાલે છે, જેમ કામી પોતાની પ્રિયતમાને મળવા તે પ્રિયતમાના સ્થાનભણી આતુરતાથી ઊતાવળે ચાલે છે, જેમ પતિપરાયણારમણી પોતાના રસિકરમણને મળવામાટે ઉત્કંઠિત થઈ તેનાભણી ગતિ કરે છે, જેમ પ્રવાસી પોતાને ઘેર પહોંચી જવામાટે આતુરતાથી ઊતાવળે ચાલે છે, જેમ કર્તવ્યનિષ્ઠવિદ્યાર્થી પોતાની પરીક્ષા ઉત્તીર્ણ થવા આતુરતાને વશ થઇ ધ્યાનપૂર્વક બહુ ઉત્સાહથી અભ્યાસ કરે છે, જેમ જૂગારી જૂગાર રમવાના સ્થાનભણી જૂગાર રમવા વેગપૂર્વક ચાલે છે, જેમ બાલકો ને બાલકોના જેવી બુદ્ધિવાળા મોટી વયના મનુષ્યો નટના ખેલ, બાજીગરના તમાસા, ભવાઇ, નાટક, સીનેમા કે બીજી મનોરંજક રમતો જોવામાટે આતુરતાને વશ થઇ તે સ્થાનભણી ઊતાવળે ચાલે છે તેમ ભકતે પોતાના હૃદયનાં દુઃખોનું શમન કરવામાટે અને પોતાના અંતઃકરણમાં અલૌકિકઆનંદનો આવિર્ભાવ કરવામાટે પોતાના ઇષ્ટદેવનું દર્શન કરવા પરમપ્રેમથી આતુરતાપૂર્વક ગતિ કરવી જોઇએ.

૯૯૮ જેમ સમુદ્રમાં રહેલાં મોતીઓ, મીઠું ને અન્યપદાર્થો અન્યને માટેજ હોય છે, જેમ નદીઓ, સરોવરો, કૂવા ને વાવોમાંનું જલ અન્યપ્રાણીઓને માટેજ છે, જેમ વૃક્ષોનાં, છોડવાનાં ને વેલાઓનાં પાન, ફૂલ, ફલ, ત્વચા ને કાષ્ઠ અન્યને માટેજ છે, તેમ ઉદાર-હૃદયના નિઃસ્પૃહપુરુષોનું ધન, વિદ્યા ને જીવનપણ અન્યસુપાત્રને માટેજ હોય છે.

૯૯૯ જેમ કોઈ નેત્રરોગરહિતમનુષ્ય સૂર્યની સાથે વિચરતો હોય તેને અંધકાર પીડી શકે નહિ, જેમ ચિંતામણિવાળાને દારિદ્રય પીડા કરી શકે નહિ, જેમ અગ્નિની સમીપ બેઠેલાને ટાઢ દુઃખ દઇ શકે નહિ, જેમ અગ્નિને ઉધઇ લાગી શકે નહિ અને જેમ જલને આગ બાળી શકે નહિ તેમ પોતાના અંતઃકરણને પરમાનંદરૂપ પરમાત્માની સમીપ રાખનાર ભક્તને ત્રિવિધ તાપ પીડી શકે નહિ, દુઃખો દુઃખાનુભવ કરાવી શકે નહિ.

૧૦૦૦ જેમ કસ્તૂરીમૃગ કસ્તૂરી મેળવવા ઘાસ ને માટીમાં તેનો શોધ કરે છે તેમ મૂર્ખમનુષ્યો પારમાર્થિકદૃષ્ટિએ પરમાનંદરૂપ છતાં આનંદ મેળવવા અન્યસ્થલે શોધ કરે છે.

૧૦૦૧ જેમ હુતાશનીનો અગ્નિ વાયુથી ઓલાઇ જતો નથી પણ તેના ઉપર વૃષ્ટિ પડવાથી તે ઓલાઇ જાય છે તેમ મધ્યમવૈરાગ્યવાળા-પુરુષને પોતાના જેવી સ્થિતિવાળાને જે વિષયો પ્રાપ્ત હોય તેમાં મોહ ઉપજતો નથી, પણ પોતાનાથી બહુ ચઢિયાતી સ્થિતિવાળાને અથવા દેવોને પ્રાપ્ત જે વિષયો છે તે વિષયો તેને પ્રાપ્ત થાય તો તેમાં તેની બુદ્ધિ મોહ પામે છે વા તેનો વૈરાગ્ય દૂર થઇ જાય છે.

૧૦૦૨ જેમ દશ કાણાવાળા પાત્રમાં ભરેલું જલ તેમાંથી તુરત બહાર વહી જાય છે પણ તેમાં રહી શકતું નથી તેમ અંતઃકરણનું સ્વાભાવિકસામર્થ્યપણ ઇંદ્રિયોના બહિર્મુખપણાથી શીઘ્ર બહાર વહી જાય છે, પણ તેમાં રહી શકતું નથી.

૧૦૦૩ જેમ ભસ્મકરોગ દૂર થવાથી મનુષ્યને પરિમિતઅન્નજલથી તૃપ્તિ થાય છે, તેમ દમવડે ઇંદ્રિયોને વશ રાખવાથી તેમને પરિમિત-વિષયસેવનથી તૃપ્તિ થાય છે.

૧૦૦૪ જેમ ચુંબકપાષાણુ સમીપ આવ્યાથી લોહ તેનાભણી ખેંચાય છે તેમ અનુકૂલવિષય સમીપ આવ્યાથી ઇંદ્રિયો તે અનુકૂલવિષયભણી ખેંચાય છે.

૧૦૦૫ જેમ લોહને બાળીને ભસ્મ કરી નાખવામાં આવે તો પછી ગમે તેવો મોટા ચુંબકપાષાણુ તેની સમીપ આવે તોપણુ તે લોહભસ્મ તેનાભણી ખેંચાતી નથી, તેમ વિષયોના અત્યંત તુચ્છપણાના નિશ્ચયથી ને પોતાના હૃદયાકાશમાં રહેલા પરમપવિત્રપરમાનંદના વિચારથી જ્યારે તે ઇંદ્રિયો અંતર્મુખ રહેવાના સ્વભાવવાળી થાય છે ત્યારે તેની સમીપ ગમે તેવો રમણીયવિષય આવે તોપણુ તે ઇંદ્રિયો તેનાભણી રાગપૂર્વક ખેંચાતી નથી.

૧૦૦૬ જેમ સૂર્યાદિના પ્રકાશનો વેગ ઘણો છે તેમ નેત્રના પ્રકાશનો વેગપણુ ઘણો છે.

૧૦૦૭ જેમ સિંહલદ્વીપમાં રહેનારને કેદારનાથની પ્રાપ્તિ દુર્લભ છે, જેમ ભાગ્યહીનને ચિંતામણિની પ્રાપ્તિ દુર્લભ છે, ને જેમ પાપીઓને સુખની પ્રાપ્તિ દુર્લભ છે તેમ કુસંસ્કારવાળાઓને ઉત્તમપ્રકારની શ્રદ્ધાની પ્રાપ્તિ દુર્લભ છે.

૧૦૦૮ જેમ મનુષ્યને જે ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય ને ચોષ્ય એવા આહારના પદાર્થોમાંથી જે પદાર્થો પોતાની શરીરપ્રકૃતિને અનુકૂલ ન આવતા હોય તેમાં તે મનુષ્યના અંતઃકરણની સાધારણ ઉદાસીનતા રહે છે, પણુ ક્વચિત્ક્વચિત્ તે પદાર્થભણી રાગનો વેગ વધવાથી તે પદાર્થનું ન્યૂનાધિક ભક્ષણુ થઇ જાય છે, તેમ જે વિષયાદિમાં ઝાંખા દોષદર્શનવડે અંતઃકરણુમાં ઝાંખી ઉદાસીનતા રહેતી હોય તે તે વિષયાદિમાં સંગાદિવડે રાગનો વેગ વધવાથી તે તે વિષયાદિના સેવનમાં ઇંદ્રિયો ને અંતઃકરણુ ન્યૂનાધિક વેગવાળાં થઇ જાય છે.

૧૦૦૯ જેમ કોઇ મનુષ્યે કોઇ પદાર્થનું ભક્ષણુ કરીને અથવા કોઇ પદાર્થનું પાન કરીને તુરત વમન કર્યું હોય તો તે વમન કરેલા પદાર્થમાં કેટલાક સમયસુધી તે મનુષ્યના અંતઃકરણુમાં પ્રીતિ ઉપજતી નથી, અને તેથી તેનું ભક્ષણુ કરવાની અથવા પાન કરવાની તેની પ્રવૃત્તિ

પણ થતી નથી, પણ પછી મનના ગતપ્રસંગના વિસ્મરણ કરવાના સ્વભાવથી અને તે પદાર્થ ખાનારના અથવા પીનારના સંગથી પુનઃ તે પદાર્થના ભક્ષણમાં અથવા પાનમાં મનુષ્યની મધ્યમવેગવાળી પ્રવૃત્તિ થવાનો સંભવ રહે છે, તેમ જે વિષયાદિમાં મધ્યમપ્રકારનું દોષદર્શન તથા ઉદાસીનતા થયાં હોય તે વિષયાદિમાં વિપરીતસંસ્કારના ઉદયવડે અને વિષયિજનોના સંગવડે મનુષ્યને પુનઃ રાગ પ્રકટે છે અને અંતઃકરણ તે વિષયના ચિંતનમાં ને ઇંદ્રિયો તે વિષયના સેવનમાં મધ્યમવેગપૂર્વક પ્રવૃત્ત થાય છે.

૧૦૧૦ જેમ મરણના હેતુરૂપ વિષમાં મનુષ્યની સ્વાભાવિકઉદાસીનતા છે, અર્થાત્ પોતાના જીવનને ઇચ્છનારો કોઇપણ વિવેકીમનુષ્ય વિષનું ભક્ષણ કરવા પ્રવૃત્ત થતો નથી, તેમ વિષયાદિમાં રહેલો ઘાટોઅનુરાગ બ્રહ્મમાં ચિત્તની એકાગ્રતા થવા દેતો નથી તેથી તે વિષયાદિને પોતાના આધ્યાત્મિકજીવનનાં વિઘાતક સમજી ઉત્તમોપરતિ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર વિવેકીએ તેઓમાં સ્વાભાવિકઉદાસીનતા રાખવી જોઇએ, અર્થાત્ પોતાના દેહનિર્વાહમાં ઉપયોગી હોય તથા પોતાના પ્રાપ્તવ્યવહારમાં આવશ્યક હોય તેથી ભિન્ન વિષયોમાં ચિત્તનો ને ઇંદ્રિયોનો વેગ ન રહેવા દેવો.

૧૦૧૧ જેમ પ્રકાશમાં અંધકાર લીન થઈ જાય છે તેમ બ્રહ્મમાં માયા લીન થઈ જાય છે.

૧૦૧૨ જેમ લૌકિકચંદ્રની ચંદ્રિકા (ચાંદની) રસિકસંસારિજનોને આનંદ આપે છે તેમ સુવિચારરૂપ અલૌકિક ને સુશીતળચંદ્રિકા શાંતરસપ્રિયમનુષ્યોને અવશ્ય આનંદ આપે છે.

૧૦૧૩ જેમ લૌકિકચંદ્રની ચંદ્રિકા સાગરના જલને કાંઠાભણી ઊછાળા મારતું કરે છે તેમ સુવિચારરૂપ અલૌકિક ને સુશીતળચંદ્રિકા મુમુક્ષુના હૃદયરૂપસાગરના ઉત્સાહરૂપજલને તે સાગરના પરતીરરૂપ બ્રહ્મભણી ઊછાળા મારતું કરે છે.

૧૦૧૪ જેમ લૌકિકચંદ્રની ચંદ્રિકા સૂર્યના તાપથી અકળાયેલા મનુષ્યોના શરીરનો તાપ દૂર કરે છે તેમ સુવિચારરૂપ સુશીતળ-

ચંદ્રિકા સંસારના તાપોથી અકળાયેલા મુમુક્ષુજનોનાં હૃદયોના તાપો દૂર કરે છે.

૧૦૧૫ જેમ ચોરને તથા વિયોગિકામુકમનુષ્યને આ લૌકિક-ચંદ્રની ચંદ્રિકા ગમતી નથી તેમાં ચંદ્રિકાનો વાંક નથી, પણ તે મનુષ્યોનાં દૂષિતહૃદયોનોજ વાંક છે, તેમ પામર અને વિષયિમનુષ્યોને સુવિચારરૂપ અલૌકિક ને સુશીતળચંદ્રિકા ન ગમે તેમાં આ ચંદ્રિકાનો વાંક નથી, પણ તે મનુષ્યોનાં દુષિતહૃદયોનોજ વાંક છે.

૧૦૧૬ જેમ અમૃતના પાનથી રોગોની નિવૃત્તિ થાય છે, તેમ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિથી મનુષ્યના ત્રિવિધતાપની નિવૃત્તિ થઈ જાય છે.

૧૦૧૭ જેમ સડકપર ચાલનારો મનુષ્ય કૂવામાં પડતો નથી તેમ સાત્ત્વિકીશ્રદ્ધાવાળોમનુષ્ય અધોગતિને પ્રાપ્ત થતો નથી.

૧૦૧૮ જેમ કુલટાના નાનાપ્રકારના શણગારો વિવેકીમનુષ્યોના ઉપહાસના વિષયરૂપ થાય છે તેમ શ્રદ્ધાવિનાના મનુષ્યની ધાર્મિક-ક્રિયાઓ ઉપહાસના વિષયરૂપ થાય છે.

૧૦૧૯ જેમ પાયાવિનાનું ગૃહ ટકી શકતું નથી તેમ સાત્ત્વિકીશ્રદ્ધા-વિનાના મનુષ્યનું સ્વધર્મપાલન ટકી શકતું નથી.

૧૦૨૦ જેમ શ્મશાનમાં કુકલ્પનાઓરૂપભૂતો ને વેતાલો નાચ્યા કરે છે તેમ શ્રદ્ધાવિનાના હૃદયમાં નાનાપ્રકારના સંશયો ને કુનિશ્ચયો નિર્ભયપણે વિચરે છે, અથવા વિષયચિંતનાદિ આસુરીવૃત્તિઓ સ્વચ્છંદે નાચ્યા કરે છે.

૧૦૨૧ જેમ રણમાં આમ્રાદિ સુંદર ને ઉપયોગી વૃક્ષો ઊગી શકે નહિ તેમ અપવિત્રઅંતઃકરણમાં સાત્ત્વિકીશ્રદ્ધા ઉપજી શકે નહિ.

૧૦૨૨ જેમ ક્ષારવિનાની સુંદરભૂમિમાં આમ્રાદિ સુંદરવૃક્ષો ઊગી શકે છે તેમ પવિત્રહૃદયમાં સાત્ત્વિકીશ્રદ્ધા આવિર્ભાવ પામે છે.

૧૦૨૩ જેમ સૂર્યોદય થવાથી ભૂતો, ચોરો, સિંહાદિ હિંસકપ્રાણીઓ ને ઘૂડ આદિ રાત્રે ઉડનારાં પક્ષીઓ સંતાઈ જાય છે, તેમ મનુષ્યના હૃદયમાં સાત્ત્વિકીશ્રદ્ધાનો ઉદય થતાં તેમાંથી નાનાપ્રકારના સંશયો, વિપરીતજ્ઞાનો, અસ્વસ્થતા ને અનુત્સાહ નષ્ટ થઇ જાય છે.

૧૦૨૪ જેમ સૂર્યોદય નાનાવિધ કમલોને પ્રફુલ્લિત કરે છે તેમ સાત્ત્વિકીશ્રદ્ધાનો ઉદય તે મનુષ્યના અંતઃકરણનો તથા મુખનો મનોરમ વિકાસ કરે છે.

૧૦૨૫ જેમ ભાગ્યહીનમનુષ્યને આરોગ્યની, પતિવ્રતા સ્ત્રીની, સુપુત્રની, ધનની, સારા નિવાસની, રસકૂપિકાની, સ્પર્શમણિની ને ચિંતામણિની પ્રાપ્તિ દુર્લભ છે, તેમ અવિવેકીમનુષ્યને સાત્ત્વિકીશ્રદ્ધાની પ્રાપ્તિ પણ દુર્લભ છે.

૧૦૨૬ જેમ કોઈ પ્રવાસીઓનો બીજા પ્રવાસીઓની સાથે માર્ગમાં કોઈ સ્થલે નિવાસ થાય છે તેમ સંસારમાર્ગમાં વિચરનારાઓનો પણ સ્વપરના ઉદય પામેલા કર્મને લીધે એક ઘરમાં જન્મ થાય છે એમ સમજી વિવેકીમનુષ્યે સંબંધિજનોમાં આરૂઢ રાગ ન ઉપજવા દેવો.

૧૦૨૭ જેમ દાવાનલ વનમાંનાં વૃક્ષાદિને બાળે છે તેમ ક્રોધ શરીરમાંના રુધિરાદિ દ્રવ્યને બાળે છે.

૧૦૨૮ જેમ કીડીઓ પ્રાયશઃ તેતરોને માટે દાણાનો સંગ્રહ કરે છે, ને જેમ મધમાખીઓ પ્રાયશઃ મધ પાડનારાઓ માટે મધનો સંગ્રહ કરે છે, તેમ લોભીમનુષ્યો બીજાઓને માટે દ્રવ્યનો સંગ્રહ કરે છે.

૧૦૨૯ જેમ લોકકથનપ્રમાણે ઉંઘતામનુષ્યની ભેંસ પાડો જણે છે, જેમ ઉંઘતામનુષ્યના ખેતરમાં કે ખળામાં ચોરી થાય છે ને જેમ ઉંઘતાંઉંઘતાં દળનારીનો લોટ વાછડાં કે કૂતરાં ખાઈ જાય છે, તેમ પ્રીતિવિના કરેલા કામનું ફલ પણ કાચી અવસ્થામાં સૂકાઈ જાય છે.

૧૦૩૦ જેમ આકડાનું તૂલ વાયુના ગમનાગમનને વશ છે તેમ આ લોકનાં ને પરલોકનાં સર્વશુભકાર્યોની સિદ્ધિ અડગઉત્સાહને વશ છે.

૧૦૩૧ જેમ વિષ શરીરમાંના અલ્પવ્રણદ્વારા (ઘાદ્વારા) શરીરમાં રહેલા રુધિરને પામી આખા શરીરમાં પ્રસરી જાય છે, તેમ ચિત્તદોષ –મનમાં–અણુમાત્ર અવકાશ પામીને અંતઃકરણમાં પ્રસરી જાય છે.

૧૦૩૨ જેમ કોઇ ચંડ (ક્રોધી) નૃપતિની આજ્ઞાથી તેલથી પરિપૂર્ણ પાત્ર હાથમાં લઇને કોઇ પુરુષ ઉઘાડી તરવારોવાળા રાજપુરુષોથી વીંટાઇને આમાંથી એકપણ બિંદુ પડશે તો અવશ્ય આ રાજપુરુષો

મને મારી નાંખશે એવા ભયથી તે પાત્રમાંના તેલનું રક્ષણ કરવામાં તત્પર રહે છે તેમ બ્રહ્મચર્યાદિ વ્રત પાળનારે નરકાદિના ભયનો વિચાર કરી પોતાના તે વ્રતનું પરમધૈર્ય ને અત્યંતસાવધાનતાથી સર્વદા રક્ષણ કરવું જોઇએ.

૧૦૩૩ જેમ ભયંકર વિષધરસર્પને પોતાના શરીરભણી આવતો જોઇને આ મને કરડશે એવા ભયથી મનુષ્ય સત્વર ઊભો થાય છે તેમ જ્યારે પ્રમાદ, આલસ્ય ને વિષયાનુરાગાદિની પ્રતીતિ પોતાના મનમાં થાય ત્યારે સાધકે તુરત સ્વકર્તવ્યનું સ્મરણ, ઉદ્યોગ ને વૈરાગ્યાદિરૂપ તેનો પ્રતિકાર કરવો.

૧૦૩૪ જેમ ઘણાભારથી ભરેલું ગાડું વહન કરનાર બળદોને, ભાર ઘણો તાણવો પડે છે ને માર્ગમાં ખાવામાટે માત્ર અલ્પઘાસ મળે છે તેમ વિષયાભિલાષીમનુષ્યોને વિષયોની પ્રાપ્તિ કરવામાટે ઘણું દુઃખ ભોગવવું પડે છે, ને તેના પ્રમાણમાં તેમને વિષયજન્યસુખ તો ઘણું થોડું મળે છે.

૧૦૩૫ જેમ વિવેકીમનુષ્ય અફીણ તથા મદ્યાદિ અત્યંતઅસાર ને અપકારકપદાર્થોના સેવનમાં પોતાની ઇચ્છાથી કે પરના આગ્રહથી પ્રવૃત્ત થતો નથી તેમ મુમુક્ષુ વિષયસેવનને અત્યંતઅસાર ને અપકારક જાણી તેમાં સ્વેચ્છાથી કે પરેચ્છાથી પ્રવૃત્ત થતો નથી.

૧૦૩૬ જેમ સર્વભૂમિને આચ્છાદાન કરવામાટે પૂરતું ચર્મ મળી શકવા સંભવ નથી પણ પાદત્રાણમાં જોઇતા થોડા ચર્મવડે સર્વપૃથિવી આચ્છાદિત થઇ ગયેલી અનુભવાય છે, તેમ બહારના સર્વપદાર્થો નિવારણ કરવાનું મનુષ્યમાં સામર્થ્ય નથી, પણ જો પોતાના ચિત્તનું બહિર્મુખપણું નિવારણ કરવા કોઇ મનુષ્ય ચાહે તો તે થઇ શકે એમ છે.

૧૦૩૭ જેમ સ્થૂલશરીરના કોઈ વ્યાધિથી પીડિત મનુષ્ય કોઇપણ કર્મમાં સમર્થ થતો નથી તેમ કર્તવ્યની સ્મૃતિવિનાનું ને પોતાની વર્તમાન સ્થિતિના જ્ઞાનના અભાવવાળું વ્યાકુલચિત્તપણ કોઇ કર્મમાં સમર્થ થતું નથી.

૧૦૩૮ જેમ અસિપત્રવનનામનું નરક ને નરકમાંના ગૃધ્રાદિ પક્ષીઓ પાપીમનુષ્યનાં પાપકર્મોથી તેને દુઃખ દેવામાટે ઉપજ્યાં છે તેમ મનુ-

જ્યને પીડા કરનારા લોકોપણ મનુષ્યના કોઇ કુકર્મથી તેને દુઃખ દેવામાટે ઉપજ્યા છે.

૧૦૩૯ જેમ કોઇ રાજા મારવાયોગ્ય મહાપરાધીમનુષ્યનો હાથ કાપીને તેને છોડી દે તો તે મહાપરાધીનું નઠારું થયું કહેવાય નહિ તેમ જો પાપીમનુષ્યને વર્તમાનમાં પ્રાપ્ત થતાં દુઃખોવડે તે ભવિષ્યના નરકના મહાન્ દુઃખથી મોકળો થાય તો તે પાપીમનુષ્યનું નઠારું થયું કહેવાય નહિ.

૧૦૪૦ જેમ કોઇ રાજસેવક પોતાના રાજાની પ્રજામાંના કોઇ ગૃહસ્થને પીડા કરે છે તો તે દીર્ઘદર્શીગૃહસ્થ તે રાજસેવકની પછવાડે રાજાના બલને જુએ છે, તેથી તે રાજસેવકને સામી પીડા આપવા પ્રવૃત્ત થતો નથી, તેમ વિવેકીએ પોતાના ઉપર અપકાર કરનાર પ્રાણીના હૃદયમાં રહેલ પરમાત્માને જોઇને તે અપકાર કરનાર પ્રાણીને પીડા કરવા પ્રવૃત્ત થવું ઉચિત નથી.

૧૦૪૧ જેમ હાથ આદિ બહુ પ્રકારના ભેદોવડે શરીર એક છે ને તે પરિપાલન કરવાયોગ્ય છે, તેમ જગત્માંનાં સર્વપ્રાણીઓ ભિન્ન ભિન્ન છતાં તેઓ તારા સ્વરૂપથી ભિન્ન નથી, માટે તારે તારા શરીરની પેઠે તેઓ પરિપાલન કરવાયોગ્ય છે.

૧૦૪૨ જેમ કોઇ બાલકોએ વિનોદ મેળવવા કરેલાં ધૂળનાં ઘોલકાં ભૂંસી નાખવાથી તે બાલકો રડે છે, પણ મોટા વયના માણસને તેની કાંઇ અસર થતી નથી, તેમ મૂર્ખમાણસોને ભલે સ્તુતિનિંદાની અસર થાય, પણ વિવેકીમનુષ્યોને સ્તુતિનિંદાની કાંઇ અસર થતી નથી.

૧૦૪૩ જેમ કોઇ તરસ્યોમનુષ્ય ઉષ્ણકાલમાં મિષ્ટ ને શીતલજલને પીને પ્રસન્ન થાય તેમ વિવેકીએ પોતાના નેત્રવડે સર્વપ્રાણીઓને જોઇને સર્વદા પ્રસન્ન થવું જોઇએ.

૧૦૪૪ જેમ વર્ષાઋતુની ઘાટાઅંધકારવાળી રાત્રિમાં વીજળી ક્ષણવાર પોતાનો પ્રકાશ દેખાડે છે તેમ પરમાત્માની કૃપાથી આ સંસારના ઘાટાઅંધકારમાં કોઇ પુણ્યવાન્ મનુષ્યની કયારેક ક્ષણવાર પુણ્યકર્મના અનુષ્ઠાનમાં બુદ્ધિ થાય છે.

૧૦૪૫ જેમ બલવાન્ પુરુષના આશ્રયવડે કોઈ મહાન્ અપરાધ કરનારો પણ તે અપરાધના ફલથી નિર્ભય થાય છે તેમ અજ્ઞાનકાલમાં અતિભયંકર પાપો કરીને પણ પરમાત્માના આશ્રયથી ક્ષણવારમાં ભક્તજનોવડે તે પાપોનું અતિક્રમણ કરાય છે.

૧૦૪૬ જેમ કસાઈને ઘેર મારવાને માટે બાંધેલાં બકરાં ક્રમપૂર્વક મરાય છે તેમ મનુષ્યનો પણ મરવાનો વારો ક્રમપૂર્વક અવશ્ય આવશે.

૧૦૪૭ જેમ શસ્ત્રવિદ્યામાં કુશલપુરુષ ખડ્ગવડે શત્રુ સાથે યુદ્ધ કરતી વેળા પોતાનું રક્ષણ ને શત્રુનો નાશ કરે છે તેમ વિવેકીમનુષ્ય સાવધાનતા ને ધૈર્યથી ક્લેશોના પ્રહારોનું નિવારણ કરે છે અને નિર્ભયપણે ક્લેશોના ઉપર સુદૃઢ પ્રહાર કરે છે.

૧૦૪૮ જેમ શત્રુની સાથેના ખડ્ગયુદ્ધમાં હાથમાંથી કોઇ કારણથી ચલાયમાન થયેલા ખડ્ગને શત્રુના ભયનો વિચાર કરીને મનુષ્ય શીઘ્ર ગ્રહણ કરે છે તેમ પારમાર્થિકકર્તવ્યની સ્મૃતિરૂપખડ્ગ ચલાયમાન થાય તો નરકોનું સ્મરણ કરીને પુનઃ તે સ્મૃતિ મોક્ષસાધકે શીઘ્ર ગ્રહણ કરવી જોઇએ.

૧૦૪૯ જેમ સૂર્યના પ્રકાશવડે આ પૃથિવીપર ફેલાયલો ભય ઉપજાવનારો અંધકાર દૂર થાય છે તેમ પ્રભુના દર્શનવડે ભક્તના અંતઃકરણમાં ભરાઇ બેઠેલો ભય ઉપજાવનારો અજ્ઞાનરૂપઅંધકાર દૂર થાય છે.

૧૦૫૦ જેમ રમણીય સૂર્યપ્રકાશ વૃક્ષો, દિવાચરપ્રાણીઓ ને પર્વતાદિને હસતાં કરે છે તેમ પ્રભુનું દર્શન ભક્તના અંતઃકરણને હસતું કરે છે.

૧૦૫૧ જેમ ઊનાળાના મધ્યાહ્નકાલનો સૂર્ય પૃથિવીને તપાવે છે તેમ પ્રભુનો વિયોગ ભક્તને તપાવે છે.

૧૦૫૨ જેમ ગ્રીષ્મઋતુના મધ્યાહ્નકાલનો સૂર્ય સમુદ્રાદિના જલનું શોષણ કરે છે તેમ પ્રભુનો વિયોગ ભક્તના હૃદયકુસુમના રસનું શોષણ કરે છે.

૧૦૫૩ જેમ ઊનાળાના મધ્યાહ્નનો પ્રચંડસૂર્ય મનુષ્યાદિના શરીરબલને શિથિલ કરે છે તેમ પ્રભુનો દારુણવિયોગ ભક્તના બુદ્ધિબલને શિથિલ કરે છે.

૧૦૫૪ જેમ અગ્નિના તાપથી ધાતુના મેલ બળી જઈ તે સ્વચ્છ થાય છે તેમ પ્રભુના વિરહના તાપથી તપીને શુદ્ધ થયેલો ભક્ત કૃતાર્થ થાય છે.

૧૦૫૫ જેમ નઠારું રૂ જેમાં ભરેલું છે એવી રૂની ગાંસડીનો ભાવ તેપરના નામાંકિત વ્યાપારીના નામથી સારા રૂની ગાંસડીના જેટલો આવતો નથી, તેમ શાસ્ત્રમાં કહેલા લક્ષણવાળા શ્રીસદ્‌ગુરુના માત્ર શિષ્ય કહેવરાવવાથીજ જ્ઞાનના પ્રતિબંધક ચિત્તાદિના દોષોને દૂર કરવામાટે પ્રયત્ન કર્યાવિના મોક્ષપ્રાપ્તિ થઈ જતી નથી.

૧૦૫૬ જેમ સુવર્ણવિના બીજી ધાતુના પાત્રમાં સિંહણનું દૂધ રાખવામાં આવે તો તે દૂધ તે પાત્રને ભેદીને વહી જાય છે, તેમ મલિન અને ચંચલ અંતઃકરણવિષે મોક્ષના હેતુરૂપ જીવબ્રહ્મના અભેદનું જ્ઞાન સ્થિત થતું નથી.

૧૦૫૭ જેમ શુદ્ધ અને સ્થિરજલવિષેજ સૂર્યચંદ્રનું સ્પષ્ટપ્રતિબિંબ પડે છે, તેમ શુદ્ધ અને સ્થિરઅંતઃકરણવિષેજ ચક્રવર્તિરાજાથી હજારોગણો અધિક અને નિરુપાધિકઆત્માનંદનો અનુભવ થાય છે.

૧૦૫૮ જેમ રોગીને રોગનિવૃત્તિમાટે ઔષધ અને પથ્યસેવનની અગત્ય છે, તેમ આ ભવરૂપ મહાન્ રોગવાળાને તે ભવરોગ દૂર કરવાના ઔષધરૂપ શુભકર્મ, ઉપાસના અને શ્રવણાદિની સાથે અંતઃકરણ અને ઇંદ્રિયોના અયોગ્યવેગોને વિવેકવૈરાગ્યાદિથી દૂર રાખવારૂપ પથ્યસેવનની બહુ અગત્ય છે.

૧૦૫૯ જેમ રોગી ઔષધસેવન કરતો હોય પણ અપથ્યભોજન કરતો હોય તો તેનો રોગ દૂર થતો નથી, તેમ અંતઃકરણ અને ઇંદ્રિયોની અયોગ્ય માર્ગે પ્રવૃત્તિ થવા દઈ જિજ્ઞાસુ ગમે તેટલો નિત્યનૈમિત્તિકકર્મવિષે આગ્રહ રાખે, ઉપાસના વા પ્રાણાયામ કરે અને સદ્‌ગ્રંથોનું ગ્રહણ કરે તોપણ તેને યોગ્યફલસિદ્ધિ થતી નથી.

૧૦૬૦ જેમ કલ્પલતાનું અવલંબન કરનારો પુરુષ દરિદ્રી હોય તોપણ તેનું દારિદ્રય રહેતું નથી, તેમ સુબોધનું યથાર્થગ્રહણ કરી પોતાના આચરણમાં લાવનાર પુરુષ પૂર્વે ભલે અત્યંત દીન—સાધન-

હીન-દુરાચારી હોય તોપણ કાલે કરીને તે અજ્ઞાનરૂપ દારિદ્રયથીરહિત થઈ ચક્રવર્તિરાજાના આનંદથી માંડીને હિરણ્યગર્ભના આનંદનો જેમાં અંતર્ભાવ છે એવા બ્રહ્માનંદને પ્રાપ્ત થાય છે.

૧૦૬૧ જેમ ચોરી કરી આવીને ચોરેલા દ્રવ્યનું દાન કરવાથી ચોરીનું પાપ નિવૃત્ત થતું નથી તેમ પાપકર્મો કરીને સંધ્યા કરવાથી તે પાપોની નિવૃત્તિ થતી નથી.

૧૦૬૨ જેમ ઇષ્ટદેવાદિનું પૂજન પુણ્યનું ઉત્પાદક છે તેમ આચાર્ય અને માતપિતાનેપણ દેવરૂપ ગણી તેમનું પૂજન કરવામાં આવે તો તે પણ પુણ્યનું ઉત્પાદક છે.

૧૦૬૩ જેમ જન્મબધિરને શબ્દગ્રહણ કરવાના કરણનો અભાવ હોવાથી શબ્દનું અસ્તિત્વ નથી એમ કહેવાય નહિ તેમ બ્રહ્મતત્ત્વ સૂક્ષ્મતમ હોવાથી નેત્રેંદ્રિયવડે અથવા મલિન ને ચંચલબુદ્ધિવડે ન દેખાય તો તેનું અસ્તિત્વ નથી એમ કહેવાય નહિ.

૧૦૬૪ જેમ પરમાણુ આદિ સૂક્ષ્મતત્ત્વને સ્થૂલબુદ્ધિવાળા ગ્રહણ ન કરી શકે તેથી પરમાણુના અભાવનો અંગીકાર ન કરી શકાય તેમ સ્થૂલબુદ્ધિવાળાને બ્રહ્મનું દર્શન ન થાય તો તેથી બ્રહ્મના અભાવનો અંગીકાર ન કરી શકાય.

૧૦૬૫ જેમ જડવસ્તુઓ, ઇંદ્રિયો ને અંતઃકરણના અભાવથી, વિશ્વમાંની સ્થાવરજંગમવસ્તુઓને ગ્રહણ કરવાને સમર્થ ન થાય, તેથી તે વસ્તુઓનો અસદ્ભાવ સ્વીકારી શકાય નહિ તેમ હૃદયની યોગ્યતાના અભાવથી જો બ્રહ્મસાક્ષાત્કાર ન થાય તો તેથી તે બ્રહ્મનો અસદ્ભાવ સ્વીકારી શકાય નહિ.

૧૦૬૬ જેમ કોઈ વિનાસમજે પછવાડે પડેલ વસ્તુ સંમુખદેશમાં શોધવા નીકળે તો આખી પૃથિવી ફરે ત્યારે તેનો આરો આવે છે તેમ વિનાવિચારે કરેલો યત્નપણ ઘણે કાલે ફલદાતા નીવડે છે.

૧૦૬૭ જેમ પોતાને મરવામાટે એક છરીમાત્ર પૂર્ણ છે અને તલવાર, ભાલા ને બંદુક ઇત્યાદિની અપેક્ષા પ્રસંગવશાત્ અન્યને મારવા મટે છે, તેમ જેને પોતાના દુઃખની નિવૃત્તિ કરી પરમાનંદ

પ્રાપ્ત કરવો છે તેનો તો એકાદ શાસ્ત્રનો યથાવિધિ વિચારપણ પૂરતો છે, પરંતુ જેને ઘણાના દુઃખની નિવૃત્તિ કરવી હોય તેને અન્યજનોની બુદ્ધિના સમાધાનમાટે ઘણાં શાસ્ત્રોના વિચારની અપેક્ષા છે.

૧૦૬૮ જેમ ભાષાભેદે તથા અવસ્થાભેદે જલના નામમાં તથા તેના સ્વરૂપની સમજમાં ભેદ હોય છે, પણ તે જલવસ્તુ ભિન્ન નથી, તેમ એક પરમાત્મામાં પરમેશ્વર, જીહોવા, ગૉડ ને અલ્લાહ ઇ૦ ભિન્ન ભિન્ન નામો પૃથિવીપરના ભિન્ન ભિન્ન દેશના લોકોએ પોતપોતાની ભાષામાં આપ્યાં છે.

૧૦૬૯ જેમ એક માબાપનાં અજ્ઞાનછોકરાં પોતાનાં માબાપ એકજ છે એ વાતના અજ્ઞાનથી પરસ્પર ગાળો દે છે, પણ વિચાર કરતાં નથી જે એ ગાળો અન્યને નહિ પણ પોતાનાંજ માબાપને લાગુ પડે છે, તેમ સર્વધર્મવડે પ્રતિપાદ્ય પરમાત્મા એકજ હોવાથી એક મતવાળા બીજા મતના ઈશ્વરની નિંદા કરે તો તે પોતાનાજ ઈશ્વરની નિંદા કરે છે.

૧૦૭૦ જેમ અભ્રાંત સર્વમનુષ્યને "હું અમુક વ્યક્તિ છું" એટલે "મારું નામ અમુક છે, મારી જાતિ અમુક છે, હું અમુકનો પુત્ર છું" ઇ૦ વિષયમાં લેશપણ સંશય નથી, તેમ જ્ઞાનીને "હું પ્રત્યગભિન્નબ્રહ્મ છું" આવા પોતાના સ્વરૂપમાં લેશપણ સંશય નથી.

૧૦૭૧ જેમ શકટનીચે ચાલ્યું જતું શ્વાન શકટનો ભાર પોતે વહન કરે છે એવું મિથ્યાભિમાન ધારણ કરી દુઃખી થાય છે તેમ અજ્ઞાની-જીવ પોતાનામાં કર્તાપણાનું મિથ્યાભિમાન ધારણ કરીને દુઃખી થાય છે.

૧૦૭૨ જેમ સૂકું કાષ્ઠ પ્રદીપ્તઅગ્નિમાં પડે તો તે કાષ્ઠ મટીને અગ્નિરૂપ થાય છે તેમ પોતાનું કર્તવ્ય જાણનાર સાધકપણ જો પોતાનું મન શ્રદ્ધાભક્તિથી બ્રહ્મમાં અર્પણ કરે તો તે જીવ મટીને બ્રહ્મરૂપ થઇ જાય છે.

૧૦૭૩ જેમ મલિનદર્પણમાં વસ્તુનું યથાર્થપ્રતિબિંબ પડી શકતું નથી, તેમ અશુદ્ધચિત્તમાં શ્રવણ કરેલા અર્થનું યથાર્થસ્મરણ થઇ શકતું નથી.

૧૦૭૪ જેમ શ્વાસપ્રશ્વાસ કોઇને સહજ વશ થતો નથી, તેમ ક્રોધપણ કોઇને સહજમાં વશીભૂત થઇ શકતો નથી.

૧૦૭૫ જેમ પ્રવાહરહિતજલ મલિન થઇ જાય છે, તેમ દાન વિનાનું સંગ્રહ કરી રાખેલું દ્રવ્યપણ પાપયુક્ત રહેવાથી સંગ્રહ કરનારથી સુખપૂર્વક ભોગવી શકાતું નથી.

૧૦૭૬ જેમ રાજમંદિરના દ્વારપર રહેનારા દ્વારપાલોને પ્રસન્ન કર્યાવિના રાજમંદિરમાં જવા ઇચ્છનારા પુરુષથી તેમાં જઈ શકાતું નથી, તેમ મોક્ષમંદિરનાં દ્વારમાં રહેલા શમ, વિવેક, સંતોષ ને સાધુસમાગમ એ ચાર દ્વારપાલોને પ્રસન્ન કર્યાવિના મુમુક્ષુથી મોક્ષમંદિરમાં જઈ શકાતું નથી.

૧૦૭૭ જેમ શરીરપરનો કોઢ શરીરના રૂપલાવણ્યને ઢાંકે છે તેમ માણસમાં રહેલો લોભ તેના સારા ગુણોને ઢાંકે છે.

૧૦૭૮ જેમ તૃણરહિતપ્રદેશમાં પડેલો અગ્નિ પોતાની મેળેજ શાંતિ પામે છે પણ કાંઇ નુકશાન કરી શકતો નથી તેમ દુર્જનપણ જેના હાથમાં ક્ષમારૂપી તલવાર છે તેને જોઈ શાંત થઈ જાય છે અને તેને કાંઇ નુકશાન કરી શકતો નથી.

૧૦૭૯ જેમ રાત પછી દિવસ ને દિવસ પછી રાત આવે છે, તેમ કર્મોના પરિપાકાનુસાર દુઃખ પછી સુખ ને સુખ પછી દુઃખ આવે છે.

૧૦૮૦ જેમ મનુષ્યને અનુકૂલપ્રારબ્ધથી ધનના લાભના પ્રસંગો આવી મળે છે, તેમ પ્રતિકૂલપ્રારબ્ધનો યોગ થયે ધનની હાનિના પ્રસંગો પણ આવી મળે છે.

૧૦૮૧ જેમ કોઈ મનુષ્યે પોતાનાં મલમૂત્રનો દોષદૃષ્ટિવડે ત્યાગ કર્યો હોય, પછી એ મલમૂત્રની કોઇ પામર નિંદા કરે તો તે નિંદાથી તેમના ત્યાગ કરનાર મનુષ્યને કાંઈ માઠું લાગતું નથી, તેમ પોતાના સ્થૂલસૂક્ષ્મશરીરને અસત, જડ ને દુઃખરૂપ ધારીને જે જ્ઞાનીએ પોતાના આત્મામાંથી તેમનો ત્યાગ કર્યો હોય તે જ્ઞાની તેમની નિંદાથી સંતપ્ત થતો નથી.

૧૦૮૨ જેમ શીલામાં વાવેલું બીજ ફલરહિત છે તેમ દીક્ષા લીધા વિનાની જપતપાદિક્રિયાપણ ફલરહિત છે,

૧૦૮૩ જેમ સૂપડું, ધૂળ ને કાંકરા આદિ અન્નમાંથી અસારવસ્તુને દૂર કરે છે અને શુદ્ધઅન્નને ગ્રહણ કરી રાખે છે તેમ વિવેકીએ અસારવિચાર તથા પ્રવૃત્તિને ત્યજી શુભવિચાર તથા શુભપ્રવૃત્તિ ગ્રહણ કરવાં જોઇએ.

૧૦૮૪ જેમ ચાલણી લોટરૂપ સારભૂત વસ્તુને ત્યજી દે છે અને ચાલણરૂપ અસારવસ્તુને ગ્રહણ કરી રાખે છે, તેમ વિવેકીએ શુદ્ધ-વિચાર અને શુદ્ધપ્રવૃત્તિને ત્યજીને અશુદ્ધવિચાર ને અયોગ્યપ્રવૃત્તિ ન ગ્રહણ કરવાં જોઇએ.

૧૦૮૫ જેમ દેશ, કાલ, સ્થિતિ ને રુચિના ભેદથી મનુષ્યોના પહેર-વેશમાં ફેર પડે છે, તેમ દેશ, કાલ સ્થિતિ ને રુચિના ભેદથી પરમા-ત્માને પ્રાપ્ત કરવાના ઉપાયોનું સ્વરૂપ પણ બદલાય છે.

૧૦૮૬ જેમ પવિત્ર માનસસરોવરમાં રહેનારો હંસ ખાબોચિયાને કાંઠે વસનારા બગલાઓના ટોળામાં શોભે નહિ, જેમ મૃગરાજ બકરાના ટોળામાં શોભે નહિ, જેમ મહાશ્રીમંત રાંકાંઓનાં ટોળામાં શોભે નહિ, જેમ મહાપવિત્રપુરુષ મહામલિનપુરુષોનાં ટોળામાં શોભે નહિ, ને જેમ ગરુડ અળસીઆઓના ટોળામાં શોભે નહિ તેમ મહાજ્ઞાની કે મહાયોગી પ્રાકૃતમનુષ્યોના સમૂહમાં શોભે નહિ.

૧૦૮૭ જેમ પિંજરામાં પૂરેલો બલવાન્ સિંહ પોતાના તીક્ષ્ણનખ-વાળા પંજાથી દૃઢપિંજરાને તોડી નાંખી અરણ્યમાં સ્વતંત્રપણે વિચરે અને જેમ પિંજરામાં પૂરેલો બલવાન્ ગરુડ પોતાની તીક્ષ્ણચાંચથી દૃઢપિંજરાને તોડી નાંખી આકાશમાં સ્વતંત્રપણે ઊડે, તેમ મુમુક્ષુએ ત્રણ શરીરરૂપી દૃઢપિંજરાને પરવૈરાગ્યવડે તોડી નાંખી—તેમાંથી અહુંતા મમતા મૂકી—બ્રહ્મારણ્યમાં વા ચિદાકાશમાં સુખે સ્થિતિ કરવી જોઇએ.

૧૦૮૮ જેમ બાહ્યવિષયોભણી વેગવાળાં દશ ઇંદ્રિયો ને અગી-આરમું મન સુભાગ્યહીન દરિદ્રીજેવાં છે તેમ જેઓ ચિંતામણિસમાન આત્માની તરફ પીઠ કરી સંમુખ પ્રતીત થતા તુચ્છબાહ્યવિષયોભણી વેગપૂર્વક દોડે છે તેઓપણ સુભાગ્યહીન દરિદ્રીજેવા છે.

૧૦૮૯ જેમ લતા વૃક્ષને ગાઢઆલિંગન કરીને સ્થિત થયેલી જણાય છે, તેમ ભક્તપણ પ્રભુની અભિમુખ રહી તેઓના સ્વરૂપ સાથે ગાઢ-પ્રેમાલિંગન (પ્રતિબિંબનું ગ્રહણ) કરીને સર્વદા સ્થિત રહે છે.

૧૦૯૦ જેમ સૂર્યનાં કિરણો પૃથિવીપર પડી તેને પ્રકાશવાળી કરે છે, ને જેમ ચંદ્રનાં કિરણો મહાસાગરપર પડી તેની શોભામાં વધારો કરે છે, તેમ પરમાત્માના નિરુપમસ્વરૂપનું પ્રતિબિંબ ભક્તમાં પડી તેને વધારે પ્રકાશવાળો ને વધારે શોભીતો કરે છે.

૧૦૯૧ જેમ ઉંચાંવૃક્ષો, ઉંચાપ્રાસાદો ને પર્વતોનાં ઉંચાંશિખરો આકાશનો સ્પર્શ કરી રહ્યાં હોય એમ જણાય છે, ને જેમ વાયુપણ આકાશનો સ્પર્શ કરીને રહેલો જણાય છે તેમ પ્રભુનો ભક્તપણ પ્રભુના સ્વરૂપનો સર્વદા સ્પર્શ કરીને રહ્યો હોય એમ જણાય છે.

૧૦૯૨ જેમ કોઇ પ્રજ્વલિત મહાન્ અગ્નિમાંથી કોઈ તણખો જુદો પડે ત્યારે તે તણખાનો કાષ્ઠાદિ ઉપાધિ સ્વલ્પ હોવાથી તે તણખો ન્યૂનપ્રકાશવાળો તથા ન્યૂનદાહકશક્તિવાળો પ્રતીત થઇ ઓલાઇ જવાના પ્રવાહમાં તણાતો જાય છે, તેમ જીવપણ તેનો ઉપાધિ અજ્ઞાનનો અંશ વા અંતઃકરણ સ્વલ્પ હોવાથી ન્યૂનજ્ઞાનવાળો–અલ્પજ્ઞ–ને ન્યૂનસામર્થ્યવાળો–અલ્પશક્તિમાન–પ્રતીત થઇ જન્મમરણના પ્રવાહમાં વહેતો જણાય છે.

૧૦૯૩ જેમ ચક્રવર્તિમહારાજાધિરાજના નાના બાલકને ચોરીને અરણ્યમાં રહેનારો કોઇ ભિલ્લ અરણ્યમાં લઇ જાય, પછી તે રાજ-કુમાર પોતાને ભિલ્લનો પુત્ર માની તે ભયંકર વનમાં ભટકયા કરે છે ને મહાદુઃખનો અનુભવ કરે છે તેમ જીવ વ્યવહારપક્ષે પરમાત્માના અંશરૂપ હોવાથી પુત્રરૂપ છે અને તેને અજ્ઞાનરૂપ ભિલ્લે પકડીને આ ભવારણ્યમાં પૂરી રાખ્યો છે ને તે આ ભયંકર ભવારણ્યમાં મહાદુઃખનો નિરંતર અનુભવ કર્યા કરે છે.

૧૦૯૪ જેમ પૂર્વોક્ત ચક્રવર્તિમહારાજાધિરાજ પોતાના તે પુત્રના પુણ્યનો ઉદય થતાં તેને અરણ્યમાં અચાનક મળી જાય, ને તેને પોતાના પુત્રરૂપે ઓળખી તે ભિલ્લની પાસેથી બલાત્કારે લઇને પોતાના

નગરમાં લઈ આવે ને તેને પોતાના ઐશ્વર્યવડે સુખી કરે, તેમ જીવના કોઈ મહાપુણ્યનો શીઘ્ર ઉદય થાય છે ત્યારે પરમાત્માની તેના ઉપર પૂર્ણકૃપા થાય છે ને તેઓશ્રી તેને અજ્ઞાનથી મોકળો કરી પોતાનાં વાસ્તવિકસ્વરૂપનું ભાન કરાવી પરમસુખી કરે છે.

૧૦૯૫ જેમ જે દાણો ઘંટીના ખીલડાથી જુદો પડે તે ઘંટીના બે પડમાં દબાઇ જાય છે, તેમ જીવપણ પરમાત્મારૂપ ખીલડાથી જુદો પડવાથી પૃથિવી ને આકાશરૂપ બે પડની અંતર ભયંકર આપત્તિઓ-વડે દબાઈ જાય છે.

૧૦૯૬ જેમ માગણ ઉદારના મુખસામું જુએ છે, પણ કૃપણના મુખસામું કદીપણ જોતો નથી અને જેમ ખેડુત જલમાટે મેઘસામું જુએ છે, પણ સમુદ્રસામું કદીપણ જોતો નથી તેમ ભક્ત પરતંત્રતા કાપનાર પ્રભુના સામું નિરંતર દીનભાવથી જુએ છે પણ સંસારના મનુષ્યોભણી કદીપણ જોતો નથી.

૧૦૯૭ જેમ કુભાર્યાને વશ થયેલો પતિ દુઃખી થાય છે તેમ અવિદ્યાને વશ થયેલો જીવ પરમદુઃખી થાય છે.

૧૦૯૮ જેમ પાણીમાંથી માખણ કદીપણ નીકળે નહિ, જેમ રેતી-માંથી તેલ કદીપણ નીકળે નહિ, જેમ ખપાટના પાનડામાંથી રસ કદીપણ નીકળે નહિ, જેમ વિશાલ જગત્‌માં ભ્રમણ કરતાં સસલાનાં શિંગડાં કદીપણ મળે નહિ ને જેમ જુવારબાજરાનાં ઢુંસાનું દોરડું કદીપણ વણાય નહિ, તેમ બંધન કરનાર ને દુઃખદસ્વભાવવાળા વિષયોમાંથી કદીપણ સાચો આનંદ મળી શકેજ નહિ.

૧૦૯૯ જેમ સૂર્ય પોતાના પ્રકાશથી પૃથિવીપરના અંધકારનો નાશ કરે છે, તેમ ભક્તવત્સલપ્રભુ પોતાના અમોઘકૃપાનાં કિરણોવડે ભક્તના હૃદયમાંના ત્રિવિધદુઃખોનો વિનાશ કરે છે.

૧૧૦૦ જેમ ક્ષિતિજની (horizon) પેલી તરફના પદાર્થો મનુષ્યોને પ્રતીત થતા નથી તેમ પોતાના પાછલા અસંખ્ય જન્મોનાં પાપો મનુષ્યોને પ્રતીત થતાં નથી.

૧૧૦૧ જેમ ગંગામાં ભળેલું મલિનજલ ગંગાજલરૂપ થઈ જાય છે, તેમ પ્રભુમાં ભળેલો ભક્ત પાપરહિત થઇ જાય છે.

૧૧૦૨ જેમ સૂર્યના તાપથી પૃથિવીપરનો ધુમસ ઊડી જાય છે, તેમ શ્રીસદ્ગુરુના ઉપદેશના પ્રતાપથી શિષ્યના હૃદયમાંની વિષયતૃષ્ણા ઊડી જાય છે.

૧૧૦૩ જેમ અંધકારના નિવૃત્ત થવાથી મનુષ્યોના મનના ભયની નિવૃત્તિ થઇ જાય છે તેમ અજ્ઞાનના નિવૃત્ત થવાથી વિવેકીના સર્વપ્રકારના ભયોની અત્યંત નિવૃત્તિ થઈ જાય છે.

૧૧૦૪ જેમ લૌકિકશાસ્ત્રપારંગતગુરુની શીક્ષા મંદબુદ્ધિવાળા અજ્ઞાની શિષ્યને વિદ્વાન્ બનાવે છે તેમ શ્રીસદ્ગુરુ વા આચાર્યનો ઉપદેશ સસલાજેવા મનને સિંહજેવું બનાવે છે, તુચ્છવિષયોરૂપ મલનો આહાર કરનાર મનને બ્રહ્મચિંતનરૂપ અમૃતનો આહાર કરવાની યોગ્યતાવાળું કરે છે, અળસીઆજેવા નિર્બલ મનને શેષજેવું બલવાન્ બનાવે છે, પતંગિયાજેવા અલ્પવેગવાળા મનને ગરુડજેવું મહાવેગવાળું બનાવે છે, મહારંકમનુષ્યને મહાધનાઢ્યજેવો વા મહારાજાજેવો બનાવે છે, નિવાસવિનાના મનુષ્યને બ્રહ્મરૂપ મોટું નિવાસસ્થાન આપે છે ને પરમદુઃખિયામનુષ્યોને પરમસુખિયા કરે છે.

૧૧૦૫ જેમ કોઇ વિશાલ દર્પણમાં કોઈ ગંધર્વનગરનું પ્રતિબિંબ પડે છે, તેમ ચિદાકાશમાં અંતઃકરણની વાસનાઓનું પ્રતિબિંબ પડે છે. (આને જગત્ એવું નામ આપવામાં આવે છે)

૧૧૦૬ જેમ દર્પણમાં પડેલું ગંધર્વનગરનું પ્રતિબિંબ દર્પણથી ભિન્ન નથી, તેમ ચિદાકાશમાં પ્રતીત થતું અંતઃકરણની વાસનાઓના પ્રતિબિંબરૂપ જગત્ ચિદાકાશથી ભિન્ન નથી.

૧૧૦૭ જેમ સમીપ પડેલો કોઈ મૂર્ત (આકારવાળો) પદાર્થ, દેખતા મનુષ્યને સ્પષ્ટ પ્રતીત થાય છે, તેમ ઉત્તમમુમુક્ષુને શરીરની બહાર ને શરીરની અંતર પ્રતીત થતા સર્વપદાર્થો તેના વિવર્તોપાદાનકારણસહિતજ સ્પષ્ટ પ્રતીત થાય છે.

૧૧૦૮ જેમ શત્રુઓ ચઢી ન આવે તે માટે ગઢના દ્વારપર પહેરો ભરતા શસ્ત્રોથી સજ્જ થયેલા સિપાઇઓને માર્યાવિના ગઢ જીતી શકાતો નથી, તેમ પ્રભુની પાસે અનધિકારીઓ ન આવી પહોંચે તેટલામાટે

હૃદયરૂપ ગુહાના આગલા ભાગમાં રહેલા અજ્ઞાનરૂપ ભયંકર અજગર ને વારંવાર તીવ્રવિષનું વમન કરનાર કામક્રોધાદિરૂપ મહાસર્પો શ્રીસદ્ગુરુના ઉપદેશરૂપ તીખાતાપથી ભસ્મીભૂત ન થઈ જાય ત્યાંસુધી મોક્ષેચ્છુને પ્રભુના વાસ્તવિકસ્વરૂપની પ્રાપ્તિ થતી નથી.

૧૧૦૯ જેમ કોઈ લૌકિકમાયાવીએ નજરબંધીથી ઉપજાવેલો દેખાવ પોતાના પ્રબલ પુરુષાર્થથી પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયેલા કોઈ એક મનુષ્યપાસેની જડીબુટ્ટીના પ્રભાવથી નષ્ટ થઈ જાય છે, તેમ પોતાના પ્રબલ શાસ્ત્રીય પુરુષાર્થના ફલરૂપે પ્રભુનો અનુગ્રહ મેળવવાને ભાગ્યશાળી થયેલા કોઈ મુમુક્ષુના હૃદયઉપર જ્યારે તેઓશ્રીની પારમેશ્વરી શક્તિનો પાત થાય છે ત્યારે અચિંત્ય ને બળવતી મહામાયા પોતાનો અનિર્વચનીય અદ્ભુત ચમત્કાર દેખાડતી બંધ થઈ જાય છે.

૧૧૧૦ જેમ એક કુશલ શસ્ત્રવૈદ્ય અને એક ખાટકી બન્ને છેદનક્રિયા કરતા હોવા છતાં જેટલો ફરક તે બન્નેની છેદનકળામાં છે, તેમ તેટલો ફરક એક જ્ઞાની અને એક પંડિત બન્ને તાત્ત્વિકવિષયઉપર લખાણ કરતા હોવા છતાં તે બન્નેના લખાણમાં છે.

૧૧૧૧ જેમ સિદ્ધાંજન આંજવાથી પૃથિવીમાં દાટેલા ધનની મનુષ્યને સ્પષ્ટપ્રતીતિ થવા લાગે છે, તેમ શ્રીસદ્ગુરુનો ઉપદેશ હૃદયપર લાગતાં સર્વત્ર ગુપ્તરૂપે રહેલા પ્રભુ તેમને સ્પષ્ટ પ્રતીત થવા લાગે છે.

૧૧૧૨ જેમ સ્પર્શમણિનો કાટરહિત ને અંતરાયરહિતલોહને યથાર્થસ્પર્શ થતાં તેમાં ગુપ્તરૂપે રહેલો સુવર્ણભાવ પ્રકટ થાય છે, ને તેનો પ્રથમનો લોહભાવ તિરોધાન પામી જાય છે, તેમ શ્રીસદ્ગુરુના ઉપદેશનો નિર્દોશ ને કપટરહિત અંતઃકરવાળા જીવને યથાર્થસ્પર્શ થતાં તેમાં ગુપ્તરૂપે રહેલો શિવભાવ પ્રગટ થાય છે, ને તેનો પ્રથમનો જીવભાવ તિરોધાન પામી જાય છે.

૧૧૧૩ જેમ ચિંતામણિને હાથમાં રાખી વા કલ્પવૃક્ષની નીચે બેસી જે લૌકિકવસ્તુની મનુષ્ય ઇચ્છા કરે તે લૌકિકવસ્તુની તેને તુરત પ્રાપ્તિ થાય છે, તેમ શ્રીસદ્ગુરુના ઉપદેશને હૃદયમાં ધારણ કરી વા શ્રીસદ્ગુરુના ઉપદેશનો અનન્ય આશ્રય કરી જે નિર્દોષસુખની મનુષ્ય ઇચ્છા કરે તે નિર્દોષસુખની તેને તુરત પ્રાપ્તિ થાય છે.

૧૧૧૪ જેમ અણુસમજુ માણસને ચિંતામણિ કાંકરારૂપ લાગે છે તેમ મંદ ને મધ્યમઅધિકારવાળા જિજ્ઞાસુઓને શ્રીસદ્ગુરુનો ઉપદેશ સાધારણમનુષ્યોની સામાન્યવાતોજેવો લાગે છે.

૧૧૧૫ જેમ સ્વજ્ઞાતિનું હિત કરનાર વા મનુષ્યજાતિનું હિત કરનાર મહાપુરુષને તે જ્ઞાતિનાં મનુષ્યો તેમની ગાડીના ઘોડા છોડી નાંખી પોતે તે ગાડીને ખેંચનાર ઘોડાઓનું કામ કરવા લાગે છે ને તે ક્રિયા-વડે તેમને બહુ માન આપ્યાનું માને છે, તેમ શ્રીસદ્ગુરુ અનેક દુઃખોથી ઘેરાયેલા ને દુઃખોથી મોકળા થવાને ઇચ્છતા મનુષ્યોને દુઃખ-રહિત પરમાનંદરૂપસ્થાનનો ઉપદેશ કરી તેમને તે સ્થાનની પ્રાપ્તિ કરવાના ઉપાયોમાં સહાય્ય થાય છે, તેમનું તેઓ સાત્વિકીશ્રદ્ધાપૂર્વક પરમપ્રીતિથી પૂજન કરી તે ક્રિયાવડે તેમને બહુભાવપૂર્વક માન આપે છે.

૧૧૧૬ જેમ લૌકિકસાગરના પરતીરને પમાડનારા મનુષ્ય માન આપવાયોગ્ય ગણાય છે તેમ ભવસાગરના પરતીરે પમાડનાર મહા-પુરુષ પણ અતિમાન આપવાયોગ્ય ગણાય છે.

૧૧૧૭ જેમ કનિષ્ઠબુદ્ધિવાળોશિષ્ય પોતાના શ્રીસદ્ગુરુને મનુષ્ય-જેવા સમજે છે તેને તેના શ્રીસદ્ગુરુ મનુષ્યનાજેવું ફલ આપે છે ને જેમ મધ્યમબુદ્ધિવાળોશિષ્ય પોતાના શ્રીસદ્ગુરુને દેવજેવા સમજે છે તેને તેના શ્રીસદ્ગુરુ દેવના જેવું ફલ આપે છે, તેમ જે ઉત્તમબુદ્ધિ-વાળોશિષ્ય પોતાના શ્રીસદ્ગુરુને ઈશ્વરજેવા સમજે છે તેને તેના શ્રીસદ્ગુરુ ઈશ્વરના જેવું ફલ આપે છે (શ્રીસદ્ગુરુ નિર્વિકારદર્પણ-જેવા છે).

૧૧૧૮ જેમ દેવો પોતાના પૂજનની ઇચ્છા રાખતા નથી, પણ પૂજન કરનારા પોતાના સ્વાર્થની સિદ્ધિમાટે દેવોનું પૂજન કરે છે તેમ શ્રીસદ્ગુરુ કોઇપણ મનુષ્યની સેવાની સ્પૃહા રાખતા નથી, પણ શિષ્યો કે ભક્તો પોતપોતાના સ્વાર્થમાટે તેમની સેવા કરે છે.

૧૧૧૯ જેમ સૂર્યની આરતિ કરનાર મનુષ્ય પૃથિવીપરના સમગ્ર ઘી તથા કપૂરથી સૂર્યની આરતિ કરે તોપણ તે આરતિ સૂર્યના મોટા તેજોમય મંડળનો વિચાર કરતાં કાંઇપણ લેખામાં ગણાય નહિ, અને

જેમ મહાસાગરને અર્ઘ્યપ્રદાન કરનાર મનુષ્ય મોટી નૌકાઓ ભરીને જલવડે અર્ઘ્યપ્રદાન કરે તોપણ મહાસાગરના સ્વરૂપનો વિચાર કરતાં તે અર્ઘ્યપ્રદાન કાંઇપણ લેખામાં ન ગણાય, તેમ પરમાત્મસ્વરૂપ શ્રીસદ્‌ગુરુની સેવા મોટામાં મોટા વૈભવથી કરવામાં આવે તોપણ તેમના પરમાત્માભિન્નસ્વરૂપનો વિચાર કરતાં તે સેવા કાંઇપણ લેખામાં ન ગણાય.

૧૧૨૦ જેમ ઘૂડો આદિ રજનીચરો સૂર્યને જોયાવિના સૂર્યમાં અનેક પ્રકારના જે સ્વમનઃકલ્પિત દોષો આરોપે તે દોષો કાંઇ સૂર્યને લાગતા નથી, તેમ નાસ્તિક ને દુર્જનો મહાપુરુષોનો સંગ કર્યાવિના અને વિવેકપૂર્વક શાસ્ત્રવાચન કર્યાવિના તેઓશ્રીમાં જે અનેક પ્રકારના દોષો આરોપે તે દોષોનો તેમને સ્પર્શ થતો નથી.

૧૧૨૧ જેવી રીતે ઈશ્વરનાં સ્થૂલશરીરો પુણ્યવાનોના પુણ્યથી ને પાપીઓના પાપથી પ્રતીત થાય છે ને ક્રિયા કરે છે, તેવી રીતે જ્ઞાનની ચોથી ને પાંચમી ભૂમિકાને પામેલા જ્ઞાની ને જીવન્મુક્તનાં શરીરોપણ જિજ્ઞાસુ આદિના પ્રારબ્ધથી પ્રતીત થાય છે ને ક્રિયા કરે છે.

૧૧૨૨ જેમ કૂવો ખોદનારા મનુષ્યો જ્યાંસુધી જલનું મોટું વહન કૂવામાં આવતું પ્રતીત ન થાય ત્યાંસુધી આદરપૂર્વક કૂવો ખોદવાનું કામ ચાલુ રાખે છે, તેમ શિષ્યે પોતાના શ્રીસદ્‌ગુરુની અઢળકકૃપાનો અનુભવ થતાંસુધી પરમાદરપૂર્વક તેઓશ્રીની સેવા કરવાનું કામ ચાલુ રાખવું જોઇએ.

૧૧૨૩ જેમ પર્વતના શિખરપર રહેલા દૂરદર્શનવાળા મનુષ્યને દૂરથી તે પર્વતભણી આવનારી અનુકૂલપ્રતિકૂલ સામગ્રીનું જેટલું ને જેવું ભાન થાય છે તેટલું ને તેવું તેનું ભાન તે પર્વતની તળેટીમાં બેઠેલા સામાન્યદૃષ્ટિવાળામનુષ્યને થતું નથી, તેમ નિરાવરણદૃષ્ટિવાળા શ્રીસદ્‌ગુરુને પ્રાણિપદાર્થોની ભૂતભાવિનીસ્થિતિનું જેટલું ને જેવું જ્ઞાન હોય છે, તેટલું ને તેવું તેનું જ્ઞાન આવરણયુક્તદૃષ્ટિવાળાને હોતું નથી.

૧૧૨૪ જેમ ઊગતા સૂર્યના કિરણો પર્વતના શિખરપર પ્રથમ પડે છે, ને તે કિરણો તળેટીમાં મોડાં પડે છે, તેમ ઉન્નતહૃદયવાળાને

સત્યનું ભાન પ્રથમ થાય છે ને સામાન્યહૃદયવાળાને તેનું ભાન મોડું થાય છે.

૧૧૨૫ જેમ લૌકિકકૂપમાં પડેલા મનુષ્યને કોઇ દયાળુપુરુષ દોરડું નાંખી તેને બહાર કાઢવાનો પ્રયત્ન કરે છે તેમ પરમદયાળુ શ્રીસદ્ગુરુ ભવકૂપમાં પડેલા દુ:ખી મનુષ્યોમાંના કેટલાકને તે કૂવાની ઉપરથી પ્રકાશ નાંખી તેમને ઉપર લાવવાના માર્ગનો ઉપદેશ કરી બહાર કાઢવાનો પ્રયત્ન કરે છે, કેટલાકને ઉપદેશરૂપી દોરડું નાંખી બહાર કાઢવાનો પ્રયત્ન કરે છે, કેટલાક અધવચમાં અટકી ગયા હોય તેમની પાસે જઇ તેમનો હાથ પકડી ધીરે ધીરે બહાર કાઢવાનો પ્રયત્ન કરે છે અને કેટલાક કૂવામાંજ તરફડીઆં મારતા હોય ને બહાર નીકળવાનો પ્રયત્ન નજ કરી શકતા હોય તેમની પાસે જઇ તેમને ઉપર ચઢવાનો માર્ગ બતાવી તેમનો હાથ ઝાલી તેમને ધીરે ધીરે ઉપર લાવવાનો પ્રયત્ન કરે છે.

૧૧૨૬ જેમ લક્ષ્મીપતિ પાસે અસંખ્યદ્રવ્ય છતાંપણ વિવેકીલોકો પોતાના અભ્યુદયમાટે ને નિ:શ્રેયસમાટે તેઓશ્રીનું દ્રવ્યવડે ભાવપૂર્વક નિરભિમાનિતાથી પૂજન કરે છે, તેમ પોતાના શ્રીસદ્ગુરુ ઘણા દ્રવ્યના સ્વામી હોવા છતાંપણ વિવેકીલોકો ને મુમુક્ષુઓ પોતાના અભ્યુદયમાટે તથા નિ:શ્રેયસમાટે તેઓશ્રીનું ભાવપૂર્વક નિરભિમાનિતાથી દ્રવ્યવડે પૂજન કરે છે.

૧૧૨૭ જેમ જલાશયમાં પ્રતીત થતું સૂર્યનું વા ચંદ્રનું પ્રતિબિંબ જલચરરૂપ નથી, પણ સૂર્ય વા ચંદ્રરૂપ છે, તેમ શ્રીસદ્ગુરુ જનસમૂહમાં મનુષ્યરૂપે પ્રતીત થતા છતાંપણ મનુષ્ય નથી, પરંતુ બ્રહ્મરૂપ છે.

૧૧૨૮ જેમ કોઇ બુદ્ધિહીનમનુષ્ય મશાલવડે અંધારું દૂર કરવા ઇચ્છે છે તેમ અજ્ઞાનીમનુષ્ય દુષ્ટ મનોવિકારોના સેવનવડે પોતાના અંત:કરણમાં રહેલા અનાદિઅજ્ઞાનને દૂર કરવા ઇચ્છે છે.

૧૧૨૯ જેમ કોઇ અણસમજુમાણસ વસ્ત્રને થોડો ઇચ્છિત રંગ લગાડે, ને વળી પાછો તે વસ્ત્રને ધોઇ નાંખે, એમ વારંવાર કર્યા કરે તો તે વસ્ત્રને કદીપણ રંગ ચઢાવી શકે નહિ અથવા જેમ કોઇ મનુષ્ય

કૂવો ગાળવા એક દિવસ એક જગાએ ખોદી ત્યાંથી માટી બહાર કાઢે ને વળી બીજે દિવસે બહાર કાઢેલી તે માટી પાછી તે ખાડામાં નાંખે તો તે કદીપણ તે કૂવો ગાળી શકે નહિ તેમ જો કોઇ મુમુક્ષુ કોઇ દિવસ પારમાર્થિકસાધનોનું ઉત્સાહપૂર્વક અનુષ્ઠાન કરે અને કોઇ દિવસ વિસ્મરણ કરી તેના વિઘાતકવિચારો કે ક્રિયાઓમાં પ્રવૃત્ત થાય તો તે કદીપણ કૃતાર્થ થઇ શકે નહિ.

૧૧૩૦ જેમ સૂર્યચંદ્રાદિ પોતાના નિયંતા પરમાત્માનું ભય માની સર્વદા તેઓશ્રીની આજ્ઞાનું લેશપણ પ્રમાદ કર્યાવિના નિયમપૂર્વક યથાર્થ-પરિપાલન કરે છે, તેમ શિષ્યેપણ શ્રીસદ્દ્ગુરુનું ભય માની તેઓશ્રીની આજ્ઞાઓનું લેશપણ પ્રમાદ ક્ર્યાવિના સર્વદા નિયમપૂર્વક અક્ષરે અક્ષર પરિપાલન કરવું જોઇએ.

૧૧૩૧ જેમ કોઇપણ પ્રવાસી પોતાને ગામ જવું હોય તે ગામ જનારા મનુષ્યોની સાથે ચાલે છે, પણ અન્ય વિપરીતદિશામાં રહેલે ગામ જનારાઓની સાથે ચાલતો નથી તેમ શિષ્યેપણ પોતાના શ્રીસદ્દ્ગુરુની આજ્ઞાપ્રમાણે ઉત્સાહપૂર્વક પ્રયત્ન કરનારાઓનોજ સંગ સેવવો જોઇએ પણ વિપરીતબુદ્ધિવાળા ને વિપરીતવર્તનવાળા મનુ-ષ્યોનો સંગ નજ સેવવો જોઇએ.

૧૧૩૨ જેમ મંત્રને વશ નહિ વર્તનારા સાપને અને સજ્જનોના અભિપ્રાયને વશ નહિ વર્તનારા દુર્જનને કેટલાક મનુષ્યો નગરો (નગુરુઓ-ગુરુવિનાનો) ગણે છે, તેમ શિષ્યપણ જો શ્રીસદ્દ્ગુરુના પવિત્રચરણારવિંદોને વા તેમની નીચે રહેલી રજને, કિંવા તેઓશ્રીની પાદુકાઓને માત્ર લોકોને દેખાડવા માટેજ પોતાના મસ્તકપર ધારણ કરતો હોય, વા પોતાનું મસ્તક ત્યાં મૂકતો હોય પણ જો તે તેઓશ્રીની આજ્ઞાઓનું સર્વદા પરમપ્રેમપૂર્વક પરિપાલન ન કરતો હોય તો તે પણ છતા શ્રીસદ્દ્ગુરુએ નગરોજ ગણાય છે.

૧૧૩૩ જેમ જે સુદૃઢવહાણુવિષે સાગરમાં આવતી પ્રતિકૂલતાઓને દૂર કરવાની પૂરતી સામગ્રી રાખવામાં આવી છે તે વહાણુમાં વિશ્વાસ રાખી તેમાં બેસવાથી મનુષ્ય આ લૌકિકસાગર સુખપૂર્વક તરી જાય

છે તેમ શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ને પરમકરુણાળુ શ્રીસદ્દગુરુ જે આ ભવસાગરમાં આવતી સર્વપ્રતિકૂલતાઓથી રક્ષણ કરવા સર્વદા સમર્થ છે તેમના ઉપદેશમાં સંશયવિપર્યરહિત પોતાના અંતઃકરણને સુસ્થિર કરવાથી શિષ્ય આ ભવસાગર અનાયાસે તરી જાય છે.

૧૧૩૪ જેમ તરવાના ને અન્યને તારવાના સ્વભાવવાળા સૂકા લાકડાંરૂપ વહાણના સમાગમથી જ્યારે તેને આશરે રહેલું સમુદ્રમાં બૂડવાના સ્વભાવવાળું લોઢુંપણ સુખપૂર્વક તરે છે તેમ શિષ્ય જો પોતાના ભવતારક શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ શ્રીસદ્દગુરુનો અનન્યાશ્રય રાખે તો તે ભવસાગરમાં બૂડવાના સ્વભાવવાળો છતાંપણ સુખપૂર્વક આ ભવસાગર તરી શકે છે.

૧૧૩૫ જેમ આંખો વીંચીને ચાલ્યા જનારને પોતાના પગસમીપ આવેલા હીરાની પ્રાપ્તિ થતી નથી તેમ જેઓ પોતાના મનને ઉંઘતું રાખી શ્રીસદ્દગુરુનાં વચનો સાંભળે છે વા વાંચે છે, તેમને પણ તે વચનોવડે પ્રાપ્ત થનારો આનંદ મળતો નથી.

૧૧૩૬ જેમ સુગંધમય, શીતલ ને મનોહરપુષ્પમાલામાં ભ્રાંતિથી ભયંકરવિષધરની કલ્પના થાય છે, તેમ મનુષ્યના પરમાનંદસ્વરૂપમાં તેને દુઃખની ને દુઃખની સામગ્રીની ભ્રાંતિથી કલ્પના થાય છે.

૧૧૩૭ જેમ નિદ્રાવશ થયેલો મનુષ્ય કોઇના જગાડવાથી નિદ્રામાંથી જાગે, તેમ શ્રીસદ્દગુરુના ઉપદેશથી અનાદિઅવિદ્યારૂપનિદ્રાનો પરિત્યાગ કરી અધિકારી પોતાના અંતરાત્માથી અભિન્ન બ્રહ્મસ્વરૂપનો દૃઢસાક્ષાત્કાર કરે છે.

૧૧૩૮ જેમ મહાસાગર સર્વદા જલની સ્પૃહાથી રહિત છે તેમ મુમુક્ષુ સર્વદા વિષયોની સ્પૃહાથી રહિત છે.

૧૧૩૯ જેમ કોઈપણ પ્રકારનો મોટો લાભ મેળવવાની ઇચ્છાવાળો અતિરાંકમનુષ્ય કાંઈ અલ્પભેટ લઇને પોતાના કૃતજ્ઞ ને દયાળુ મહારાજાધિરાજની પાસે જાય, જેમ કોઈ વિદ્વાન્ ને સદાચરણી રાંકપિતાની સુશીલ ને સુશિક્ષિત જુવાન કન્યા પોતાના ગુણજ્ઞ, પ્રેમી, વિદ્વાન્ ને મહાશ્રીમંતપતિની પાસે જાય, જેમ કોઈ મહારાજાધિરાજ

પોતાના કોઈ અલ્પસત્તાધારીદાસને માનપૂર્વક પોતાની પાસે એકાંતમાં મળવા બોલાવે ને તે દાસ તેમની પાસે વિનયપૂર્વક જાય, તે તે વેલા જેવી તેમનાં ચિત્તોની સ્થિતિ હોય તેવી સ્થિતિ એક અનન્યભક્ત પોતાના પ્રિયતમપ્રભુનાં દર્શન કરવા તેઓશ્રીની સમીપ જાય વા એક મુમુક્ષુ પોતાના શ્રીસદ્ગુરુને શરણે જાય ત્યારે તેના ચિત્તની હોવી જોઈએ.

૧૧૪૦ જેમ પોતાની સમીપમાં કલ્પવૃક્ષ કે ચિંતામણિ હોય, છતાં તેનો જે હીનભાગીમનુષ્ય શુભલાભ ન લઈ શકે તે હીનભાગીમનુષ્ય-પર જેમ વિવેકીપુરુષોને દયા આવે છે તેમ સર્વપ્રાણીઓમાં પરમાત્મા રહેલા હોવાથી સર્વદા સૌની અત્યંતસમીપ છે તથા માત્ર અંતઃ-કરણના શુદ્ધભાવવડે શીઘ્ર પ્રસન્ન થનારા તથા મહાસુખ આપનારા છે, તેમની જેઓ કાંઈપણ શ્રમ નહિ આપનારી ભક્તિ કરી શકતા નથી તે મહાહીનભાગીમનુષ્યોઉપરપણ સુકોમલહૃદયવાળા ભક્તોને દયા આવે છે.

૧૧૪૧ જેમ અર્ધાંગના હોવાથી પત્નીનો પતિથી અભેદ છતાં વ્યવહારમાં તે બંનેનો જે ભેદ પ્રતીત થાય છે તે ભેદ પત્નીને આનં-દાનુભવ કરાવનારો થાય છે, તેમ પરમાત્માના અનન્યભક્તોનો ને પરમાત્માનો વાસ્તવિકઅભેદ છતાંપણ તેઓના જીવનપર્યંત જે લૌકિકભેદ પ્રતીત થાય છે તે ભેદ તે ભક્તોને પરમાનંદાનુભવ કરાવ-નારો થાય છે.

૧૧૪૨ જેમ લૌકિકનાગે દંશ કરેલું માણસ જો લૌકિકનિદ્રા લે તો તે મરણ પામે છે તેમ આ સંસારરૂપ અલૌકિક કાળા ભયંકર નાગે જે મનુષ્યને દંશ કરેલો છે તે મનુષ્ય જો કર્તવ્યવિસ્મરણરૂપનિદ્રા લે તો તે પણ અધઃપાતરૂપમરણને પામે.

૧૧૪૩ જેમ આપણને આપણું શરીર વહાલું છે તેમ પ્રત્યેકપ્રાણીને પોતાનું શરીર વહાલું છે, માટે કોઈપણ પ્રાણીની હિંસા કરવી નહિ.

૧૧૪૪ જેમ વહેતાજલની અંદર પડેલું ચંદ્રનું બિંબ ચપલ છે, તેમ માણસનું જીવતરપણ ચપલ છે.

૧૧૪૫ જેમ સાગરનેવિષે જુદા જુદા દેશનાં કાષ્ઠો ભેગાં થઈ પાછાં જુદાં પડી જાય છે તેવી રીતે આ જગતમાં માણસોનો મેળાપ છે, જે પ્રસંગોપાત્ત ભેગાં થઈ પાછાં વિખરાઇ જાય છે.

૧૧૪૬ જેમ ટીપું ટીપું પાણી પડવાથી પણ ઘડો ભરાય છે તેમ ધીમે ધીમે શીખવાથી પણ જ્ઞાનનો સંગ્રહ થાય છે.

૧૧૪૭ જેમ પ્રત્યેકપર્વતોમાં માણેક હોતાં નથી, જેમ પ્રત્યેક-હાથીના માથામાં મોતી હોતાં નથી ને જેમ પ્રત્યેકવનમાં ચંદનનાં ઝાડ હોતાં નથી તેમ સાધુપુરુષોપણ પ્રત્યેકજગાએ મળતા નથી.

૧૧૪૮ જેમ હંસ એકઠા કરેલા દૂધ અને પાણીમાંથી કેવળ દૂધનેજ ગ્રહણ કરે છે તેમ જિજ્ઞાસુએ શાસ્ત્રમાંથી નિર્જીવી વાતો ત્યજી દઇને તેમાંથી માત્ર સારજ ગ્રહણ કરવો જોઇએ.

૧૧૪૯ જેમ કસોટીપર ઘસવાથી, કાપવાથી, તપાવવાથી અને ટીપ-વાથી સોનાની પરીક્ષા થાય છે તેમ જ્ઞાન, શીલ, કુલ ને કર્મથી મનુ-ષ્યની પરીક્ષા થાય છે.

૧૧૫૦ જેમ પ્રદીપ્તઅગ્નિ કાષ્ઠાદિને બાળીને ભસ્મ કરે છે તેમ જ્ઞાનરૂપઅગ્નિ સર્વકર્મોને બાળીને ભસ્મ કરે છે.

૧૧૫૧ જેમ હીરાની સરાણપર સારીરીતે ઘસાયલો હીરો રાજાના મુકુટને શોભા આપવા તેના માથાપર સ્થિત થાય છે, તેમ જે સાધ-કોનાં ચિત્ત શ્રીસદ્ગુરુનાં કઠોર શિક્ષાવાક્યોવડે નિર્મલ થયાં છે તેજ મહાન્પદને પામે છે.

૧૧૫૨ જેમ સ્નાન કરવાથી શરીરનો મેલ દૂર થઈ શરીર પવિત્ર થવા ઉપરાંત મન તથા ઇંદ્રિયો પ્રફૂલ્લિત થઈ તેમનો ઉકળાટપણ શાંત થાય છે, તેમ સંધ્યાવંદન કરવાથી સંસર્ગાદિદોષથી એકઠા થયેલા પ્રાણના મલ દૂર થાય છે, ને ચિત્ત તથા ઇંદ્રિયો શાંત ને નિર્મલ થઈ તેઓમાં ઉત્તમવિચારમાં જોડાવાની યોગ્યતા આવે છે.

૧૧૫૩ જેમ સ્નાનથી બહારનું એટલે સ્થૂલશરીર નિર્મલ થાય છે તેમ યથાવિધિ શ્રીગુરુઉપદિષ્ટપ્રાણાયામ કરવાથી સત્તર તત્ત્વોનું સૂક્ષ્મ-શરીર નિર્મલ થાય છે.

૧૧૫૪ જેમ બિલાડી આનંદિત થઈ દૂધનો સ્વાદ લે છે પરંતુ લાકડીના મારને દેખતી નથી, તેમ મનુષ્યો વિષયસુખો ભોગવીને આનંદ લે છે પરંતુ જન્માંતરમાં નરકમાં પડવાના સંકટથી ડરતા નથી.

૧૧૫૫ જેમ મીઠાના અગરમાં પડેલો પદાર્થ મીઠારૂપ થઈ જાય છે તેમ આ શરીરમાં જે કાંઇ આહાર પડે છે તે અંતે મલરૂપ થઈ જાય છે.

૧૧૫૬ જેમ પોતાના શરીરમાં રહેલા વાતાદિ દોષોના તારતમ્યને, ઉત્પન્ન થયેલા રોગના કારણોને તથા તે રોગના શમનના વાસ્તવિક-ઉપાયોને નહિ જાણનાર રોગીને પોતાના રોગની નિવૃત્તિમાટે તથા આરોગ્યની પ્રાપ્તિમાટે વૈદ્યવિદ્યામાં કુશળ તથા અનુભવીવૈદ્યનો આશ્રય લેવો જોઇએ તેમ અધિકારીમનુષ્યેપણ પ્રથમ શ્રોત્રિય (સચ્છાસ્ત્રના સિદ્ધાંતને જાણનારા ને યુક્તિપ્રયુક્તિવડે જિજ્ઞાસુના મનના સંદેહોનું નિવારણ કરવાના સામર્થ્યવાળા) બ્રહ્મનિષ્ઠ (વ્યાપકચિદાત્માના સાક્ષાત્કારવાળા તથા તેનેજ સર્વોત્તમ માનનારા) ને પરમકરુણાળુ એવા શ્રીસદ્ગુરુને શરણે જવું જોઇએ.

૧૧૫૭ જેમ અંધારી રાત્રે અરણ્યમાં કોઈ દુઃખી માણસ મોટા અંધારા કૂવામાં પડ્યો હોય તેનાપર દયા કરી તેને બહાર કાઢવાનો યત્ન નહિ કરતાં તથા બીજી રીતેપણ સહાય્ય નહિ થતાં નિર્દય થઈ તે કૂવાના મુખપર મોટો પથ્થર ઢાંકી દઈ તે બીચારાની બહાર નીકળવાની આશાને નિર્મૂલ કરી નાંખવામાં જેટલું પાપ છે તેમ તેટલુંજ કે તેથી વધારે પાપ ભવસાગરમાં પડેલા ને ત્રિવિધતાપથી પીડાતા જિજ્ઞાસુજીવો પોતાનો ઉદ્ધાર મેળવવા યત્ન કરે તેની આડે વિઘ્નો નાંખવામાં છે.

૧૧૫૮ જેમ ચોર, વ્યાઘ્ર, સિંહ ને સર્પાદિ અપકાર કરનાર પ્રાણીઓનાં સ્થાનોને યથાર્થ જાણી, તે સ્થાનોને અધીન કરી પછી તેમાં રહેલા તે ચોરાદિનો મનુષ્ય નાશ કરે છે તેમ કામનો નાશ કર્યા પહેલાં તો અધિષ્ઠાન (રહેવાના સ્થાન)માં મુખ્ય એવી ઇંદ્રિયોને જિતી લેવી જોઇએ.

૧૧૫૯ જેમ શિલ્પવડે શિલ્પક કહેવાય છે તેમ સત્યાદિરૂપ બ્રહ્મધર્મવડે બ્રાહ્મણ કહેવાય છે.

૧૧૬૦ જેમ દીવાના પ્રકાશરૂપ રૂપમાં મોહ પામી અજ્ઞાની પતંગિયાં તેમાં પડી નાશ પામે છે, તેમ પરસ્ત્રીઆદિના મોહકરૂપમાં ખેંચાઈ મનુષ્યો પોતાના આત્માની અધોગતિ સાધે છે.

૧૧૬૧ જેમ પૂર્ણમાસીના ચંદ્રના ઉદયવિના સંતાપની શાંતિ થતી નથી તેમ સત્પુરુષના સમાગમવિના કોઇપણ પુરુષ વાંછિતફલને પ્રાપ્ત થતો નથી.

૧૧૬૨ જેમ શરદઋતુમાં મેઘ વર્ષતો નથી, પણ માત્ર ગાજે છે ને વર્ષામાં શબ્દરહિત મેઘ વર્ષે છે, તેમ નીચ કહે છે પણ કરતો નથી ને સજ્જન કહેતા નથી પણ કરે છે.

૧૧૬૩ જેમ પૃથિવીપર લિંબડાનાં વૃક્ષો ઘણાં જોવામાં આવે છે પણ ચંદનનાં વૃક્ષો ક્યાંકજ જોવામાં આવે છે, જેમ પાષાણોવડે પૃથિવી પરિપૂર્ણ છે પણ હીરકમણિ (હીરો) દુર્લભ છે, જેમ કાગડાના શબ્દો પ્રતિદિવસ સાંભળવામાં આવે છે પણ કોકિલાનો મધુરશબ્દ ચૈત્રમાં સાંભળવામાં આવે છે તેમ આ જગત્ દુર્જનથી ભરેલું છે પણ સજ્જનો બહુ થોડા છે.

૧૧૬૪ જેમ કાંટા દૂરથી ત્યજવાયોગ્ય છે તેમ દુર્જનોપણ સર્વપ્રકારે દૂરથીજ ત્યજવાયોગ્ય છે.

૧૧૬૫ જેમ અલંકૃતકેશોને ત્યજીને વાનર જૂને ગ્રહણ કરે છે તેમ દુર્જન ગુણોને અતિદૂરથી ત્યજે છે ને લઘુદોષને બરાબર જોઇને ગ્રહણ કરે છે.

૧૧૬૬ જેમ સર્પો નિરપરાધીઓના પ્રાણોને હરવાને નિપુણ છે, તેમ દુર્જનો સજ્જનના હિતમાં વિઘ્ન કરવામાં કુશલ છે.

૧૧૬૭ જેમ ભાંગેલા ઘડાના કટકાવડે માતા બાલકના મલને દૂર કરે છે, તેમ હોઠરૂપ મુખના ભાગવડે દુર્જન સજ્જનના મલને દૂર કરે છે.

૧૧૬૮ જેમ કૂતરાની વાંકી પુંછડી નલિકામાં રાખ્યા છતાંપણ સીધી થતી નથી, તેમ દુર્જનમનુષ્યનું હૃદય બોધ કર્યા છતાંપણ મધુરપણાને પામતું નથીજ.

૧૧૬૯ જેમ બીજાના દોષ જોવામાં સાધારણમાણસ સ્વાભાવિક સાવધાનતા રાખે છે, તેમ મુમુક્ષુજને પોતાના શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણમાં રહેલા દોષોને જોવાની સાવધાનતા રાખવી જોઇએ.

૧૧૭૦ જેમ વિકારીપણાથી, વિનાશીપણાથી અને દૃશ્યપણાથી ઘડો તું નથી તેમ દેહ તું નથી, ઇંદ્રિયો તું નથી, પ્રાણ તું નથી, મન તું નથી ને બુદ્ધિ તું નથી.

૧૧૭૧ જેમ અંધમનુષ્યની પાસેનો દીપક તેને કોઇપણ પદાર્થ પ્રકાશવામાં ઉપયોગી થતો નથી, તેમ વિહિતયત્નથી, ભય પામતા મનુષ્યની પાસેનું કોઇપણ પ્રકારનું જ્ઞાન તેને લેશપણ ઉપયોગી થતું નથી.

૧૧૭૨ જેમ પાણીનું પૂર, પતંગનો રંગ, ખીલેલાં પુષ્પોની શોભા, પાણીમાં પડેલા શીઘ્ર ઓગળવાના સ્વભાવવાળા પદાર્થો, વેળુપરની ભિંત, દૂધપરનું ફીણ, પાણીના બુદબુદા, જલના તરંગો અને નવીન તૃણની હરિતતા તથા કોમલતા એ સર્વેની સ્થિતિ અશાશ્વત છે તેમ યૌવન અને જીવતર એ બન્નેની સ્થિતિપણ અશાશ્વત છે.

૧૧૭૩ જેમ અત્યંત ખાટા પદાર્થના ભક્ષણથી દાંતો તથા દાઢોમાં રહેલું કઠિન પદાર્થના ભક્ષણનું બલ ક્ષીણ થઇ જાય છે, તેમ વિવેક-વૈરાગ્યના અનુષ્ઠાનથી ઇંદ્રિયો તથા અંતઃકરણમાં જન્મજન્માંતરના સંસ્કારથી રહેલું ઉન્મત્ત તથા નિષિદ્ધબલ ક્ષીણ થઇ જાય છે.

૧૧૭૪ જેમ બાલકના હાથમાં ચિંતામણિ આવ્યો હોય પણ તેને તેના માહાત્મ્યનું જ્ઞાન ન હોવાથી તેની પ્રાપ્તિથી સંતોષ ઉપજતો નથી, તેમ બ્રહ્મને અદૃઢરીતે જાણ્યા છતાંપણ જેઓ પાપ–સંસ્કારના સદ્‌ભાવથી તે જ્ઞાનને દૃઢ કરી પ્રતિયોગિપુરઃસર પોતાની સ્થિતિના માહાત્મ્યનો વિચાર કરતા નથી તેમને પોતાના ચિત્તમાં સંતોષાનુભવ થતો નથી.

૧૧૭૫ જેમ સૂર્યના વિરલકિરણોમાં દાહકશક્તિ પ્રતીત થતી નથી, અને હજાર ધોરિયામાં વહેનારા સો કોશના જલના પ્રવાહમાં બલવાન્ વેગ પ્રતીત થતો નથી પણ સૂર્યકાંતાદિમાં એકત્ર થયલાં સૂર્યકિરણોમાં દાહકશક્તિ પ્રતીત થાય છે તથા એકજ ધોરિયામાં વહેનારા સો કોશના જલના પ્રવાહમાં બલવાન્ વેગ પ્રતીત થાય છે તેમ અનંતવિષયોમાં ભ્રમણ કરનારા અસ્થિર ચિત્તમાં તેનું ઐશ્વય ને બલ પ્રતીત થતાં નથી, પણ એકજ સાત્ત્વિકધ્યેયવિષયમાં એકાગ્ર રહેવાના સ્વભાવવાળા ચિત્તમાં તે ઐશ્વર્ય ને બલ પ્રતીત થાય છે.

૧૧૭૬ જેમ પક્ષીઓ, પશુઓ અને સ્વકાર્યપર અન્યત્ર ગયેલા મનુષ્યો આહારાદિ મેળવીને તથા સ્વકાર્યની સમાપ્તિ કરીને સ્વસ્થાનકે આગમન કરી શાંતિનો અનુભવ કરે છે, તેમ ઉપાસકેપણ પ્રારબ્ધવડે પ્રાપ્ત થયેલી પ્રવૃત્તિની યથાયોગ્યસમાપ્તિ કરી સ્વસ્થાનરૂપ ધ્યેયમાં પોતાની વૃત્તિને સ્થાપન કરી શાંતિનો અનુભવ કરવો જોઇએ.

૧૧૭૭ જેમ પામરમનુષ્યો ગ્રામ્યવિષયોમાં અત્યંત આસક્ત હોય છે તેમ ઉપાસકે પોતાના ઇષ્ટદેવમાં અત્યંત અનુરાગ રાખવો જોઇએ.

૧૧૭૮ જેમ કોઇપણ અભ્રાંતમનુષ્યને મલ ભક્ષણ કરવાની ઇચ્છા તથા પ્રવૃત્તિ થતાં નથી, તેમ મુમુક્ષુને દુઃખની પરંપરા ઉપજાવવાના સામર્થ્યવાળા ત્યાગ કરેલા નિષિદ્ધવિષયો ભોગવવામાટે પુનઃ ઇચ્છા તથા પ્રવૃત્તિ થતાં નથી.

૧૧૭૯ જેમ મનુષ્યોને દુઃખદાતાવસ્તુનો અભાવ સહેજે અનુકૂલ લાગે છે તેમ વૈરાગ્યવાનને લોકમાં શ્રેષ્ઠ મનાતા મોહકવિષયોનો અભાવ પણ સહેજે અનુકૂલ લાગે છે.

૧૧૮૦ જેમ ઉષ્ણકાલમાં ભૂમિ તૃણાદિવિનાની સ્વચ્છ પ્રતીત થાય છે, પણ ચાતુર્માસ્યમાં તો માત્ર ઉષરભૂમિજ તૃણાદિવિનાની સ્વચ્છ પ્રતીત થાય છે અને અન્ય સર્વભૂમિ તૃણાદિથી ભરપૂર થઇ જાય છે, તેમ પ્રતિકૂલપ્રસંગના અભાવે સર્વભક્તોમાં ભક્તિની પ્રતીતિ થાય છે, કિંતુ પ્રતિકૂલપ્રસંગમાં તો માત્ર સ્વસ્વરૂપના જ્ઞાનવાળા વિરક્તભક્તમાંજ ભક્તિની પ્રતીતિ થાય છે.

૧૧૮૧ જેમ કોઈ મનુષ્ય જેમ જેમ સૂર્યમંડલની સમીપ જતો જાય છે, તેમ તેમ તેને તે સૂર્યમંડળનો વિસ્તાર વૃદ્ધિ પામતો જતો જણાય છે તેમ સાધક જેમ જેમ જ્ઞેય તથા ધ્યેય સંબંધનાં જ્ઞાન તથા ઉપાસનાના અભ્યાસમાં વૃદ્ધિ કરતો જાય છે તેમ તેમ તેને જ્ઞેયધ્યેયનું માહાત્મ્ય વધારે ને વધારે સમજાતું જાય છે.

૧૧૮૨ જેમ પાપીજનોને દંડ દેવામાટે યમરાજ પ્રમાદ અને અયોગ્યદયાનો ત્યાગ કરી સર્વદા તત્પર રહે છે તેમ વિવેકીસાધકે પ્રમાદ અને અયોગ્યદયાનો ત્યાગ કરી કામ, ક્રોધ ને લોભાદિ આંતરશત્રુઓને દંડ દેવા સર્વદા તત્પર રહેવું જોઇએ.

૧૧૮૩ જેમ લક્ષ્યમાં વૃત્તિની એકાગ્રતાવિના તથા અન્યના અદર્શનવિના લક્ષ્યવેધેચ્છુથી લક્ષ્યનો વેધ થઈ શકતો નથી, તેમ ધ્યેયમાં વૃત્તિની એકાગ્રતાવિના તથા અન્યના વિસ્મરણવિના સાધકથી ધ્યેયાકારવૃત્તિ કરી શકાતી નથી.

૧૧૮૪ જેમ વિશલ્યકરણીઔષધિ શરીરમાંના શલ્યોને બહાર કાઢી નાંખે છે, તેમ આત્મજ્ઞાનપણ ચિત્તમાંના સર્વેદોષોને બહાર કાઢી નાંખે છે.

૧૧૮૫ જેમ કુહાડાથી લોઢું કપાતું નથી, પણ છીણીથી લોઢું કપાય છે તેમ સ્થૂલવિચારથી સ્વભાવમાં રહેલા દોષોનો નાશ કરી શકાતો નથી, પણ સૂક્ષ્મવિચારોથીજ તેમનો નાશ કરી શકાય છે.

૧૧૮૬ જેવી પામર અને વિષયિજનોને દૃશ્યવિષયોમાં આસ્થા હોય છે, તેવીજ આસ્થા વિવેકીજનોને પારમાર્થિકવિષયોમાં રાખવી જોઇએ.

૧૧૮૭ જેમ મસિશોષકપત્ર (બ્લૉટીંગપેપર) મસિને ચૂષી લે છે તેમ પ્રણવનું યથાયોગ્યઉચ્ચારણ મનને ચંચલ કરનારા સંસ્કારોને ચૂષી લે છે.

૧૧૮૮ જેમ બોધ વસ્તુને અધીન છે તેમ ઉપાસના પુરુષને અધીન છે.

૧૧૮૯ જેમ સંવાદિભ્રમ ફલકાલે પ્રમા(યથાર્થજ્ઞાન)રૂપ થાય છે, તેમ નિર્ગુણઉપાસના ક્રમે કરીને અતિપકવ થઇને બ્રહ્મજ્ઞાનરૂપે પરિણામ પામે છે.

૧૧૯૦ જેમ પાયો સુદૃઢ ન કર્યો હોય તો તેપર ચણવામાં આવતું ઘર સુદૃઢ રહી શકતું નથી, તેમ પૂર્વદર્શનના સિદ્ધાંતને સારી રીતે સમજી લીધાવિના અભ્યાસીથી ઉત્તરદર્શનનો પ્રતિપાદ્યવિષય યથાર્થ સમજી શકાતો નથી.

૧૧૯૧ જેમ દૂધમાંથી તેના પરિણામરૂપે દહીં થાય છે, તેમ પ્રકૃતિનું પરિણામ આ સમગ્રજગત્ છે. (આ સિદ્ધાંત સાંખ્ય તથા યોગદર્શનાનુસાર છે.)

૧૧૯૨ જેમ એક છાબડાંમાં તોલ (વજન) ને બીજા છાબડાંમાં ઘૃતાદિ તોળવાની વસ્તુ હોય, પછી તે બન્ને છાબડાં સરખાં રહે ને મધ્યમાંનો કાંટો પણ સમાન રહે, તો ને ઘૃતાદિ પદાર્થ તોલમાં પૂરો

છે એમ નિશ્ચય થાય છે, તેમ શ્રુતિ, યુક્તિ ને અનુભવથી જે વાતનો નિશ્ચય થાય છે તે વાત યથાર્થ હોય છે, એમ વિદ્વાનોનો નિશ્ચય છે.

૧૧૯૩ જેમ શરીરમાં મલની વૃદ્ધિ થવાથી ખરી ભૂખ લાગતી નથી તેમ જેમના ચિત્તમાં પાપસંસ્કારોની વૃદ્ધિ હોય છે તેમને વાસ્તવિકજિજ્ઞાસા ઉપજતી નથી.

૧૧૯૪ જેમ નેત્રમાં થયેલા રોગથી શરદ્‌પૂનમના પૂર્ણ પ્રકાશી રહેલા ચંદ્રમાંનું દર્શન થઈ શકતું નથી, તેમ આ ઇંદ્રિયો તથા અંતઃકરણના સૂક્ષ્મરોગોથી અંતઃકરણ અંતર્બાહ્ય સર્વત્ર વિલસી રહેલા બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર કરી શકતું નથી.

૧૧૯૫ "જેમ અચાનક હરણને કેસરી પકડી લેય;
તેમ કૃતાંત આવી ગ્રહે, શાસ્ત્ર પોકારી કેય."

૧૧૯૬ "એક નગરને પામવા, મારગ હોય અનેક;
તેમ સાધનની ભિન્નતા, સમજી લેજો વિવેક."

૧૧૯૭ જેમ બુભુક્ષુને ભોજનપ્રાપ્તિનાં સાધનોથી ભિન્ન પ્રતિકૂલવ્યાપાર રુચતો નથી તથા અયોગ્યવિલંબપણ તેનાથી સહન થઈ શકતો નથી તેમ મુમુક્ષુને મોક્ષ સાધનોથી ભિન્ન પ્રતિકૂલવ્યાપાર રુચતો નથી તથા પોતાના પ્રમાદથી તેની પ્રાપ્તિમાં અનુચિતવિલંબ થાય તો તે તેનાથી સહન થઈ શકતો નથી.

૧૧૯૮ જેમ માયાનો પ્રદેશ રણ જેવો છે તેમ બ્રહ્મનો પ્રદેશ શ્રીગંગાપરના કોઈ ઉત્કૃષ્ટતપોવનજેવો છે. રણમાં તૃષા મટાડવા, શોધતાં છતાંપણ મધુર જલ મળતું નથી, પરંતુ જલની મિથ્યા પ્રતીતિ કરાવનાર મૃગજલ ત્યાં પ્રતીત થાય છે; તે પ્રદેશમાં પ્રયત્ન કરતાં છતાંપણ મયૂર ને કોકિલાદિના કાનને મધુર લાગનારા અને સજ્જનોના ચિત્તને આનંદ ઉપજાવનારા શબ્દો સાંભળવામાં આવતા નથી પણ રાની ગધેડાઓના કાનને ફોડી નાંખનારા કઠોરશબ્દો અનાયાસે સાંભળવામાં આવે છે; તે પ્રદેશમાં ત્વચા તથા નાસિકાને આનંદ ઉપજાવનારો મંદ શીતળ ને સુગંધવાળોવાયુ વાતો નથી પણ ત્વચાને બાળનારો ને નાસિકાને પ્રતિકૂલ પ્રતીત થનારો ઊનો ને કડવો વાયુ

વેગથી વાયા કરે છે; તે પ્રદેશમાં નેત્રને શીતળતા ઉપજાવી સંતોષ આપનાર સુંદર લીલાંવૃક્ષો અને લતાઓ આદિ જોવામાં આવતાં નથી પણ સર્વત્ર એકલી રેતીજ જોવામાં આવે છે, જે વાયુથી ઊડી આંખમાં પડી પ્રવાસીને ઘણું દુ:ખ આપે છે અને તે પ્રદેશમાં સ્વાદુ ભોજનની સર્વથા અપ્રાપ્તિ છે, કિંતુ કડવાવાયુનો જીભને સ્પર્શ થવાથી મુખમાં કડવાશનો પુનઃ પુનઃ અનુભવ થાય છે. આ પ્રદેશથી વિપરીત ઉત્કૃષ્ટ-તપોવનમાં કાનને આનંદ ઉપજાવનારા મયૂરકોકિલાદિના મધુરશબ્દો અને હૃદયને આનંદ ઉપજાવી ત્રિવિધતાપનું હરણ કરનારા સંતજનોના શબ્દો જ્યાં ત્યાં સાંભળવામાં આવે છે; તેમાં મંદ ને શીતલપવનના સ્પર્શથી ત્વચાને અનાયાસે સુખનું ભાન થાય છે; તેમાં ફલફૂલથી ભરેલાં નવપલ્લવ વૃક્ષો, છોડો, લતાઓ, હરિતતૃણો, જલાશયો, સુંદર પક્ષીઓ, હરિણાદિ પશુઓ તથા મહાપુરુષોનાં દિવ્યશરીરોનાં દર્શનથી નેત્ર હર્ષયુક્ત થાય છે; તેમાં મધુરજલ ને મધુરફલનો ડગલે ડગલે લાભ થવાથી જીભને આનંદ ઉપજે છે ને તેમાં સુગંધમયવાયુના વાવાથી નાસિકા ગંધસુખમાં નિમગ્ન થઈ જાય છે.

૧૧૯૯ બ્રહ્માનંદ અમૃતુલ્ય છે, વિષયાનંદ હલાહલવિષતુલ્ય છે.

બ્રહ્માનંદ ચિંતામણિસમાન છે, વિષયાનંદ કાચના કટકાસમાન છે.

બ્રહ્માનંદ ઘૃતજેવો છે, વિષયાનંદ છાશજેવો છે.

બ્રહ્માનંદ ગંગાજલસમાન છે, વિષયાનંદ ખાળના (ગટરના) જલ-સમાન છે.

બ્રહ્માનંદ કલ્પવૃક્ષસમાન છે, વિષયાનંદ વિષવલ્લીસમાન છે.

બ્રહ્માનંદ સાર્વભૌમ (ચક્રવર્તિમહારાજા) સમાન છે, વિષયાનંદ રંક-સમાન છે.

બ્રહ્માનંદ હીરાજેવો છે, વિષયાનંદ કોયલાજેવો છે.

બ્રહ્માનંદ સુગંધમયપુષ્પની માલાજેવો છે, વિષયાનંદ વિષધરના-(સર્પના)જેવો છે.

બ્રહ્માનંદ સ્વાભાવિક છે, વિષયાનંદ કૃત્રિમ છે.

બ્રહ્માનંદ સ્વતંત્ર છે, વિષયાનંદ પરાધીન છે. (જેમ વિષયાનંદ પરા-ધીન એટલે કોઈ બાહ્યવસ્તુને અવલંબીને પ્રતીત થનારો છે તેમ

બ્રહ્માનંદ સ્વાધીન એટલે કોઈ બાહ્યવસ્તુની અપેક્ષા કર્યાવિના સાધકના પોતાના હૃદયમાં સ્વતંત્રપણે પ્રતીત થનારો છે.)

૧૨૦૦ જેમ ધૂમાડાથી મૂઠી ભરાતી નથી, ખારાજલથી તૃષા છીપતી નથી, કૌવચ, અગ્નિ કે વિષધરના–સર્પના–સ્પર્શથી સુખાનુભવ થતો નથી, પાતાલપર્યંત પહોંચેલો ઉચ્ચપ્રદેશનો ખાડો જલથી પૂરાતો નથી, આકાશ મૃગચર્મની પેઠે વિંટાતું નથી, ઘૃતાદિ નાંખવાથી અગ્નિ શાંત થતો નથી, સસલાના શિંગડાનું ધનુષ્ થતું નથી, મૃગજલથી સ્નાન કરાતું નથી, મનના મોદકથી તૃપ્તિ થતી નથી, ને આકાશપુષ્પોની માલા થતી નથી, તેમ ઇંદ્રિયોને પુનઃ પુનઃ અનુકૂલવિષયો આપવા-છતાં તેઓ જીવને નિત્યતૃપ્તિનો અનુભવ કરાવી શક્તી નથી વા ઇંદ્રિયોને ભોગથી નિત્યતૃપ્તિ થતી નથી.

૧૨૦૧ જેમ આંખો વીંચીને સામે રાખેલા દર્પણમાં પોતાના મુખનું પ્રતિબિંબ જોવાની ઇચ્છા રાખવી, પાણીમાં પગ મેલ્યાવિના તરતાં શીખવાની ઇચ્છા રાખવી, ચાલવા આદિનો યત્ન કર્યાવિના કોઈ સ્થલે પહોંચવાની ઇચ્છા રાખવી, ખાધાપીધાવિના ભૂખતરસને દૂર કરવાની ઇચ્છા રાખવી, ભણવાનો યત્ન કર્યાવિના પંડિત થવાની ઇચ્છા રાખવી, ઘોડાપર સ્વાર થયાવિના ઘોડેસ્વારી કરવાની ઇચ્છા રાખવી, સાઇકલપર બેસ્યાવિના સાઇકલ ચલાવવાની ઇચ્છા રાખવી, ને વિમાનમાં (રથમાં) બેસ્યાવિના હવામાં ઊડવાની ઇચ્છા રાખવી મિથ્યા છે, તેમ મોક્ષનાં વાસ્તવિકસાધનો સંપાદન કર્યાવિના મોક્ષ મેળવવાની ઇચ્છા રાખવી તે પણ વ્યર્થજ છે.

૧૨૦૨ જેમ સાકરનું નામ સાંભળવાથી મોઢું ગળ્યું થતું નથી પણ તેનું ભક્ષણ કરવાથીજ મોઢું ગળ્યું થાય છે, તેમ દોષોનાં નામોમાત્ર વાંચી લીધાં, સાંભળી લીધાં કે ગોખી કાઢયાં, તેથી કાંઇ લાભ થતો નથી, પણ તે દોષોને ત્યજવામાં આવે તોજ લાભ થાય છે.

૧૨૦૩ જેમ અરણ્યના ભયંકર સિંહની સમીપમાં જવું, ભયંકર વિષનું વમન કરતા સર્પની સમીપમાં જવું ને મગરના મુખમાં પગ મૂકવો તેનું પરિણામ શુભ નથી, તેમ પ્રતિજ્ઞાભંગ વા આજ્ઞાભંગનું પરિણામપણ શુભ નથી.

૧૨૦૪ જેમ કોઇ ઉન્મત્તમનુષ્ય ક્યારેક તીક્ષ્ણકાંટાઓથી ભરપૂર વૃક્ષોવાળા વનમાં દોડી દુઃખાનુભવ કરે છે, ક્યારેક નાનામોટા ખાડાઓ તથા અંધારી ગુફાઓવાળા પ્રદેશમાં દોડી કોઇ ઉંડાખાડામાં કે ગુફામાં પડી મૂર્છા પામે છે અને ક્યારેક કેળોના વનમાં પ્રવેશ કરી અલ્પકાલ સુખનો અનુભવ કરે છે, તેમ મનુષ્યનું મનપણ ક્યારેક રજોગુણયુક્ત થઇ નાનાપ્રકારના વિષયચિંતનમાં પ્રવૃત્ત થઇ દુઃખમય થઇ જાય છે, ક્યારેક તમોગુણયુક્ત થઇ કર્તવ્યાકર્તવ્ય ભૂલી મૂઢ થઇ જાય છે અને ક્યારેક સત્ત્વગુણયુક્ત થઇ અનુકૂલવિષયમાં સ્થિર થઇ અલ્પકાલ સુખાનુભવ કરે છે.

૧૨૦૫ જેમ ખાધેલું પચે તોજ તે શરીરને ઉપકાર કરે છે, અને અન્યથા જ્વરાદિ ઉપજાવી હાનિ કરે છે, તેમ શ્રવણ કરેલા વા વાંચેલા વિષયનું જો સારી રીતે મનન કરવામાં આવે તોજ તે ચિત્તનો અધિકાર વધારવામાં ઉપકારક થાય છે અને અન્યથા કર્તવ્યમાં અશ્રદ્ધા વા મિથ્યાભિમાન ઉપજાવી હાનિ કરે છે.

૧૨૦૬ જેમ ભેદભાવનાના જન્મજન્માંતરના અભ્યાસથી મનને અજ્ઞાનકાળમાં ભેદનો સ્પષ્ટઅનુભવ થાય છે, તેમ આગ્રહપૂર્વક ચિરકાલ સતત ચિન્માત્રભાવનાનો અભ્યાસ કરવામાં આવે તો મનને એકરસચેતનનો પણ સ્પષ્ટઅનુભવ થાય છે.

૧૨૦૭ જેમ આકાશમાં પક્ષીઓનો માર્ગ અને જલમાં જલચરોનો માર્ગ પ્રતીત થતો નથી, તેમ જ્ઞાનીઓનો માર્ગ લૌકિકપંડિતોને કે દેવોને પણ પ્રતીત થતો નથી.

૧૨૦૮ જેમ વિદ્વાનોના હૃદયનો આશય મંદબુદ્ધિવાળામનુષ્યોને સમજાતો નથી તેમ જ્ઞાનીઓના હૃદયનો આશય અજ્ઞાનીઓને સમજાતો નથી.

૧૨૦૯ જેમ જે અજ્ઞજનો ચિંતામણિ, સ્પર્શમણિ કે અતિમૂલ્યવાન્ હીરાને સામાન્યપાષાણજેવા સમજે છે તે અજ્ઞજનોને તે ચિંતામણિ, સ્પર્શમણિ કે અતિમૂલ્યવાન્ હીરા પોતાના અપારમૂલ્યરૂપ ફલ આપતા નથી પણ સામાન્ય પાષાણજેવુંજ ફલ આપે છે, તેમ જેઓ સત્શાસ્ત્ર

તથા શ્રીસદ્ગુરુના રહસ્યભરિત તથા ઉત્કૃષ્ટફલપ્રદઉપદેશનું માહાત્મ્ય સમજતા નથી, તેમને તેમના તે ઉપદેશનું મહાન્ફલ મળતું નથી.

૧૨૧૦ જેમ હલાહલવિષ ખાવાથી અમર થવાતું નથી તેમ રાગ, દ્વેષ, અવિવેક ને અભિમાનાદિ અયોગ્યસ્વભાવવાળાપુરુષને પોતાનો નિત્યસિદ્ધબ્રહ્મભાવ કદીપણ યથાર્થ સ્ફૂર્તો નથી.

૧૨૧૧ જેમ સુષુપ્તિમાં મનુષ્યનું મન વિક્ષેપ પામ્યા વિનાનું રહે છે તેમ જાગ્રતમાંપણ મુમુક્ષુનું મન પ્રાયશઃ વિક્ષેપરહિત રહેવું જોઇએ.

૧૨૧૨ જેમ યથાર્થબ્રહ્મચર્ય પાળ્યાવિના **બ્રહ્મચારી** એવું નામ, સ્વદાર સંતોષ રાખ્યાવિના તથા પંચમહાયજ્ઞાદિનું અનુષ્ઠાન કર્યાવિના **ગૃહસ્થ** એવું નામ, નવધાભક્તિમાંની એક વા અધિકનું યથાયોગ્ય-અનુષ્ઠાન કર્યાવિના **ભક્ત** એવું નામ, પરમતત્ત્વને અપરોક્ષ અનુભવ્યાવિના **જ્ઞાની** એવું નામ, મહાન્ તત્ત્વમાં અંતઃકરણ વિરામ પામ્યાવિના **મહાત્મા** એવું નામ, ત્રણ લોકના ભોગોની વાસના ત્યજ્યાવિના **સંન્યાસી** એવું નામ, હંસરૂપ પ્રાણના કરતાંપણ વિશેષ રાગદ્વેષરહિત સ્થિતિ સંપાદન કર્યાવિના **પરમહંસ** એવું નામ, શબ્દાદિ વિષયોમાં કુંઠિત થવાથી સર્વભણી સ્થિત બ્રહ્મમાં બુદ્ધિ ભ્રમણ ન કરી શકતી હોય છતાં **પરિવ્રાજક** એવું નામ, સત્શાસ્ત્રોનું તાત્પર્ય સમજાય નહિ તથા તદનુસાર વર્તન થાય નહિ અને અધિકારીઓને સન્માર્ગે ચઢાવી શકાય નહિ છતાં **આચાર્ય** એવું નામ, મનને વશ વર્તાવ્યાવિના **જગદ્ગુરુ** એવું નામ ને અબ્રહ્મત્વાદિરૂપ બંધથી મોકળા થયાવિના **જીવન્મુક્ત** એવું નામ નિરર્થક છે, તેમ મોક્ષ મેળવવાની તીવ્ર ઇચ્છા ઉપજ્યાવિના **મુમુક્ષુ** એવું નામપણ નિરર્થક છે.

૧૨૧૩ જેમ નટ દોરના છેડાપર દૃષ્ટિ ઠરાવવામાં પ્રમાદ કરે છે તો તેનું દોરપરથી પતન થાય છે, તેમ જે મુમુક્ષુ પોતાના પરમલક્ષ્યમાં અંતઃકરણને સાવધ રાખતો નથી તેનુંપણ મોક્ષ માર્ગમાંથી વ્હેલુંમોડું પતન થાય છે.

૧૨૧૪ જેમ દ્રવ્યમાં અત્યંતપ્રીતિ રાખનારો લોભીમનુષ્ય દ્રવ્ય શીઘ્ર મેળવી આપનારા ચમત્કારીઉપાયને મન તથા કાનને સાવધાન

રાખી કોઈ રસાયનવેત્તા પાસેથી સાંભળે છે, તેમ કૃપાને વશ થઇ ઉપદેશ કરવામાં તત્પર થયેલા શ્રીસદ્‌ગુરુના જન્મમરણના દુ:ખને દૂર કરી પરમાનંદનો અનુભવ કરાવનારાં વચનોને મુમુક્ષુએ પોતાના મન તથા કાનને અત્યંતસાવધાન રાખી ઉપદેશશ્રવણમાં પરમપ્રીતિ ઉપજવાથી ઊભાં થયેલાં રૂવાડાંવાળો ને હર્ષનાં આંસુવાળો થઇ એકાગ્રચિત્તથી શ્રવણ કરવું જોઇએ.

૧૨૧૫ જેમ જલવિનાના અંધકૂપમાં સર્પ, વિંછી ને કાનખજુરાદિ પ્રાણીઓને અપકાર કરનારાં જંતુઓ ભરાઈ રહે છે તેમ શ્રદ્ધાવિનાના હૃદયમાંપણ મનુષ્યને અપકાર કરનારા નાના પ્રકારના કુવિચારો રહે છે.

૧૨૧૬ જેમ નાકવિનાના માણસે ધારણ કરેલાં વસ્ત્રાલંકાર તેને શોભા આપી શકતાં નથી તેમ શ્રદ્ધાવિનાનાં માણસો જે મોક્ષના સાધનોનું અનુષ્ઠાન કરતાં હોય તે સાધનોનું તેમણે કરેલું અનુષ્ઠાન તેમને શોભારૂપ થતું નથી.

૧૨૧૭ જેમ દહીં વલોવવાની ગોળી હોય તોજ માખણ આદિની રક્ષા થઈ શકે છે પણ જો તેનો નાશ થાય તો માખણ આદિનોપણ વિનાશ થઈ જાય, તેમ મનુષ્યના અંત:કરણમાં સાત્ત્વિકીશ્રદ્ધા હોય તોજ તે અન્ય સાધન કરી શકે છે પણ જો તેનાં અંતઃકરણમાં સાત્ત્વિકીશ્રદ્ધા ન હોય તો તેના અન્યસાધનનો વિનાશ થઈ જાય છે.

૧૨૧૮ જેમ નૌકામાં સ્થિર રહી સુકાનીની આજ્ઞાનું અનુસરણ કરવામાં આવે તો અલ્પપ્રયત્ને પરતીરની પ્રાપ્તિ થાય છે અને જો સુકાનીની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં આવે તો મહાપ્રયત્નેપણ પરતીરની પ્રાપ્તિ ન થતાં નૌકા ડુબી જવાનો પ્રસંગ ઊભો થાય છે, તેમ હૃદયમાં સાત્ત્વિકીશ્રદ્ધા હોય તોજ શ્રીસદ્‌ગુરુની આજ્ઞાનું અનુસરણ કરી અલ્પપ્રયત્ને બ્રહ્મની પ્રાપ્તિ કરી શકાય છે, પણ જો તેવી શ્રદ્ધાનો હૃદયમાં અભાવ હોય તો સત્યધર્મરૂપ સુદૃઢનૌકામાં સ્થિર રહી શકાતું નથી ને તેથી બ્રહ્મની પ્રાપ્તિપણ થઈ શકતી નથી.

૧૨૧૯ જેમ અનલપક્ષી આકાશમાં સુખપૂર્વક વિનાશ્રમે સ્થિતિ કરી શકે છે પણ પૃથિવીપર તે સ્થિતિ કરી શકતું નથી તેમ (સાત્ત્વિકી-

શ્રદ્ધાવાળું) ચિત્ત બ્રહ્મમાં વિનાશ્રમે સ્થિતિ કરી શકે છે પણ દુષ્ટ-વિષયોના વિચારમાં તે સ્થિતિ કરી શકતું નથી.

૧૨૨૦ જેમ શાહમૃગ પૃથિવીપરજ સ્થિતિ કરે છે પણ આકાશમાં લેશપણ સ્થિતિ કરી શકતું નથી તેમ શ્રદ્ધાવિનાનું ચિત્તપણ વિષયાનુરાગમાંજ સ્થિતિ કરે છે, પણ બ્રહ્મમાં લેશપણ સ્થિતિ કરી શકતું નથી.

૧૨૨૧ "શ્રદ્ધા એકમ અંક સમ, અન્યસાધન શૂન્યરૂપ;
શ્રદ્ધાસહિત શોભે ઘણા, શ્રદ્ધા વિના વિરૂપ.
વિધવાના શણગાર સમ, શ્રદ્ધાહીનનાં કામ;
લેશ ન શોભે વિશ્વમાં, હાસ્યતણાં તે ઠામ."

૧૨૨૨ જેમ પ્રમાદીમાણસના ઘરમાં એક બે વાર ઊઘાડું રહેલું દૂધ બિલાડીના પીવામાં આવે એટલે તે બિલાડી તે ઘરમાં પુનઃ પુનઃ દૂધ પીવાનો લાગ શોધ્યા કરે છે, તેમ જીવાત્માના પ્રમાદથી રાગપૂર્વક જેમણે ઇચ્છિતભોગો ભોગવેલા છે એવી ઇંદ્રિયોપણ વારંવાર વિષયોપભોગને ઇચ્છતી છતી અતૃપ્તિને લીધે ક્ષોભ પામી જીવાત્માને દુઃખાનુભવ કરાવ્યા કરે છે.

૧૨૨૩ જેમ લોહ ચુંબકભણી ખેંચાય છે તેમ દેહાભિમાનવાળાં સ્ત્રી પુરુષનું ચિત્ત પરસ્પર ખેંચાય છે ને અશાંતિદ્વારા બન્નેને દુઃખાનુભવ કરાવે છે.

૧૨૨૪ જેમ વરાળને જેમ જેમ યુક્તિપૂર્વક દાબીને રાખીએ તેમ તેમ તેના બળમાં વધારો થવાથી તેદ્વારા યોગ્યકાર્યસિદ્ધિ કરી શકાય છે તેમ જે મનુષ્ય વીર્યને યુક્તિપૂર્વક શરીરમાં રોકવાની શક્તિ જેમ જેમ અધિક મેળવે તેમ તેમ તે મનુષ્ય પોતાના શરીરમાં આરોગ્ય ને અંતઃકરણમાં સ્ફૂર્તિ, ઉત્સાહ, સ્મરણશક્તિ ને સાવધાનતાદિ શુભ-ગુણો સંપાદન કરી શકે છે.

૧૨૨૫ "લઘુતાથી શ્રીપ્રભુ મળે, પ્રભુતાથી પ્રભુ દૂર;
કીડી ચાખે ખાંડને, હાથી ચાખે ધૂળ."

૧૨૨૬ "બ્રહ્મસુખ અન્ય સુખમાં, ભેદ ભૂમિ આકાશ;
ક્યાં ચિંતામણિ કાચ ક્યાં, ક્યાં અમૃત ક્યાં છાશ."

૧૨૨૭ "મૌન રહ્યામાં માન છે, બહુ બોલે અપમાન;
ટીલડી ધરે કપાળમાં, નૂપુરને પગસ્થાન."
૧૨૨૮ "ક્ષણુ ક્ષણુ ચાલી જાય છે, દિવસો ચાલ્યા જાય;
અંજલિજલની પેઠે આ, આયુષ્ ઓછું થાય."
૧૨૨૯ "અતિ દયા કરવી નહિ, તેમાં થાયે હાણુ,
તે સોનું શા કામનું, પહેરે ત્રોડે કાન."
૧૨૩૦ "કમલ જેમ જલમાં રહી, તેથી નવ લેપાય;
તેમ રહી સંસારમાં, ભજજો પ્રભુ સદાય."
૧૨૩૧ "જેમ કમળાના દોષથી, ધોળું પીત જણાય,
તેમ મનના દોષોવડે, શુભ ને અશુભ ભળાય."
૧૨૩૨ "જેમ કમળાના શમનથી, રંગ યથાર્થ જણાય;
તેમ દોષ મનના ટળે, યથાર્થ સૌ સમજાય."
૧૨૩૩ "જેમ કટકની ભુકીથી, જલનો મલ દૂર થાય;
તેમજ દૃઢ વિવેકથી, મનના મેલ વિલાય."
૧૨૩૪ "જેમ વિષના સેવનવડે, શરીરપાત થઈ જાય;
તેમ વિષયોને વશ થતાં, શાંતિ શીઘ્ર વિલાય."
૧૨૩૫ "વિષયસુખ છે કોડીસમ, મોક્ષ મહામણિ રૂપ;
કોડી બદલે મહામણિ, ખુએ મૂઢ ના ભૂપ."
૧૨૩૬ "ભોગે ભય છે રોગનો, કાયાને ભય કાલ;
જરને ભય નૃપ ચોરનું, વિદ્યાને ભય વાદ."
૧૨૩૭ "તપને ભય ઇંદ્રિયતણું, બલ રિપુ ભય હોય;
જરાતણું ભય રૂપને, ગુણને ખળો વગોય."
૧૨૩૮ "મરેલને ભય કાલનું, રહે ન કદીએ લેશ;
નિર્ધનને ભય ચોરનું, નથી દેશ પરદેશ."
૧૨૩૯ "જેમ હડખાયું શ્વાન તે, દશે દિશામાં ધાય;
તેમ આશાના દાસ સૌ, જ્યાં ત્યાં નિત્ય ભટકાય."
૧૨૪૦ "જે જિત્યો રે કામને, તે જ્ઞાની તે સિદ્ધ;
જે વશ વરતે કામને, તે અજ્ઞાની, અસિદ્ધ."

૧૨૪૧ "મલિન સ્થાનમાં રમણથી, કૃમિની પદવિ પમાય;
મોહ ત્યાગતાં તે તણો, દેવ સમાન થવાય."
૧૨૪૨ "સાપ, સિંહ, વિષવેલને, અડતાં જેમ ભય થાય;
તેમ અન્ય તનુસ્પર્શમાં, સમજુ જન ડર ખાય."
૧૨૪૩ "આંગળી લાગે આંખમાં, દાંતે જીભ કચરાય;
ક્રોધરહિત જેમ ત્યાં રહો, તેમ સર્વત્ર સદાય."
૧૨૪૪ "માળી રૂઠ્યો ફૂલ લે, નહિ માથાના વાળ;
દેવ રૂઠે તો દેહ પર, આતમ પર ન લગાર."
૧૨૪૫ "બહાર વરસે મેઘ બહુ, અંતર વરસે પ્રેમ;
જેમ ભૂમિ પલળે બારણે, અંતર પલળે એમ."
૧૨૪૬ "બહાર ઝમકે વીજળી, અંતર જ્ઞાન પ્રકાશ;
બહાર ગર્જે મેઘ ને, અંતર અનહદ નાદ."
૧૨૪૭ "બહાર સૌ નદીઓ વહે, અંતર વહે આનંદ;
બહાર વાયુનો વેગ ને, અંતર સ્ફૂર્તિ સ્વચ્છંદ."
૧૨૪૮ "બહાર વાદળાં જલ ભર્યાં, અંતર શુભગુણ સાજ;
બહાર મોર કેકા કરે, અંતર શાંતિ અવાજ."
૧૨૪૯ "બાપૈયા પય પય કરે, મન કરે બ્રહ્મધ્યાન;
બહાર મોલ બહુ શોભતા, અંતર બ્રહ્મ મહાન."
૧૨૫૦ "શરદૃઋતુમાં શોભતાં, નિર્મલ જલ આકાશ;
તેમ વૈરાગના ઉદયથી, અંતરમાંહી પ્રકાશ."
૧૨૫૧ "બહાર કાંસડા ફૂલીઆ, પાકયા અન્નના છોડ;
અંતર મનડું ફૂલીઉં, કરીને શાસ્ત્ર નિચોડ."
૧૨૫૨ "બહાર શોભે ચાંદની, અંતર ચિતિપ્રકાશ;
બહાર માર્ગ ચોકખા થયા, અંતર સંશય નાશ."
૧૨૫૩ "હેમંત શિશિરથી થયો, દૂર જંતુનો ત્રાસ;
તેમ વૈરાગે આવીને, કર્યો દુઃખનો ગ્રાસ."
૧૨૫૪ "કુસુમ-વિકાસ સમાન એ, જોબનતણો વિકાસ;
અલ્પસમય શોભિત રહે, અંતે ટળે ઉજાસ."

૧૨૫૫ "ઝાકળ ટીપું પાનપર, મોતીસમ દેખાય;
થોડી ક્ષણ શોભા ધરી, તુરત અદીઠજ થાય."
૧૨૫૬ "પતંગ રંગ સમ વિષય સૌ, અલ્પસમય ટકનાર;
એ જાણી તે ત્યાગવા, કરવો નહિ દઢ પ્યાર."
૧૨૫૭ "ઝાકળના પાણીવડે, જેમ તૃષા ન વિલાય;
તેમ વિષયોના ભોગથી, શાંતિતૃપ્તિ ન થાય."
૧૨૫૮ "ખારા જલના પાનથી, તૃષા વધતી જાય;
તેમ વિષયોના સેવને, તૃષ્ણા અદકી થાય."
૧૨૫૯ "અગ્નિમાં ઘી હોમતાં, જેમ અગ્નિ ન ઓલાય;
તેમ ઇંદ્રિયગણ વિષયથી, કદી શાંતિ નવ થાય."
૧૨૬૦ "રવિ શશિ ઊગી આથમે, ફૂલ ખીલી ખરી જાય;
ક્ષણભંગુર આ વિશ્વમાં, કાંઇ ન સ્થિર જણાય."
૧૨૬૧ "ચપળાના ચળકાટસમ, ક્ષણભંગુર સૌ સાજ,
જાણી સુજ્ઞે પરિત્યજ્યાં, ગૃહ-કુટુંબ-ધન-રાજ."
૧૨૬૨ "રંગાકૃતિ વાદળતણાં, જ્યમ બદલાતાં જાય;
ત્યમ પ્રાણીને વસ્તુમાં, ક્ષણ ક્ષણ ફેર જણાય."
૧૨૬૩ "રવિ-શશિ-તારાગણતણો, ઉદય-અસ્ત જેમ થાય;
તેમ પ્રાણીના દેહનાં, જન્મમરણ દેખાય."
૧૨૬૪ "સૌ વિષયોના ભોગ છે, લક્કડ લાડુ સમાન;
અભોક્તા આશાએ દુઃખી, ભોક્તા દુઃખી મહાન."
૧૨૬૫ "જેમ ગગનના કુસુમમાં, નહિ સુગંધ જણાય;
તેમ વિષયોના સેવને, સાચી શાંતિ ન થાય."
૧૨૬૬ "બાજીગરના ખેલસમ, મિથ્યા આ સંસાર;
દેખાય છતાં અસત્ય છે, આ નિશ્ચય ઉર ધાર."
૧૨૬૭ "છાયાની પેઠે સદા, મૃત્યુ જનની સાથ;
ફરતું રહે છે એમ ગણી, કરવો ધર્મ-સંગાથ."
૧૨૬૮ "જીવન પરપોટા સમું, જોબન નદી તરંગ;
ઇંદ્રજાલસમ દશ્ય સૌ, રાચ ન તેને રંગ."

૧૨૬૯ "સિંહ હણે જેમ હરણને, તેતરને જેમ બાજ;
જેમ બિલાડી મુષકને, તેમ સૌને યમરાજ."
૧૨૭૦ "પુણ્યવિષે આદર નહિ, પાપવિષે બહુ પ્રેમ;
ચિંતામણિનો ત્યાગ કરી, વિષને ઇચ્છે જેમ."
૧૨૭૧ "જન્મઅંધની દૃષ્ટિનો, યોગ ન રવિથી થાય;
ત્યમ પાપીનું મન કદી, શુભમાં નવ જોડાય."
૧૨૭૨ "વાનર કૌવચશિંગને, કરે લતાથી દૂર;
દૃશ્યચિંતન તેમ મનથકી, દૂર કરવું જરૂર."
૧૨૭૩ "નેત્ર, કમલ ને ગગનસમ, રે'વું સદા અલેપ;
રાગ, દ્વેષ, ભય, ખેદનો, લગાડવો નહિ લેપ."
૧૨૭૪ "સૂકું કાષ્ઠ પ્રવાહમાં, જેમ તણાતું જાય;
તેમ અદૃષ્ટવશ મૂકવાં, દેહાદિને સદાય."
૧૨૭૫ "જેમ પવનના વેગથી, ઊડે સૂકું પાન;
તેમ અદૃષ્ટના વેગથી, દેહાદિ ગતિ માન."
૧૨૭૬ "અસંગ રહી જેમ વિચરે, વાયુ વિશ્વ મોઝાર;
તેમ અસંગી રહી સદા, વસવું આ સંસાર."
૧૨૭૭ "પયોનિધિમાં પવનથી, દીસે તરંગ અપાર;
ત્યમ ચેતનમાં સ્ફૂરણથી, દીસે આ સંસાર."
૧૨૭૮ "પયોનિધિમાં પવનવિણ, ન મળે લે'ર લગાર;
તેમ ચેતનમાં સ્ફૂરણવિણ, દીસે નહિ સંસાર."
૧૨૭૯ "બ્રહ્મતત્ત્વમાં મન મળે, મનબ્રહ્મજ થઈ જાય;
તેલ પુષ્પરસમાં મળે, તેલ ફૂલેલજ થાય."
૧૨૮૦ "રંગ ભીંત-આશ્રય રચે, ચિત્રો બહુ પ્રકાર;
અવિદ્યા આતમ-આશરે, રચે વિવિધ સંસાર."
૧૨૮૧ "ઘનવસ્તુ જેમ પ્રલયમાં, જલરૂપે દેખાય;
તેમ આત્યંતિકપ્રલયમાં, એક બ્રહ્મ દર્શાય."
૧૨૮૨ "જેમ ખાંડનાં રમકડાં, જલમાં જલ થઈ થાય;
તેમ બ્રહ્મના જ્ઞાનથી, વિલીન જગત્ આ થાય."

1283 "દૂર રવિ જવ હોય તવ, છાયા લાંબી જણાય;
માથા પર રવિ આવતાં, છાયા લઘુ થઈ જાય."
1284 "બ્રહ્મ દૂર જવ હોય તવ, માયા મોટી જણાય;
બ્રહ્મ સમીપમાં પ્રકટતાં, તે માયા ટળી જાય."
1285 "જેવી જેની યોગ્યતા, તે જન ત્યાં સ્થિર થાય;
મીઠી દ્રાક્ષને પરિહરી, કાગ લીંબોળી ખાય."
1286 "જલ વલોવે યત્નથી, ના'વે માખણ છાસ;
મૃગજલ કેરા પાનથી, મટી ન કેની પ્યાસ."
1287 "બ્રહ્મસુખે તૃપ્તિ મળે, વિષય સુખે ન પમાય;
તૃષા શમે નવ ઝાકળે, મેઘ જલે શમી જાય."
1288 "જેમ મીઠાની પુતળી, સાગરે જલરૂપ થાય;
તેમ હું અને દૃશ્ય સૌ, બ્રહ્મ માંહે વિલાય."
1289 "પાત્રવિના ઉપદેશ શુભ, ઉપયોગી નવ થાય;
ભીલડીને ચિંતામણિ, પથ્થર તુલ્ય જણાય."
1290 "લોટ વિષે શાકર ભળે, હિમ ભળે જલમાંય;
લોટ મધુરતાને ગ્રહે, જલ શીતલતા ત્યાંય."
1291 "વમન કરેલા અન્નમાં, માનવ મન નવ જાય;
તેમ ત્યજેલા વિષયમાં, જ્ઞાની-મન નવ જાય."
1292 "જેમ કાચા તંતુવડે, સુમેરુ નવ ખેંચાય;
તેમ વિષયોથી જ્ઞાનીનું, મન પણ નવ કર્ષાય."
1293 "જેમ વિરડો ઊલેચતાં, જલ અતિનિર્મલ થાય;
ત્યમ વૃત્તિને કાઢતાં, બ્રહ્મરૂપ દર્શાય."
1294 "પ્રાણતણા કુંભકવડે, સર્પ દરે ન મુંઝાય;
તેમ મનોનિગ્રહવડે, યોગી નવ અકળાય."
1295 "વૈર શમે નહિ વૈરથી, ક્રોધે શમે ન ક્રોધ;
દયા, સ્નેહથી તે શમે, જુઓ કરી મનરોધ."
1296 "ભક્તતણું જે કપટ તે, અશુભજ સદા ગણાય;
કાંકચની કડવાશ તે, સૌને બુરી જણાય."

૧૨૯૭ "ભક્તપ્રતિ પ્રભુનું કપટ, તેને હિતકર હોય;
કેસરની કડવાશ તે, બુરી ગણે ન કોય."
૧૨૯૮ "અલ્પવસ્તુમાં સુખ નહિ, પરિપૂર્ણમાં સુખ;
તરષ શમે નહિ ઝાકળે, મેઘ મટાડે દુઃખ."
૧૨૯૯ "પરમપ્રેમ જે હૃદયમાં, ત્યાં પ્રભુતણો નિવાસ;
ધનવાળાને ઘેર જેમ, હોય વિવિધ વિલાસ."
૧૩૦૦ "પ્રભુને કપટ નડે નહિ, મહેશને જેમ ઝેર;
પણ ભક્તનું કપટ તે, કરેજ કાલો કેર."
૧૩૦૧ "જેમ કસ્તુરીયુક્ત હરણ, શોધે બહાર સુગંધ;
તેમ બહાર સુખ શોધતા, મનને જાણો અંધ."
૧૩૦૨ "કાકીડાની ડોકના, ને વાદળના રંગ;
પુનઃ પુનઃ બદલાય તેમ, અભક્ત મનનાં ઢંગ."
૧૩૦૩ "ચાતકની મનમાં સદા, રહે મેઘમાં પ્રેમ;
અનન્યભક્તના મન વિષે, પ્રેમ પ્રભુમાં તેમ."
૧૩૦૪ "અગ્નિ ઇંધન બાળીને, રહે આપ અવશેષ;
તેમ જ્ઞાની જગ બાધ કરી, રહે આપ પરિશેષ."
૧૩૦૫ "છાયા તનને અનુસરે, ભક્ત પ્રભુને તેમ;
પ્રભુને વશ વર્તે નહિ, ભક્ત કહીએ કેમ?"
૧૩૦૬ "ગંધર્વનગર જેમ ભ્રાંતિથી, ગગનમાંહી દરશાય;
તેમ ક્રિયારૂપ નામ એ, બ્રહ્મ વિષે દેખાય."
૧૩૦૭ "ભક્તિની વાતો કરે, મનમાં તૃષ્ણા રાંડ;
કીટ લીંબોળીમાં રહી, ઇચ્છે ખાવા ખાંડ."
૧૩૦૮ "બાધ થયેલા દૃશ્યથી, આતમ-બાધ ન થાય;
મુએલા ઉંદરવડે, કદી ન બિડાલ હણાય."
૧૩૦૯ "લેપ ન લાગે જીભને, ભિન્ન ભિન્ન રસ ખાય;
તેમ નિર્લેપ રહેવું સદા, અસર ન સંગની થાય,"
૧૩૧૦ "સસલાથી જેમ નવ ડરે, મદોન્મત્ત મૃગરાજ;
તેમ હું ડરું ન કોઇથી, ગણી સૌને મુજ ખાજ."

૧૩૧૧ "તિમિરથી રવિ નવ ડરે, સાપથકી ખગરાજ;
દ્વૈતથી તેમ હું નવ ડરું; ગણી તેને મુજ ખાજ."
૧૩૧૨ "નયન પાછળ વસ્તુને, જોતું નથી લગાર;
તેમ સકલ આ દૃશ્યને, મન, તું સાવ વિસાર."
૧૩૧૩ "ચમાર ધંધો નીચ ને, અત્તરીઆનો ઉંચ;
જીવભાવ અતિનીચ ને, બ્રહ્મભાવ અતિ ઉંચ."
૧૩૧૪ "જેમ મેઘધારાવડે, સૂરજ નવ દેખાય;
તેમ વિષયવૃત્તિવડે, આત્મા નવ દરશાય."
૧૩૧૫ "સારામા સારું ભળે, નબળું નબળામાંય;
દૂધમાંહી શાકર ભળે, લવણ છાશની માંય."
૧૩૧૬ "જેમ તરંગો જલવિષે, તેમ બ્રહ્મમાં સંસાર;
બ્રહ્મ જેણે જાણ્યા સકલ, આ સંસાર અસાર."
૧૩૧૭ "મહાદર્પણમાં નગરનું, પ્રતિબિંબ દેખાય;
તેમ સાક્ષીમાં વાસના, જગરૂપે દરશાય."
૧૩૧૮ "અપાત્રપર ઉપદેશની, લેશ અસર નવ થાય;
પથ્થર રત્ન બને નહિ, પ્રયત્ન મિથ્યા જાય."
૧૩૧૯ "હસ્તી ગોપદજલ વિષે, જેમ ન બુડી જાય;
તેમ જ્ઞાની-મન વિષયમાં, કદી નિમગ્ન ન થાય."
૧૩૨૦ "ગોપદજલમાં મશક જેમ, તુરત ડુબી જાય;
તેમ અજ્ઞ-મન દૃશ્યમાં, તુરતજ નિમગ્ન થાય."
૧૩૨૧ "મહાગિરિ જેમ પવનથી, લેશ ચલિત નવ થાય,
જ્ઞાનીનું મન દૃશ્યથી, ચલે ન તેમ જરાય."
૧૩૨૨ "પ્રયત્નથી પાતાલ જલ, પૃથિવીપર ઊભરાય;
તેમ બ્રહ્મસુખ યત્નથી, મનમાંહી છલકાય."
૧૩૨૩ "જેમ કામુક નિજ કામિની, દેખે અંતર બા'ર,
તેમ જ્ઞાની બ્રહ્મરૂપને, જુએ અસંગ અપાર."
૧૩૨૪ "દૂર પડળ જો થાય તો, જેમ છે તેમ જણાય;
તેમ અજ્ઞાન-પડળ જતાં, બધે બ્રહ્મ દર્શાય."

૧૩૨૫ "સ્ફટિકવિષે પેસે નહિ, જેમ પુષ્પોના રંગ;
તેમ મુજમાં નવ પેસતા, કોઈ દૃશ્ય પ્રસંગ."
૧૩૨૬ "વંધ્યાસુતસમ જગત્ આ, જ્યાં નવ લેશ જણાય;
તે બ્રહ્મમાં સ્થિર રહે, સર્વે દુઃખ વિલાય."
૧૩૨૭ "ટાઢ ન લાગે અગ્નિને, ન રવિમાં અંધકાર;
તેમ નિર્ભય મુજ રૂપમાં, ભયસંભવ ન લગાર."
૧૩૨૮ "શુચિ ગગન ને ધૂળ જેમ, સ્પર્શ ન કરે લગાર;
તેમ બ્રહ્મને દુઃખ પણ, સ્પર્શી નહિ શકનાર."
૧૩૨૯ "રજ્જુનું દર્શન થતાં, સર્પ થાય જેમ દૂર;
તેમ બ્રહ્મદર્શન થતાં. દૂર થાય દૃશ્ય ક્રૂર."
૧૩૩૦ "ગરુડધ્યાનથી સર્પનું, જેમ વિષ દૂર થાય;
તેમ બ્રહ્મના ધ્યાનથી, સંસૃતિવિષ વિલાય."
૧૩૩૧ "જીવ પ્રિય જેમ દેહને, જીવને પ્રિય જેમ દેહ;
તેમ સમજુએ બ્રહ્મમાં, કરવો ઘાટો સ્નેહ."
૧૩૩૨ "પ્રતિબિંબ મિથ્યા ગણી, જોવું દર્પણ જેમ;
નામરૂપ મિથ્યા ગણી, જોવું બ્રહ્મજ તેમ."
૧૩૩૩ "મે ના મે ના મેના કહે, મૂલ્ય થાય દશ વીશ;
મે મે મે બકરાં કહે, નિત્ય કપાવે શીષ."
૧૩૩૪ "સર્પ ત્યજે જેમ કાંચળી, તેમ દેહનો સંગ;
ત્યજી જ્ઞાનીઓ પામતા, પરમાનંદ અભંગ."
૧૩૩૫ "હંસસમ નિજમન રાખવું, કાકસમ નહિ કદાય;
પરમશુચિપદ સ્થિર થતાં, સર્વે પાપ વિલાય."

૧૩૩૬ જેમ આકાશને આકારે વૃત્તિ કરીને જોઇએ તો આકાશ ભિન્ન બીજું કાંઈ પ્રતીત થાય નહિ, વા નેત્રને જેમ રૂપવિના બં કાંઈ પ્રતીત થાય નહિ, તેમ જ્ઞાનીને પણ સ્થાવરજંગમ સર્વમાં તેમ વાસ્તવિકરૂપે સ્થિત બ્રહ્મવિના બીજું કાંઈ પ્રતીત થાય નહિ.

૧૩૩૭ જેમ દીવામાંથી જ્વાળાઓની પરંપરા નીકળે છે, તેમ : શુભાશુભવૃત્તિઓની પરંપરાવડે પરિણામ પામ્યા કરે છે.

૧૩૩૮ જેમ પોતાના શરીરના અવયવોપર કોઇને ક્રોધ થતો નથી તેમ શત્રુમાં, બંધુમાં ને સ્વશરીરમાં સમાન એકજ આત્માને જોનાર વિવેકીમાં અન્યના ઉપર ક્રોધ સંભવતો નથી.

૧૩૩૯ જેમ તેજાબમાં નાંખેલી સુવર્ણાદિ ધાતુ ક્રમથી ઓગળતી જાય છે, વા જેમ પાણીમાં નાંખેલો બરફ ક્રમથી ઓગળતો જાય છે તેમ આત્મસ્વરૂપાનુસંધાન કરતી વેળા યોગી પોતાની ચિત્તવૃત્તિને શાંત દિવ્યપ્રકાશરૂપ બ્રહ્મસ્વરૂપમાં ગળી અભેદભાવ પામતી અનુભવે છે.

૧૩૪૦ જેમ કાચબો પોતાના મુખાદિ અંગોને ઉદરમાં સંકોચી લે છે તેમ સાધકે પોતાની ઇંદ્રિયોના તથા અંતઃકરણના બાહ્યવેગોને વારે વારે હૃદયાકાશભણી અથવા મૂર્ધાકાશભણી સંપૂર્ણજાગ્રતિ તથા ધીરજ રાખીને પાછા વાળ્યા કરવા જોઇએ.

૧૩૪૧ જેમ હાથમાં દીપક લઈને વિચરનાર માણસના નેત્ર આગળ સર્વત્ર પ્રકાશ પ્રતીત થાય છે, ને તેને અંધારું દુઃખ આપતું નથી, તેમ વૃત્તિના અગ્રભાગમાં બ્રહ્મને સ્થિર સ્થાપી વિશ્વમાં વિચરનાર શ્રેષ્ઠસાધકની વૃત્તિ જે જે પદર્થાકાર થાય છે ત્યાં ત્યાં બ્રહ્મદર્શન કરવાનો તેને સ્વભાવ પડેલો હોવાથી તે સાધકની વૃત્તિના અગ્રભાગમાં પરમાનંદ પ્રતીત થાય છે ને તે રાગદ્વેષથી કદીપણ તપતી નથી.

૧૩૪૨ જેમ જેણે પોતાના નેત્રમાં સિદ્ધાંજન આંજ્યું હોય તે મૃત્તિકા તથા પાષાણરૂપ આવરણને નહિ જોઇને તેની નીચે રહેલ સોનારૂપારૂપ ઉચ્ચધાતુઓને જુએ છે, તેમ જેણે પોતાના અંતઃકરણની વૃત્તિને જ્ઞાનાંજનયુક્ત કરેલી હોય છે તે પણ સર્વત્ર નામ, રૂપ ને ક્રિયાનો બાધ કરી, તેમના અધિષ્ઠાનરૂપે રહેલ બ્રહ્મતત્ત્વને અનુભવે છે.

૧૩૪૩ જેમ 'રોતું જાય તે મુવાના સમાચાર લાવે' તેમ ઉત્સાહવિના વેઠે પકડાયેલાની પેઠે જે કર્તવ્ય કરવામાં આવે તે અનુકૂલફલ ઉપજાવી શકે નહિ,

૧૩૪૪ જેમ ઉંચા ટેકરાપર જલ રહી શકતું નથી, પણ નીચાણવાળા પ્રદેશમાંજ તે રહી શકે છે, તેમ અશુભઅભિમાનવાળા મનુષ્યોને, સદ્ગુણો ને સદ્વિદ્યાની પ્રાપ્તિ થઈ શક્તી નથી, પરંતુ નિરભિમાની મનુષ્યોનેજ સદ્ગુણોની ને સદ્વિદ્યાની પ્રાપ્તિ થઈ શકે છે.

૧૩૪૫ જેમ ચોરને ચાંદની રુચતી નથી તેમ દુર્જનોને સજ્જનો તથા તેમની શુભપ્રવૃત્તિ રુચતાં નથી.

૧૩૪૬ જેમ મહામારીના અતિસૂક્ષ્મજંતુઓ તેવા સ્થળના સેવનથી નહિ જણાય એવી રીતે મનુષ્યના શરીરમાં પ્રવેશ કરી તેનું મરણ ઉપજાવે છે તેમ દુર્જનોના હલાહલવિષજેવા કુવિચારોપણ અસાવધજિજ્ઞાસુના ચિત્તમાં નહિ જણાય એવી રીતે પ્રવેશ કરી તેના અધઃપાતરૂપ મરણને ઉત્પન્ન કરે છે.

૧૩૪૭ જેમ સાથવો ખાવો ને ગાવું એ બન્ને પરસ્પરમાં વિરોધવાળાં કર્મો એકકાળમાં થઇ શક્તાં નથી તેમ સજ્જનોથીપણ સત્કર્મના વિરોધી દુર્જનોનો સંગ સેવવો ને પારમાર્થિકસાધનોનું અનુષ્ઠાન કરી તેમાં આગળ વધવું, એ બંને પરસ્પરમાં વિરોધવાળાં કર્મો એક સાથે ન થઇ શકે.

૧૩૪૮ જેમ વિષ્ઠાભક્ષણ કરનારું ને મલિનકાદવમાં આળોટનારું ગ્રામશૂકર પવિત્ર બ્રાહ્મણના ઘરમાં પ્રવેશ કરવાને યોગ્ય નથી તેમ જેઓનાં અંતઃકરણ, ઇંદ્રિયો ને શરીર દુરાચરણથી ઉત્પન્ન થતા કુસંસ્કારો તથા તેથી થતી કુપ્રવૃત્તિથી યુક્ત હોય છે તેઓનો સુવિચાર ને સદાચારની સાથે સંબંધ થવો વા રહેવો અત્યંત અસંભવિત છે.

૧૩૪૯ જેમ આકાશમાં વૃક્ષ ઊગવાનો સર્વથા સંભવ નથી, તેમ વિષયિમનુષ્યોમાં પારમાર્થિકસાધનોના અનુષ્ઠાનની વાસ્તવિકઇચ્છા ઉપજવાનો પણ સર્વથા સંભવ નથી.

૧૩૫૦ જેમ જમણા હાથથી સીધી રીતે સુખપૂર્વક પોતાનું નાક પકડી પ્રાણાયામ કરી શકાય છે, પણ ડાબા હાથને માથાની પછવાડે લઈ જઇ પછી પોતાનું નાક પકડી પ્રાણાયામ કરવામાં આવે તો તે પ્રાણાયામ બહુ પ્રયત્નથી પણ જોઇએ તેવા થઇ શકતા નથી, તેમ પોતાના પૂર્વના વિચારો અને આચારો શ્રીસદ્ગુરુના ઉપદેશથી જેટલે જેટલે અંશે વિપરીત જણાય તેટલે તેટલે અંશે તેમને આગ્રહપૂર્વક ત્યજી દેવાનો જે જિજ્ઞાસુમાં દૃઢઉત્સાહ હોય વા પ્રકટે તો તે પોતાના પૂર્વના અનુચિતવિચારો ને આચારોનો સુખપૂર્વક ત્યાગ કરી ઉપયોગી

સુવિચાર ને સદાચારનું સુખપૂર્વક પરિપાલન કરી શકે છે, પણ જેઓ પોતાનું મિથ્યાભિમાન ત્યજતા નથી, ને શ્રીસદ્‍ગુરુના ઉપદેશમાં અનુકૂલબુદ્ધિરૂપશ્રદ્ધા રાખતા નથી, તેઓ સુવિચાર ને સદાચારનું પરિપાલન કરવા સમર્થ થતા નથી.

૧૩૫૧ જેમ મુંજનામનાં તૃણમાંથી પર્ણોનો ત્યાગ કરી ઇષિકા (રાડું) શોધી કઢાય છે તેમ જેમને મૌંજીબંધન (બ્રહ્મસૂત્રધારણ) થયું છે તેમણે મૌંજીબંધન પછી અન્નમયાદિ પાંચ કોશોમાંથી આત્માને શોધી કાઢવાનો પ્રયત્ન આરંભવાનો છે, તેમજ બ્રહ્મસૂત્ર ધારણ કર્યા પછી સ્થાવરજંગમ સર્વમાં સૂત્રની પેઠે પરોવાઇને અધિષ્ઠાનરૂપે રહેલું બ્રહ્મ શોધવાનો આરંભ કરવાનો છે.

૧૩૫૨ જેમ ઉન્મત્તઅશ્વને સુદૃઢખીલે બાંધી તેનો નિગ્રહ એટલે તેના ભ્રમણનો અટકાવ કરી તેને એક સ્થળે રોકવામાં આવે છે તેમ ચપલમનને પણ શ્રીસદ્‍ગુરુએ ઉપદેશ કરેલા ધ્યેયમાં શ્રદ્ધા, ઉત્સાહ ને સદાગ્રહવાળા પ્રયત્નથી તેનો અન્યપદાર્થોને આકારે થવાનો પ્રબલ-સ્વભાવ રોકી ધ્યેયાકાર કરવામાં આવે છે.

૧૩૫૩ જેમ સૂર્યનાં વિરલકિરણોમાં દાહ કરવાનું વા પાકસિદ્ધિ આદિ કરવાનું સામર્થ્ય પ્રતીત થતું નથી, પણ જો તે કિરણોને કોઇ યોગ્યઉપાયવડે એકત્ર કરવામાં આવે તો તેમાં દાહ કરવાનું વા પાક-સિદ્ધિઆદિ કરવાનું સામર્થ્ય પ્રત્યક્ષ પ્રતીત થાય છે; જેમ અવ્યવસ્થિત-રીતે વિખરાઇ જતી વરાળને રોકી તેનો વેગ ઇચ્છિત કાર્યમાં જોડવામાં આવે તો તે આગગાડી આદિને વેગ આપવામાં ઉપયોગી થાય છે; અને જેમ સ્વતંત્રપણે વહી જતું જલ કાંઇ કાર્ય કરી શકતું નથી, પણ જો તેને કોઇ સ્થલમાં રોકી ઘંટીઆદિ ચલાવવાના કામમાં જોડવામાં આવે તો તે કાર્ય તે સુખપૂર્વક કરે છે; તેમ મન સંસ્કારાનુસાર સ્વચ્છંદી-પણે ભ્રમણ કર્યા કરે તો તેના સામર્થ્યની યોગ્ય પ્રતીતિ થતી નથી, પણ જો તેને કોઇ એક યોગ્યવિષયમાં એકાગ્ર કરી પછી કોઈ કાર્યમાં જોડવામાં આવે તો અન્યને આશ્ચર્ય ઉપજે એવું કાર્ય તે કરી શકે છે.

૧૩૫૪ જેમ શરીરને નિરોગ તથા બળવાન્ રાખવા મનુષ્યને

નિત્ય યોગ્યઆહારની અગત્ય છે તેમ જેઓ પોતાના મનને કામાદિ રોગોથી રહિત તથા દૈવિસામર્થ્યવાળું રાખવા ઇચ્છે છે તેમને પોતાના મનને નિત્ય કેટલોક સમય એકાગ્ર કરવાની અગત્ય છે.

૧૩૫૫ જેમ પોતાને ગળે દશ મણનો પાષાણ બાંધી મોટી નદી તરવાનો પ્રયત્ન કરનાર મનુષ્ય વિવેકહીન છે તેમ જેઓ પોતાના મનને એકાગ્ર કરવાની ઇચ્છા રાખતાં છતાં પોતાના મનને અભ્યાસ-વિનાના સમયમાં સ્વચ્છંદીપણે જે તે પ્રાણિપદાર્થ વા ક્રિયાને આકારે થવા દે છે, પણ તેને ધ્યેયભણી વેગવાળું રાખતા નથી તેઓપણ વિવેકહીન છે.

૧૩૫૬ કામુકો કાચરૂપ વિષયસુખની પ્રાપ્તિમાટે ચિંતામણિરૂપ આત્મસુખને ખુએ છે, ને અમૃતરૂપ આત્મસુખનો પ્રમાદથી ત્યાગ કરી પ્રસન્ન મને હલાહલવિષરૂપ વિષયસુખનું સેવન કરતા પ્રતીત થાય છે.

૧૩૫૭ જેમ સુખી પ્રાણીમાં મૈત્રીની, દુઃખી પ્રાણીમાં કરુણાની, પુણ્યવાન્માં હર્ષની ને પાપીમાં ઉપેક્ષાની ભાવના કરવાથી મન નિર્મળ થાય છે તેમ ઊતાવળી ને વિપરીત પ્રવૃત્તિ કરનારા માણસને જોઈ તેમાં મત્સ્યાવતારની ભાવના કરવાથી, ધીમી પ્રવૃત્તિવાળા તથા વિપરીત પ્રસંગોમાં પોતાની ઇંદ્રિયોની તથા અંતઃકરણની વૃત્તિઓને પાછી ખેંચી લેનારા માણસને જોઈ તેમાં કૂર્માવતારની ભાવના કરવાથી, અત્યંત-અભિમાનવાળા તથા સમર્થ માણસને જોઈ તેમાં વરાહવતારની ભાવના કરવાથી, અત્યંતક્રૂર તથા પોતાનાં આશ્રિતોનું હિત કરવામાં તત્પર માણસને જોઈ નૃસિંહાવતારની ભાવના કરવાથી, અત્યંતલોભી માણસને જોઈ તેમાં વામનાવતારની ભાવના કરવાથી, અત્યંતક્રોધી માણસને જોઈ તેમાં પરશુરામાવતારની ભાવના કરવાથી, માબાપની આજ્ઞા માનનાર, શૂરવીર ને સ્વદારમાં સંતોષ રાખનાર માણસને જોઈ તેમાં રામાવતારની ભાવના કરવાથી, વિલાસી તથા સર્વકર્મમાં કુશળમનુષ્યને જોઈ તેમાં કૃષ્ણાવતારની ભાવના કરવાથી, વિષયતૃષ્ણાથી રહિત ને આત્મધ્યાનપરાયણમનુષ્યને જોઈ તેમાં બુદ્ધાવતારની ભાવના કરવાથી ને દુર્જનોપ્રતિ અત્યંત નિષ્ઠુરપણે વર્તનાર માણસને

જોઈ તેમાં કલ્કિઅવતારની ભાવના કરવાથીપણ સાધકનું મન નિર્મળ રહે છે.

૧૩૫૮ "રોટલી તથા રોરડી, સાથે નહિ ખવાય;
ત્યજી દેવું એક ઉરથી, જેથી આનંદ થાય.
યોગભોગને નવ બને, બંને ઊલટા દેશ;
એક ત્યજે બીજો મળે, આ સદ્ગુરુ-ઉપદેશ."

૧૩૫૯ જેમ ગણિતનો કોઈ અત્યંતકઠિનકોયડો (puzzle) પ્રયત્ન કરતાં કરતાં પ્રયત્ન કરનારની બુદ્ધિમાં સ્ફૂરી આવે છે, તેમ આદરપૂર્વક ચિરકાલ બ્રહ્મનું ધ્યાન કરતાં કરતાં મુમુક્ષુની બુદ્ધિની સ્થૂલતા તથા ચંચળતા દૂર થઈ તેની બુદ્ધિના ઉંડાણમાં રહેલું જગત્‌ના સત્યપણાનું તથા દેહાદિમાં હુંપણાનું જ્ઞાન નિવૃત્ત થઈ પ્રત્યગભિન્નબ્રહ્મને આચ્છાદન કરનારી અજ્ઞાનની આવરણનામની શક્તિ દૂર થઈ, તેને પ્રત્યગભિન્નબ્રહ્મનો સંશયવિપર્યયરહિત અપરોક્ષઅનુભવ થાય છે.

૧૩૬૦ જેમ સૂર્યમાં અંધકાર સંભવતો નથી તેમ જ્ઞાનીના ચિત્તમાં ભ્રાંતિનો પ્રાદુર્ભાવ સંભવતો નથી.

૧૩૬૧ જેમ સામાન્યલોકો આકાશમાં કોઈ ઇંદ્રજાલિકે પોતાની ઇંદ્રજાલથી નિર્માણ કરેલું મિથ્યાગંધર્વનગર દેખે છે તેમ બ્રહ્મવિત્‌પુરુષ વ્યુત્થાનકાળે ચિદાકાશમાં માયાએ પોતાના સામર્થ્યથી નિર્માણ કરેલું જગત્‌રૂપ મહાનગંધર્વનગર દેખે છે.

૧૩૬૨ જેમ સામાન્યલોકો વસ્ત્ર, કાગળ કે ભીંતઉપર ચિત્ર જુએ છે તેમ બ્રહ્મવેત્તાપુરુષ વ્યુત્થાનકાળે સર્વજગત્‌ના અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં આ જગત્‌રૂપ મહાનચિત્ર જુએ છે.

૧૩૬૩ જેમ સામાન્યલોકો કોઈ મોટા નિર્મલદર્પણમાં નગરાદિના પ્રતિબિંબને અવલોકે છે તેમ બ્રહ્મવેત્તાપુરુષ વ્યુત્થાનકાળે બ્રહ્મરૂપ વિશાલ ને નિર્મલદર્પણમાં પોતાના ચિત્તની વાસનાના પ્રતિબિંબરૂપ આ વિશ્વને અવલોકે છે.

૧૩૬૪ જેમ નાવિકે સમુદ્રમાં ફેંકેલો બુડદ શીઘ્ર સમુદ્રના તળનો સ્પર્શ કરે છે, તેમ બ્રહ્મવિત્‌પુરુષની બુદ્ધિવૃત્તિ પ્રારબ્ધવશાત્‌ સંસારના

પદાર્થોભણી ગઈ છતી શીઘ્ર તેના તળ એટલે વાસ્તવિકસ્વરૂપબ્રહ્મને આવરણભંગદ્વારા વિષય કરે છે.

૧૩૬૫ જેમ બે ભાષાને જાણનારો મનુષ્ય એકબીજાની ભાષા નહિ જાણનારા એવા બંને મનુષ્યની સાથે તેમની ભાષામાં ક્ષોભ પામ્યાવિના પ્રસન્નતાપૂર્વક વાત કરી શકે છે તેમ તત્ત્વવિત્મહાપુરુષપણ પ્રસંગાનુસાર ક્ષોભ પામ્યાવિના પ્રસન્નતાપૂર્વક વ્યુત્થાનકાળે પ્રાપ્તવ્યવહારમાં તથા વિવેકકાળે બ્રહ્મસ્વરૂપમાં પોતાના ચિત્તની વૃત્તિને જોડી શકે છે અથવા તેમજ આ અંતઃકરણની વૃત્તિપણ એકબીજાથી અત્યંતવિલક્ષણ એવા સંસારનો ને બ્રહ્મનો અનુભવ કરી શકે છે.

૧૩૬૬ જેમ ગંગાદિ મહાનદીમાં મોટી શીલા પડી હોય તે ઉપર થઈને જલનો પ્રવાહ ચાલ્યો જતો હોય તોપણ તે મહાશિલા લેશપણ ચલાયમાન થતી નથી તેમ બ્રહ્મવેત્તાના ચિત્તની નીચેનો ભાગ, તેના ચિત્તનો ઉપરનો ભાગ પ્રાપ્ત વ્યવહાર કરે તે છતાં સર્વદા પ્રસન્ન ને અચલ રહે છે અથવા તેમ બ્રહ્મવેત્તાનું અંતઃકરણ પ્રારબ્ધકર્માનુસાર સર્વપ્રાપ્તવ્યવહાર બાધિતાનુવૃત્તિથી કરતાં છતાં બ્રહ્મનિષ્ઠાથી લેશપણ ચલાયમાન થતું નથી.

૧૩૬૭ જેમ મહાસાગરમાં પચાસ ઘડા જલના નાખવામાં આવે તો તેથી તે વૃદ્ધિ પામતો નથી, ને તેમાંથી પચાસ ઘડા જલ લઈ લેવામાં આવે તો તેથી તે ન્યૂન થતો નથી, તેમ સર્વાત્મભાવને પામેલા મહાપુરુષ પાસે અનુકૂલપ્રારબ્ધવશાત્ પુષ્કલ દ્રવ્યાદિ પદાર્થો આવે તો પોતાને હાનિવૃદ્ધિરહિત સ્વાભાવિક પરમાનંદરૂપ અનુભવનારા તેઓ હર્ષ પામતા નથી, ને પ્રતિકૂલપ્રારબ્ધવશાત્ તેમની પાસેના દ્રવ્યાદિ પદાર્થો જતા રહે તો પોતાના અસંગસ્વરૂપને અનુભવનારા તેઓ વિષાદને વશ થતા નથી.

૧૩૬૮ જેમ મહાસાગરમાં રહેલો ઘડો અંતર તથા બહાર જલથી ભરપૂર હોય છે તેમ બ્રહ્મવેત્તાપણ અંતર તથા બહાર સ્વરૂપભૂતઆનંદથી ભરપૂર હોય છે અર્થાત્ તેઓ બ્રહ્મદૃષ્ટિવડે અંતઃકરણમાં ને બહાર સચ્ચિદાનંદએકરસબ્રહ્મથી પરિપૂર્ણ છે, અને આકાશમાં રહેલો

કપૂરનો ઘડો જેમ અંતર તથા બહાર શૂન્ય-ખાલી-હોય છે તેમ બ્રહ્મવેત્તાપણ અંતર તથા બહાર શૂન્ય એટલે સર્વવિષયોની તૃષ્ણાથી રહિત હોય છે.

૧૩૬૯ જેમ આ લોકના સુખની પ્રાપ્તિ કરવામાં કર્તવ્યનિષ્ઠાની પૂરેપૂરી અગત્ય છે તેમ પરલોકના સુખની પ્રાપ્તિ કરવામાંપણ કર્તવ્યનિષ્ઠાની પૂરેપૂરી અગત્ય છે.

૧૩૭૦ જેમ જે મનુષ્યના પગ હેડમાં હોય છતાં તે મિથ્યાભિમાની-મનુષ્ય જો પોતાની મુછે તા દેતો હોય તો તે મનુષ્ય જેમ ઉપહાસને પાત્ર થાય છે તેમ જે મનુષ્યનું મન રાગ, દ્વેષ, મદ ને મત્સરાદિ દોષોથી ભરેલું હોય, છતાં તે પોતાના બ્રહ્મરૂપનું મિથ્યાભિમાન અન્ય મનુષ્યોની આગળ પ્રકટ કરવા પ્રયત્ન કરતો હોય તો તે મનુષ્યપણ વિવેકીમનુષ્યોની દૃષ્ટિએ ઉપહાસને પાત્ર થાય છે.

૧૩૭૧ જેમ મંદઅંધકારમાં પડેલી દોરડીમાં કાંઇપણ વિક્રિયા નહિ થતાં તેમાં મનુષ્યને અજ્ઞાનથી સર્પાદિ દેખાય છે, જેમ પ્રકાશમાં દૂર પડેલી છીપમાં કાંઇપણ વિક્રિયા નહિ થતાં તેમાં મનુષ્યને ભ્રાંતિથી રૂપું જણાય છે, જેમ મંદઅંધકારમાં રહેલા ઠુંઠાનેવિષે કાંઈપણ વિક્રિયા નહિ થતાં તેમાં મનુષ્યને અવિવેકથી ચોરની પ્રતીતિ થાય છે અને જેમ ઉષ્ણકાલના મધ્યાહ્નના સૂર્યનાં કિરણોમાં કાંઇપણ વિક્રિયા નહિ થતાં તેમાં મનુષ્યને ભ્રમથી મૃગજળનું ભાન થાય છે, તેમ શુદ્ધચેતનરૂપબ્રહ્મમાં લેશપણ વિક્રિયા થયાવિના તેમાં અનાદિ-અવિદ્યાવડે જીવોને આ જગત્‌ની પ્રતીતિ થાય છે.

૧૩૭૨ જેમ કોઇ મનુષ્યને એક ગામથી બીજે ગામ જતાં માર્ગમાં પોતાના પગમાં વિષવાળું બાણ લાગ્યા પછી તે બાણને લગતી ભૂત-કાલની વાતો નક્કી કરવામાં કાલક્ષેપ કરવો ઉચિત નથી પણ તે બાણને તેણે તુરત પોતાના પગમાંથી કાઢી નાખી યોગ્યઉપાય કરાવવો ઉચિત છે, જેમ શાહીના ખડીઆમાંથી શાહી કોઈ મનુષ્યના ધોતીઆપર ઢોળાઈ હોય તો તે વેળા તેણે તે શાહીના સંબંધના ભૂતકાળના વિચાર કરવા ઉચિત નથી પણ તે શાહીના ડાઘાને ધોતી-

આપરથી દૂર કરવા પ્રયત્ન કરવો ઉચિત છે ને જેમ નદીના કાંઠાપરથી લપસીને નદીમાં પડી તણાવા લાગેલા મનુષ્યે તે વેળા તે નદીની ક્યા પર્વતાદિમાંથી કેવીરીતે ઉત્પત્તિ થઈ છે ઇ૦ વિચારો કરવા ઉપયોગી નથી પણ તે નદીના વહનમાંથી કાંઠાભણી આવવાનો અસાધારણ-પ્રયત્ન કરવો ઉપયોગી છે તેમ જગત્‌ની ઉત્પત્તિ કોણે, ક્યારે ને શા હેતુથી કરી છે તે જાણવામાં કાલક્ષેપ કરવો ઉચિત નથી પણ તે જગત્‌ની પોતાના મનમાંથી નિવૃત્તિ શી રીતે થાય તેજમાત્ર મુમુક્ષુએ જાણવાનો પ્રયત્ન કરવો ઉચિત છે.

૧૩૭૩ જેમ બહુ ઉંડાજલનું તળીઉં નહિ દેખાવાથી તે જળ વસ્તુતાએ શ્વેત છતાંપણ નીલરંગનું પ્રતીત થાય છે, તેમ આ જગત્‌રૂપ ભ્રમની પછવાડે તેના અધિષ્ઠાનરૂપે રહેલા બ્રહ્મને જેઓ જાણી શકતા નથી તેમને તે બ્રહ્મ જગત્‌રૂપે પ્રતીત થાય છે.

૧૩૭૪ જેમ દોરડીમાં સર્પ ને સર્પનું જ્ઞાન દોરડીના અજ્ઞાનના સમકાલમાં ઉપજે છે તેમ મનુષ્યને પોતાના ને જગત્‌ના વાસ્તવિક-સ્વરૂપના અજ્ઞાનકાળમાંજ જગત્‌ની પ્રતીતિ થાય છે.

૧૩૭૫ જેમ નિદ્રાને ઇચ્છતો માણસ જ્યારે પોતાને ભૂલે છે ત્યારેજ તેને સ્વપ્નની પ્રતીતિ થાય છે તેમ ચેતનમાં મનુષ્યબુદ્ધિથી નહિ સમજી શકાય એવા કારણથી બહિર્મુખપણું પ્રકટે છે ત્યારેજ તેમાં જીવભાવ પ્રકટે છે, ને તેને જગત્‌ની પ્રતીતિ થાય છે.

૧૩૭૬ જેમ કાષ્ઠાદિમાં રહેલો સામાન્યઅગ્નિ અંધકારનો વિરોધી નથી તેમ સર્વવ્યાપક-સામાન્ય-ચૈતન્ય અજ્ઞાનનું વિરોધી નથી.

૧૩૭૭ જેમ શબરે પોતાના પુત્રોની સાથે ઉછરેલો રાજપુત્ર પોતાનું રાજપુત્રપણું ભૂલી જઈ શબરપુત્રપણાનું અભિમાન ધરાવે છે, તેમ બ્રહ્મમાં અનાદિઅજ્ઞાનવડે જીવભાવ પ્રતીત થાય છે, અને જેમ તે રાજપુત્રને રાજાના સંબંધીજનોના સમજાવવાથી પોતાના રાજ-પુત્રપણાનું પુનઃ ભાન થવાથી શબરપુત્રપણાના અભિમાનનો ત્યાગ થાય છે, તેમ જીવ પરમકારુણિક તથા શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ શ્રીસદ્‌-ગુરુના ઉપદેશથી પોતાના અનાદિસિદ્ધબ્રહ્મભાવનું પુનઃ સ્મરણ કરી પોતાના કલ્પિતજીવભાવને ત્યજી દે છે.

૧૩૭૮ જેમ નદીનો વેગ સમુદ્રભણી જવાનો તથા સમુદ્રમાં ભળી જઈ સમુદ્રરૂપ થઈ જવાનો હોય છે તેમ શિષ્યની વૃત્તિનો વેગ શ્રીસદ્ગુરુના વાસ્તવિકસ્વરૂપભણી જવાનો તથા તેમના વાસ્તવિક-સ્વરૂપમાં ભળી જઈ અભેદભાવ પામવાનો હોવો જોઇએ.

૧૩૭૯ જેમ રુમામાં (જ્યાં ખારું જલ આવી વર્ષોવર્ષ મીઠું થયા કરતું હોય પણ તે મીઠું કોઈ લઈ લેતું ન હોય તેવા સ્થલમાં) પડેલો કોઈ પદાર્થ કે પ્રાણી મીઠારૂપ થઈ જાય છે, અને કીડા વા ચેળ જેમ નિરંતર ભમરીનું ધ્યાન કરવાથી ભમરીરૂપ થઇ જાય છે, તેમ શ્રીસદ્ગુરુના વાસ્તવિકસ્વરૂપના ધ્યાનમાં નિરંતર પોતાના મનની વૃત્તિને શુદ્ધભાવથી રાખનાર શિષ્યપણ શ્રીસદ્ગુરુરૂપ થઇ જાય છે.

૧૩૮૦ જેમ અંધારું ને અજવાળું પરસ્પરમાં વિરોધી હોવાથી કોઇ પ્રદેશમાં એકસાથે રહી શકે નહિ તેમ અંધારાજેવો ઘાટોવિષયાનુરાગ ને અજવાળાજેવી શ્રીસદ્ગુરુની સાથે અભેદ પામવાની ઇચ્છા એકજ અંતઃકરણમાં એકસાથે રહી શકે નહિ.

૧૩૮૧ જેમ શર્કરાના માધુર્યમાં ને કાંકચની કટુતામાં અભ્રાંતમનુષ્યને શંકા હોતી નથી તેમ શુભભાવનાના શુભફલમાં ને અશુભભાવનાના અનિષ્ટફલમાં વિવેકીમનુષ્યોને શંકા હોતી નથી.

૧૩૮૨ જેમ જમવા બેઠેલો મનુષ્ય તૃપ્તિ થાય ત્યાંસુધી જમવાનું કામ પ્રીતિપૂર્વક કર્યાં કરે છે, પણ અધવચમાં ભાણાપરથી ઊઠી જતો નથી, અને કોઇ ગામ વા નગર જનારો મનુષ્ય જ્યાંસુધી તે ગામ વા નગર આવે ત્યાંસુધી ધૈર્ય ને સાવધાનતા રાખી પ્રીતિપૂર્વક ચાલ્યા કરે છે પણ અધવચમાં અટકી જતો નથી, તેમ પોતાને જે પદાર્થ ઇચ્છિત હોય તે પદાર્થની પ્રાપ્તિમાટે જ્યાંસુધી તે ઇચ્છિતપદાર્થની પ્રાપ્તિ થાય ત્યાંસુધી વિવેકીએ નિરંતર પરમાત્માનું સ્મરણધ્યાન, અડગશ્રદ્ધા, અપૂર્વઉત્સાહ, ધૈર્ય ને સાવધાનતાવડે કર્યાં કરવું જોઇએ, પણ અધવચમાં ન મૂકી દેવું જોઇએ.

૧૩૮૩ જેમ દૃષ્ટપદાર્થોના લાભમાટે પરમાત્માના સ્મરણધ્યાનરૂપ શુભભાવના ઉપયોગી છે તેમ સ્વર્ગાદિ અદૃષ્ટપદાર્થોના લાભમાટેપણ પરમાત્માના સ્મરણધ્યાનરૂપ શુભભાવના ઉપયોગી છે.

૧૩૮૪ જેમ સ્વપ્નાવસ્થામાં અંતઃકરણજ વાસનાને લીધે શરીરની અંતર જગદાકાર થાય છે, ને તે જગત્ જાણે પોતાના શરીરથી બહાર હોય એમ અનુભવાય છે, તેમજ આ જાગ્રદવસ્થામાંપણ અંતઃકરણજ વાસનાને લીધે શરીરની અંતર જગદાકાર થાય છે, ને તે જગત્ જાણે પોતાના શરીરથી બહાર હોય એમ પ્રતીત થાય છે.

૧૩૮૫ જેમ ઉત્તમપાક થવામાટે બીજ વાવવાને ભૂમિને ભિન્ન ભિન્ન પ્રકારે ખેડીને કૃષિકાર તૈયાર કરે છે, તેમ વેદાંતોપદેશનું જ્ઞાનરૂપ ઉત્તમફલ થવામાટે જિજ્ઞાસુએ વિવેકાદિ ચાર સાધનોની પ્રાપ્તિ કરવાના પ્રયત્નરૂપ ખેડ કરીને પોતાના અંતઃકરણને તૈયાર કરવું જોઇએ.

૧૩૮૬ જેમ કેટલાંક પશુઓ ખાધેલાને વાગોળે છે–ખાધેલું પુનઃ મુખમાં લાવી તેને ઝીણું ચાવી તેનો સ્વાદ લઇ ગળે ઊતારે છે–તેમ મુમુક્ષુએ સાંભળેલા વિષયને યોગ્યવિચાર ને યોગ્યયુક્તિઓવડે બંધ બેસાડી, તેનો રસ લઇ, તેને પ્રતિપાદન કરવામાં આવેલે સ્વરૂપે ગળે ઊતારવો જોઇએ,–તેનું મનન કરી તેને નિશ્ચિત–સુદૃઢ–સમજીને હૃદયમાં ઊતારવો જોઇએ.

૧૩૮૭ જેમ ઉત્તમચિત્રકાર થવાને ઇચ્છતો પુરુષ પોતાની સામે આદર્શરૂપ ઉત્કૃષ્ટચિત્ર રાખીને પોતાનું ચિત્રકામ બહુ લક્ષપૂર્વક કર્યો જાય છે તેમ બ્રહ્મજિજ્ઞાસુએપણ બ્રહ્મવેત્તાનો આદર્શ નિરંતર હૃદય આગળ રાખીને તે પ્રમાણે પોતાનું જીવન ઘડવું જોઇએ.

૧૩૮૮ જેમ વિશ્વમાં ભિન્ન ભિન્ન વ્યાધિઓની નિવૃત્તિમાટે અને સ્વાસ્થ્ય તથા સુખની પ્રાપ્તિમાટે અનેક પ્રકારનાં લૌકિકઔષધો ને રસાયનોનું સેવન કરવું જોઇએ તેમ જીવનો સંસારરૂપ પુરાણો વ્યાધિ નિવૃત્ત કરવામાટે જીવે બ્રહ્મરસાયનરૂપ અલૌકિકમહારસાયનનું સેવન કરવું જોઇએ.

૧૩૮૯ જેમ પવનવડે ડોલ્યા કરતા જલમાં જોનારાના મુખનું પ્રતિબિંબ સ્પષ્ટ પ્રતીત થઇ શકતું નથી તેમ વિષયવાસનાવડે નાના પ્રકારના વિષયોનું ચિંતન કરનાર ચંચલમનમાં આત્મસ્વરૂપનું વા બ્રહ્મસ્વરૂપનું સ્પષ્ટભાન થઇ શકતું નથી.

૧૩૯૦ જેમ ભીંતપરના ચિત્રોમાં આળખેલા ઘડાના તથા વસ્ત્રનો કથનમાત્ર ભેદ છે, પણ વાસ્તવિકભેદ નથી, બન્ને ભીંતરૂપજ છે તેમ જીવ તથા ઈશ્વર વ્યવહારકાલે ભિન્ન પ્રતીત થાય છે, છતાં તે બન્ને વસ્તુતાએ બ્રહ્મરૂપજ છે.

૧૩૯૧ જેમ પાંચભૂતો પૃથક્ પૃથક્ ધર્મવાળા છતાં માયામાં તેમનો અભેદ થાય છે તેમ જીવ, ઈશ્વર ને માયા એ ત્રણ પૃથક્ પૃથક્ ધર્મવાળા પદાર્થો છતાંપણ તેમનો બ્રહ્મમાં અભેદ થાય છે.

૧૩૯૨ જેમ સૂર્યમાં અંધકાર સંભવે નહિ તેમ સર્વત્ર બ્રહ્મભાવના કરનારના વા સર્વત્ર બ્રહ્મદર્શનવાળાના અંતઃકરણમાં તમોગુણના તથા રજોગુણના વિકારોનો સદ્ભાવ સંભવે નહિ.

૧૩૯૩ જેમ ચિંતામણિવાળામનુષ્યને દારિદ્રદોષવાળો કહેવાથી તે દારિદ્રદોષવાળો થતો નથી તેમ શુદ્ધસત્ત્વગુણવાળાબ્રહ્મવેત્તાના અંતઃકરણને ઉન્માદદોષવાળું કહેવાથી તે ઉન્માદદોષવાળું થતું નથી.

૧૩૯૪ જેમ વાંદરાઓ ચણોઠીના કે ગેરુના ઢગલામાં અગ્નિની કલ્પના કરે તેથી ચણોઠીનો કે ગેરુનો ઢગલો કાંઈ અગ્નિ થઈ જતો નથી તેમ બહિર્મુખ સંસારીમનુષ્યોને બ્રહ્મવેત્તાના પરમાનંદાદિના અનુભવના ઉદ્ગારો અભિમાનદોષવાળા વા ઉન્માદદોષવાળા જણાય તો તેથી તે ઉદ્ગારો તે તે દોષવાળા થઇ જતા નથી.

૧૩૯૫ જેમ મહાસાગરમાં રહેનારું મોટું માછલું કયારેક હવા અને પ્રકાશ લેવા મહાસાગરની સપાટીઉપર આવી તેનો અનુભવ કરી વળી પાછું મહાસાગરમાં ઉંડું ઊતરી જાય છે તેમ બ્રહ્મમાં નિવાસ કરનારી આ અંતઃકરણની વૃત્તિપણ ભોગ આપનારા પ્રારબ્ધકર્મનો ઉદય થવાથી કોઇ કોઇ વાર બ્રહ્મમાંથી બહાર નીકળી નામ, રૂપ ને ક્રિયા જેનું સ્વરૂપ છે એવા સંસારનો અનુભવ કરે છે, ને ભોગ આપનારા પ્રારબ્ધકર્મની સમાપ્તિ થયે પાછી બ્રહ્મમાં વિલીન થઈ જાય છે, વા તેમ પ્રભુમય થયેલું અંતઃકરણ પ્રારબ્ધકર્મના વેગથી બહારના વ્યવહારો કરી પાછું પ્રભુમાં લીન થઇ જાય છે.

૧૩૯૬ જેમ ઉષ્ણકાલના મધ્યાહ્ને હરદ્વાર સમીપ વહન કરનાર

ગંગાજીના છાતીસામા પાણીમાં ઊભેલો માણસ છાતીથી ઉપરના ભાગમાં સૂર્યના નામમાત્ર તાપનો ને છાતીની નીચેના ભાગમાં ગંગાજલની શીતલતાનો અનુભવ કરે છે તેમ યોગીને પ્રારબ્ધકર્મવશાત્ પ્રતિકૂલપ્રાણિપદાર્થનો યોગ થવાથી વા અનુકૂલપ્રાણિપદાર્થનો વિયોગ થવાથી અંતઃકરણના ઉપરના ભાગમાં નામમાત્ર વિક્ષેપ અનુભવાય છે, ને અંતઃકરણના ઉંડાણમાં બ્રહ્મરૂપપરમાનંદ ને અડગસ્થૈર્ય અનુભવાય છે.

૧૩૯૭ જેમ કોઇ નટ પોતાના વ્યાવહારિકનામરૂપનું તિરોધાન કરી રંગભૂમિપર અન્યનામ તથા અન્યરૂપનો પોતામાં આરોપ કરી તે નામરૂપવડે કરવાયોગ્ય ક્રિયાનો કૃત્રિમ આસ્થા રાખીને યથાયોગ્ય નિર્વાહ કરતાં છતાંપણ પોતાનું વ્યાવહારિકસ્વરૂપ ભૂલતો નથી તેમ બ્રહ્મવેત્તાપણ ભોગ આપનાર પ્રારબ્ધકર્મનો ઉદય થયે પોતાના પારમાર્થિકસ્વરૂપનું તિરોધાન કરી તે નામ તથા રૂપવડે કરવાયોગ્ય સર્વક્રિયાઓનો કૃત્રિમઆસ્થા રાખીને યથાયોગ્ય નિર્વાહ કરતા છતાંપણ પોતાના અસંગ ને અવિકારી એવા પારમાર્થિકસ્વરૂપને ભૂલતા નથી.

૧૩૯૮ જેમ સૂર્યનાં કિરણોનો સદ્ભાવ હોય ત્યાંસુધી જોનારા મનુષ્યાદિને ક્ષારવાળી ભૂમિપર પડેલાં સૂર્યનાં તે કિરણોમાં મિથ્યાજલની પ્રતીતિ થાય છે તેમ બ્રહ્મવેત્તાના પોતાના કે તેમના સંબંધમાં આવતા ને આવનારા મનુષ્યોના પ્રારબ્ધકર્મનો સદ્ભાવ હોય ત્યાંસુધી તે બ્રહ્મવેત્તાને સંસારના અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં નામ, રૂપ ને ક્રિયાવાળા મિથ્યાસંસારની પ્રતીતિ બ્રહ્મરૂપઅધિષ્ઠાનના જ્ઞાનસહિત થાય છે.

૧૩૯૯ જેમ મધ્યાહ્નકાલે ઘાટાંવાદળાંઓવડે આકાશ ઘેરાઈ ગયલું હોવાથી પૃથિવીપર ઘાટોઅંધકાર ફેલાઇ ગયો હોય તેવામાં કોઈ મહામંત્રવડે આકાશમાંથી વાદળાંઓને એકદમ અદૃશ્ય કરવામાં આવે તો પૃથિવીપર સૂર્યનો પ્રકાશ ફેલાઇ જાય છે તેમ આ હૃદયાકાશમાં અજ્ઞાનરૂપ ઘાટાંવાદળાંઓને જ્ઞાનરૂપ મહામંત્રવડે જ્યારે અદૃશ્ય કરવામાં આવે છે ત્યારે આત્માથી અભિન્ન બ્રહ્મનો જ્ઞાનરૂપ મહાપ્રકાશ સર્વત્ર પ્રતીત થાય છે.

૧૪૦૦ જેમ આઘાત ને પ્રત્યાઘાત એ બન્ને સમાનસામર્થ્યવાળા ને એકબીજાથી વિરુદ્ધ ગતિવાળા છે તેમ કર્મવડે પડતા સંસ્કારો અને તેવડે પ્રકટનારું ફલ એ બન્ને પણ સમાનસામર્થ્યવાળાં ને એકબીજાથી વિરુદ્ધગતિવાળાં છે.

૧૪૦૧ જેમ સૂર્ય અંધકારનો ને તજ્જન્ય ભયનો નાશ કરે છે તેમ ઈશ્વરભક્તિ અજ્ઞાનનો ને તજ્જન્ય મોહશોકનો શીઘ્ર નાશ કરે છે.

૧૪૦૨ જેમ ચંદ્ર પ્રાણીઓને શીતલતાવડે ઉપજનારું સુખ આપે છે તેમ ઈશ્વરભક્તિ મનુષ્યોને શાંતિવડે ઉપજનારું સુખ આપે છે.

૧૪૦૩ જેમ સ્પર્શમણિ લોઢાને સોનારૂપ કરે છે તેમ ઈશ્વરભક્તિ જીવને ઈશ્વરરૂપ કરે છે.

૧૪૦૪ જેમ લૌકિકરસાયન જઠરાગ્નિને પ્રદીપ્ત કરી સ્થૂલશરીરને પુષ્ટ કરે છે તેમ ઈશ્વરભક્તિરૂપ રસાયન ભક્તના ત્રિવિધતાપને દૂર કરી તેને પરમાનંદરૂપ બનાવે છે.

૧૪૦૫ જેમ દેવોનું અમૃત પીવાથી ક્ષુધાતૃષાથી થતી પીડા દૂર થાય છે તેમ ઈશ્વરભક્તિથી ભક્તની જન્મમરણાદિની પીડા દૂર થાય છે.

૧૪૦૬ જેમ કમલ સૂર્યમાં, મોર વરસાદમાં, હારલ પ્રથમ ઊડતી-વેળા પોતાના માળામાંથી પોતાના પગમાં ગ્રહણ કરેલી ઝાડની ડાંખળીમાં, માછલું જલમાં, લોઢું ચમકમાં, રસિકપુરુષ પોતાની રૂપગુણવતી પ્રિયામાં, લોભીમનુષ્ય ધનમાં, જુગારીમનુષ્ય જુગાર રમવામાં, અને અફીણાદિ માદકવસ્તુના વ્યસનીઓ અફીણાદિમાં પરમપ્રીતિ રાખે છે તેમ પ્રભુનો સાચો ભક્ત પ્રભુમાં પરમપ્રીતિ રાખે છે.

૧૪૦૭ જેમ શરદ્પૂનમની મધ્યરાત્રિએ વાદળાંસહિત આકાશના મધ્યભાગમાં આવેલા ચંદ્રને જોઈ કોઈ વિશાલ સરોવરમાંની પદ્મિનીઓ વિકસિત થઈ રહી હોય તે પદ્મિનીઓ પોતાના પ્રિયતમભણીના પ્રેમાવેશમાં પરસ્પરને દેખતી નથી, પણ પોતાના પ્રિયતમ ચંદ્રનેજ પરમપ્રસન્નતાથી જુએ છે તેમ પ્રેમાવેશવાળી અનન્યભક્તની મનોવૃત્તિપણ પોતાના પ્રિયતમપ્રભુનેજ પરમપ્રસન્નતાથી જુએ છે, પણ જગતને જોતી નથી.

૧૪૦૮ જેમ વિશાલસમુદ્રને તથા વિશાલઆકાશને જોતાં રસિકજનોના મનને આનંદ થાય છે તેમ પરમવિશાલ પ્રભુને જોતાં અનન્યભક્તના હૃદયમાં અપારઆનંદ પ્રકટે છે.

૧૪૦૯ જેમ કોઈ મનુષ્ય ઊનાળાના મધ્યાહ્નની વેળાએ જેમ જેમ સમુદ્રની પાસે જતો જાય છે તેમ તેમ તેને સમુદ્રઉપરથી આવતા શીતલવાયુવડે તાપનિવૃત્તિ ને સુખાનુભવ થાય છે તેમ જે મનુષ્ય સંસારભણીથી પોતાના મનને પાછું વાળી જેમ જેમ પરમાનંદરૂપપરમાત્માભણી વેગવાળું કરતો જાય છે તેમ તેમ તેને સંસારના તાપની નિવૃત્તિનો ને પરમાત્માના પરમાનંદનો અનુભવ થતો જાય છે.

૧૪૧૦ જેમ હાથવડે બરફનો સ્પર્શ કરવાથી હાથ શીતલ થાય છે તેમ મનવડે પરમાત્માનો સ્પર્શ કરવાથી મનપણ શીતલ થાય છે.

૧૪૧૧ જેમ ભક્ષણ કરવાયોગ્ય વસ્તુના ખાવાથી ક્ષુધાની ને પીવાયોગ્યવસ્તુના પાનથી તૃષાની નિવૃત્તિ થાય છે તેમ પરમાત્માના સ્મરણધ્યાનથી ભક્તના માનસસંતાપ દૂર થાય છે.

૧૪૧૨ જેમ ભૂતાવેશથી મનુષ્ય ઉન્મત્ત થાય છે તેમ પરમાત્માના સ્મરણધ્યાનવડે થતા પરમાત્માના આવેશથી ભક્ત પરમોન્મત્ત થાય છે.

૧૪૧૩ જેમ પાણીઆરી પોતાની સખીઓ સાથે વાતો કરતી કરતી ચાલે છે, ને પોતાના માથાઉપર રહેલા પાણીના બેડામાંપણ તે પોતાનું મન રાખે છે, જેમ નટડી નાચતી તથા ગાતી હોય તે વેળાપણ તે પોતાનું મન પોતાના માથાઉપરના કલશમાં રાખે છે, જેમ જારિણીસ્ત્રી ઘરનું કામકાજ કરતાં છતાં પોતાનું મન પોતાના જારમાં રાખે છે, જેમ ભવાયો પોતાના વેશને લગતું કામકાજ કરતાં છતાંપણ પોતાની જાતિમાં પોતાનું મન રાખે છે અર્થાત્ પોતાની વ્યાવહારિકજાતિને તે ભૂલી જતો નથી ને જેમ નવી વિયાએલી ગાય વગડામાં ઘાસ ચરતી છતી તથા પાણી પીતી છતીપણ પોતાના નાના બચ્ચામાં પોતાનું મન રાખે છે, તેમ પ્રભુના સાચાભક્તો પોતાનો પ્રાપ્તવ્યવહાર યથાશક્તિ કરતાં છતાંપણ પોતાનું મન પોતાના પ્રિયતમપ્રભુમાં રાખે છે.

૧૪૧૪ જેમ પતંગિયાં મારામાં પડે તો ઠીક એવી દીપકની લેશપણ સ્પૃહા નહિ છતાં દીપકના પ્રકાશમાં અનુરાગવાળાં થઈ બિચારાં પતંગિયાં દીપકમાં પડે છે ને મરણ પામે છે તેમ જેમનું ચિત્ત નિઃસ્પૃહતાની પરાકાષ્ઠાવાળું હોવાથી જેઓ સર્વદા પૂર્ણકામ છે એવા શ્રીઈશ્વરમાં, ભક્તો મારામાં પરમપ્રીતિ રાખે તો ઠીક એવી લેશપણ સ્પૃહા નહિ છતાં, અનન્યભક્તો તેઓમાં પરમાનુરાગવાળા થઈ પરમાદરપૂર્વક સતત તેઓશ્રીનું સ્મરણધ્યાન કરતા કરતા પરિણામે પરમાત્મારૂપજ થઈ જાય છે.

૧૪૧૫ જેમ દાવાનલથી બળી ગયેલી ભૂમિમાં અન્નાદિનો પાક સારો થાય છે ને વૈશાખજેઠના તડકાથી તપેલી ભૂમિપર તેને શીતલ કરનાર વરસાદ થાય છે તેમ જે હૃદયે પરમાત્માના વિરહાગ્નિનો પરમતાપ સહન કર્યો હોય છે તે હૃદયજ પરમાત્માના સાક્ષાત્કારજન્ય અપૂર્વઆનંદનો અનુભવ કરવા ભાગ્યશાળી થાય છે.

૧૪૧૬ જેમ અન્નનો કોઇ કણ જો ઘંટડીના ખીલડાની સાથે ચોંટી રહે છે તો તે દબાઇને લોટ થઇ જતો નથી પણ આખો ને આખોજ રહે છે તેમ જે મનુષ્ય પ્રભુના શરણધ્યાનાદિરૂપ ભક્તિમાં પોતાના મનને જોડી રાખે છે તે મનુષ્યપણ આ સંસારનાં દુઃખોથી તપતો નથી, પરંતુ સર્વદા આનંદીજ રહે છે.

૧૪૧૭ જેમ–યોગ્યતાવિનાનો–દરિદ્રી–ધનવાન્‌ના પ્રસંગમાં રહ્યા છતાંપણ ધનવાન્ થતો નથી, જેમ ખરો મૂર્ખ પંડિતના પ્રસંગમાં રહ્યા છતાંપણ પંડિત થતો નથી, જેમ સર્પ ચંદનના વૃક્ષનો સ્પર્શ કર્યા છતાંપણ વિષરહિત થતો નથી, જેમ જવાસાને પ્રાણીઓના જીવનરૂપ વરસાદનું જલ મળ્યા છતાંપણ તે નવપલ્લવ થતો નથી, જેમ તીખાં કપૂરમાં રહ્યા છતાંપણ કપૂરના જેવો તેનો સ્વભાવ થતો નથી ને જેમ પાષાણ જલમાં રહ્યા છતાંપણ તે અંદરમાં સૂકોજ રહે છે તેમ હૃદય ભેળવીને પ્રભુની ભક્તિ નહિ કરનારા દંભીઓપણ પોતાના દોષોને ત્યજી ગુણવાન્ થતા નથી.

૧૪૧૮ જેમ તમે તમારી આંખો ઊઘાડી રાખી જેટલીવાર મોટા સ્વચ્છદર્પણની સંમુખ આવી ઊભા રહો તેટલીવાર તે દર્પણ તમને

તમારું પ્રતિબિંબ દેખાડશે તેમ તમે પરમાત્માને જેટલીવાર પરમ-પ્રીતિપૂર્વક સંભારશો તેટલીવાર તમારી સ્મરણક્રિયાનું તેમનામાં પ્રતિબિંબ પડતું હોવાથી તે તમને સંભારતા હોય એમ પ્રતીત થશે.

૧૪૧૯ "ચમક લોહને ખેંચે, ખેંચ્યો પ્રભુએ મને તેમ ભવથી;
પરમાનંદે સ્થાપી, બચાવી લીધો સકલ દુઃખદવથી."

૧૪૨૦ "કાષ્ઠ અગ્નિમાં પડતાં, કાષ્ઠપણું તેનું દૂર થાયે;
પ્રભુની ભક્તિ કરતાં, જીવની જીવત તેમ દૂર જાયે."

૧૪૨૧ "સ્પર્શમણિના સ્પર્શે, લોહ જેમ સુવર્ણનું રૂપ ધારે;
તેમ શિવભક્તિયોગે, જીવપણ શિવ થઇ સુખી થાય ભારે."

૧૪૨૨ "ઉત્તમ ચંદનસંગે, નિંબાદિક તરુ પણ ચંદન થાતાં;
પ્રભુની ભક્તિ કરતાં, વાર નહિ જીવ મટી શિવ થઇ જાતાં."

૧૪૨૩ "રાજાના આશ્રયથી, રંકો પણ ઘણી મહત્તાને પામે;
તેમ પ્રભુની ભક્તિથી, જીવો વિરમે જઈ પરમ ધામે."

૧૪૨૪ જેમ સમુદ્રમાંથી જલના તરંગો ને બળતા અગ્નિમાંથી તેની જ્વાલાઓ ઉત્પન્ન થયા કરે છે તેમ મનુષ્યાદિના અંતઃકરણમાંથી તેનાં પરિણામો જેમને વૃત્તિઓ કહેવામાં આવે છે તે ઉત્પન્ન થાય છે.

૧૪૨૫ જેમ મેઘની ધારાઓ પૃથિવીપર પડે તેમ ધર્મમેઘસમાધિમાં આત્માને વિષય કરનારી વૃત્તિઓનો પ્રવાહ અંતઃકરણોપહિતચૈતન્ય-પર પડ્યા કરે છે.

૧૪૨૬ જેમ કોઈ નદીના પ્રવાહમાં પડેલું સૂકું કાષ્ઠ તે નદીના પ્રવાહને અનુસરીને વહ્યું જાય છે તેમ જ્ઞાની પ્રારબ્ધકર્મના વેગને અનુસરીને નિરભિમાનપણે તથા સમતાવડે–રાગદ્વેષરહિત–પોતાના શરીરાદિને ચાલવા દે છે.

૧૪૨૭ જેમ ઘરમાં રહેલો મનુષ્ય પોતાને ઘરથી ભિન્ન અનુભવે છે તેમ શરીરમાં રહેલા પોતાના (જ્ઞાનીના) આત્માને જ્ઞાની પોતાના શરીરથી ભિન્ન અનુભવે છે.

૧૪૨૮ જેમ ચાર ભૂતોનો ને તેના ધર્મોનો આકાશની સાથે લેશ-પણ સંબંધ નથી તેમ આ દૃશ્યનો જીવ સાથે લેશપણ સંબંધ નથી.

૧૪૨૯ જેમ અજ્ઞાનીઓને પોતાના સ્થૂલશરીરમાં હુંપણાનો દઢ-નિશ્ચય હોય છે તેમ જ્ઞાનીને બ્રહ્મથી અભિન્ન સાક્ષિચેતનમાં હુંપણાનો દઢનિશ્ચય થયો હોય છે.

૧૪૩૦ જેમ પ્રાકૃતમનુષ્યો દર્પણમાં પડેલા પોતાના મિથ્યાત્માનું (સ્થૂલશરીરનું) પ્રતિબિંબ જોઈને અથવા કાગળપર પાડેલી પોતાના મિથ્યાત્માની પ્રતિકૃતિ જોઈને પ્રસન્ન થાય છે તેમ જ્ઞાનીપુરુષ પોતાના પવિત્ર, સૂક્ષ્મ ને એકાગ્રચિત્તમાં પડેલા પોતાના મુખ્યાત્માનું પ્રતિ-બિંબ જોઈને પ્રસન્ન થાય છે.

૧૪૩૧ જેમ મહાસાગરમાંનો મોટો મગર ડુબકી મારી સમુદ્રને તળીએ બેસે, વા જેમ મોટા પર્વતપરથી પડેલો મોટો પાષાણ તે પર્વતની તળેટીમાં જઈને સ્થિર થાય તેમ જ્ઞાનીના મનવાણી તેઓના અધિષ્ઠાન આત્મસ્વરૂપમાંજ સ્થિર થાય છે.

૧૪૩૨ જેમ બાલ્યાવસ્થા, યુવાવસ્થા, વૃદ્ધાવસ્થા ને મરણ શરીર-રહિત આત્માના ધર્મો નથી તેમ સુખ, દુઃખ, મોહ, ક્ષુધા ને તૃષા-પણ અંતઃકરણથી ને પ્રાણથી રહિત આત્માના ધર્મો નથી.

૧૪૩૩ "કમલ જેમ જલમાં રહે, તેમ રહો સંસાર;
કોઈ વિષય લેપે નહિ, માનો સર્વ અસાર."

૧૪૩૪ જેમ હીરાનો તથા કોડીનો, સુવર્ણમુદ્રાનો તથા તાંબાની મુદ્રાનો, મલમલનો તથા ગુણપાટનો, પ્રાસાદનો ને કુબાનો, દૂધપાકનો ને ખાટી છાશનો તથા મિષ્ટાન્નનો ને ખોરી જુવારના રોટલાનો ભેદ ભ્રાંતિરહિતમનુષ્યને સંદેહરહિત સમજાય છે, ને તે અંતઃકરણમાં સર્વદા સુસ્થિર રહે છે તેમ અવિકારી ને અવિનાશીઆત્માથી અભિન્ન-બ્રહ્મના સ્વરૂપનો અને વિકારી ને વિનાશી સર્વદૃશ્યપ્રપંચનો ભેદ કોઇપણ પ્રકારના સંશયવિના જિજ્ઞાસુમનુષ્યના હૃદયને સમજાવો જોઇએ, ને તેના હૃદયમાં સર્વદા સુસ્થિર રહેવો જોઇએ.

૧૪૩૫ જેમ એકપણ રૂપીઓ જેની ગાંઠમાં ન હોય, ને જે પરાર્ધ રૂપીઆની મિથ્યાવાતો કરતો હોય, તેના ઉપર વિવેકીશ્રોતાને જેવી ઉપહાસયુક્ત દયા ઉપજે છે, તેમ વેદાંતના પ્રકરણ, પ્રમેય કે આકર-

ગ્રંથોના શબ્દોનો પ્રતિધ્વનિ કરી દેખાડનારા ને માત્ર શબ્દોપરના નૃત્યથી પ્રસન્ન થનારા મનુષ્યોને આશ્ચર્ય ઉપજાવનારા, ને સામાન્ય-વિવેકથી રહિત મનુષ્યોઉપરપણ વિવેકીમનુષ્યોને તેવી ઉપહાસયુક્ત દયા ઉપજે છે.

૧૪૩૬ જેમ ચિત્રમાંનું અમૃત તે અમૃત નથી તેમ માત્ર વાતોમાંજ રહેલો વિવેક તે વિવેક નથી.

૧૪૩૭ જેમ પાંખવિના પક્ષી આકાશમાં ઊડી શકતું નથી તેમ વિવેકાદિ ચાર સાધનોની પ્રાપ્તિ કર્યાવિના જિજ્ઞાસુમનુષ્ય બ્રહ્મનું યથાર્થઅપરોક્ષજ્ઞાન પ્રાપ્ત કરી શકતો નથી.

૧૪૩૮ જેમ ઘી આયુષ્‌ની વૃદ્ધિ કરનારું મનાતાં છતાંપણ જ્વરાદિ રોગવાળાને તે ઘી બહુ અપકાર કરનારું થાય છે, તેમ વેદાંતનો ઉપ-દેશ જીવનું ભવભ્રમણ દૂર કરી તેને દુઃખરહિત પરમાનંદે પહોંચાડવાના સામર્થ્યવાળો છતાંપણ વિવેકાદિ સાધનહીન મનુષ્યોને તે ઉપદેશ બહુ અપકાર કરનારો થાય છે.

૧૪૩૯ જેમ આંધળાને સુંદરરૂપ ને બહેરાને સુંદરગાન નિરુપ-યોગી છે તેમ ચાર સાધનોરહિતમનુષ્યને વેદાંતનું શ્રવણપણ લગભગ નિરુપયોગી છે.

૧૪૪૦ જેમ જીવને આશરે રહેલી નિદ્રાશક્તિ વિવિધસ્વપ્નોને રચે છે તેમ બ્રહ્મને આશરે રહેલી માયાશક્તિ વિવિધજગત્ રચે છે.

૧૪૪૧ જેમ નિદ્રાશક્તિ સત્ય નથી, એટલે તે જીવના કલ્પિત-સ્વભાવરૂપ હોવાથી જીવથી ભિન્ન નથી, તેમ આ માયાશક્તિપણ સત્ય નથી, એટલે બ્રહ્મના કલ્પિતસ્વભાવરૂપ હોવાથી બ્રહ્મથી ભિન્ન નથી.

૧૪૪૨ જેમ ઘણા ઘડાઓમાં તે ઘડાઓરૂપ ઉપાધિથી ભિન્ન ભિન્ન પ્રતીત થતાં ઘણાં ઘટાકાશો મહાકાશથી ભિન્ન નથી તેમ અસંખ્ય-શરીરોમાં તે શરીરોરૂપ ઉપાધિઓથી ભિન્ન ભિન્ન પ્રતીત થતા જીવો-પણ ચેતનરૂપ બ્રહ્મથી ભિન્ન નથી.

૧૪૪૩ જેમ ભઠ્ઠીમાં નાંખેલાં ભિન્ન ભિન્ન આકારવાળાં ને નામવાળાં સોનાનાં ઘરેણાં પ્રવાહી થઇને અંતે એક સોનારૂપજ થઇ જાય છે તેમ

જગત્‌ના સ્વરૂપનું મનન કરતાં ભિન્ન ભિન્ન આકારવાળા ને નામવાળા પદાર્થોપણ અંતે એક બ્રહ્મરૂપજ થઇ જાય છે.

૧૪૪૪ જેમ જીવમાં ઉપાધિરૂપ (અવિદ્યા) જડભાગ છે, ને ઉપાધિરહિત ચેતનભાગ છે, તેમ ઈશ્વરમાં પણ ઉપાધિરૂપ (માયા) જડભાગ છે ને ઉપાધિરહિત ચેતનભાગ છે.

૧૪૪૫ જેમ મનુષ્યને સ્વપ્નમાં સ્વપ્નાવસ્થાનું પ્રાતિભાસિકજગત્ પ્રતીત થાય છે, તેમાં ઈશ્વર, જીવો ને જડપદાર્થોનું તેને ભાન થાય છે, પણ તે ત્રણેય તેના સાક્ષિસ્વરૂપમાં કલ્પિત હોવાથી તેના સાક્ષિસ્વરૂપથી ભિન્ન નથી પણ તેના સાક્ષિસ્વરૂપજ છે, તેમ મનુષ્યને જાગ્રતમાં પ્રતીત થતું જાગ્રદવસ્થાનું જગત્ જેમાં ઈશ્વરનું, જીવોનું ને જડપદાર્થોનું તેને ભાન થાય છે, તે ત્રણેય વસ્તુતાએ તેના સાક્ષિસ્વરૂપમાં કલ્પિત હોવાથી તેના સાક્ષિસ્વરૂપથી ભિન્ન નથી પણ તેના સાક્ષિસ્વરૂપજ છે. સાક્ષી ને બ્રહ્મસ્વરૂપ એકજ હોવાથી એ ત્રણેય વસ્તુતાએ બ્રહ્મરૂપજ છે.

૧૪૪૬ જેમ ધાન્યાર્થી ખેડુત ભુંસાનો ત્યાગ કરે છે તેમ જે પુરુષ વેદાંતનું વા પોતાના શ્રીસદ્‌ગુરુએ ઉપદેશ કરેલા તત્ત્વનું આદરપૂર્વક મનન કરે છે તે મનનશીલપુરુષ પછી સર્વશાસ્ત્રોનો ને તર્કોનો ત્યાગ કરી એક બ્રહ્મચિંતનમાંજ તત્પર થાય છે.

૧૪૪૭ જેમ ગતિવાળા વાયુવિનાના પ્રદેશમાં તેલની ધારા હાલ્યાવિના સીધી કોઇ પાત્રમાં પડે તેમ નિદિધ્યાસનકાલે અંતઃકરણના પરિણામોરૂપ વૃત્તિઓની અખંડિતધારા અન્ય વૃત્તિઓના અંતરાયવિના પોતાના શ્રીસદ્‌ગુરુએ ઉપદેશ કરેલા બ્રહ્મના સ્વરૂપભણી પડયા કરવી જોઇએ.

૧૪૪૮ જેમ ઘાટાવિષયાનુરાગવાળાં માણસો પોતાનો પ્રાપ્તવ્યવહાર કરતાં છતાંપણ પોતાના પરમપ્રિયવિષયનું પોતાના અંતઃકરણવડે અનુસંધાન કર્યા કરે છે ને તે અનુસંધાનવડે ઉપજતા સુખનું પોતાના અંતઃકરણમાં આસ્વાદન કર્યા કરે છે તેમ નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરનાર માણસો પણ પોતાનો પ્રાપ્ત વ્યવહાર કરતાં છતાંપણ પોતાના

પરમપ્રિયનિર્ગુણબ્રહ્મનું પોતાના અંતઃકરણવડે અનુસંધાન કર્યા કરે છે, ને તે અનુસંધાનવડે ઉપજતા પરમસુખનું તેઓ પોતાના અંતઃકરણમાં આસ્વાદન કર્યા કરે છે.

૧૪૪૯ જેમ શરદૃઋતુના સૂર્યના તાપવડે ભૂમિની અંતર ગુપ્ત રહેલું જલ બહાર આવેલું પ્રતીત થાય છે તેમ મુમુક્ષુને નિદિધ્યાસનના અભ્યાસરૂપ તાપવડે ત્રણ શરીરની ને જગતની ત્રણ પ્રકારની સ્થિતિની અંતર ગુપ્ત રહેલું અંતરાત્માથી અભિન્ન બ્રહ્મ ત્રણ શરીરની ને જગતની ત્રણ પ્રકારની સ્થિતિની ઉપર આવેલું અનુભવાય છે.

૧૪૫૦ જેમ પોતાના નેત્રની વિશુદ્ધિવિના મનુષ્ય સૂક્ષ્મપદાર્થને યથાયોગ્ય જોઇ શકતો નથી તેમ પોતાના અંતઃકરણની વિશુદ્ધિવિના પોતાને જિજ્ઞાસુ માનનાર મનુષ્ય દુર્વિજ્ઞેયબ્રહ્મને સંશયવિપર્યયરહિત સુસ્પષ્ટ અનુભવી શકતો નથી.

૧૪૫૧ જેમ કોઇ સૂતેલો માણસ પોતાના વ્યાવહારિકસ્વરૂપને તથા જાગ્રત્માં પ્રતીત થતા વ્યાવહારિકજગત્ને ભૂલી સ્વપ્નમાં ભ્રાંતિથી પોતાના પ્રાતિભાસિકસ્વરૂપનો તથા પ્રાતિભાસિકજગત્નો અનુભવ કરે છે, પછી કોઇ પુરુષ તેનો હાથ પકડી તેને સ્વપ્નમાંથી જગાડે છે તો તે પુરુષ સ્વપ્નમાં પ્રતીત થયેલા પોતાના પ્રાતિભાસિકસ્વરૂપને તથા તે વેળા પ્રતીત થયેલા પ્રાતિભાસિકજગત્ને મિથ્યા સમજી પોતાના વ્યવહારિકસ્વરૂપમાં તથા જાગ્રત્માં પ્રતીત થતા વ્યવહારિકજગત્માં સત્યપણાનો નિશ્ચય કરે છે તેમ અજ્ઞાનવડે પુરુષ પોતાના વાસ્તવિકસ્વરૂપને ભૂલી પોતાના વ્યાવહારિકસ્વરૂપને અને જાગ્રત્માં પ્રતીત થતા વ્યાવહારિકજગત્ને સત્યરૂપે અનુભવે છે, પછી તેના મહાપુણ્યનો ઉદય થતાં જ્યારે કોઇ શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ મહાપુરુષ તેને તે અજ્ઞાનરૂપ સ્વપ્નમાંથી જ્ઞાનોપદેશવડે જગાડે છે ત્યારે તેને પોતાના વાસ્તવિકબ્રહ્મસ્વરૂપમાં ને જગત્ના વાસ્તવિકબ્રહ્મસ્વરૂપમાં સત્યપણાનો નિશ્ચય થાય છે અને જાગ્રત્માં પ્રતીત થતા પોતાના વ્યાવહારિકસ્વરૂપમાં તથા જાગ્રત્માં પ્રતીત થતા વ્યાવહારિકજગત્માં તેને મિથ્યાપણાનો નિશ્ચય થાય છે.

૧૪૫૨ જેમ વિશાલ ને નિર્મલદર્પણમાં તેની સમીપમાં રહેલા

કોઇ મહાનગરનું પ્રતિબિંબ પ્રતીત થાય તેમ નિરતિશયવ્યાપક ને મહાનિર્મલ ચિદાકાશરૂપ બ્રહ્મમાં જોનારને પોતાના અંતઃકરણમાં રહેલી અનાત્મપદાર્થોની વાસનાઓને અનુસરતું જગત્ એટલે પ્રાણીઓ, જડપદાર્થો ને ક્રિયાઓ પ્રતીત થાય છે.

૧૪૫૩ જેમ નિર્મલદર્પણમાં પ્રતિબિંબરૂપે પ્રતીત થતાં પ્રાણીઓ, પદાર્થો ને ક્રિયાઓ તે દર્પણમાં પ્રવેશ પામેલાં નથી; જેમ નિર્મલ-આકાશમાં આભાસરૂપે પ્રતીત થતું ગંધર્વનગર એટલે તેમાં પ્રતીત થતાં પ્રાણીઓ, પદાર્થો ને ક્રિયાઓ તે આકાશમાં પ્રવેશ પામેલાં નથી, અને જેમ સિનેમાના નિર્મલપડદામાં આભાસરૂપે પ્રતીત થતાં પ્રાણીઓ, પદાર્થો ને ક્રિયાઓ તે પડદામાં પ્રવેશ પામેલાં નથી તેમ ચિદાકાશરૂપ બ્રહ્મમાં મનુષ્યના અંતઃકરણની જાગ્રદવસ્થામાં પ્રતીત થતાં આ પ્રાણીઓ, આ પદાર્થો ને આ ક્રિયાઓપણ તે બ્રહ્મમાં પ્રવેશ પામેલાં નથી એમ વિશુદ્ધ ને અતિસૂક્ષ્મબુદ્ધિવાળા બ્રહ્મવેત્તાને અનુભવાય છે.

૧૪૫૪ જેમ વાયુવડે વૃક્ષ હાલે છે, પણ તે વૃક્ષના અધિષ્ઠાનરૂપ આકાશ લેશપણ હાલતું નથી, તેમ પ્રારબ્ધકર્મવડે શરીરાદિ ક્રિયા કરે છે, પણ તેમાં રહેલો આત્મા લેશપણ ક્રિયા કરતો નથી એમ બ્રહ્મ-વેત્તા અનુભવે છે.

૧૪૫૫ જેમ ઘટરૂપ ઉપાધિના મિથ્યાપણાનો સુદૃઢ નિશ્ચય થતાં તે ઘટે રોકેલા આકાશનો મહાકાશની સાથે સર્વદા વાસ્તવિકઅભેદ છે એમ વિવેકીમનુષ્યને સ્પષ્ટ અનુભવાય છે, તેમ અંતઃકરણરૂપ ઉપાધિના મિથ્યાપણાનો સુદૃઢનિશ્ચય થતાં તે અંતઃકરણે રોકેલા ચેતનરૂપ આત્માનો બ્રહ્મની સાથે સર્વદા વાસ્તવિકઅભેદ છે એમ બ્રહ્મવેત્તાને સંશયવિપર્યયરહિત અનુભવાય છે.

૧૪૫૬ જેમ કોઇ મનુષ્યના ઘરની સમીપ કોઈ વૃક્ષ ઉગે, તે રૂપાં-તર પામી સ્થિતિ કરે ને તે સમય આવે વિનાશ પામે તેની સાથે તે મનુષ્યનો લેશપણ સંબંધ નથી તેમ પોતાના સ્થૂલશરીરનો અને તેની ક્રિયાઓનો, બન્ને પ્રકારની ઇંદ્રિયોનો અને તેમની ક્રિયાઓનો, અંતઃ-કરણનો અને તેની ક્રિયાઓનો, પ્રાણનો અને તેની ક્રિયાઓનો તથા

અવિદ્યાના અંશનો અને તેની ક્રિયાઓનો મારા બ્રહ્મસ્વરૂપની સાથે લેશપણ સંબંધ નથી એમ બ્રહ્મવેત્તા સ્પષ્ટ અનુભવે છે.

૧૪૫૭ જેમ મૃગજલનું વાસ્તવિકસ્વરૂપ જાણનાર મનુષ્ય મૃગજલને અન્ય મનુષ્યની પેઠે જોતો છતોપણ તેને જલરૂપે જોતો નથી, પણ તેને સૂર્યના કિરણોરૂપ જુએ છે તેમ સંસારનું વાસ્તવિકસ્વરૂપ જાણનારા બ્રહ્મવેત્તા સંસારને અન્ય મનુષ્યની પેઠે વ્યુત્થાનકાલે જોતા છતાપણ તેને તે રૂપે સત્ય જોતા નથી, પરંતુ તેને સચ્ચિદાનંદબ્રહ્મરૂપે જુએ છે.

૧૪૫૮ જેમ કોઇ સ્થિરજળવાળા જળાશયના તીરપર ઊભેલો સમજુ મનુષ્ય તે જલમાં દેખાતા પોતાના સ્થૂલશરીરના ઊંધા આકારને સાચો માનતો નથી, પણ તે જળાશયના તીરપર રહેલ પોતાના સઘળા સ્થૂલશરીરને સત્ય માને છે તેમ બ્રહ્મવેત્તા પોતાના કે અન્ય મનુષ્યોના પ્રારબ્ધકર્મથી પ્રતીત થતા પોતાના સ્થૂલશરીરાદિને પોતાનું વાસ્તવિકસ્વરૂપ માનતા નથી, પણ બ્રહ્મનેજ પોતાનું વાસ્તવિકસ્વરૂપ માને છે.

૧૪૫૯ જેમ સ્થૂલશરીરધારીજીવને આ સ્થૂલશરીરમાં બાલપણ, જુવાની ને ઘડપણ પ્રાપ્ત થાય છે, તેમ તે સ્થૂલશરીરધારીજીવને બીજા શરીરનીપણ પ્રાપ્તિ થાય છે.

૧૪૬૦ જેમ માણસ જૂનાં નિરુપયોગી થઈ ગયેલાં લુગડાંઓનો ત્યાગ કરીને બીજાં નવાં લુગડાં પહેરે છે તેમ દેહધારીજીવ જેમનાં પ્રારબ્ધકર્મ પૂરાં થયાં હોય એવાં પહેલાંનાં શરીરોનો ત્યાગ કરીને બીજાં નવાં શરીરોને ગ્રહણ કરે છે.

૧૪૬૧ જેમ સર્વવ્યાપકઆકાશ સૂક્ષ્મપણાને લીધે પદાર્થોના ગુણદોષોથી લેપાતું નથી તેમ ઉંચનીચ સર્વદેહોમાં રહેલો આત્મા અસંગસ્વભાવવાળો હોવાથી દેહાદિકથી થયેલાં શુભાશુભકર્મોથી કદીપણ લેપાતો નથી.

૧૪૬૨ જેમ એક સૂર્ય રૂપવાળી સર્વ વસ્તુઓને પ્રકાશે છે, પણ તે વસ્તુઓના ધર્મોથી તે સૂર્ય લેપાતો નથી, તથા તે વસ્તુઓના ભેદથી તે સૂર્ય ભેદપણ પામતો નથી, તેમ એકજ આત્મા સર્વ ક્ષેત્રોને પ્રકાશે

છે, પણ તે ક્ષેત્રોના ધર્મોથી તે લેપાતો નથી તથા તે ક્ષેત્રોના ભેદથી તે ભિદપણુ પામતો નથી.

૧૪૬૩ જેમ પુષ્પોની માલામાં કલ્પાયલો સર્પ જ્યાંસુધી પુષ્પોની માલાનું દૃઢજ્ઞાન ન થાય ત્યાંસુધી સત્યરૂપે પ્રતીત થાય છે, અને જ્યારે તે પુષ્પોની માલાનું સંશયવિપર્યયરહિત દૃઢજ્ઞાન થાય છે ત્યારે તે સર્પના મિથ્યાપણાનો નિશ્ચય થાય છે, તેમ બ્રહ્મમાં કલ્પાયેલું આ જગત્ જ્યાંસુધી બ્રહ્મનું દૃઢજ્ઞાન ન થાય ત્યાંસુધી સત્યરૂપે પ્રતીત થાય છે, અને જ્યારે બ્રહ્મનું સંશયવિપર્યયરહિત દૃઢજ્ઞાન થાય છે ત્યારે આ જગત્‌ના મિથ્યાપણાનો (તે રૂપે અસત્યપણાનો) નિશ્ચય થાય છે.

૧૪૬૪ જેમ અત્યંત સળગેલો અગ્નિ ઘણા ઇંધણાંને બાળીને ભસ્મરૂપ કરી દે છે તેમ આત્માના પ્રત્યક્ષજ્ઞાનરૂપ અગ્નિ સર્વકર્મોને બાળીને ભસ્મરૂપ કરી નાંખે છે.

૧૪૬૫ જેમ જીવાત્મામાં સ્વપ્નાવસ્થાવિષે પોતાના સ્વરૂપના નાશવિનાજ અનેક પ્રકારનું જગત્ ઉત્પન્ન થાય છે તેમજ બ્રહ્મમાં સ્વરૂપના નાશવિનાજ સ્થાવરજંગમરૂપ અનેક પ્રકારનું જગત્ ઉત્પન્ન થાય છે.

૧૪૬૬ જેમ વૃક્ષપર આવેલાં ઘણાં ફૂલોમાંથી બહુજ થોડાં ફૂલ પાકા ફલરૂપે થઈ શકે છે અને જેમ શાલામાં ભણવા બેઠેલા ઘણા વિદ્યાર્થીઓમાંથી બહુજ થોડા વિદ્યાર્થીઓ વિદ્યાનો પાર પામે છે તેમ બ્રહ્મપ્રાપ્તિમાટે પ્રયત્ન કરનારા ઘણા મનુષ્યોમાંથી બહુજ થોડા મનુષ્યો પોતાના દૃઢપુરુષાર્થથી તથા પોતાના શ્રીસદ્‌ગુરુની ને શ્રીઈશ્વરની કૃપાથી બ્રહ્મપ્રાપ્તિ કરવા ભાગ્યશાળી થાય છે.

૧૪૬૭ જેમ કસ્તૂરીમૃગ પોતાની નાભિમાં રહેલી સુગંધમય કસ્તૂરીને જાણતો નથી તેથી આ સુગંધ કોઇ પાસેના ઘાસમાંથી, ધૂળમાંથી કે રેતીમાંથી આવે છે એમ સમજી તે સુગંધની પ્રાપ્તિમાટે તે પાસેના ઘાસને, ધૂળને કે રેતીને સુંઘતો ફરે છે, ને ત્યાં સુગંધ નહિ અનુભવી દુઃખી થાય છે તેમ અવિવેકીમનુષ્યો પોતાના અંતઃકરણમાં અધિષ્ઠાનરૂપે રહેલા પરમાનંદમય બ્રહ્મરસાયનને જાણતા નથી તેથી તેઓ સ્ત્રીમાં, પુરુષમાં, પુત્રમાં, દ્રવ્યમાં કે માનમાં પરમાનંદમય બ્રહ્મરસાયનને શોધતા ફરે છે, ને ત્યાં તેનો અનુભવ નહિ કરીને દુઃખી થાય છે.

૧૪૬૮ જેમ દીનમનુષ્યો કનિષ્ઠપ્રકારના ઉપભોગના પદાર્થોવડે પોતાનું જીવન નભાવે છે તેમ અવિવેકીમનુષ્યો માયાના સ્થૂલકાર્યરૂપ સ્થૂલદૃશ્યપ્રાણિપદાર્થને આનંદના હેતુરૂપ સમજી તેના સેવનવડે પોતાને સુખી માને છે.

૧૪૬૯ જેમ આકાશમાંથી પડતું નિર્મલજલ ગામના કે નગરના માર્ગમાં પડવાથી મલિનજેવું થઇ જાય છે, ને તૃષાની નિવૃત્તિમાટે તેનું પાન કરનારના આરોગ્યને તે બગાડે છે તેમ શુદ્ધબ્રહ્મરસાયન જ્યારે માયાના સ્થૂલકાર્યરૂપ પ્રાણિપદાર્થમાં ભળેલાજેવું થાય છે ત્યારે તે મલિન થયાજેવું પ્રતીત થાય છે, ને તેને (માત્ર તે પ્રાણિપદાર્થને) સુખની પ્રાપ્તિના હેતુરૂપ સમજી જે મનુષ્ય તેનો ઉપભોગ કરે છે તેને રાગાદિની વૃદ્ધિદ્વારા તે મિશ્રબ્રહ્મરસાયન તેના અંતઃકરણની શાંતિનું વિઘાતક થાય છે.

૧૪૭૦ જેમ ઉત્તમઔષધપણ અયોગ્યઅનુપાનની સાથે મળવાથી તેનું ભક્ષણ કરનારને રોગની વૃદ્ધિરૂપ અપકાર કરે છે તેમ માયાના સૂક્ષ્મકાર્યરૂપ પ્રાણિપદાર્થમાં મિશ્ર થયેલાના જેવું જણાતું આ બ્રહ્મરસાયનપણ તેનું અજ્ઞાનવડે સેવન કરનારના મનમાં રાગાદિની વૃદ્ધિ કરવારૂપ અપકાર કરે છે.

૧૪૭૧ જેમ દેવતાઓનું અમૃત અને લૌકિકરસાયન પૂર્વના પુણ્યવિના તથા પુરુષાર્થવિના મનુષ્યને પ્રાપ્ત થતું નથી તેમ બ્રહ્મરસાયનપણ પૂર્વના મહાપુણ્યના પરિપાકવિના તથા મોટા પુરુષાર્થવિના મનુષ્યને પ્રાપ્ત થતું નથી.

૧૪૭૨ જેમ ભૂખથી બહુ પીડાતા ભૂખ્યામનુષ્યને યોગ્યભોજનની પ્રાપ્તિ કરવા બહુ આતુરતા રહે છે તેમ ત્રિવિધ તાપથી પીડાતા જિજ્ઞાસુજનના અંતઃકરણમાં મોક્ષની પ્રાપ્તિ કરવાની બહુ આતુરતા રહે છે.

૧૪૭૩ "ધેનુ મન વત્સમાંહી, મીન મન જલમાંહી,
કામી મન વામામાંહી, રાતદિન રહે છે;
લોભી મન ધનમાંહી, નટ મન દોરમાંહી,
નેત્ર મન રૂપમાંહી, અખંડિત વહે છે;

પાણીઆરી ઘટમાંહી, પતંગ દીપકમાંહી,
પ્રભુભક્ત પ્રભુમાંહી, નીજ મન ધરે છે;
શ્રોત્રવેગ શબ્દમાંહી, ત્વચાવેગ સ્પર્શમાંહી,
મુમુક્ષુનો બ્રહ્મમાંહી, એવો વેગ કહે છે.''
૧૪૭૪ ''સૂર્યતણા પ્રકાશથી, થાય બાહ્યતમ નાશ;
બ્રહ્મચિંતામણિ કરે, હૃદયતિમિર વિનાશ.''
૧૪૭૫ ''બાજીગરના સિંહથી, શૂરો નવ ડર ખાય;
તેમ દૃશ્ય દેખાવથી, ન ડરે જ્ઞાની જરાય.''
૧૪૭૬ ''પંચભૂત સૌ દેહમાં, વ્યાપ્યાં જેમ સુજાણ;
તેમ બ્રહ્મ સૌ દેહમાં, વ્યાપ્યું એમ પીછાણ.''
૧૪૭૭ ''મનોરાજ્યનું દૃશ્ય જેમ, અસત્ છતાં દેખાય;
તેમ જાગ્રતનું દૃશ્ય આ, અસત્ છતાં દરશાય.''
૧૪૭૮ ''જેમ ગગનમાં નીલતા, નથી છતાં દરશાય;
તેમ બ્રહ્મમાં જગત્ આ, નથી છતાં દેખાય.''
૧૪૭૯ ''જેમ પુષ્પના હારમાં, મિથ્યા નાગ જણાય;
તેમ સુખરૂપ બ્રહ્મમાં, દુઃખરૂપ જગ દેખાય.''
૧૪૮૦ જેમ છીપમાં રજતણી, ખોટી ભ્રાંતિ થાય;
તેમ બ્રહ્મમાં જગતણો, ખોટો ભ્રમ દરશાય.''
૧૪૮૧ ''જેમ સૂર્યના કિરણમાં, ખોટું જલ દેખાય;
તેમ અસંગી બ્રહ્મમાં, ખોટું જગત્ જણાય.''
૧૪૮૨ ''સરતટપર ઊભેલને, ઊલટું વપુ જણાય;
તેમ સત્યરૂપ બ્રહ્મમાં, મિથ્યા જગ દરશાય.''
૧૪૮૩ ''જેમ ઠુંઠામાં ચોરની, મિથ્યા ભ્રાંતિ થાય;
તેમ અભય બ્રહ્મરૂપમાં, ભયમય જગ દેખાય.''
૧૪૮૪ ''બાલ નિજ છાયાવિષે, જ્યમ દેખે છે ભૂત;
તેમ અજ્ઞજન બ્રહ્મમાં, દેખે આ જગભૂત.''
૧૪૮૫ ''પ્રબલ સિંહ ને બાજ જ્યમ, કરી પિંજરનો નાશ,
સ્વતંત્ર ને સુખીયા થઈ, વિચરે ઇચ્છિત આશ; (દિશામાં)

તેમજ દૃઢ જિજ્ઞાસુજન, કાપી અવિદ્યાપાશ;
સ્વતંત્ર ને સુખરૂપ થઇ, પામે પદ અવિનાશ."

૧૪૮૬ "બાધ થાય જાગ્રત્ વિષે, જેમ સ્વપ્નના ભેદ;
બાધ થાય તુરીયા વિષે, તેમ જાગ્રત્‌ના ભેદ."

૧૪૮૭ "માટીના પાત્રોવિષે, માટી એક જણાય,
લોઢાના શસ્ત્રોવિષે, એક લોહ દરશાય;
વળી સોનાના ઘાટમાં, સોનું એક જણાય;
તેમ નામરૂપો વિષે, એક બ્રહ્મ સિદ્ધ થાય."

૧૪૮૮ "પ્રારબ્ધરૂપ ઉપાધિથી, જગની પ્રતીતિ થાય;
જેમ સૂર્યના કિરણથી, મિથ્યા જલ દેખાય."

૧૪૮૯ "મહાસાગર અમૃતતણો, દશ દિશ ભર્યો હોય,
તેમાં જેમ ક્રીડા કરે, મીન સુભાગી કોય;
બ્રહ્મરૂપ મહાસાગરે, મારું મન પણ તેમ,
રાત દિવસ ક્રીડા કરે, તે સુખ કે'વું કેમ ?"

૧૪૯૦ "દહિંથી માખણ કાઢીને, ધરે છાશ મોઝાર,
માખણ છાશ બને નહિ, જાણે સૌ સંસાર;
તેમ જ્ઞાની વ્યવહારમાં, રહે અસંગ સદાય,
કરે પ્રાપ્ત વ્યવહાર પણ, લેશ નહિ લેપાય."

૧૪૯૧ "ક્ષારનીરનો સંગ, મલ હરે જેમ વસ્ત્રનો,
સુકર્મનો પ્રસંગ, તેમ મેલ હરે મનનો;
ડાળા જલને જેમ, કતકરેણુ નિર્મલ કરે,
મલિન મનને તેમ, સુકર્મ શુદ્ધ નક્કી કરે."

૧૪૯૨ "અગ્નિ જલનો સંગ, અસર કરે જેમ અન્યને;
તેમજ શિવપ્રસંગ, જીવને શિવ કર્યા કરે."

૧૪૯૩ "બે ભાષાના જાણ, બે ભાષા બોલી શકે;
તેમજ તજ્જ્ઞ સુજાણ, દૃશ્ય બ્રહ્મરૂપ અનુભવે."

૧૪૯૪ "વાયસનેત્ર જેમ, બે ગોલકમાં ગતિ કરે;
જ્ઞાનીનું મન તેમ, દૃશ્ય બ્રહ્મમાં વિચરે."

૧૪૯૫ "પંખીની ગતિ જેમ, ભૂપર ને આકાશમાં;
જ્ઞાનીની ગતિ તેમ, દૃશ્યવિષે ને બ્રહ્મમાં."
૧૪૯૬ "રવિનાં કિરણો જેમ, પ્રકાશે સૌ વસ્તુને;
તજ્જ્ઞમન આદિ તેમ, વિષયોને વિષય કરે."
૧૪૯૭ "બરફતણા આકાર, બહુવિધ ભોક્તા ભોગ્યના;
પડતાં તાપ અપાર, પાણીરૂપ તે થઈ રહે.
બહુવિધ આ આકાર, તેમ ભોક્તા ને ભોગ્યના;
થાય બ્રહ્મઆકાર, જ્ઞાનાનલ પરતાપથી."
૧૪૯૮ "બહુવિધ જે આકાર, ધાતુતણા દેખાય તે,
થાય એક આકાર, પ્રખર આગના સંગતે;
નામરૂપ પણ તેમ, જ્ઞાનવડે બ્રહ્મજ બને,
હતું પૂર્વે જેમ, તેમજ હમણાં થઈ રહે."
૧૪૯૯ "મીઠાના આકાર, જો સાગરમાં જઈ પડે;
થાય સાગરાકાર, તેમ દૃશ્ય પણ બ્રહ્મ બને."
૧૫૦૦ "નદીઓ સાગરમાંય, નામરૂપ ત્યજીને ભળે;
તેમ તજજ્ઞ બ્રહ્મમાંય, દૃશ્ય નામરૂપ ત્યજી મળે."
૧૫૦૧ "વાદળ આડે જેમ, દિનકર તેજસ્વી રહે;
દુઃખ આડે પણ તેમ, જ્ઞાની સુખરૂપે રહે."
૧૫૦૨ "ધૂળ ધૂમાડો જેમ, સ્પર્શ કરે નહિ ગગનને;
સુખ દુઃખ આદિ તેમ, સ્પર્શ કરે નહિ જ્ઞાનીને."

૧૫૦૩ જેમ વિષનું વિધિપૂર્વક સેવન કરનાર મનુષ્ય દીર્ઘજીવી ને નિરોગી થઈ શકે છે તેમ જેઓ વિવેકપૂર્વક મરી જાણે છે તેઓ નિરામય અમરભાવને પામે છે.

૧૫૦૪ જેમ સૂર્યાદિ નિત્ય ઉદય પામીને સમય થયે અસ્ત પામે છે, જેમ ચણેલાં ગૃહો કાલાંતરે જીર્ણ થઈ પડી જાય છે, ને જેમ ઊગેલાં વૃક્ષાદિ કાલાંતરે સૂકાઈ જઈ નાશ પામી જાય છે તેમ ઉત્પન્ન થયેલાં માણસ આદિનાં શરીરો તેમના પ્રારબ્ધકર્મની સમાપ્તિ થતાં પડી જાય છે, મરણને શરણ થાય છે.

૧૫૦૫ જેમ કોઈ શરદ્પૂનમની મધ્યરાત્રે કોઈ ઊઘાડી ભૂમિપર પ્રજ્વલિત અગ્નિવાળી ચુલપર રાખેલો તેલથી ભરેલો તાવડો બહુજ તપવાથી તેમાંનું તેલ ઘણુંજ તપી ગયું હોય તોપણ તે તેલમાં પડેલું ચંદ્રનું પ્રતિબિંબ લેશપણ તપતું નથી, તેમ મરણના ભયથી અવિવેકી-મનુષ્યનું અંતઃકરણજ તપે છે, પણ અંતઃકરણમાં પડેલા આત્માના આભાસરૂપ જીવ કે જીવનું વાસ્તવિકસ્વરૂપ આત્મા, તપતા નથી.

૧૫૦૬ જેમ પ્રવાસીમનુષ્ય પોતાના પ્રવાસને માટે સર્વદા પ્રસન્નતાપૂર્વક તૈયાર રહે છે તેમ વિવેકીમનુષ્યે અકસ્માત્ આવનારા મૃત્યુને માટે સર્વદા પ્રસન્નતાપૂર્વક તૈયાર રહેવું જોઈએ.

૧૫૦૭ જેમ આકાશમાં સ્વતંત્રપણે ઊડી શકવાના બલવાળું પક્ષી તેની પાંખોને દોરીવડે બાંધી રાખવાથી વા તેને પિંજરામાં પૂરી રાખવાથી આકાશમાં ઊડવા સમર્થ થતું નથી, ને તેને જ્યાં બાંધ્યું હોય ત્યાં વા જે પિંજરામાં તેને પૂર્યું હોય તે પિંજરામાં તે પરાધીન થઇને રહે છે, અને જેમ વનમાં સર્વત્ર સ્વતંત્ર ભ્રમણ કરવાના બલવાળાં સિંહાદિ પશુઓને જો પિંજરામાં પૂરી રાખવામાં આવે વા સાંકળ-આદિથી બાંધી રાખવામાં આવે તો તેઓ વનમાં સ્વતંત્ર ભ્રમણ કરી શકતાં નથી, પણ જ્યાં તેમને જેવી રીતે રાખ્યાં હોય ત્યાં તેઓ તેવી રીતે રહે છે, તેમ અસંગી ને સર્વવ્યાપકઆત્માપણ જો તેને આશરે રહેલું અંતઃકરણ દૃશ્યપ્રાણિપદાર્થોમાં દૃઢરાગદ્વેષવાળું થાય તો પોતાના અસંગ ને સર્વવ્યાપકસ્વભાવથી રહિત થયાજેવો થઇ બંધન પામેલાના જેવો થાય છે.

૧૫૦૮ જેમ પલ પલ મળીને પ્રહર થાય છે અને પઈ પઈ મળીને સુવર્ણમુદ્રા થાય છે તેમ શાસ્ત્રોક્ત સામાન્યસાધનોનું નિત્ય સેવન કરવાથી પરિણામે ચિત્તશુદ્ધિ થાય છે.

૧૫૦૯ જેમ બરફ શીતલ છે ને અગ્નિ ગરમ છે, અથવા જેમ તાંબાના સિક્કા અલ્પમૂલ્યવાળા છે ને સુવર્ણના સિક્કા મહામૂલ્યવાળા છે એ નિશ્ચય સુસ્થિર રહે છે તેમ પરમસૂક્ષ્મ, અસંગ તથા અવિકારી-બ્રહ્મના સ્વરૂપનો ને તેનાથી ભિન્ન, સ્થૂલ, અન્યના કોઈ પણ પ્રકારના

સંબંધવાળા તથા વિકારીદૃશ્યના સ્વરૂપનો નિશ્ચય વારંવાર તેવા વિચારવડે સુસ્થિર થવો જોઇએ.

૧૫૧૦ જેમ નવાં લૂગડાંને ગ્રહણ કરનાર ને નવાં લૂગડાંને ધારણ કરનાર અને ધારણ કરવાને અયોગ્ય થવાથી તે લૂગડાંનો ત્યાગ કરનાર મનુષ્ય તે લૂગડાંથી અત્યંત ભિન્ન છે તેમ આ સ્થૂલશરીરને પ્રારબ્ધકર્મને વશ થઈ ગ્રહણ કરનારા અને પ્રારબ્ધકર્મની સમાપ્તિ થયે તેનો પરિત્યાગ કરનારા તમે આ સ્થૂલશરીરૂપ નથી, પણ તેનાથી અત્યંત ભિન્ન છો.

૧૫૧૧ જેમ ઘડાને જોનારો ઘડાથી ભિન્ન છે તેમ સ્થૂલશરીરને પ્રકાશનારા તમે સ્થૂલશરીરથી ભિન્ન છો.

૧૫૧૨ જેમ અગ્નિથી તપેલા લોઢાના ગોળામાં અગ્નિનું દાહકપણું અને ગોળથી મધુર થયેલા લાડુમાં ગોળનું મધુરપણું ક્રમથી અગ્નિમાંથી અને ગોળમાંથી આવે છે તેમ અંતઃકરણમાં પ્રતીત થતો જ્ઞાનધર્મ ચેતનમાંથી આવે છે.

૧૫૧૩ જેમ પ્રધાનવડે રાજ્યનાં સર્વકામોનો નિર્વાહ થતાં છતાંપણ તે રાજાને વશ વર્તનાર હોવાથી રાજા નથી તેમ મુખ્યપ્રાણવડે સ્થૂલશરીરાદિ સર્વ પોતપોતાનું કામ કરવામાં સમર્થ થાય છે, છતાં તે જડ ને આત્માની સત્તાવડે સત્તાવાળો હોવાથી આત્મા નથી.

૧૫૧૪ જેમ લોઢામાં ભળવાથી અગ્નિને પણ ઘણના પ્રહાર સહન કરવા પડે છે તેમ સ્થૂલશરીરાદિ જડમાં આત્માની ભ્રાંતિ કરવાથી તે ભ્રાંતાત્માને પણ દુઃખના પ્રહારો સહન કરવા પડે છે.

૧૫૧૫ જેમ જાગ્રદવસ્થાની પ્રાપ્તિવડે સ્વપ્નની નિવૃત્તિ થવાથી નિદ્રાના બલથી સ્વપ્નકાલે પ્રતિભાસિકશરીરાદિમાં જે હુંપણાંની ભ્રાંતિ ઉપજી હતી તે ભ્રાંતિ દૂર થઈ જાગ્રતમાં પ્રતીત થતાં વ્યાવહારિક શરીરાદિમાં હુંપણાનો નિશ્ચય ઉદય થઈ સ્થિર થાય છે તેમ અજ્ઞાનકાલે અજ્ઞાનના બલથી અંતઃકરણની જાગ્રદવસ્થામાં પ્રતીત થતાં વ્યાવહારિકસ્થૂલશરીરાદિમાં જે હુંપણાંની ભ્રાંતિનો ઉદય થઈ તેની સ્થિરતા થઈ હતી તે ભ્રાંતિ ઉત્કૃષ્ટવિવેકવડે અંતઃકરણને તુરીયાવસ્થાની પ્રાપ્તિ થતાં શુદ્ધાત્મામાં હુંપણાની બુદ્ધિનો ઉદય થઈ દૂર થાય છે.

૧૫૧૬ જેમ વર્ષાઋતુમાં સૂર્યને આશરે રહેલા આચ્છાદકસ્વભાવવાળા વાદળાએ સૂર્યને ઢાંકી દીધો હોય એમ જણાય છે તેમ અજ્ઞાનકાલે આત્માને આશરે રહેલા આચ્છાદન–આવરણ–કરવાવાળા અજ્ઞાને આત્માને ઢાંકી દીધો હોય એમ જણાય છે.

૧૫૧૭ જેમ સ્વપ્નકાલે પ્રતીત થતા સ્વપ્નના પ્રાતિભાસિકશરીરમાં હુંપણાની ભ્રાંતિ ક્યારે ઉપજી તે સ્વપ્નકાલે નક્કી કરી શકાય નહિ પણ તે ભ્રાંતિ અનાદિ છે એમ તે કાલે પ્રતીત થાય તથા તે જ્ઞાન ભ્રાંતિરૂપ છે એમ પણ તે કાલે સમજાય નહિ, પરંતુ તે જ્ઞાન સત્ય છે એમ સમજાય, અને જાગ્યા પછી જ્યારે મારું પોતાનું વ્યાવહારિકસ્વરૂપ ભૂલાયું ત્યારે મને એ ભ્રાંતિજ્ઞાન ઉદય પામ્યું હતું એમ સમજાય છે તેમ અજ્ઞાનકાલે સત્યરૂપે પ્રતીત થતા પોતાના સ્થૂલશરીરમાં હુંપણાની ભ્રાંતિ ક્યારે ઉપજી તે અજ્ઞાનકાલે અજ્ઞાનીમનુષ્યથી નક્કી કરી શકાય નહિ, પણ તે ભ્રાંતિ અનાદિ છે એટલુંજ માત્ર તે કાલે તેનાથી ને અન્યથી કહી શકાય તથા આ હુંપણાનું જ્ઞાન ભ્રાંતિરૂપ છે એમ પણ તે વેળા તેનાથી સમજી શકાય નહિ, પરંતુ તે સત્યજ્ઞાન છે એમ તેનાથી સમજાય, અને તુર્યાવસ્થાની પ્રાપ્તિ થયે આત્મામાં હુંપણાની બુદ્ધિ સ્થિર થવાથી અને વ્યાવહારિકસ્થૂલશરીરમાંથી હુંપણાની બુદ્ધિ નિવૃત્ત થવાથી જ્ઞાનીના અંતઃકરણને સ્પષ્ટ સમજાય છે કે જે વેળા અજ્ઞાનના આવરણસ્વભાવવડે મારું આ આત્મસ્વરૂપ ભૂલાયું તે વેળા અજ્ઞાનના વિક્ષેપનામના સ્વભાવવડે આ સ્થૂલશરીરાદિમાં મને હુંપણાનું મિથ્યાજ્ઞાન ઉપજ્યું હતું.

૧૫૧૮ જેમ સામાન્યપ્રકાશ તેજસ્તત્ત્વરૂપે વાયુના એક દેશમાં સર્વત્ર વ્યાપક છતાંપણ તે પ્રકાશ અંધકારને દૂર કરતો નથી, પણ ઊલટો તે અંધકારને આશ્રય આપે છે, પણ સૂર્યાદિ અધિકરણમાં રહેલો વિશેષપ્રકાશ અંધકારને દૂર કરે છે તેમ સર્વવ્યાપક સત્તાસ્વભાવવાળું સામાન્યચેતન પારમાર્થિકસત્તાવિનાના અજ્ઞાનને દૂર કરતું નથી પણ બ્રહ્મદર્શીપુરુષના અંતઃકરણની બ્રહ્મસાક્ષાત્કારવાળી મનોવૃત્તિના અગ્રભાગમાં રહેલું ને વ્યવહારપક્ષે વિશેષચેતનને નામે ઓળખાતું ચેતન અજ્ઞાનને દૂર કરે છે.

૧૫૧૯ જેમ રંગરહિત આકાશ તેના અજ્ઞાનરૂપ ભ્રાંતિથી જોનારને નીલરંગનું ભાસે છે, જેમ ખારી ભૂમિપર પડતાં સૂર્યનાં કિરણો તેના અજ્ઞાનરૂપ ભ્રાંતિથી જોનારને જલરૂપે (મૃગજલરૂપે) દેખાય છે, જેમ મંદઅંધકારમાં સમીપ સંમુખ પડેલી દોરડી તેના અજ્ઞાનરૂપ ભ્રાંતિથી જોનારને સર્પાદિરૂપે ને દૂર રહેલું ઠુંઠું તેના અજ્ઞાનરૂપ ભ્રાંતિથી જોનારને પુરુષરૂપે પ્રતીત થાય છે, અને જેમ પ્રકાશવાળા દિવસે સંમુખ દૂર પડેલી છીપ તેના અજ્ઞાનરૂપ ભ્રાંતિથી જોનારને રૂપારૂપે પ્રતીત થાય છે તેમ નામરૂપાત્મક જગત્‌ના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ તેના વિશેષસ્વરૂપના અનાદિકાલના અજ્ઞાનરૂપ ભ્રાંતિથી ને અનાદિકાલની જગત્‌ની વાસનાથી અજ્ઞાનીમનુષ્યોને જગત્‌રૂપે પ્રતીત થાય છે.

૧૫૨૦ જેમ નિર્દોષઇંદ્રિયો પોતપોતાના યોગ્યવિષયોને અનાયાસે ગ્રહણ કરી શકે છે, જેમ પ્રાણાપાન પોતપોતાનું કામ સુખપૂર્વક કર્યાં કરે છે અને જેમ રુધિર રક્તવહાનાડીઓમાં સ્વાભાવિકરીતે ફર્યા કરે છે, તેમ જ્ઞાનીનું અંતઃકરણ અનાયાસે નિરાવરણબ્રહ્મનો સ્પષ્ટ અનુભવ કર્યા કરે છે-

૧૫૨૧ જેમ એકજ સુવર્ણમાં અનેક પ્રકારના નામરૂપવાળા કલ્પિત-અલંકારો પ્રતીત થાય છે, જેમ એકજ લોહમાં નાનાવિધ નામરૂપવાળાં કલ્પિતશસ્ત્રો પ્રતીત થાય છે, અને જેમ એકજ મૃત્તિકામાં બહુવિધ નામરૂપવાળાં કલ્પિતમૃત્તિકાપાત્રો પ્રતીત થાય છે તેમ એકજ બ્રહ્મમાં વ્યવહારકાલે અવિદ્યાના બલથી પાંચ પ્રકારના કલ્પિતભેદો પ્રતીત થાય છે.

૧૫૨૨ જેમ પ્રજ્વલિતઅગ્નિ મણિમંત્રાદિક પ્રતિબંધક સામગ્રીના સદ્ભાવથી અન્યને દાહ કરી શકતો નથી તેમ શ્રવણાદિવડે ઉપજ્યા જેવું પ્રતીત થતું બ્રહ્મજ્ઞાનપણ ત્રણ પ્રતિબંધમાંના (ભૂત, વર્તમાન, ભાવિ) કોઈ એક પ્રતિબંધના સદ્ભાવથી મોક્ષરૂપી ફલને ઉપજાવી શકતું નથી.

૧૫૨૩ જેમ અંધારામાં ઊઘાડા પડેલા પદાર્થને પ્રકાશવામાં દીવો સમર્થ થાય છે, પણ મધ્યાહ્નના અનાચ્છાદિત સૂર્યને પ્રકાશવામાં તે

સમર્થ થતો નથી, તેમ જડપદાર્થોને પ્રકાશવામાં ચિદાભાસ સમર્થ થાય છે, પણ બ્રહ્મને પ્રકાશવામાં તે સમર્થ થતો નથી.

૧૫૨૪ જેમ સ્વપ્નમાં શ્રવણ કરેલી સિંહની ગર્જના તે ગર્જનાને શ્રવણ કરનાર ચિદાભાસને સ્વપ્નાવસ્થામાંથી જાગ્રદવસ્થામાં લાવે છે તેમ શ્રીસદ્ગુરુ ને સત્શાસ્ત્રના ઉપદેશનું શ્રવણ તે શ્રવણ કરનાર ચિદાભાસને જાગ્રદવસ્થામાંથી તુર્યાવસ્થામાં લાવે છે.

૧૫૨૫ જેમ મારી નાંખેલા શત્રુઓનાં મુડદાંથી રાજાને ભય થતું નથી તેમ જ્ઞાનીને મિથ્યા પ્રતીત થતા અજ્ઞાનથી ને તેનાં નામરૂપાદિ કાર્યોથી ભય થતું નથી.

૧૫૨૬ જેમ કુંભારના ચાકડાને ફેરવવાનું કામ બંધ કર્યા છતાંપણ તેને આગળ આપેલા વેગથી તે કેટલોક સમય ફર્યા કરે છે તેમ બ્રહ્મજ્ઞાનીઓનાં શરીરોનો સદ્ભાવપણ તેમનાં પ્રારબ્ધકર્મના સદ્ભાવથી કેટલોક સમય સંભવી શકે છે.

૧૫૨૭ જેમ લોઢા આદિ ધાતુઓને કાટ ક્રમથી ખાઈ જઈ તેમને નકામી કરી મૂકે છે તેમ આલસ્ય આળસુમનુષ્યના અંતઃકરણના, ઇંદ્રિયોના ને શરીરના શુભસામર્થ્યનો ક્રમથી નાશ કરી તેના જીવનનો અધઃપાત કરે છે.

૧૫૨૮ જેમ અફીણના સેવનથી મનુષ્ય ઉત્તરોત્તર પોતાના શરીરનું સામર્થ્ય ને બુદ્ધિનું સામર્થ્ય ગુમાવતો જાય છે તેમ આળસના સેવનથીપણ મનુષ્ય ઉત્તરોત્તર પોતાના શરીરનું સામર્થ્ય ને બુદ્ધિનું શુભસામર્થ્ય ગુમાવતો જાય છે.

૧૫૨૯ જેમ અફીણીમનુષ્ય પોતાનો પ્રામવ્યવહાર નિયમિત ને સારો કરી શકતો નથી તેમ આળસુમનુષ્યપણ પોતાનો પ્રામવ્યવહાર નિયમિત ને સારો કરી શકતો નથી.

૧૫૩૦ જેમ અફીણ મનુષ્યના મલને તેના ઉદરમાં રોકવામાં હેતુભૂત થાય છે તેમ આળસપણ મનુષ્યના દુર્ગુણોને તેના અંતઃકરણમાં રોકી રાખવામાં હેતુભૂત થાય છે.

૧૫૩૧ જેમ લોઢાનો ગોળો સાગરમાં તરી શકતો નથી પણ તે

સાગરમાં ડુબી જાય છે તેમ આળસુમનુષ્યપણ આ ભવસાગરને તરી શકતો નથી, પણ તે ભવસાગરમાં ડુબી જાય છે.

૧૫૩૨ જેમ કોઈ બલવાન્ વેરીએ પકડેલો મનુષ્ય પોતાના ઇચ્છિત સ્થાનભણી આગળ વધી શકતો નથી, પણ તે જ્યાં હોય ત્યાંજ રહે છે અથવા તે જ્યાં હોય ત્યાંથી પાછો ખેંચાયા કરે છે તેમ આળસ-નામના મનુષ્યના દુષ્ટશત્રુવડે પકડાયેલો મનુષ્યપણ પોતાના વ્યવહારિક વા પારમાર્થિક પ્રાપ્તવ્યભણી આગળ વધી શકતો નથી, પણ તે જે સ્થિતિમાં હોય તેજ સ્થિતિમાં રહે છે, અથવા તે જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાંથી ઉત્તરોત્તર ઊતરતી સ્થિતિમાં જતો જાય છે.

૧૫૩૩ જેમ કોઈ બળવાન્ અજગરે ગળવા માંડેલો નિર્બલપ્રાણી અજગરના મુખમાંથી મોકળો થઈ શકતો નથી; પણ તે તેના ઉદરમાં પ્રવેશ કરી મરણનું શરણ ગ્રહણ કરે છે તેમ આ આળસનામના ભયંકર અજગરે ગળવા માંડેલો નબળા મનોબળવાળો મનુષ્યપણ આ આળસનામના અજગરના મુખમાંથી મોકળો થઈ શકતો નથી પણ તેમાંજ લીન થઈ તે અધઃપાતરૂપ મરણનું શરણ ગ્રહણ કરે છે.

૧૫૩૪ જેમ અફીણનું વિષ ચઢવાથી તે મનુષ્યની જાગ્રદવસ્થા દૂર થઈ તેને તંદ્રા આવવા લાગે છે, ને તે પોતાના પ્રાપ્તકર્તવ્યમાં સાવધાનતાવાળો રહી શકતો નથી તેમ આ આળસનું વિષ ચઢવાથી તે આળસુમનુષ્યનું મન પોતાના કર્તવ્યમાં જાગ્રત્ રહી શકતું નથી, પણ કર્તવ્યવિમુખ થતું જાય છે.

૧૫૩૫ જેમ પક્ષીઘાતકે વૃક્ષની શાખાપર લગાડેલા અત્યંત ચીકણારસપર બેસતાં પક્ષીના પગો તેમાં ચોંટી જાય છે, ને પછી તે પક્ષી ત્યાંથી ઊડી શકતું નથી, પણ મરણ પામે છે, તથા જેમ જમવા બેઠેલા કોઈ યવને માખીઓના ઉપદ્રવથી બચવામાટે જમવાના મેજઉપર રાખેલા કાગલપરના અતિચીકણારસપર બેસતાં તે માખીઓ તેની સાથે ચોંટી જાય છે, ને ત્યાંથી ઊડી શકતી નથી, અને મરણ પામે છે તેમ આળસની સાથે જેમનું મન ચોંટી જાય છે તે મનુષ્યોપણ તમોગુણની સાથે અભેદભાવ પામ્યાજેવા થઈ પોતાની અધોગતિનેજ સંપાદન કરે છે.

૧૫૩૬ જેમ બિલાડી ઉદ્યોગી રહેવાથી પોતાની પાસે ગાયઆદિ નહિ છતાંપણ બહુધા નિત્ય દૂધને વા ઘીને પ્રાપ્ત કરે છે, જેમ મધમાખીઓ ઉદ્યોગી રહેવાથી મધુરમધને પ્રાપ્ત કરે છે, અને જેમ સિંહાદિ ઉદ્યોગી રહેવાથી પોતાના ભક્ષ્યને પ્રાપ્ત કરે છે તેમ મુમુક્ષુએ સતત ઉદ્યોગી રહી પોતાનું પ્રાપ્તવ્ય પ્રાપ્ત કરવું જોઇએ. ("ફરે તે ચરે ને બેસી રહે તે ભૂખે મરે.")

૧૫૩૭ જેમ ભોજનપાત્રમાં મૂકેલો શેકેલો પાપડ જમનારાના હાથના પ્રયત્નવિના ભાંગતો નથી, જેમ ભોજનપાત્રમાં પીરસાયેલું ઉત્તમોત્તમ-અન્નપણ હાથ ચલાવ્યાવિના મુખમાં આવી પડતું નથી, જેમ મુખમાં મૂકેલું અન્નપણ દાંતો, દાઢો, જીભ ને અન્નનલની ક્રિયાવિના હોજરીમાં જતું નથી, અને જેમ હોજરીમાં આવેલું અન્નપણ હોજરીની ક્રિયા વિના રસરુધિરાદિરૂપે પરિણામ પામતું નથી તેમ અનાદિકાલથી બહિર્મુખસ્વભાવવાળી થયેલી ઇંદ્રિયોને અને અનાદિકાલથી બહિર્મુખસ્વભાવવાળા થયેલા મનને અસાધારણઉદ્યોગવિના મનુષ્યથી અંતર્મુખ કરી શકાતાં નથી.

૧૫૩૮ જેમ સેવા કર્યાવિના સેવકને વેતન (પગાર) માગવાનો લેશપણ અધિકાર નથી, તેમ પ્રત્યાહારાદિનો આદરપૂર્વક અભ્યાસ કર્યાવિના પ્રત્યાહારાદિની સિદ્ધિની આશા રાખવાનો મનુષ્યને લેશપણ અધિકાર નથી.

૧૫૩૯ જેમ અગ્નિ હવિષ્થી ધરાય નહિ, ને જેમ સમુદ્ર નદીઓના જલથી ધરાય નહિ તેમ ભસ્મકરોગને વશ થયેલા મનુષ્યોના જેવા અજ્ઞાનીમનુષ્યો, સ્ત્રીની, પુરુષની, દ્રવ્યની, બહારના ભૂમિગૃહવસ્ત્રાદિ-પદાર્થોની ને જીવવાની તૃષ્ણાના લાભથી ધરાતા નથી ને તેઓની તૃષ્ણાથી નિરંતર તપ્યા કરે છે.

૧૫૪૦ જેમ પિંજરામાં પૂરેલા સિંહાદિ યથેચ્છ ભ્રમણ કરી શકતા નથી, જેમ પિંજરામાં પૂરેલું પક્ષી ઊડી શકતું નથી અને જેમ ખીલે બાંધેલાં ગ્રામ્યપશુઓ ત્યાંથી દૂર જઈ શકતાં નથી તેમ દીર્ઘસૂત્રતાના દૃઢપાશમાં બંધાયલો મનુષ્ય યોગના અંગોનું અધિષ્ઠાન કરી શકતો નથી.

૧૫૪૧ જેમ જે મનુષ્યના માથા ઉપર ઘણો ભાર હોય તે મનુષ્ય ઊંડા જલવાળી ને મોટા પટવાળી નદી તરી શકે નહિ તેમ જે મનુષ્યનું મન દીર્ઘસૂત્રતાના ઘણા ભારવાળું હોય તે મનુષ્યપણ મલિન, દુર્ગંધયુક્ત, ક્ષણે ક્ષણે પરિણામ પામનારા ને વિનાશી એવા પોતાના શરીરમાં રહેલા અનંતકાલના રાગને તથા પરશરીરમાં રહેલા રાગને ત્યજી શકે નહિ.

૧૫૪૨ જેમ નદીઓ નિરંતર સમુદ્રભણી ચાલ્યા કરે છે તેમ મનુષ્ય-પણ નિરંતર કાળભણી ચાલ્યા કરે છે.

૧૫૪૩ જેમ સર્વના મિત્રરૂપ બ્રાહ્મણનો ને પશુઘાતક ખાટકીનો સંગ સંભવતો નથી, જેમ પ્રશાંત ને પવિત્ર બ્રાહ્મણનો ને કલાલનો સંગ સંભવતો નથી, જેમ પુણ્યવાનનો ને પાપીનો સંગ સંભવતો નથી, જેમ સત્યવાદીનો ને મિથ્યાવાદીનો સંગ સંભવતો નથી, જેમ ચોરનો ને શાહુકારનો સંગ સંભવતો નથી, જેમ પવિત્ર રહેનાર માણસનો ને મલિન રહેનાર માણસનો સંગ સંભવતો નથી, જેમ પતિવ્રતાનો ને વેશ્યાનો સંગ સંભવતો નથી, જેમ સર્વદા આકાશમાં ઉડનાર અનલ-પક્ષીનો ને સર્વદા ભૂમિપર ચાલનાર પશુનો સંબંધ સંભવતો નથી, જેમ પ્રામાણિકનો ને અપ્રામાણિકનો સંગ સંભવતો નથી, જેમ મહ-ત્વાકાંક્ષી ઉદ્યોગીમનુષ્યનો ને પોતાના પ્રારબ્ધકર્મપ્રમાણે ઘસડાતા આળસુમનુષ્યનો સંગ સંભવતો નથી, જેમ પુરુષપ્રયત્નને બલવાન્ માનનારનો ને પ્રારબ્ધકર્મને બલવાન્ માનનારનો સંગ સંભવતો નથી, જેમ દાહકનો ને દાહ્યનો સંગ સંભવતો નથી, જેમ હિંસકનો ને હિંસ્યનો સંબંધ સંભવતો નથી અને જેમ અજવાળાનો ને અંધારાનો સંબંધ સંભવતો નથી, તેમ સાચા જ્ઞાનયુક્ત આનંદનો ને જડતાનો સંબંધપણ સંભવતો નથી.

૧૫૪૪ જેમ હડકાયું વા કરડકણું કૂતરું પ્રયોજનવિના નિરપરાધી મનુષ્યને કરડે છે, જેમ નાગ પ્રયોજનવિના નિરપરાધી મનુષ્યને ડંસે છે, અને જેમ વિંછી પ્રયોજનવિના નિરપરાધી મનુષ્યને ડંખ મારે છે, તેમ દુર્જનોપણ પોતાના દુષ્ટસ્વભાવને વશ થઈ કોઈપણ પ્રકારના પોતાના યોગ્યપ્રયોજનવિના સજ્જનોની નિંદા કરવામાં પ્રવૃત્ત થાય છે.

૧૫૪૫ જેમ મરચાં સ્વભાવથી તીખાં હોય છે ને કાંકચ સ્વભાવથી કડવી હોય છે, તેમ દુર્જનો સ્વભાવથીજ સજ્જનોની નિંદા કરનારા હોય છે.

૧૫૪૬ જેમ કૂતરાંઓનો ભસવાનો ને ગધેડાંઓનો ભૂંકવાનો કુલ-ધર્મ છે એમ જાણનાર મનુષ્યને કૂતરાંઓનું ભસવું કે ગધેડાંઓનું ભૂંકવું સાંભળીને ખેદ થતો નથી તેમ સજ્જનોની નિંદા કરવી એ દુર્જનોનો પરંપરાવડે પ્રાપ્ત થયેલો વા અંગીકાર કરેલો કુલધર્મ છે એમ જાણી સજ્જનેપણ દુર્જનો તેની નિંદા કરે તે સાંભળી ખેદને વશ થવું ઉચિત નથી.

૧૫૪૭ જેમ નાસિકાના રોગીઓ સો વાર સોગન ખાઇને કહે કે "કસ્તૂરીમાં લગારે સુગંધ નથી." તો તેથી કસ્તૂરી કાંઇ સુગંધવિનાની થતી નથી, (તેના ઉત્તમસુગંધને નાકના રોગવિનાના માણસો સ્પષ્ટ જાણે છે) જેમ ઘૂડો, વાગોળો ને છાછુંદરો એ બધાં ભેળા થઇ પ્રતિજ્ઞાપૂર્વક કહે કે "સૂર્યમાં લગારે પ્રકાશ નથી" તો તેથી અતિ-તેજસ્વી સૂર્ય પ્રકાશહીન થઇ જતો નથી (તેના મહાપ્રકાશને સર્વ-દીવાચર પ્રાણીઓ સ્પષ્ટ જાણે છે) ને જેમ ગ્રામભુંડ કે ગ્રામસિંહ (શ્વાન) સિંહને વા હાથીને બલહીન ધારે, તો તેથી સિંહના કે હાથીના બળની લેશપણ ન્યૂનતા થઇ જતી નથી તેમ દુર્જનો સજ્જનોમાં દ્વેષાદિને વશ થઇ દોષોનો મિથ્યાઆરોપ કરે તો તેથી સજ્જનોના શુભગુણો લેશપણ દૂર થવાના નથી. (તે અન્ય સજ્જનોની દૃષ્ટિબહાર રહેવાના નથી.)

૧૫૪૮ જેમ જે મનુષ્યના નેત્રમાં કમળો થયો હોય તે મનુષ્ય સર્વ રંગની વસ્તુને તે તે રંગવાળી નહિ જોતાં પોતાના નેત્રમાંની પીળાશનું તેમાં આરોપણ કરી પીળા રંગવાળી જુએ છે તેમ અસૂયા-દોષયુક્ત અંતઃકરણવાળા મનુષ્યોપણ પોતાના અંતઃકરણમાં રહેલા દોષોને અન્ય સજ્જનોના અંતઃકરણાદિમાં જુએ છે.

૧૫૪૯ જેમ ચોરને ચાંદની ગમતી નથી, દુર્જનોને સજ્જનો ગમતા નથી, ઘૂડઆદિને સૂર્યનો પ્રકાશ ગમતો નથી અને અસુરોને દેવો ગમતા

નથી તેમ અશ્રદ્ધાળુમનુષ્યોને શાસ્ત્રવચનો ગમતાં નથી. (સત્યરૂપે જણાતાં નથી.)

૧૫૫૦ જેમ જળો એકવાર ત્વચાને દૃઢ વળગ્યા પછી તેને છોડતી નથી તેમ પોતાની વાતને વળગી રહેવાના સ્વભાવવાળા હઠીલા મનુષ્યો પોતાની લીધેલી અયોગ્યહઠને સજ્જનોના સમજાવ્યા છતાંપણ છોડતા નથી.

૧૫૫૧ જેમ કોઇ મનુષ્યને પોતાના કંઠમાં રહેલા મણિનું વિસ્મરણ થઇ ગયું હોય તેથી તે ખોવાઈ ગયાની ભ્રાંતિને લીધે શોકાગ્નિથી દાહ પામતો હોય તેને આપ્તપુરુષના ઉપદેશ પછી પોતાના કંઠમાં રહેલા મણિની પ્રાપ્તિનું પણ પુરુષાર્થપણાથી ફલપણું થાય છે, તેમ નિત્યપ્રાપ્ત આત્માનું અજ્ઞાન અને વિષયાનુરાગરૂપ અંધકારવડે આવૃત્તપણું હોવાથી એવા સ્વસ્વરૂપની વિસ્મૃત્તિવાળા યોગ્યમુમુક્ષુને શ્રીસદ્ગુરુનું વાક્ય સાંભળ્યા પછી અજ્ઞાન અને વિષયાનુરાગરૂપ અંધકારની નિવૃત્તિ થયે સતે સ્વયંપ્રકાશ, ચિદ્રૂપ અને નિત્યસિદ્ધ એવા આત્માનું ફલપણું ઉપચારથી થાય છે.

૧૫૫૨ જેમ જેના મસ્તકમાં અગ્નિવડે દાહ થયો છે એવો મનુષ્ય તે દાહની નિવૃત્તિમાટે ઝટ શીતલજલના સમૂહને સેવે છે તેમ સ્વસ્વરૂપની વિસ્મૃતિવાળો યોગ્યમુમુક્ષુ સંસારના ત્રણ તાપથી બહુજ દાહ પામેલો અને તેની નિવૃત્તિને ઇચ્છતો, સ્વસ્વરૂપની જિજ્ઞાસાવાળો થઇ, હાથમાં યથાશક્તિ યોગ્ય ભેટ લઇ, દુઃખરૂપ સંસારની નિવૃત્તિ કરનારા શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ તથા હાથમાં રાખેલા આમળાની પેઠે સ્વપ્રકાશઆત્મસ્વરૂપનો દયાળુવૃત્તિવડે અનુભવ કરાવનારા શ્રીસદ્ગુરુની સમીપ જઇને તેઓશ્રીનાં ચરણકમલને મન, વાણી અને શરીરવડે સેવે છે.

૧૫૫૩ જેમ ઘણા વૃક્ષોના સમુદાયનો વનરૂપે એકપણાનો વ્યવહાર થતાં છતાંપણ વ્યષ્ટિના અભિપ્રાયવડે આમ્રાદિ બહુ વૃક્ષો સ્થિત છે એમ અનેકપણાનો પણ તેમાં વ્યવહાર થાય છે, અથવા જેમ વાવ, કૂવા અને તળાવ આદિના સમુદાયને કહેવાની ઇચ્છાવડે જલાશય એમ એકપણાનો વ્યવહાર થાય છે અને વ્યષ્ટિના અભિપ્રાયવડે વાવ

આદિ અનેક જલાશયો સ્થિત છે એ પ્રમાણે પણ વ્યવહાર થાય છે, તેમ સકલપ્રપંચના કારણ અજ્ઞાનનું સમુદાયરૂપે એકપણું છતાંપણ અહંકારાદિના કારણભૂત જીવગત અજ્ઞાનોના પ્રત્યેકના કથનની ઇચ્છા-વડે બહુપણાનો વ્યવહારપણ થાય છે.

૧૫૫૪ જેમ વ્યષ્ટિઅજ્ઞાનનો અને સમષ્ટિઅજ્ઞાનનો વનની અને વૃક્ષોની પેઠે કિંવા જલાશયની અને જલાશયોની પેઠે અભેદ છે તેમ સમષ્ટિ અને વ્યષ્ટિઉપાધિવાળા શ્રીઈશ્વરનો અને પ્રાજ્ઞનોપણ વના-વચ્છિન્ન આકાશની અને વૃક્ષાવચ્છિન્ન આકાશની પેઠે કિંવા જલાશયોમાં પ્રતિબિંબરૂપે રહેલા આકાશની અને જલાશયમાં પ્રતિબિંબરૂપે રહેલા આકાશની પેઠે અભેદ છે.

૧૫૫૫ જેમ અલ્પમેઘ (વાદળું) પણ અનેક યોજનના વિસ્તારવાળા આદિત્યમંડલને અવલોકન કરનારના નયન માર્ગને ઢાંકવાપણાવડે જેમ આચ્છાદન કરે છે તેમ આત્માના એકદેશમાં રહેલું અજ્ઞાનપણ અપ-રિચ્છિન્ન અને અસંસારી આત્માનું અવલોકન કરનારની બુદ્ધિને ઢાંક-વાપણાવડે આચ્છાદન કરે છે.

૧૫૫૬ જેમ મેઘવડે પોતાની દૃષ્ટિ આચ્છાદિત થયા છતાંપણ અતિમૂઢમાણસ સૂર્યને મેઘવડે આચ્છાદિત થયેલો અને પ્રકાશરહિત થયેલો માને છે તેમ મૂઢને, આત્માના વિશેષસ્વરૂપના અજ્ઞાનવડે આચ્છાદિત થયેલા આત્મામાં, સંસારીપણાની સમભાવના થાય છે.

૧૫૫૭ જેમ રજ્જુના વિશેષરૂપનું અજ્ઞાન પોતાવડે ઢંકાયેલી રજ્જુમાં પોતાની વિક્ષેપશક્તિવડે સર્પાદિકને ઉપજાવે છે તેમ આત્માનું અજ્ઞાન-પણ પોતાવડે ઢંકાયલા આત્મામાં પોતાની વિક્ષેપશક્તિવડે આકાશાદિ સકલ નામરૂપાદિપ્રપંચો ઉત્પન્ન કરે છે.

૧૫૫૮ જેમ એકજ કરોળીઓ પોતાના જાળારૂપ કાર્યપ્રતિ પોતાના ચૈતન્યના પ્રધાનપણાવડે નિમિત્તકારણ ગણાય છે અને પોતાના જડ-શરીરના પ્રધાનપણાવડે ઉપાદાનકારણ ગણાય છે તેમ શ્રીઈશ્વરપણ ઉપર કહેલી રીતે આ જગતના નિમિત્તકારણરૂપ તથા ઉપાદાનકારણ-રૂપ ગણાય છે.

૧૫૫૯ જેમ આંબા, ખેર અને ખાખરાના સમૂહરૂપ અવાંતરવનોની સમષ્ટિ એક મહદ્દ્વન છે; જેમ વાવ, કુવા અને તળાવરૂપ અવાંતરજલાશયોની સમષ્ટિ એક મહાન્ જલાશય છે, તેમ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણશરીરરૂપ અવાંતરપ્રપંચોની સમષ્ટિ એક મહાન્પ્રપંચરૂપ છે.

૧૫૬૦ જેમ અવાંતરવનાવચ્છિન્ન આકાશ મહદ્દ્વનાવચ્છિન્ન આકાશરૂપ છે અને જેમ અવાંતરજલાશયગત પ્રતિબિંબાકાશ સમસ્તજલાશયગત પ્રતિબિંબાકાશરૂપ છે તેમ વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞના સમૂહરૂપ જે વૈશ્વાનર, હિરણ્યગર્ભ અને અવ્યાકૃતરૂપ ચૈતન્ય તે પણ એકરૂપજ છે.

૧૫૬૧ જેમ રજ્જુસ્વરૂપના અપરિત્યાગવડે સર્પાદિ આકારે પ્રતીત થતા રજ્જુના વિવર્તનો અપવાદ કિંવા બાધ તે અધિષ્ઠાનરૂપ રજ્જુમાત્રરૂપે સ્થિતિ છે, તેમ ચૈતન્યના વિવર્તરૂપ અજ્ઞાનાદિકનો બાધ તે ચિન્માત્રરૂપે સ્થિતિ છે.

૧૫૬૨ જેમ નિર્મળ સૂર્યકાંતમાં અગ્નિ ઉપજાવવાની કોઇ વિચિત્રશક્તિ શ્રીસૂર્યમાં રહે છે, અથવા જેમ વિમલ ચંદ્રકાંતમાં જલબિંદુઓ ઉપજાવવાની કોઇ વિલક્ષણશક્તિ ચંદ્રમાં રહે છે, તેમ શ્રીસદ્દ્ગુરુમાંપણ કોઈ અચિંત્યશક્તિ રહે છે, જેથી તેઓશ્રીના ઉપદેશમાત્રથી મુખ્યાધિકારીને મનવાણીને અગમ્ય એવા બ્રહ્મતત્ત્વનો અનુભવ સ્ફુરે છે.

૧૫૬૩ જેમ દીપકની પ્રભા આદિત્યની પ્રભાને પ્રકાશવામાં અસમર્થ હોઈ તેવડે અભિભવ પામે છે તેમ અખંડાકારવાળી ચિત્તવૃત્તિમાં પ્રતિબિંબિત ચૈતન્ય (ચિદાભાસ) પણ સ્વયંપ્રકાશરૂપ પ્રત્યગભિન્નબ્રહ્મને પ્રકાશ કરવાની અયોગ્યતાવડે તેવડે પરાભવ પામીને પોતાના ઉપાધિરૂપ અખંડાકારવૃત્તિના બાધિતપણાથી દર્પણના અભાવમાં મુખપ્રતિબિંબના મુખમાત્રપણાની પેઠે પ્રત્યગભિન્નબ્રહ્મમાત્ર થાય છે.

૧૫૬૪ જેમ દીવાની પ્રભાનું મંડલ અંધકારમાં રહેલા ઘટાદિકને વિષય કરીને ઘટાદિકને આવરણ કરનારા અંધકારની નિવૃત્તિપૂર્વક પોતાની પ્રભાવડે ઘટાદિકને પ્રકાશે છે તેમ સાભાસવૃત્તિપણ અજ્ઞાનથી આવૃત્ત ઘટાદિક પદાર્થને આવરણ દૂર કરીને પ્રકાશે છે.

("બુદ્ધિ અને તેમાં રહેલો ચિદાભાસ એ બંને ઘટને વિષય કરે છે, તેમાં બુદ્ધિવૃત્તિવડે અજ્ઞાન નિવૃત્ત થાય છે અને આભાસવડે ઘડો સ્ફુરે છે.")

૧૫૬૫ જેમ બિંબપ્રતિબિંબનો ભેદ મિથ્યા છે તેમ જીવબ્રહ્મનો ભેદ મિથ્યા છે.

૧૫૬૬ જેમ અનેકઘટાકાશોનો પરસ્પરનો ભેદ મિથ્યા છે તેમ જીવોનો પરસ્પરનો ભેદ મિથ્યા છે.

૧૫૬૭ જેમ સ્વપ્નના જીવોનો અને સ્વપ્નના ઘટાદિકનો ભેદ મિથ્યા છે તેમ જીવજડનો ભેદ મિથ્યા છે.

૧૫૬૮ જેમ રજ્જુ અને કલ્પિતસર્પનો ભેદ કિંવા સાક્ષિચેતનનો અને સ્વપ્નના પ્રપંચનો ભેદ મિથ્યા છે તેમ બ્રહ્મનો અને જડજગતનો ભેદ મિથ્યા છે.

૧૫૬૯ જેમ રજ્જુમાં કલ્પિત સર્પદંડાદિકોનો કિંવા સ્વપ્નના પદાર્થોનો પરસ્પરનો ભેદ મિથ્યા છે તેમ જડપદાર્થોનો પરસ્પરનો ભેદ મિથ્યા છે.

૧૫૭૦ જેમ ઘટરૂપ તથા મઠરૂપ ઉપાધિને દૂર કરવાથી ઘટાકાશ-મઠાકાશનો અભેદ છે તેમ બુદ્ધિ કિંવા અજ્ઞાનરૂપ અને માયારૂપ ઉપાધિને દૂર કરવાથી જીવઈશનો અભેદ છે.

૧૫૭૧ જેમ ઘટાકાશ, જલાકાશ, મહાકાશ અને મેઘાકાશ એ ચાર પ્રકારનાં આકાશ છે તેમાં જલાકાશનો અને મેઘાકાશનો જોકે અભેદ નથી તોપણ ઘટાકાશ અને મહાકાશનો તો નામમાત્રજ ભેદ છે, વાસ્તવિકભેદ નથી, તેમ કૂટસ્થ, જીવ, બ્રહ્મ અને ઈશ્વર એ ચાર પ્રકારનાં ચેતન છે તેમાં જીવનો અને ઈશ્વરનો જોકે અભેદ નથી, તોપણ તેમના અધિષ્ઠાન લક્ષ્યાર્થરૂપ કૂટસ્થનો અને બ્રહ્મનો તો નામ-માત્રજ ભેદ છે, વાસ્તવિકભેદ નથી.

૧૫૭૨ જેમ જલને આકારે થયેલા લવણની પ્રતીતિ થતી નથી પણ માત્ર જલનીજ પ્રતીતિ થાય છે, તેમ સમાધિકાલે અદ્વિતીય-વસ્તુને આકારે થયેલી ચિત્તવૃત્તિ પ્રતીત થતી નથી, પણ અદ્વિતીય-વસ્તુમાત્રજ પ્રતીત થાય છે.

૫૭૩ જેમ રાજાના દર્શનમાટે પોતાના ઘરથી નીકળી રાજમંદિરમાં પેઠેલા કોઇ પુરુષનો માર્ગમાં દ્વારપાલના નિરોધવડે સ્તબ્ધીભાવ થાય છે તેમ બાહ્યવિષયનો પરિત્યાગ કરીને બ્રહ્મરૂપ અખંડવસ્તુને ગ્રહણ કરવામાટે પ્રવૃત્ત થયેલા ચિત્તનો જાગ્રત્ થયેલા તીવ્ર રાગાદિ સંસ્કારોવડે સ્તબ્ધીભાવ થવાથી તે બ્રહ્મરૂપ અખંડવસ્તુને ગ્રહણ કરી શકતું નથી (આ કષાયદોષ કહેવાય છે.)

૧૫૭૪ જેમ દ્રવ્યના ભંડારને ગ્રહણ કરવાને પ્રવૃત્ત થયેલા પુરુષને નિધિનું રક્ષણ કરનારા ભૂતપ્રેતાદિવડે રક્ષાયેલા નિધિની પ્રાપ્તિના અભાવમાંપણ મંત્રાદિવડે તે ભૂતાદિ અનિષ્ટની નિવૃત્તિથી મહાન્ આનંદ થાય છે તેમ સવિકલ્પસમાધિમાં બ્રહ્મરૂપ અખંડવસ્તુના અવિષયપણાવડે નિત્યાનંદરસાસ્વાદનના અભાવમાંપણ અનિષ્ટબાહ્યપ્રપંચની નિવૃત્તિવડે ઉપજેલા સવિકલ્પરૂપ આનંદનો બ્રહ્માનંદની ભ્રાંતિવડે સાધક સ્વાદ લે છે.

૧૫૭૫ જેમ આ ઇંદ્રજાલ છે એમ જાણનારો પુરુષ તે ઇંદ્રજાલને જોતો છતોપણ આ વાસ્તવિક છે એમ જોતો નથી તેમ જીવન્મુક્તપણ આ સર્વપ્રપંચ ઇંદ્રજાલરૂપ છે એમ જાણે છે તેથી તેને જોતા છતાપણ આ વાસ્તવિક છે એમ જોતા નથી.

૧૫૭૬ જેમ બાણમાં જેનું ચિત્ત એકાગ્ર થયું છે એવો બાણ બનાવનારો પડખામાં થઇને જતા રાજાને જોતો નથી, તેમ આત્મસ્વરૂપમાં જેના ચિત્તનો નિરોધ થયો છે એવો યોગી તે કાલે બહારનું વા અંતરનું કાંઇ જાણતો નથી.

૧૫૭૭ જેમ અર્જુને શસ્ત્રોનો સમૂહ મૂકી ખાંડવવનને વૃષ્ટિના માર્ગથી રોક્યું હતું તેમ મુમુક્ષુએ ઇંદ્રિયોના બહાર જવાના માર્ગને અત્યંત રોકવો જોઇએ–વિષયોનો યોગ ઇંદ્રિયોને ન થવા દેવો.

૧૫૭૮ જેમ સૈન્યથી નિવૃત્ત થયેલો રાજા પોતાના પ્રાસાદમાં પ્રવેશ કરે છે તેમ સંસારથી નિવૃત્ત થયેલો ઉત્તમમુમુક્ષુ પોતાની ઇંદ્રિયોને પોતપોતાના ગોલકમાં અંતર્મુખે સ્થાપન કરે છે, (મનનો શનૈઃ શનૈઃ અંતરપ્રવેશ કરાવે છે.)

૧૫૭૯ જેમ વાયુના અભાવમાં, વાદળાં પાણીમાં નિશ્ચલજેવાં રહે છે તેમ મન અંતરમાં સ્થિત થયે સતે ઇંદ્રિયો નિશ્ચલ રહે છે, ચલાયમાન થતી નથી.

૧૫૮૦ જલમાં કરાની પેઠે અને અગ્નિમાં દીપકની પેઠે યોગસાધનવાળો જીવ બ્રહ્મમય થઈને બ્રહ્મમાં લીન થાય છે.

૧૫૮૧ જેમ સિંધવનો પર્વત ક્ષણવારમાં જલમય થતો નથી તેમ જીવપણું ક્ષણવારમાં બ્રહ્મમય થતો નથી.

૧૫૮૨ જેમ યજ્ઞવિશેષનું સ્વર્ગવિશેષરૂપ ફલ થાય છે તેમ આત્માથી ભિન્ન વિષયમાં કરેલા સંયમના પ્રતિનિયત અન્ય પદાર્થનાં જ્ઞાનાદિરૂપ પરિણામો યોગજધર્મદ્વારા થાય છે.

૧૫૮૩ જેમ મંત્રેલો અગ્નિ મનુષ્યને દાહ કરી શકતો નથી તેમ ભૂતોના ધર્મોવડે અનભિઘાત નામની સિદ્ધિ જેણે પ્રાપ્ત કરી છે તેની શરીરક્રિયાને પૃથિવીના કઠિનપણાવડે પ્રતિબંધ થતો નથી, સ્નિગ્ધજલ તેના શરીરને કહોવરાવી શકતું નથી અને ગતિસ્વભાવવાળો વાયુ તેના શરીરને ચલાયમાન કરી શકતો નથી.

૧૫૮૪ જેમ આકાશમાં અતિદૂર ઊડી ગયેલા પક્ષીનું લૌકિકપ્રત્યક્ષ થઈ શકતું નથી તેમાં અતિદૂરપણું એ હેતુ છે, જેમ આંખમાં આંજેલા અંજનનું સાક્ષાત્ લૌકિકપ્રત્યક્ષ થઈ શકતું નથી તેમાં અતિસમીપપણું એ હેતુ છે, જેમ બધિર તથા અંધાદિને જે શબ્દ તથા રૂપાદિનું લૌકિકપ્રત્યક્ષ થઈ શકતું નથી તેમાં તે ઇંદ્રિયોનો ઘાત એ હેતુ છે; જેમ મનની કોઈ વિષયમાં અતિએકાગ્રતા થવાથી એ સમયમાં અન્ય વિષયોનું લૌકિકપ્રત્યક્ષ થતું નથી તેમાં મનની અનવસ્થિતિ એ હેતુ છે, જેમ ભિત્તની પાછળ પડેલા પદાર્થનું લૌકિકપ્રત્યક્ષ થઈ શકતું નથી તેમાં અંતરાય એ હેતુ છે, જેમ મધ્યાહ્નના સૂર્યના પ્રકાશથી પરાભવ પામેલા તારાઓનું સાક્ષાત્ લૌકિકપ્રત્યક્ષ થઈ શકતું નથી તેમાં અભિભવ એ હેતુ છે અને જેમ જલાશયમાં પડેલા જલબિંદુનું લૌકિકપ્રત્યક્ષ થઈ શકતું નથી તેમાં સમાનાભિહાર (સજાતીયમાં મળી જવું) એ હેતુ છે તેમ પુરુષ અને પ્રકૃતિઆદિ સૂક્ષ્મપદાર્થોનું જ્ઞાન લૌકિકપ્રત્યક્ષ થઈ શકતું નથી તેમાં અતિસૂક્ષ્મપણું એ હેતુ છે.

૧૫૮૫ જેમ હંસો ક્ષીરનીરનો વિવેક કરી શકે છે તેમ નિર્મલબુદ્ધિવાળાપુરુષોજ બુદ્ધિવૃત્તિનો અને પુરુષનો વિવેક કરી શકે છે.

૧૫૮૬ જેમ બાલકોને રમ્ય જણાતા વિષવાળાસર્પોને બુદ્ધિવાળોમનુષ્ય અત્યંત અરમ્ય જાણીને ત્યજી દે છે તેમ અજ્ઞાનીઓને સુખરૂપ જણાતા વિષયોનો નિર્મલબુદ્ધિવાળોપુરુષ અત્યંતઅનર્થયુક્ત જાણીને ત્યાગ કરે છે.

૧૫૮૭ જેમ સૂર્ય પ્રકાશ્યપદાર્થોના દોષોથી લેપાતો નથી તેમ નિર્મલબુદ્ધિવાળોપુરુષ દૃશ્યબુદ્ધિમાં રહેલા દોષોથી લેપાતો નથી.

૧૫૮૮ જેમ સૂર્યના કિરણમાં જલ નથી, જેમ આકાશમાં નગરાદિ નથી તેમ નિર્મલબુદ્ધિવાળાપુરુષના અસંગ ને સનાતનસ્વરૂપવિષે ત્રણ કાલમાંપણ વિશ્વ નથીજ.

૧૫૮૯ જેમ ઈંદ્રે પર્વતોને વજ્રવડે હણ્યા હતા તેમ વિવેકીપુરુષે ઈંદ્રિયોરૂપ વૈરીઓના બાહ્યવેગને વિવેકરૂપ વજ્રવડે હણવા જોઇએ.

૧૫૯૦ જેમ લોહ પારસમણિના સ્પર્શથી સુવર્ણરૂપ થઇ જાય છે તેમ જડબુદ્ધિવાળાજીવો સત્પુરુષની સંગતિથી સજ્જનતાને પામે છે.

૧૫૯૧ જેમ ચંદનની સમીપમાં રહેનારાં લિંબડાનાં અને ઈંદ્રજવના ઝાડો ચંદનરૂપ થઈ જાય છે તેમ સજ્જનોની સંગતિથી અધમમનુષ્યોપણ સજ્જનરૂપ થઈ જાય છે.

૧૫૯૨ જેમ અજાણ્યા માણસને કાગડાથી દેવદત્તના ઘરનું જ્ઞાન થાય છે, કાગડાથી અન્ય પ્રયોજન નથી, તેમ ચતુર્ભુંજાદિક આકારોથી નિરાકાર કારણબ્રહ્મનું જ્ઞાનજ ઉપાસનાને માટે મૂર્તિપ્રતિપાદનનું પ્રયોજન છે, અન્ય નહિ.

૧૫૯૩ જેમ કોઈ મહારોગીમનુષ્યને તેનો શત્રુ ખડ્ગ-તરવાર-મારે તેથી તેના શરીરમાંથી વિકારીલોહી નીકળીને દૈવગતિથી તેનો રોગ નિવૃત્ત થઈ જાય, ત્યારે તે સારગ્રાહીપુરુષ તે ખડ્ગ મારનારનો ઉપકાર માને છે, તેમ અન્ય શાસ્ત્રોથી પણ કોઇ રીતિએ મનુષ્યના અંતઃકરણની શુદ્ધિ અથવા નિશ્ચલતા થવાથી તેના અંતઃકરણના અધિકારની વૃદ્ધિથી તે પુરુષ તે શાસ્ત્રના અભિમાનથી નિવૃત્ત થઈ વેદાંતાનુસાર નિશ્ચય કરે

તો તેથી તેને મોક્ષ થાય છે (જો સર્વદા તેમાંજ દુરાગ્રહ રાખે તો તે અંધગોલાંગુલન્યાયથી અનર્થને પામે છે.)

૧૫૯૪ જેમ ચોરલોકો કોઇ ધનવાનના ભૂષણયુક્તપુત્રને લૂટી, તેનાં નેત્રો ફોડી નાંખી પછી તેને કોઇ ઉન્મત્તબળદનું પુંછડું પકડાવી, તે બળદ તને સુખપૂર્વક ઘેર પહોંચાડશે માટે તેને છોડવો નહિ એમ કહી તેને મહાદુ:ખનો અનુભવ કરાવે છે, તેમ શબ્દાદિ વિષયરૂપ ચોરો વિવેકરૂપ નેત્રને ફોડીને મનુષ્યને સંસારરૂપ વનમાં નાંખી ભેદભાવાદિ નિર્દય ને વંચક અન્યશાસ્ત્રોના સિદ્ધાંતમાં દુરાગ્રહ કરાવી તે ઉપદેશ તને પરમસુખની પ્રાપ્તિનો હેતુ થશે માટે તેને છોડવો નહિ એમ કહી તેને જન્મમરણરૂપ મહાદુ:ખનો અનુભવ કરાવે છે.

૧૫૯૫ જેમ આંબાનું ફલ અપકવ હોય તો બહુ દોષને ઉપજાવવા માટે સમર્થ થાય છે અને જો તે પકવ હોય તો મનુષ્યને સંતોષ આપવા માટે સમર્થ થાય છે તેમ મનુષ્યનું ચિત્ત જો અપકવ હોય તો તે બહુદોષોવાળું હોય છે અને જો તે પકવ હોય તો મનુષ્યને સંતોષ આપનારું થાય છે.

૧૫૯૬ જેમ પાત્રમાં રાંધવા મૂકેલા ચોખામાંનો એક દાણો તપાસતાં જો તે પાકી ગયો હોય તો તે પાત્રમાંના સર્વચોખા પાકી ગયા છે એમ તપાસનારને જણાય છે (સ્થાલીપુલાકન્યાય) તેમ સ્વસ્વરૂપના જ્ઞાનથી સર્વના સ્વરૂપભૂત બ્રહ્મનું જ્ઞાન જ્ઞાની પુરુષને થાય છે.

૧૫૯૭ "બકરી-કસાઇના સમો, જીવ–માયા સંબંધ;
મૂર્ખ જીવો સમજે નહિ, બને માયામાં અંધ."

૧૫૯૮ "હરિણ ઠેકે દોડે રાનમાં, માને મોદ અપાર,
સિંહ ઓચિંતો આવી મળે, કરી નાંખે તે ઠાર;
તેમજ જીવ ને કાલનો, જાણી દુ:ખદ સંબંધ,
પરહરજો મમતા બધી, જે બનાવે છે અંધ."

૧૫૯૯ "આનંદ (બ્રહ્માનંદ) ઉપજ્યોરે અતિ-ઘણો, કહેતાં નવ કહેવાય;
ગુંગો જેમ સાકર ખાઇને, મનમાં વિસ્મય થાય."

૧૬૦૦ જેમ વરસાદ સર્વત્ર સમભાવથી વરસે છે, છતાં ભૂમિની

યોગ્યતાના ન્યૂનાધિકપણાથી કોઈ સ્થલે ઉત્તમ વા મધ્યમપ્રકારનો પાક થાય છે, કોઈ સ્થલે કનિષ્ઠપ્રકારનો પાક થાય છે ને કોઈ સ્થલે લગારપણ પાક થતો નથી, તેમ ઉપદેષ્ટાનો ઉપદેશ સર્વત્ર સમભાવથી થાય છે, છતાં હૃદયની યોગ્યતાના ન્યૂનાધિકપણાથી કોઈ હૃદયમાં તેની ઉત્તમપ્રકારની વા મધ્યમપ્રકારની અસર થાય છે, કોઈ હૃદયમાં તેની કનિષ્ઠપ્રકારની અસર થાય છે, ને કોઈ હૃદયમાં જાણે તેની કાંઈ અસરજ ન થઈ હોય એમ જણાય છે.

૧૬૦૧ જેમ વરસાદની ફલરૂપે સરખી અસર થતી નથી, છતાં તેનું વરસવું નિષ્ફલ ગણાતું નથી, તેમ ઉપદેષ્ટાના ઉપદેશની સર્વત્ર સરખી અસર ન થાય તેથી તેનું નિષ્ફલપણું ગણવું ઘટતું નથી.

૧૬૦૨ જેમ અરણ્યમાં સ્વતંત્ર વિચરનારા સિંહ, વ્યાઘ્ર ને હાથી આદિને મનુષ્યથી બાથ ભરીને વશ કરી શકાતા નથી, પણ તેમને યુક્તિપૂર્વક શનૈઃ શનૈઃ વશ કરાય છે, તેમ શરીરમાંના પ્રાણવાયુને-પણ યુક્તિપૂર્વક શનૈઃ શનૈઃ વશ કરાય છે.

૧૬૦૩ જેમ સુવર્ણ આદિ ધાતુઓને માટીની કુલડીમાં નાંખી અગ્નિવડે તેમને તપાવી તેમનો રસ કરવાથી તેઓમાં જે મલરૂપ દ્રવ્યો રહ્યાં હોય છે તે બળી જાય છે, તેમ પ્રાણાયામવડે પ્રાણનો નિરોધ કરવાથી મનના રાગદ્વેષાદિ તથા નેત્રાદિ ઇંદ્રિયોના વિષયોભણી દોડવું આદિ દોષો નાશ પામી જાય છે.

૧૬૦૪ જેમ ભટકતે મને દેવસ્તુતિ કરવાથી ચિત્તની યોગ્યતા વધી શકે નહિ તેમ ભટકતે મને સંધ્યા કરવાથીપણ ચિત્તની યોગ્યતા વધી શકે નહિ.

૧૬૦૫ જેમ મા દીકરાનું કલ્યાણ ઇચ્છતી છતી તેને દૂધ આદિ રસથી તૃપ્ત કરે છે, તેમ પરમાત્મા પોતાના અનન્યભક્તને પરમા-નંદનો અનુભવ કરાવી તૃપ્ત કરે છે.

૧૬૦૬ જેમ ભસ્માદિવડે માંજવાથી ધાતુપાત્રો શુદ્ધ થાય છે, તેમ માર્જનથી માર્જન કરનાર દ્વિજનું અંતઃકરણ શુદ્ધ થાય છે.

૧૬૦૭ જેમ પગમાં પહેરેલી પાદુકાથી છૂટો થયેલો મનુષ્ય પાદુકાના દોષથી મોકળો થાય છે, જેમ પરસેવાવાળોમનુષ્ય સ્નાન

કરવાવડે મેલથી મોકળો થાય છે તથા જેમ પવિત્રઊનના ગળણાવડે ગાળવાથી ઘી પવિત્ર (મેલ તથા જંતુઓથી રહિત) થાય છે, તેમ અઘમર્ષણવડે આત્માના પવિત્રતમ ને નિર્લેપસ્વભાવના દૃઢબોધવડે મનુષ્ય પાપથી રહિત પવિત્ર થાય છે.

૧૬૦૮ જેમ વૃષ્ટિનું જલ પાંસરું કે વાંકુચુંકુ વહન કરતું છતું સમુદ્રમાં જાય છે, તેમ જેઓ શુદ્ધભાવથી પરમાત્માનું માહાત્મ્ય સમજી જે નામથી વા જે રૂપથી પરમાત્માનું ભજનપૂજન કરે છે તે સર્વ સમજપૂર્વક કે સમજવિનાપણ પરમાત્માનું ભજનપૂજન કરે છે ને તેમને તેમના પ્રયત્નાનુસાર ફલ મળે છે.

૧૬૦૯ જેમ પતિનો અભિપ્રાય જાણ્યાવિના સ્ત્રીએ તેની સાથે ક્લેશ કરવો ઉચિત નથી, તેમ પુરાણોમાં ભિન્ન ભિન્ન નામથી એકજ પરમાત્માનું વ્યાસભગવાને વર્ણન કર્યું છે તે વ્યાસભગવાનનો અભિપ્રાય સમજ્યાવિના મંદબુદ્ધિવાળા વૈષ્ણવાદિએ શિવાદિનું નામ સાંભળીને ને શૈવાદિએ વિષ્ણુઆદિનું નામ સાંભળીને પરસ્પર નિરર્થક ક્લેશ કરવો ઉચિત નથી.

૧૬૧૦ જેમ કડવું છતાં ગુણકારી ઓસડ બહુ થોડા મનુષ્યોને પીવું ગમે છે તેમ લાભકારી છતાં પોતાના રાગવાળીવસ્તુઓના વા સ્થિતિના દોષો જોવા બહુ થોડા મનુષ્યોને ગમે છે.

૧૬૧૧ જેમ દારુમાં અગ્નિ પડવાથી સહસા ભડકો થાય છે તેમ જે ચિત્તમાં મત્સરનું પ્રાકટ્ય થાય છે તે ચિત્ત સહસા બળવા લાગે છે.

૧૬૧૨ જેમ નાગણી ફુંફાડા મારે છે, તેમ ચિંતાને વશ થયેલો મનુષ્ય ફુંફાડાસહિત નિસાસા મૂક્યા કરે છે.

૧૬૧૩ જેમ નાગણીએ દંશ મારેલો પુરુષ ઝુર્યા કરે છે, તેમ ચિંતાને વશ થયેલો મનુષ્યપણ ઝુર્યા કરે છે.

૧૬૧૪ જેમ મહાયોગીઓ સર્વાધિષ્ઠાનબ્રહ્મમાંથી પોતાના અંતઃકરણને બહાર કાઢવા ઇચ્છતા નથી તેમ ચિંતાને વશ થયેલા મનુષ્યોપણ પોતાના અંતઃકરણને ચિંતાની બહાર કાઢવા ઇચ્છતા નથી.

૧૬૧૫ જેમ ઉષ્ણ પ્રદેશમાં પડતો હિમ વેલા, છોડ ને વૃક્ષને ફલ,

પુષ્પ ને પત્રાદિરહિત કરી મૂકે છે, જેમ ઉપરાઉપર પડતા ઉલ્કા (meteors) વૃક્ષ, છોડ ને વેલાનો નાશ કરી નાંખે છે, જેમ જ્વાલામુખીપર્વતમાંથી નીકળતો પાષાણરસ (લાવા) ને રાખ, પાસેના પ્રદેશને દાટી વેરાન કરી મૂકે છે, જેમ દાવાનલ વનમાંનાં વૃક્ષો, છોડો ને વેલાઓને બાળી નાંખે છે અને જેમ કોઇ મહાનદીમાં આવેલી મોટી રેલ કાંઠાપરનાં ગામો ને નગરોને તાણી જાય છે, તેમ જે મનુષ્યના ચિત્તમાં ચિંતાનો પ્રાદુર્ભાવ થાય છે તે મનુષ્યના મનને તે ઉત્સાહ, વિવેક ને શુભેચ્છાદિ શુભગુણોથી રહિત કરી નાંખે છે( તેના શરીર ઇંદ્રિયો ને મનના સામર્થ્યને હણી નાંખે છે અને તેના મનને સંસારનાં તથા પરમાર્થનાં સાધનોમાં પ્રીતિવિનાનું ને પ્રસન્નતારહિત દુઃખપ્રપૂર્ણ કરી મેલે છે.)

૧૬૧૬ જેમ ઉંદર કુંકતો જાય છે ને માણસનો પગ કરડતો જાય છે, તેથી તે માણસને ઉંદર મારો પગ કરડી મને દુઃખ દે છે એવી ખબર પડતી નથી, તેમ આલસ્યપણ માણસોને પોતાને વશ વર્તાવી તેમના જીવનને બહુ હાનિ પહોંચાડે છે, છતાં તે તેમને હાનિ કરે છે એમ તેઓની સમજમાં આવવા દેતું નથી.

૧૬૧૭ જેમ ઉંદર, ખીસકોલી ને ચકલાં આદિ પક્ષીઓ સમીપમાં પડેલા અજગરના મોઢામાં જઇ પડે છે, તેમ મનુષ્યોનો મોટો ભાગ આલસ્યના મોઢામાં પડી તેનો ભોગ થઇ પડે છે.

૧૬૧૮ જેમ જાદુગરે જે મનુષ્યનાઉપર ભુરકી નાંખી હોય છે તે મનુષ્ય તે જાદુગરને વશ વર્તે છે તેમ આલસ્યરૂપી જાદુગરે જે મનુષ્યનાઉપર ભુરકી નાંખી હોય છે તે મનુષ્ય આ જગત્‌માં માત્ર તેનેજ દેખે છે, તેનેજ વશ વર્તે છે; જગત્‌ને, પોતાના કર્તવ્યને કે અન્યને જોઇએ તેવી રીતે દેખી શકતો નથી.

૧૬૧૯ જેમ મગર જલાશયમાં આવનાર કોઇ પ્રાણીને પકડી જલાશયના ઉંડા ભાગમાં લઇ જઇ તેને મારીને ખાઇ જાય છે, તેમ આલસ્યપણ તેની સીમામાં આવેલા કોઇપણ મનુષ્યને પકડે છે, ને તેને ઉત્તરોત્તર તેની સત્તામાં વધારે વધારે લઇ જઇ તેના ધનધાન્યાદિરૂપ બાહ્યપ્રાણનો નાશ કરે છે.

૧૬૨૦ જેમ ઠગ પોતાના સપાટામાં આવતા પ્રવાસીઓને ભોળવી, તેમને ગળે ફાંસો દઈ, તેમને મારી નાંખી, તેમનું સર્વસ્વ લઇ લે છે, તેમ આલસ્યપણ વ્યવહારમાં વા પરમાર્થમાં આગળ વધવાની ઇચ્છાવાળા મનુષ્યોમાંથી જેમને પકડી શકે તેમને પકડી, તેમના સામર્થ્યનો નાશ કરી, તેમના સર્વસ્વનું હરણ કરી લે છે.

૧૬૨૧ જેમ ભેંસ આગળ તત્ત્વજ્ઞાનના ગ્રંથોનું વાચન નિરર્થક છે તેમ આલસ્યના અનન્યભક્તોની આગળ તેમને ઉદ્યોગી થવામાટે કરેલો ઉપદેશપણ નિરર્થક છે.

૧૬૨૨ જેમ નિત્ય વપરાતી કુંચી તથા તાળું સ્વચ્છ રહે છે ને જેમ નિત્ય મંજાતાં વાસણો ચળકતાં રહે છે, અને તેમને કાટ ચઢતો નથી, તેમ ઉદ્યોગીશરીર, ઇંદ્રિયો ને અંતઃકરણ પ્રકાશવાળાં ને સામર્થ્યયુક્ત રહે છે અને તેમાં મલિનતા ને અશક્તિ પ્રતીત થતાં નથી.

૧૬૨૩ જેમ લોકપ્રસિદ્ધ નાટકનો સૂત્રધાર નાટકમાંનાં પાત્રોને પોતાની ઇચ્છાપ્રમાણે રમાડે છે, તેમ અવિદ્યાપણ આ સંસારરૂપ મહાનાટકમાંનાં પ્રાણીઓરૂપ પાત્રોને ઉંચાનીચી ક્રિયાઓમાં પ્રવૃત્તિ કરાવવારૂપ રમાડે છે.

૧૬૨૪ જેમ માંકડાઓને નચાવનારી સ્ત્રી માંકડાંઓનાં ગળાઓમાં દોરી બાંધી તેમને પોતાની ઇચ્છાપ્રમાણે નચાવે છે, તેમ અવિદ્યાપણ પ્રાણીઓના અંતઃકરણોરૂપ ગળાંઓમાં વિષયોની આશારૂપ દોરી બાંધી તેમને પોતાની ઇચ્છાપ્રમાણે સંસારમાં ભ્રમણ કરાવવારૂપ નચાવે છે.

૧૬૨૫ જેમ લાકડાંઓનાં વિવિધ પુતળાંઓને દોરીના ખેંચવાવડે ભિન્નભિન્ન ક્રિયાઓમાં પ્રવૃત્તિ કરવનારી સ્ત્રી દોરી ખેંચીને તે પુતળાંઓને પોતાની ઇચ્છાપ્રમાણે ભિન્નભિન્ન ક્રિયાઓમાં પ્રવૃત્ત કરે છે તેમ અવિદ્યાપણ પ્રાણીઓરૂપ પુતળાંઓને પોતાની ઇચ્છાનુસાર ભિન્નભિન્ન ક્રિયાઓમાં પ્રવૃત્ત કરે છે.

૧૬૨૬ જેમ માયાવીમનુષ્ય એક પ્રકારની વસ્તુમાં તેનાથી વિલક્ષણ બીજા પ્રકારની વસ્તુ પોતાની માયાવડે દેખાડે છે, તેમ અવિદ્યાપણ પોતાની અઘટિતઘટના કરવાની ચતુરાઇવડે અસંગ ને અપરિણામીબ્રહ્મમાં તેનાથી વિલક્ષણ જગતૂની પ્રતીતિ કરાવે છે.

૧૬૨૭ જેમ વાયુ વાદળાંઓના સમુદાયને, તણખલાને, રૂને વા આકડા આદિના તુલને અને ધુળને એકઠાં કરીને પુનઃ તેમને ભિન્ન કરી દે છે, તેમ આ જગત્‌ને બનાવનારા પ્રભુપણ તેમનાં કર્માનુસાર ક્યારેક પ્રાણીઓનો સંયોગ કરીને પુનઃ તેમનો વિયોગ કરી દે છે.

૧૬૨૮ જેમ ખારાશવાળી જગામાંથી મીઠાજલની પ્રતીતિ થતી નથી તેમ આ દુઃખબહુલસંસારના મોહકપદાર્થોને પોતાના માનવાથી તેમાંથી સત્યસુખ મળવાની આશા રહેતી નથી.

૧૬૨૯ જેમ વાંદરાનો સ્વભાવ અટકચાળો હોય છે તેમ મનુષ્યનું મન અટકચાળું હોય છે.

૧૬૩૦ જેમ શુક એટલે પોપટ રાગદ્વેષરહિત મધુર બોલે છે તેમ શ્રીસદ્‌ગુરુ પણ રાગદ્વેષરહિત મધુર બોલે છે. (તેથી શ્રીશુકનો અર્થ કોઈ ઠેકાણે શ્રીસદ્‌ગુરુ કર્યો છે.)

૧૬૩૧ જેમ લાંબો સમય વિયોગમાં વીત્યા પછી પોતાની વિયોગિની પત્નીને મળેલો પ્રેમાલપતિ પોતાની પ્રીતિ જણાવવા પોતાની પ્રિયાના મુખને કેસરનો લેપ કરે છે તેમ પૂર્વના એટલે અનેકજન્મોથી પ્રવૃત્ત થયેલી અવિવેકદશાના મુખને એટલે જડતાને પરમસુખદ-કિરણોવડે એટલે પરમાનંદ આપનાર આત્માના વિચારોવડે રાતી કરવા એટલે તિરોધાન કરવા અને અધિકારીજનોના સંસારના શોકને દૂર કરવા નક્ષત્રોનો એટલે શુભવૃત્તિઓનો રાજા જે ચંદ્ર એટલે વિવેક તે ઉદય પામે છે.

૧૬૩૨ જેમ મીઠાની ખાણમાં રહેલો પદાર્થ કાળે કરીને મીઠારૂપ થઈ જાય છે તેમ અંતરાત્મામાં નિરંતર જોડાયેલી વૃત્તિપણ કાલે કરીને અંતરાત્મરૂપે થઈ જાય છે.

૧૬૩૩ જેમ કુમારીકન્યા પતિસંગમજન્ય સુખને જાણી શકતી નથી અને જેમ જન્માંધપુરુષ ઘડાને જાણી શકતો નથી તેમ યોગાભ્યાસથી રહિત પુરૂષ આત્માને જાણી શકતો નથી.

૧૬૩૪ જેમ સૂર્યાદિમાંથી કિરણો નીકળે છે તે સૂર્યાદિના પરિણામ-વિશેષરૂપજ છે તેમ ચિત્તમાંથી જે કિરણજેવાં પરિણામો ઉપજે છે,

ને જે વૃત્તિ નામથી ઓળખાય છે તે પણ ચિત્તના પરિણામવિશેષરૂપજ છે.

૧૬૩૫ જેમ પશ્વાદિને બંધન કરનાર રજ્જુના અવયવરૂપ તંતુઓને ગુણ કહેવામાં આવે છે તેમ ચિત્તના અવયવરૂપ સત્ત્વાદિ દ્રવ્યો-પણ, અવિવેકીપુરુષરૂપ પશુને બંધન કરનાર હોવાથી, ગુણ એ નામથી કહેવામાં આવે છે.

૧૬૩૬ જેમ સ્વભાવથી સ્વચ્છ અને ધોળાસ્ફટિકમાં જપાકુસુમની સમીપતાથી રતાશ પ્રતીત થાય છે અને જપાકુસુમરૂપ ઉપાધિની નિવૃત્તિથી તે ઉપાધિના ધર્મરૂપ રતાશની નિવૃત્તિ થઈ તે સ્ફટિક પોતાના સ્વચ્છસ્વભાવમાં સ્થિત થાય છે તેમ સ્વભાવથી ચૈતન્ય અને અસંગપુરુષમાં ચિત્તરૂપ ઉપાધિના સંનિધાનથી ચિત્તના શાંત, ઘોર અને મૂઢ એ ધર્મો પ્રતીત થાય છે, અને તે ચિત્તરૂપ ઉપાધિની નિવૃત્તિ થવાથી તે ઉપાધિના ધર્મરૂપ શાંતાદિ ભાવોની નિવૃત્તિ થઇ તે પુરુષ પોતાના સ્વાભાવિક નિર્વિશેષચૈતન્યસ્વરૂપમાં સ્થિત થાય છે.

૧૬૩૭ જેમ મલિનદર્પણતલમાં પ્રતિબિંબિત મુખને મલિન કલ્પીને "હું મલિન છું" એમ અજ્ઞમનુષ્ય શોક કરે છે તેમ ત્રિગુણાત્મકબુદ્ધિવૃત્તિમાં પ્રતિબિંબિત પુરુષસ્વરૂપને ત્રિગુણાત્મક કલ્પીને "હું શાંત છું" "હું દુઃખી છું," "હું મૂઢ છું" એમ ભ્રાંતજીવો હર્ષશોકાદિ કરે છે.

૧૬૩૮ જેમ દીપક ઘન દ્રવ્ય છે અને તેના પરિણામરૂપ કિરણો વિરલદ્રવ્ય છે તેમ ચિત્ત એ ઘન દ્રવ્ય છે અને તેના પરિણામરૂપ વૃત્તિઓ એ વિરલદ્રવ્ય છે.

૧૬૩૯ જેમ તળાવ આદિના જલમાં પાષાણાદિ પડવાથી તેમાં તરંગ ઉપજે છે, તેમ પ્રાણીઓના શબ્દોવડે, વાદ્યના ધ્વનિઓવડે, વા પદાર્થોના ઘર્ષણાદિને લીધે ઉત્પન્ન થતા નાદોવડે તેની આસપાસના વાતાવરણમાં તરંગ ઉપજે છે.

૧૬૪૦ જેમ અયસ્કાંતમણિ એટલે ચમકપાણ પોતાની સંનિધિ માત્રથી શરીરમાં પ્રવેશ પામેલી લોહશલાકાને બહાર ખેંચી કાઢવારૂપ ઉપકાર કરીને ભોગના સાધનપણાથી પ્રાણિરૂપ સ્વામીને સ્વ એટલે

ઉપકારક છે તેમ ચિત્તપણ પોતાના સંનિધાનમાત્રથી લોહના જેવા વિષય સમૂહને ભોગ્યપણાવડે અર્પવારૂપ ઉપકાર કરીને ભોગસાધન-પણાથી પુરુષને ઉપકારક થાય છે.

૧૬૪૧ જેમ ભિલ્લલોકોના ગામમાં સેંકડો ભિલ્લોથી ઘેરાઈને વસતાં છતાંપણ બ્રાહ્મણ ભિલ્લ થતો નથી તેમ ક્લિષ્ટવૃત્તિઓના પ્રવાહમાં પડેલી છતાંપણ અક્લિષ્ટવૃત્તિ ક્લિષ્ટવૃત્તિ થતી નથી.

૧૬૪૨ જેમ ચંદ્રમાની ક્રિયાવિનાપણ સંક્રમણ થયેલા ચંદ્રના પ્રતિબિંબવાળું નિર્મલજલ પોતે ચલાયમાન થતું છતું અચલ ચંદ્રમાને પણ ચલની પેઠે દેખાડે છે, તેમ ચિતિશક્તિરૂપ પુરુષના વ્યાપારવિના-પણ સંક્રમણ પામેલી ચિતિશક્તિના પ્રતિબિંબવાળી બુદ્ધિ સંગ નહિ પામેલી ચિતિશક્તિનેપણ પોતાને વિષે રહેલી જ્ઞાનાદિ ક્રિયાયુક્ત દેખાડતી છતી પ્રમાતૃભાવને પમાડે છે (પરમાર્થથી તો પુરૂષનું પ્રમાતા-પણું નથી.)

૧૬૪૩ જેમ તીવ્રવેગવાળી નદીના સમુદ્રાભિમુખ પ્રવાહને સેતુ-બંધનવડે રોકીને તેમાંથી સારણનહેરવડે ઉત્તમ ક્ષેત્રાભિમુખ તિર્યક્ પ્રવાહ ચલાવવામાં આવે છે તેમ વૈરાગ્યવડે, ચિત્તનદીનો સંસારસમુદ્ર-ભણી જનારો વૃત્તિપ્રવાહ રોકવામાં આવે છે અને સમાધિના અભ્યાસ-વડે તે નદીનો કૈવલ્યસાગરભણી જઇ તેમાં લીન થનારો પ્રશાંતવાહિતા વૃત્તિની સતતતારૂપ પ્રવાહ ચલાવવામાં આવે છે.

૧૬૪૪ જેમ વાસનાક્ષય, મનોનાશ અને તત્ત્વજ્ઞાન એ ત્રણેયનો અભ્યાસ સાથે કરવાથીજ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય છે તેમ અભ્યાસ તથા વૈરાગ્ય એ બંનેનું સાથેજ અનુષ્ઠાન કરવાથી ચિત્તવૃત્તિઓનો નિરોધ થાય છે.

૧૬૪૫ જેમ માર્જનની ત્રણ ઋચાઓમાંથી એક ઋચાનો પાઠ આજે કરવામાં આવે, બીજીનો પાઠ કાલે કરવામાં આવે અને ત્રીજીનો પાઠ પરમદિવસે કરવામાં આવે તો તેથી શાસ્ત્રીયમાર્જનની સિદ્ધિ થતી નથી, અને રોટલી આજ ખાવામાં આવે, દાળ કાલ ખાવામાં આવે, ભાત પરમદિવસ ખાવામાં આવે અને શાક પેલે દિવસ ખાવામાં આવે

તો તેથી લૌકિકભોજનની સિદ્ધિ થતી નથી તેમ પ્રથમ કેટલોક કાલ અભ્યાસનું અનુષ્ઠાન કરવામાં આવે, અને તે પછી કેટલોક કાલ વૈરાગ્યનું અનુષ્ઠાન કરવામાં આવે તો તેથી ચિત્તવૃત્તિઓનો નિરોધ સિદ્ધ થતો નથી.

૧૬૪૬ જેમ નદીના મૂલમાંથી જલનો પ્રવાહ વહે છે તેમ ચિત્તમાંથી સર્વદા વૃત્તિઓનો પ્રવાહ વહ્યા કરે છે.

૧૬૪૭ જેમ શ્વાનશૂકરાદિને વિષ્ઠાજેવા અરમ્યપદાર્થોના ભક્ષણમાં પણ ગ્લાનિ પ્રતીત થતી નથી તેમ મહામોહથી અંધ થયેલા મનુષ્યોનેપણ શરીરના કુત્સિત અવયવોના ભોગોમાં લેશપણ ગ્લાનિ પ્રતીત થતી નથી.

૧૬૪૮ જેમ ધનુર્વિદ્યાના અભ્યાસનો પ્રથમ આરંભ કરનાર મનુષ્ય પહેલાં સ્થૂલપદાર્થને લક્ષ્યરૂપે લઇને તેનો વેધ કરે છે, પછી તેનાથી સૂક્ષ્મપદાર્થને લક્ષ્યરૂપે લઇ તેનો, ત્યાર પછી સૂક્ષ્મતરપદાર્થને લક્ષ્યરૂપે લઇ તેનો ને તત્પશ્ચાત્ સૂક્ષ્મતમપદાર્થને લક્ષ્યરૂપે લઇ તેનો વેધ કરે છે તેમ યોગાભ્યાસનો પ્રથમ આરંભ કરનાર યોગી શ્રીસદાશિવની કિંવા શ્રીવિષ્ણુની પ્રતિમા જે સ્થૂલ વિષય છે તેને ધ્યેયરૂપે લઇને ચિત્તમાં તેની પુનઃ પુનઃ ભાવનાનો અભ્યાસ કરી તે અભ્યાસના પરિપાકકાલે તે સ્થૂલવિષયના સ્વરૂપના અશેષવિશેષનો સાક્ષાત્કાર કરે છે. સ્થૂલવિષયનો યથાર્થ સાક્ષાત્કાર થયા પછી તે યોગી તેજ સ્થૂલવિષયમાં કારણરૂપે રહેલા તથા ઉત્તરોત્તર સૂક્ષ્મ એવા પંચતન્માત્રા, અહંકાર, મહત્તત્ત્વ ને પ્રકૃતિપર્યંતના પદાર્થોને ધ્યેયરૂપે લઈ તેની ભાવનાનો પરિપાક થયે તે સૂક્ષ્મવિષયના અશેષવિશેષનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરે છે. ત્યાર પછી તે યોગી ઇંદ્રિયોને ધ્યેયરૂપે લઈ તેની ભાવના કરે છે અને તે ભાવનાના પરિપાકકાલે ઇંદ્રિયાના ગોલકથી ભિન્ન ઇંદ્રિયોના સ્વરૂપના અશેષવિશેષનો સાક્ષાત્કાર કરે છે. તત્પશ્ચાત્ તે યોગી બુદ્ધિ વા અસ્મિતા જે ઇંદ્રિયોનું સૂક્ષ્મરૂપ છે અને જે ગ્રહણ કરનાર આત્માના તથા બુદ્ધિના એકપણાના જ્ઞાનરૂપ છે, ને તેમાં ગ્રહણ કરનારનો અંતર્ભાવ છે તેમાં ભાવના કરી તે ભાવનાના પરિપાકકાલે બુદ્ધિ અને પુરુષના ભેદનું જ્ઞાન જેને વિવેકખ્યાતિ કહે છે તેની પ્રાપ્તિ કરે છે.

૧૬૪૯ જેમ સુવર્ણને શોધવામાટે તેમાં નાંખેલું સીસું સુવર્ણમલને નિવૃત્ત કરી પોતે દગ્ધ થઈ જાય છે તેમ નિરોધજન્યસંસ્કારો એકાગ્રતાથી ઉપજેલા સંસ્કારોને નિવૃત્ત કરી પોતેપણ નિવૃત્ત થઈ જાય છે.

૧૬૫૦ જેમ વર્ષાઋતુની સમાપ્તિ પછી લગભગ મૃત્તિકાભાવને પામેલું દેડકાનું શરીર પુનઃ મેઘની જલધારાના સિંચનથી દેડકાના શરીરભાવને પામે છે તેમ વિદેહ અને પ્રકૃતિલય પોતે જેમાં લય પામ્યા હોય તેમાંથી અવધિને પામીને શરીરની પ્રાપ્તિને અનુભવે છે.

૧૬૫૧ જેમ સૂઈ ઊઠેલા પ્રાણીનું ચિત્ત વ્યુત્થાનાવસ્થાને પામી સંસારમાં પડે છે તેમ વિદેહ અને પ્રકૃતિલયપુરુષોને વિવેકખ્યાતિની પ્રાપ્તિ થયેલી ન હોવાથી તેઓનું સાધિકારચિત્ત લીન થયા છતાં પુનઃ વ્યુત્થાનાવસ્થાને પામી સંસારમાં પડે છે.

૧૬૫૨ જેમ જલમાં મગ્ન થયેલાનું પાછું ઉત્થાન થાય છે તેમ પ્રકૃતિમાં લીન થયેલાનુંપણ સંસ્કારોનો વિપાક થયે પાછું વ્યુત્થાન થાય છે (પ્રકૃતિમાં લીન થવાથીપણ કૃતાર્થપણું–કૈવલ્યભાવની પ્રાપ્તિ થતી નથી.)

૧૬૫૩ જેમ જયપરાજય વસ્તુતાએ યોદ્ધાઓમાં વર્તમાન છે તોપણ તે તેઓના સ્વામીમાં ઉપચારથી કથન કરાય છે તેમ કલેશાદિ વસ્તુતાએ ચિત્તમાં વર્તમાન છતાંપણ સાંસારિકપુરુષમાં તે ઉપચારથી કથન કરાય છે.

૧૬૫૪ જેમ નાટકમંડલમાંનો કોઈ નટ સ્રીનો વેશ ધારણ કરી તે તે ચેષ્ટાઓને દેખાડતો છતોપણ ભ્રાંતીને પ્રાપ્ત થતો નથી તેમ ચિત્તરૂપ અવિદ્યાને અવિદ્યારૂપ જાણી તેને પોતાની ઇચ્છાથી ગ્રહણ કરનારા ઈશ્વરપણ ભ્રાંતિને પામતા નથી.

૧૬૫૫ જેમ રાત્રિએ કોઈ પુરુષ "મારે કાલે પ્રાતઃકાલે ઊઠવું છે" એવો સંકલ્પ કરીને સૂતો હોય તો તે સંકલ્પના સંસ્કારથી તે પુરુષ પ્રાતઃકાલેજ ઊઠે છે તેમ પૂર્વસર્ગના અંતમાં કરેલા સંકલ્પના સંસ્કારથી ઈશ્વરનું ચિત્તસત્ત્વ મહાપ્રલયની અવધિમાં ને નવા સર્ગના આરંભમાં શ્રીઈશ્વરને પ્રાપ્ત થાય છે.

૧૬૫૬ જેમ એક શાસ્ત્રનો અભ્યાસ તેના જેવા અર્થવાળા અન્ય-શાસ્ત્રના અભ્યાસમાં ઉપયોગી થાય છે તેમ ઈશ્વરનું જ્ઞાન બુદ્ધિ આદિના સાક્ષી, પુરુષના જ્ઞાનમાં ઉપયોગી થાય છે.

૧૬૫૭ જેમ પોતાને રાજ્ય ન મળ્યું હોય પણ જેમાં પોતાને હુંપણાની બુદ્ધિ છે એવા પોતાના પુત્રને રાજ્યની પ્રાપ્તિ થઈ હોય તો તે રાજ્ય પોતાનેજ પ્રાપ્ત થયાના જેવું પિતાને લાગે છે તેથી તેને તેમાં રાગ થતો નથી તેમ સુખીજનોમાં મિત્રપણાની ભાવના કરવાથી પોતાને તેવા સુખની અપ્રાપ્તિ છતાંપણ અન્યજનોને જે સુખની પ્રાપ્તિ થઈ તે પોતાનેજ પ્રાપ્તિ થઈ એમ સમજાય છે તેથી તેના ચિત્તમાંનો રાગ નિવૃત્ત થવાથી, વર્ષાનો અભાવ થવાથી જેમ જલ નિર્મલ થાય છે તેમ તેનું ચિત્ત નિર્મલ થાય છે.

૧૬૫૮ જેમ પર્વતની ધાતુના મલો ધમવાથી બળી જાય છે તેમ ઇંદ્રિયોએ કરેલા દોષો પ્રાણના નિગ્રહથી બળી જાય છે.

૧૬૫૯ જેમ અનાત્મપદાર્થની ધારણા કરવાથી અનાત્મવસ્તુનો સાક્ષાત્કાર થાય છે તેમ આત્માની ધારણા કરવાથી આત્માનો સાક્ષાત્કાર થાય છે.

૧૬૬૦ જેમ મૈત્ર્યાદિ ભાવનાઓ પરિકર્મ એટલે ચિત્તના સ્થિરપણાના હેતુરૂપ ચિત્તની નિર્મલતાનાં સાધનો છે તેમ વિષયવતીપ્રવૃત્તિ પણ પરિકર્મ છે.

૧૬૬૧ જેમ ઉત્તમ ખાણમાંથી નીકળેલો અતિનિર્મલસ્ફટિકમણિ, જપાકુસુમાદિ ઉપાધિના સાન્નિધ્યથી, પોતે શુદ્ધસ્વરૂપ છતાંપણ તે તે ઉપાધિના રંગરૂપવાળો પ્રતીત થાય છે તેમ ધ્યાનાદિરૂપ અભ્યાસ અને વૈરાગ્યથી રાજસતામસ પ્રમાણાદિ વૃત્તિઓરૂપ મલની જેમાંથી નિવૃત્તિ થઈ છે એવું સ્વચ્છચિત્ત ક્રમથી સ્થૂલસૂક્ષ્મરૂપ ગ્રાહ્યમાં, ઇંદ્રિયોરૂપ ગ્રહણમાં અને અસ્મિતારૂપ ગ્રહીતૃમાં સ્થિત થઈ પોતાના વિષયીત્વ-સ્વરૂપના અભિભવવડે ગ્રાહ્યાદિરૂપે પ્રતીત થાય છે.

૧૬૬૨ જેમ મલયુક્તસ્ફટિકમણિ જપાકુસુમાદિના યથાર્થરંગરૂપને ગ્રહણ કરી શકતો નથી તેમ રાજસતામસવૃત્તિઓરૂપ મલવાળું ચિત્ત યથાર્થરીતે ગ્રાહ્યાદિના આકારને ગ્રહણ કરી શકતું નથી.

૧૬૬૩ જેમ જેણે શેરડીના રસનું તથા દૂધનું માધુર્ય જાણ્યું નથી તેને શેરડીના રસમાં ને દૂધમાં જે માધુર્યનો ભેદ તે શબ્દવડે યથાર્થ સમજાવી શકાય નહિ તેમ શ્રીસદ્ગુરુથી પણ વસ્તુના અશેષવિશેષો વાણીવડે સાધકને સમજાવી શકાતા નથી.

૧૬૬૪ જેમ પર્વતપર રહેલો મનુષ્ય ભૂમિપર રહેલા મનુષ્યોને જુએ છે તેમ શોકરહિત થયેલો પ્રાજ્ઞ પ્રજ્ઞાના પ્રકાશની ઉત્તમતાવડે પોતાને સર્વેની ઉપર જોતો છતો ત્રણ પ્રકારનાં દુઃખોથી ગ્રસિત અને શોક કરતા સર્વે જનોને જુએ છે.

૧૬૬૫ જેમ કાષ્ઠને બાળી રહ્યા પછી અગ્નિ પોતાના સામાન્યરૂપમાં લીન થાય છે તેમ દીર્ઘકાલપર્યંત અસંપ્રજ્ઞાતના પુનઃ પુનઃ અનુષ્ઠાનથી નિર્બીજસમાધિના સંસ્કારોની વૃદ્ધિ થવાથી ચિત્ત પોતાની સ્થિતિના કારણરૂપ અધિકારનો અભાવ થવાથી પોતાની પ્રકૃતિમાં અત્યંત લીન થાય છે.

૧૬૬૬ જેમ શ્વાને બોટેલું દૂધ કોઇપણ સુઘડમનુષ્ય પ્રસન્નતાથી પીતો નથી તેમ અતિપ્રયત્નવડે સિદ્ધ કરેલું તપ કામનાથી દૂષિત થયું હોય તો તે તપથી શ્રીમહેશ્વર પ્રસન્ન થતા નથી.

૧૬૬૭ જેમ દગ્ધ થયેલું બીજ અંકુરાદિને ઉત્પન્ન કરી શકતું નથી વા જેમ અગ્નિવડે જેની અંકુરોત્પાદકશક્તિ દગ્ધ થઇ ગઇ છે એવાં બીજો પુનઃ ઊગતાં નથી તેમ વિવેકખ્યાતિવડે દગ્ધ થયેલા કલેશો સજાતીય નવા સંસ્કારાદિને ઉપજાવી શકતા નથી વા તેમ વિવેકખ્યાતિ-રૂપ અગ્નિવડે જેની કાર્ય કરવાની શક્તિ દગ્ધ થઇ ગઇ છે એવા કલેશોથી પુનઃ શરીરની પ્રાપ્તિ થતી નથી.

૧૬૬૮ જેમ દૂધમાં દહીં શક્તિમાત્રરૂપે સ્થિત છે તેમ વિદેહ અને પ્રકૃતિલયના બીજભાવને પામેલા કલેશો શક્તિમાત્રરૂપે સ્થિત છે. (તેમને વંધ્યત્વ પમાડનારું વિવેકખ્યાતિવિના અન્ય કારણ નથી.)

૧૬૬૯ જેમ ઉત્તમ વાંસમાં મોતી પ્રવેશ કરે છે તેમ જેનો આ છેલ્લો જન્મ હોય તેનામાંજ શીઘ્ર નિર્મલવિદ્યા પ્રવેશ કરે છે.

૧૬૭૦ જેમ અગ્નિ આદિમાં દાહાદિ શક્તિ જ્યાંસુધી તે અગ્નિ

આદિ દ્રવ્ય હોય ત્યાંસુધી કોઈપણ પ્રકારે રહે છે તેમ ચિત્ત રહે ત્યાંસુધી ક્લેશોપણ કોઈપણ પ્રકારે રહે છે.

૧૬૭૧ જેમ મધ્યસ્થપણાનો એટલે હેયોપાદેયજ્ઞાનના રહિતપણાનો ભાવ રાગદ્વેષનો વિરોધી છે તેમ પુરુષ અને બુદ્ધિના ભેદનું દર્શન અસ્મિતાનું વિરોધી છે, "મારું મરણ ન થાય અને હું જીવું તો ઠીક" એવા મરણત્રાસની નિવૃત્તિ રાખવી એ અભિનિવેશની વિરોધી છે અને સમ્યગ્જ્ઞાન અવિદ્યાનું વિરોધી છે.

૧૬૭૨ જેમ એકજ પુરુષના બાલક, તરુણ અને વૃદ્ધાદિરૂપ વિભાગ છે તેમ ક્લેશોનોપણ પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન અને ઉદાર એ ચાર અવસ્થારૂપ વિભાગ છે.

૧૬૭૩ જેમ વિદેહ અને પ્રકૃતિલયના ક્લેશોની પ્રસુપ્તાવસ્થા છે તેમ ક્રિયાયોગીઓના ક્લેશોની તનુઅવસ્થા છે અને વિષયમાં આસક્તિ રાખનારાઓના ક્લેશોની વિચ્છિન્ન અને ઉદારઅવસ્થા છે.

૧૬૭૪ જેમ ધનાદિના નાશવડે ઉત્પન્ન થતા દુઃખનો જેણે અનુભવ કર્યો હોય તેવાનેજ "મારું ધન નાશ ન પામો, સર્વદા રહો" એવી ધનાદિમાં પ્રાર્થના જોવામાં આવે છે તેમ જેણે મરણધર્મનો પૂર્વજન્મમાં અનુભવ કર્યો હોય તેનામાંજ "મારું મરણ ન થાય અને હું જીવતો રહું" એવી ઇચ્છાવિશેષરૂપ પ્રાર્થના (તત્ત્વજ્ઞાનરહિત સર્વપ્રાણીઓમાં) જોવામાં આવે છે.

૧૬૭૫ જેમ યોગાગ્નિવડે વ્યુત્થાનસંસ્કારનો દાહ થાય છે તેમ જ્ઞાનાગ્નિવડેપણ ક્લેશો અને તેમની વાસનાઓનો માત્ર દાહજ થાય છે પણ તેમનો વિનાશ થતો નથી.

૧૬૭૬ જેમ વસ્ત્રમાંનો સ્થૂલમલ તે વસ્ત્રને વાયુમાં ઝાટકવાથી કિંવા પાણીવડે ધોવાથી દૂર થઈ જાય છે, સૂક્ષ્મમલ ખાર આદિનો સંયોગ કરી ઉષ્ણજલવડે ધોવાથી નીકળી જાય છે અને મલના સંસ્કાર તો વસ્ત્રનો નાશ થયે નિવૃત્ત થાય છે, તેમ ઉદારાવસ્થાને પામેલા ક્લેશો ક્રિયાયોગાદિવડે તનુ થાય છે, ક્રિયાયોગાદિવડે તનુ થયેલા ક્લેશો પ્રસંખ્યાનરૂપ અગ્નિવડે દગ્ધબીજભાવને પામે છે અને પ્રસંખ્યાનરૂપ

અગ્નિવડે દગ્ધબીજભાવને પામેલા કલેશો ચિત્તના પ્રલયવડે વિલીન થાય છે, અથવા તેમ કલેશોની સ્થૂલવૃત્તિઓ ક્રિયાયોગથી અને સૂક્ષ્મ-વૃત્તિઓ વિચાર તથા ધ્યાનથી દૂર કરી શકાય છે.

૧૬૭૭ જેમ ફોતરાંરૂપ સહકારિકારણથી યુક્ત તથા દગ્ધબીજ-ભાવને નહિ પામેલી ડાંગર ઊગવાના સામર્થ્યવાળી છે પણ ફોતરાં-રહિત થયેલી તથા ઉષ્ણતાદિવડે દગ્ધબીજભાવને પામેલી ડાંગર ઊગવાના સામર્થ્યવાળી નથી તેમ અવિદ્યાદિ કલેશરૂપ સહકારિકારણ-વાળો ધર્માધર્મરૂપ કર્માશય ફલ આપનારો થાય છે, પણ કલેશરહિત થયેલો અથવા પ્રસંખ્યાનરૂપ અગ્નિવડે કલેશબીજભાવ જેનો દગ્ધ થયો છે એવો કર્માશય ફલ આપનારો થતો નથી.

૧૬૭૮ જેમ માછલાં પકડવાની જાલ સર્વભણીથી ગ્રથીઓવડે યુક્ત હોય છે તેમ ચિત્ત અનેક અનુભવપૂર્વિકા વાસનાઓવડે વ્યાપેલું હોય છે.

૧૬૭૯ જેમ ધાન્યનાં બીજો સાથે ઉત્પન્ન થયેલાં તૃણનાં બીજો તેઓની સાથેજ કોઠીમાં રાખ્યાં હોય તો તેમને ધાન્યનાં બીજોની સાથેજ વાવવાનું બને છે, પણ તેમને સ્વતંત્રપણે વાવવાનો યોગ આવતો નથી, તેમ જ્યોતિષ્ટોમાદિક પ્રધાનયાગના અંગપણાવડે અનુ-ષ્ઠાન કરેલી પશુહિંસાદિનું પ્રધાનકર્મના વિપાકસમયમાં ફલોન્મુખપણું છે પણ સ્વતંત્રપણે ફલદાનનું સામર્થ્ય નથી (આવાપગમન).

૧૬૮૦ જેમ કર્મોનું મૂલ કલેશો છે તેમ વિપાકોનું મૂલ કર્માશય છે.

૧૬૮૧ જેમ આધ્યાત્મિકાદિ દુઃખો સર્વજીવોને પ્રતિકૂલરૂપે પ્રતીત થાય છે તેમ વિષયજનિતસુખના અનુભવસમયમાંપણ યોગીઓને તેમાં પ્રતિકૂલરૂપ સૂક્ષ્મદુઃખની પ્રતીતિ હોય છે.

૧૬૮૨ જેમ અનુભવરૂપ જ્ઞાનના સંસ્કારો પડે છે તેમ શુભાશુભ-કર્મથીપણ સંસ્કારો પડે છે.

૧૬૮૩ જેમ ઊનનો તાંતણો નેત્રગોલકમાં પડવાથી તેને સ્પર્શવડે દુઃખ ઉપજાવે છે, પણ શરીરના અન્ય અવયવોને તે સ્પર્શવડે દુઃખ ઉપજાવતો નથી તેમ પરિણામદુઃખતા, નેત્રગોલકજેવા યોગીનેજ પીડા કરે છે, પણ માત્ર શબ્દાદિવડે પરિણામદુઃખના જ્ઞાતા અન્ય-

પ્રાકૃતજનો જેઓ બુદ્ધિ, ઇંદ્રિયો અને શરીરમાં અહંતાવાળા અને સ્ત્રીપુત્રાદિમાં મમતાવાળા છે તેમને તે પીડા કરતી નથી.

૧૬૮૪ જેમ દીવાની શિખા દ્રવ્યરૂપ છે તેમ બુદ્ધિવૃત્તિપણ દ્રવ્યરૂપ છે. (તેથીજ બુદ્ધિવૃત્તિઓનું સુખાદિગુણયુક્તપણું સંભવે છે.)

૧૬૮૫ જેમ વર્ષાની નિવૃત્તિ થયે તૃણાદિ મૃત્તિકાના ભાવને પ્રાપ્ત થાય છે, પણ પુનઃ વર્ષાકાલમાં પાછાં પૂર્વરૂપે પ્રકટ થાય છે, તેમ પ્રલયાવસ્થામાં પુરુષ અને બુદ્ધિનો સ્વસ્વામિભાવસંબંધ અંતઃકરણની સાથે પ્રધાનના સમપણાને પ્રાપ્ત થયો છતાંપણ સર્ગના આદિમાં તે પુનઃ તેવોજ ઉત્પન્ન થાય છે.

૧૬૮૬ જેમ જલથી ભરેલા એક ક્યારામાંથી બીજા ક્યારામાં જલ લઈ જવાને ઇચ્છતો ખેડુત તે જલને હાથવડે ખેંચતો નથી, કિંતુ જલને પ્રતિબંધ કરનાર ક્યારાની પાળનું ભેદન કરે છે, તેમ કરવાથી જલ પોતેજ અન્ય ક્યારામાં જાય છે, તેમ ધર્માધર્મ પ્રકૃતિની પ્રવૃત્તિમાં પ્રયોજક નથી કિંતુ તે ધર્માદિથી પ્રતિબંધકનો ભેદ થાય છે તેથી પ્રકૃતિ પોતેજ યથાયોગ્ય પરિણામ પામે છે.

૧૬૮૭ જેમ બુદ્ધિમાં રહેલા બંધમોક્ષનું પુરુષમાં અધ્યારોપવડે અસ્તિત્વ છે તેમ સ્વરૂપમાત્રવડે પદાર્થના જ્ઞાનરૂપ ગ્રહણ, જ્ઞાત થયેલા પદાર્થના સ્મરણરૂપ ધારણ, પદાર્થમાં રહેલા વિશેષધર્મોને કલ્પનાથી જાણવારૂપ ઊહ, આરોપણ કરેલા ધર્મોની યુક્તિવડે નિવૃત્તિરૂપ અપોહ, ઊહાપોહવડે વસ્તુના નિશ્ચયરૂપ તત્ત્વજ્ઞાન અને તે તત્ત્વના નિશ્ચયપૂર્વક ગ્રહણ તથા ત્યાગરૂપ અભિનિવેશ એ સર્વ બુદ્ધિમાં રહેલાં છે, અને પુરુષ તેમના ફલનો પ્રતિબિંબવડે ભોક્તા હોવાથી પુરુષમાં તેમનું આધ્યારોપવડે અસ્તિત્વ છે.

૧૬૮૮ જેમ સમગ્રદૂધનો દધિરૂપ પરિણામ થાય છે તેમ સમગ્રપ્રકૃતિ તથા મહત્તત્ત્વાદિનો પોતપોતાના કાર્યરૂપ પરિણામ થતો નથી, કિંતુ જેમ સમુદ્રના એકદેશનોજ લવણરૂપ પરિણામ થાય છે તેમ પ્રકૃતિ તથા મહત્તત્ત્વાદિના એકદેશનો પોતપોતાના કાર્યરૂપ પરિણામ થાય છે.

૧૯૮૯ જેમ શયન, આસન અને અભ્યંગ એ ભૂમિ આદિ અન્યની સાથે મળીને પોતાનું કાર્ય કરે છે માટે તે તેનો ઉપભોગ કરનારને અર્થે હોવાથી પરાર્થ છે તેમ બુદ્ધિપણ ક્લેશાદિ તથા વિષયાદિની સાથે મળીને પોતાનું કાર્ય કરે છે માટે તે તેના ભોક્તાને અર્થે હોવાથી પરાર્થ છે.

૧૯૯૦ જેમ નિર્મલજલમાં ઉપરાગ નહિ પામેલો ચંદ્રપણ ઉપરાગ પામ્યાજેવો થઈ જલને પોતાના (ચંદ્રના) જેવું કરે છે તેમ ઉપરાગ નહિ પામેલી ચિતિશક્તિ ઉપરાગ પામ્યાજેવી થઈ બુદ્ધિવૃત્તિને પોતાના જેવી જણાવે છે.

૧૯૯૧ જેમ અંધપુરુષને રૂપ દેખાતું નથી તેથી ચક્ષુવાળાનેપણ રૂપ દેખવાનો અભાવ પ્રાપ્ત થતો નથી તેમ મુક્તને દૃશ્યના દર્શનનો અભાવ થવાથી અન્યને દૃશ્યના દર્શનનો અભાવ પ્રાપ્ત થતો નથી.

૧૯૯૨ જેમ ચક્ષુ રૂપમાં પ્રમાણ છતાંપણ રસાદિમાં અપ્રમાણ છે તેમ શબ્દાદિનું જ્ઞાનજ વિવેકખ્યાતિરૂપ દર્શનથી ભિન્નહોવાથી અદર્શન છે પણ સત્ત્વપુરુષની અન્યતાનું જ્ઞાન અદર્શન નથી.

૧૯૯૩ જેમ જીવતો ષંઢ (નપુંસક) પ્રજોત્પત્તિ કરી શકે નહિ અને મુઆ પછી કરશે એમ માનવું વૃથા છે તેમ બુદ્ધિસત્ત્વ તથા પુરુષના અન્યપણાનું વિદ્યમાન જ્ઞાન ચિત્તનિવૃત્તિરૂપ કૈવલ્યને ઉત્પન્ન કરી શકતું નથી, અને જ્ઞાનપ્રસાદમાત્ર પરવૈરાગ્યવડે નાશ પામ્યા પછી એટલે સંસ્કારસહિત નિરુદ્ધ થયા પછી કૈવલ્યને ઉત્પન્ન કરી શકશે એમ માનવુંપણ વૃથા છે.

૧૯૯૪ જેમ કુહાડો છેદવાયોગ્ય વૃક્ષનો મૂલથી વિયોગ કરે છે તેમ યોગાંગોનું અનુષ્ઠાન બુદ્ધિસત્ત્વનો અશુદ્ધિથી વિયોગ કરે છે.

૧૯૯૫ જેમ ધર્મ એ સુખની પ્રાપ્તિનું કારણ છે તેમ યોગાંગોનું અનુષ્ઠાન અશુદ્ધિની નિવૃત્તિદ્વારા વિવેકખ્યાતિનું પ્રાપ્તિકારણ છે.

૧૯૯૬ જેમ હાથીના પગલામાં પગે ચાલનારાના પગવડે પડેલાં અન્ય સર્વપગલાં અંતર્ભાવ પામે છે તેમ સત્યાદિ ધર્મ અને અર્થ એ સર્વપણ અહિંસામાં અંતર્ભાવ પામે છે.

૧૬૯૭ જેમ ઘનીભૂત રૂનો પિંડો પીંજીને ફેલાવ્યો છતો વિરલ-પણાવડે દીર્ઘ અને સૂક્ષ્મ થાય છે તેમ પ્રાણપણ દેશ, કાલ અને સંખ્યાના અધિકપણાવડે અભ્યાસ કરવાથી દીર્ઘ (ઘણા દેશમાં વ્યાપ-નાર તથા ઘણા કાલપર્યંત સ્થિર રહેનાર) થાય છે, અને દુર્લક્ષપણા-વડે સૂક્ષ્મ થાય છે.

૧૬૯૮ જેમ ધમવાથી ધાતુઓના મલો બળી જાય છે તેમ પ્રાણના નિરોધથી ઇંદ્રિયોના દોષો બળી જાય છે.

૧૬૯૯ જેમ મધમાખીઓ મધુકરરાજને (મધમાખીની રાણીને) અનુસરે છે, એટલે તે ઊડે છે તો તેઓ તેની પછવાડે ઊડે છે અને તે કોઇ સ્થલે બેસે છે તો તેઓ તેની પછવાડે તે સ્થલે બેસે છે તેમ ચિત્તને અનુસરનારી ઇંદ્રિયો ચિત્તના નિરોધેજ નિરુદ્ધ કરાય છે, તેમાં અન્ય યત્નની અપેક્ષા રહેતી નથી.

૧૭૦૦ જેમ ઉંચી મેડીપર ચઢનાર મનુષ્ય ક્રમથી પગથીએ પગથીએ ચઢી ઉપર જાય છે, ઠેકડો મારીને ઉપર જતો નથી તેમ સાધકયોગીએ પણ પ્રથમ સ્થૂલવિષયરૂપ પૂર્વભૂમિનો જય કરી પછી સૂક્ષ્મવિષયરૂપ ઉત્તરભૂમિનો જય કરવા પ્રયત્ન કરવો, અને તેનો જય કરી સામર્થ્યની વૃદ્ધિ થયે પ્રાંતભૂમિમાં પહોંચવું (અહીં ગ્રાહ્યસમાપત્તિને પૂર્વભૂમિ જાણવી, ગ્રહણસમાપત્તિને ઉત્તરભૂમિ જાણવી ને ગ્રહીતૃસમાપત્તિને પ્રાંત-ભૂમિ જાણવી.)

૧૭૦૧ જેમ તડકામાં પ્રસારેલું ભીનુંવસ્ત્ર શીઘ્ર સૂકાઈ જાય છે તેમ સોપક્રમકર્મો પોતાના ફલને આપીને શીઘ્ર સમાપ્ત થાય છે.

૧૭૦૨ જેમ છાયામાં વિંટાળીને મૂકેલું ભીનુંવસ્ત્ર બહુ સમય વ્યતીત થાય ત્યારે સૂકાય છે તેમ નિરુપક્રમકર્મો કાલાંતરે ફલ આપીને સમાપ્ત થાય છે.

૧૭૦૩ જેમ સૂર્યનો ઉદય થવાનું પ્રથમ જ્ઞાપક–ચિન્હ–પ્રભા છે તેમ વિવેકજ્ઞાનનો ઉદય થવાનું પ્રથમ લિંગ પ્રાતિભજ્ઞાન છે.

૧૭૦૪ જેમ જે પુરુષ જન્મથીજ ધનહીન હોય તે પુરુષ અલ્પ-ધનના લાભને અધિકફલરૂપ માનીને પોતાને કૃતાર્થ સમજે છે તેમ

વિક્ષિપ્તચિત્તનેજ ઐશ્વર્યો સિદ્ધિઓરૂપ પ્રતીત થાય છે, પણ સમાહિત-ચિત્તને તે ઐશ્વર્યો સિદ્ધિઓરૂપ પ્રતીત થતાં નથી, તે યોગી તો તે સર્વેને વિઘ્નરૂપ જાણે છે કેમકે પુરુષના સાક્ષાત્કારમાં તે પ્રતિબંધક છે.

૧૭૦૫ જેમ એક પુષ્પપરથી ઊડનારા મધુકરરાજની (મધમાખીની રાણીની) પછવાડે સર્વમધમાખીઓ ઊડે છે, અને તે મધુકરરાજ જ્યારે અન્ય પુષ્પપર સ્થિતિ કરે છે ત્યારે તેની પછવાડે તે મધ-માખીઓ પણ તે પુષ્પપર સ્થિતિ કરે છે તેમ ઇંદ્રિયોપણ ચિત્તના નીકળ્યા પછી પૂર્વશરીરમાંથી નીકળે છે, ને તે ચિત્તનો પરશરીરમાં પ્રવેશ થયા પછી તેઓપણ પરશરીરમાં પ્રવેશ કરે છે.

૧૭૦૬ જેમ માટીના ઢેફા આદિના અનુક્રમે વિભાગ કરતાં કરતાં જે અવયવનો વિભાગ નજ થઈ શકે એવું જે અત્યંત સૂક્ષ્મ અપ-કર્ષપર્યંતદ્રવ્ય તે પરમાણુ કહેવાય છે તેમ પરમઅપકર્ષપર્યંત જે અતિસૂક્ષ્મ નિર્વિભાગ કાલ છે તે ક્ષણ કહેવાય છે.

૧૭૦૭ જેવી રીતે ક્ષણના સમાહારરૂપ (એકકાલમાં સ્થિતિરૂપ) ક્રમ અવાસ્તવ છે તેવી રીતે ક્ષણના સમાહારરૂપ જે વિપલ, પલ, ઘડી, મુહૂર્ત, પ્રહર, અહોરાત્ર, પક્ષ, માસ, ઋતુ, અયન ને સંવત્સરાદિ-રૂપ કાલ છે તે પણ અવાસ્તવ છે.

૧૭૦૮ જેમ ધર્મ પ્રકૃતિના અનુપ્રવેશમાં નિમિત્ત છે તેમ અધર્મ-પણ પ્રકૃતિના અનુપ્રવેશમાં નિમિત્ત છે.

૧૭૦૯ જેમ સૂર્ય અસ્તકાલે કિરણસમૂહને આકર્ષી લે છે તેમ યોગી પોતે નિર્માણ કરેલાં શરીરોવડે વિષયોને ભોગવીને પાછાં તે શરીરોને નિવૃત્ત કરી દે છે.

૧૭૧૦ જેમ મનુષ્ય પોતાના મનવડે સ્વશરીરમાંની નેત્રાદિ ઇંદ્રિ-યોને પોતાની ઇચ્છાપ્રમાણે પ્રેરણા કરે છે તેમ યોગી અન્યશરીરોમાં રહેલાં મનોને પોતાના મનથી પ્રેરણા કરે છે.

૧૭૧૧ જેમ ઘટ અને રાજમંદિરરૂપ અલ્પ અને મહાન્ આશ્રયના ભેદથી દીવાનો પ્રકાશ સંકોચવાળો અને વિકાસવાળો થાય છે તેમ કીડી અને હાથીરૂપ અલ્પ અને મહાન્ આશ્રયના ભેદથી ચિત્તપણ સ્વલ્પ અને મહત્પરિણામવાળું થાય છે.

૧૭૧૨ જેમ મીઠાંની ખાણુમાં નાંખી દીધેલા પરસ્પર વિજાતીય, અશ્વ, મહિષ, ઉંટ અને હાથી આદિકનો એક મીઠારૂપ પરિણામ થાય છે તથા જેમ પરસ્પર વિરુદ્ધ તેલ, વાટ અને અગ્નિનો એક દીવારૂપ પરિણામ થાય છે તેમ વિજાતીય ત્રણ ગુણોનોપણ એક મહત્તત્ત્વરૂપ પરિણામ થાય છે.

૧૭૧૩ જેમ નિર્મલજલમાં પડેલું ચંદ્રનું પ્રતિબિંબ પોતાની ક્રિયાવિનાજ કેવલ પ્રતિબિંબના આધાર જલના ચંચલ થવાથી ચંચલ પ્રતીત થાય છે તેમ ચિત્તમાં પડેલું ચેતનનું પ્રતિબિંબપણ પોતાના વ્યાપારવિના પ્રતિબિંબના આધાર ચિત્તના આકારજેવું પ્રતીત થાય છે.

૧૭૧૪ જેમ જપાપુષ્પના સંસર્ગથી સ્ફટિક રક્ત પ્રતીત થાય છે તેમ ચિત્તવૃત્તિના સંસર્ગથી પુરુષ ચિત્તવૃત્તિના જેવો જણાય છે, ચિત્તની પેઠે તે પરિણામ પામતો નથી.

૧૭૧૫ જેમ એકજ સ્વચ્છસ્ફટિકમણિ પોતાના બંને ભાગમાં સ્થિત રક્તપુષ્પ અને નીલપુષ્પના પ્રતિબિંબથી અને પોતાના શુદ્ધરૂપથી એમ ત્રણ રૂપવાળો પ્રતીત થાય છે તેમ એકજ ચિત્ત વિષયના અને વિષયીના (આત્માના) પ્રતિબિંબથી અને પોતાના રૂપથી ગ્રહીતાગ્રહણગ્રાહ્યસ્વરૂપ થયું છતું ત્રણરૂપવાળું થાય છે. (ચિત્ત આત્માના પ્રતિબિંબથી ગ્રાહકાકાર, પોતાના રૂપથી ગ્રહણાકાર અને વિષયના પ્રતિબિંબથી ગ્રાહ્યાકાર પ્રતીત થાય છે તેથીજ તે ચિત્ત સર્વાર્થ એટલે ચેતનાચેતન સર્વને વિષય કરનારું થાય છે.

૧૭૧૬ જેમ વર્ષાઋતુમાં તૃણોનાં અંકુરોનો પ્રાદુર્ભાવ જોઈને તે તૃણોનાં બીજોની સત્તાનું અનુમાન કરવામાં આવે છે તેમ જે પુરુષને વૈરાગ્યબોધક વચનોથી યુક્ત સાંખ્ય, યોગ ને વેદાંતરૂપ મોક્ષમાર્ગના શ્રવણથી રોમાંચ તથા હર્ષપુરસ્સર અશ્રુપાત થાય તે પુરુષને વિવેકજ્ઞાનના બીજભૂત તથા અપવર્ગના સાધનરૂપ જે યમનિયમાદિક કર્મ છે તે પૂર્વજન્મનાં અનુષ્ઠિત છે, અને તેના ચિત્તમાં આત્મભાવ ભાવનાનો ઉદયપણ છે એમ અનુમાનથી જાણવું.

૧૭૧૭ જેમ વિવેકાભ્યાસરૂપ પ્રસંખ્યાનઅગ્નિથી દગ્ધબીજભાવ

પામેલા અવિદ્યાદિ ક્લેશો પોતાના અંકુરોત્પાદનમાં અસમર્થ થઈ જાય છે તેમ વિવેકાભ્યાસરૂપ પ્રસંખ્યાનઅગ્નિથી દગ્ધબીજભાવને પામેલા પૂર્વના વ્યુત્થાનસંસ્કારોપણ અન્ય પ્રત્યયોને ઉત્પન્ન કરવામાં સમર્થ થતા નથી.

૧૭૧૮ જેમ જ્યાંસુધી અરણ્યમાં મહાબલવાન્ સિંહ ગર્જના કરતો નથી ત્યાંસુધી શીઆળો ત્યાં ગર્જના કરે છે તેમ જ્યાંસુધી મનુષ્યના સમૂહમાં લોકોત્તર એવા વેદાંતસિદ્ધાંતની યથાર્થગર્જના થતી નથી ત્યાંસુધી ત્યાં અન્ય લૌકિકશાસ્ત્રોના સિદ્ધાંતોની મિથ્યા-ગર્જના થયા કરે છે.

૧૭૧૯ જેમ રજ્જુમાં સર્પનો ભાસ થવાથી રજ્જુમાં દ્વૈતની સિદ્ધિ થતી નથી, અને જેમ આકાશમાં નીલતાનો ભાસ થવાથી આકાશમાં દ્વૈત સિદ્ધ થતું નથી, તેમ આ દૃશ્યવિશ્વના ભાસથી પરમાત્માના ચિદાકારસ્વરૂપમાં દ્વૈતની સિદ્ધિ થતી નથી.

૧૭૨૦ જેમ ચંદન અને અગર આદિક સ્વાભાવિક સુગંધવાળા પદાર્થો જલાદિક ઉપાધિના સંબંધથી ભીના થઈ તેમાં તે ઉપાધિએ કરેલો મિથ્યાદુર્ગંધ પ્રતીત થાય છે, પછી તે ચંદનાદિકને ઘસવાથી બહારનો દુર્ગંધ અત્યંત દૂર થઈ તેમનો સ્વાભાવિકસુગંધ પ્રતીત થાય છે તેમ પોતાના આત્મસ્વરૂપમાં કલ્પિત અવિદ્યાના કાર્ય કર્તા-ભોક્તાપણાથી માંડીને જે દ્વૈતરૂપ સર્વ નામ, રૂપ ને કર્મ છે, તે નામાદિવાળા વિકારોનો સમૂહ પરમાર્થસત્ય આત્માની ભાવનાથી ત્યાગ કરેલો થાય છે, વા તેમ અંતઃકરણમાં રહેલી અસંખ્ય ને દુર્ભેદ્ય વિષયવાસનારૂપ ધૂળવડે બહુજ દબાઈ ગયેલી (નહિ ઉદય પામેલી) શુદ્ધાત્માની વાસના બુદ્ધિને વારંવાર આત્માકાર કરવારૂપ બુદ્ધિના અતિસંઘર્ષણથી અતિશુદ્ધ (થઈ છતી અગર) ચંદનના સુગંધની પેઠે સ્પષ્ટ અનુભવાય છે.

૧૭૨૧ જેમ કોઈ શુદ્ધપુરુષમાં કુકર્મનો મિથ્યારોપ કરવો તે તેનો શસ્ત્રવિના વધ કર્યો ગણાય છે તેમ નિષ્પાપાદિ સ્વભાવવાળા આત્મામાં પાપીપણાદિકનો આરોપ કરવો તે પણ તેનું હનનજ ગણાય છે.

૧૭૨૨ જેમ દાહક અને પ્રકાશક છતાંપણ અગ્નિ પોતાને બાળતો નથી અને પ્રકાશતો નથી તેમ મન બ્રહ્મને વિષય કરી શકતું નથી. (કેમકે અંતઃકરણ અન્યવસ્તુના સંકલ્પનું તથા નિશ્ચયનું કરનારું છતાં પણ પોતાના સંકલ્પને અને નિશ્ચયને કરી શકતું નથી, ને અંતઃકરણનું સ્વરૂપપણ બ્રહ્મ છે તેથી તે બ્રહ્મવિષે અંતઃકરણપણ જઈ શકતું નથી.)

૧૭૨૩ જેમ કાષ્ઠાદિ બાળનારો અગ્નિ અગ્નિથી બાળવાને શક્ય નથી તેમ જાણનારો જાણનારને જાણવા સમર્થ નથી.

૧૭૨૪ જેમ લોકમાં છીપ આદિકના સ્વરૂપને જાણનારા પુરુષોને અધ્યસ્ત રજતાદિ અજ્ઞાત હોય છે, અને છીપ આદિક અધિષ્ઠાનને નહિ જાણનારાઓને રજતાદિ અધ્યસ્ત જ્ઞાન હોય છે તેમ બ્રહ્મવિષે જ્ઞાનની વિષયતારૂપ ધર્મ અધ્યસ્ત હોવાથી તત્ત્વવેત્તાને તે બ્રહ્મ જ્ઞાત-(જ્ઞાનનો વિષય) નથી, કિંતુ સ્વયંપ્રકાશ હોવાથી અજ્ઞાત-(જ્ઞાનનો અવિષય) છે, અને બ્રહ્મના વાસ્તવિકસ્વરૂપને નહિ જાણનારને તે બ્રહ્મ જ્ઞાત-(જ્ઞાનનો વિષય) છે, કેમકે તેઓ ઇંદ્રિય, પ્રાણ વા બુદ્ધિમાંથી કોઈ એક જ્ઞાતવસ્તુને બ્રહ્મરૂપે માને છે.

૧૭૨૫ જેમ આંધળાવડે વાંછિત સ્થાનપ્રતિ લઇ જવામાં આવતા આંધળાઓ કંટક, પાષાણ ને ખાડા આદિવાળા માર્ગમાં કાંટા વાગવા તથા પગ ભાંગવા આદિને પ્રાપ્ત થાય છે તેમ સંસારના અવધિને નહિ દેખનારા અવિવેકીઓવડે પરમસુખરૂપ સ્થાનભણી લઇ જવામાં આવતા અજ્ઞાનીઓ જરા, મરણ ને રોગાદિ દુઃખવાળા માર્ગમાં જરા, મરણ ને રોગાદિના દુઃખનો અનુભવ સંપાદન કરે છે.

૧૭૨૬ જેમ પૃથિવીમાં રાખેલો સુવર્ણાદિ ભંડાર કામનાનો વિષય છે તેમ કર્મનું ફલપણ કામનો વિષય છે.

૧૭૨૭ જેમ માર્ગમાં બે પુરુષો જતા હોય, તેમાં એકની પાસે છત્ર હોય ને બીજાની પાસે ન હોય તથાપિ તેમને દૂરથી દેખનાર પુરુષ "છત્રવાળાપુરુષ જાય છે" એમ બંનેમાં છત્રવાળાપણાનો વ્યવહાર કરે છે તેમ જીવજ કર્મના ફલનો ભોક્તા છે, છતાં શ્રુતિએ કોઇ ઠેકાણે જીવ તથા આત્મા બંનેમાં ફલના ભોક્તાપણાનો વ્યવહાર કર્યો છે.

૧૭૨૮ જેમ ક્ષુરના એટલે સજાયાના (અસ્રાના) અગ્રભાગ રૂપ ધાર પાષાણ પર ઘસીને તીક્ષ્ણ કરી હોય તે દુઃખથી ઉપર ચાલી શકાય એવી હોય છે, અર્થાત્ તે ઉપર ઊઘાડે પગે ચાલવું અત્યંત કઠિન છે તેમ બુદ્ધિમાન્ પુરુષો આ તત્ત્વજ્ઞાનરૂપ માર્ગને દુઃખથી સંપાદન કરવા-યોગ્ય હોવાથી દુર્ગમ કહે છે.

૧૭૨૯ જેમ ગર્ભવતીસ્રીઓ કટુકષાયરહિત પાનવડે તથા કફ અને વાત નહિ વધારનારા ભોજનવડે ગર્ભને સારી રીતે ધારણ કરે છે તેમ યજ્ઞક્રિયાના કર્તા, ઋત્વિક્ અને યોગી અગ્નિદેવને સારી રીતે ધારણ કરે છે.

૧૭૩૦ જેમ વૃષ્ટિનું જલ ઉંચાપ્રદેશમાં વરસ્યું છતું નીચાણના પ્રદેશમાં વિભાગ પામીને વિનાશ પામે છે તેમ આત્માના ધર્મોને શરીર શરીરપ્રતિ પૃથક્ પૃથક્ દેખતો છતો અજ્ઞાની પુનઃ પુનઃ આત્માથી પૃથક્ એવા તે શરીરના ભેદોનેજ પામે છે.

૧૭૩૧ જેમ શુદ્ધપ્રદેશમાં નાંખેલું શુદ્ધજલ તેવું ને તેવુંજ રહે છે, વિપરીતભાવને પામતું નથી તેમ એકતાને જાણનાર મનનશીલનો આત્મા તેવો ને તેવોજ રહે છે, વિપરીતભાવને પ્રાપ્ત થતો નથી. (તેથી કુતાર્કિકોની ભેદદૃષ્ટિને તથા નાસ્તિકોની કુદૃષ્ટિને ત્યજી દઇને સહસ્રમાતપિતાથીપણ અધિકહિત ઇચ્છનાર વેદભગવાને ઉપદેશ કરેલ આત્માના એકપણાનું જ્ઞાન દર્પરહિતપુરુષોએ શ્રદ્ધાભક્તિથી આદર કરવા યોગ્ય છે.)

૧૭૩૨ જેમ નગરના સ્વામીના નીકળવાથી નગરમાં વસનારા નિર્બલ થઇને નાશ પામે છે તેમ શરીરમાંથી આત્માના નીકળવાથી ક્ષણમાત્રમાં સર્વ કાર્યકરણનો સમૂહ નિર્બલ થઇને નાશ પામે છે.

૧૭૩૩ જેમ એકજ અગ્નિ પ્રકાશરૂપ હોઇને લોકપ્રતિ પ્રવેશને પ્રાપ્ત થયો છતો કાષ્ઠઆદિક બાળવાયોગ્ય વસ્તુઓના ભેદપ્રતિ તે તે રૂપે પ્રતીત થાય છે તેમ સર્વભૂતોનો અંતરાત્મા એક છતાંપણ અતિસૂક્ષ્મ હોવાથી કાષ્ઠઆદિમાં અગ્નિની પેઠે સર્વશરીરમાં પ્રવેશ પામેલો હોવાથી તે તે રૂપે પ્રતીત થાય છે. (અને આકાશની પેઠે પોતાના નિર્વિકારરૂપથી તે સર્વદેહની બહારપણ રહે છે.)

૧૭૩૪ જેમ એકજ વાયુ લોકવિષે પ્રાણરૂપે શરીરોમાં પ્રવેશ પામ્યો છતો દેહોના ભેદથી તે તે રૂપે પ્રતીત થાય છે તેમ સર્વભૂતોનો અંતરાત્મા એક છતાં શરીર શરીરપ્રતિ તે તે રૂપે પ્રતીત થાય છે. અને પોતાના નિર્વિકારરૂપે તે શરીરોથી બહારપણ રહે છે.

૧૭૩૫ જેમ શ્રીસૂર્ય મલમૂત્રાદિક અપવિત્રપદાર્થોને પ્રકાશવાથી ચક્ષુઓપર ઉપકાર કરીને તે અપવિત્રપદાર્થોને દેખનાર સર્વલોકના નેત્રરૂપ થાય છે તોપણ તે અપવિત્રપદાર્થોના દર્શનરૂપ નિમિત્તથી થયેલા આધ્યાત્મિકપાપરૂપ ચક્ષુના દોષોથી અને બહારના અપવિત્ર-પદાર્થોના સંબંધથી થતા બાહ્યદોષોથી લેપ પામતા નથી તેમ એક અને વસ્તુતાએ અધ્યાસના અનાશ્રય સર્વભૂતોના અંતરાત્મા લોકનાં દુ:ખોથી લેપ પામતા નથી.

૧૭૩૬ જેમ રજ્જુઆદિકને વસ્તુતાએ સર્પાદિક ભ્રાંતિનું આશ્રયપણું નથી તેજ તેનું વિપરીતબુદ્ધિના અધ્યાસથી બહારપણું છે તેમ નિરુ-પાધિકચૈતન્ય વસ્તુતાએ અધ્યાસનો આશ્રય નહિ હોવાથી તેનું વિપરીતજ્ઞાનના અધ્યાસથી બહારપણું કિંવા અનાશ્રયતા છે. (તેથી તે ચૈતન્ય સર્વાત્મા છતાંપણ તેને સંસારનાં દુ:ખોથી યુક્તપણું નથી એ સ્પષ્ટ છે.)

૧૭૩૭ જેમ દાહકશક્તિરહિત જલાદિકનું દાહકપણું છે તે અગ્નિરૂપ નિમિત્તથી છે તેમ બુદ્ધિવાળાપ્રાણીઓનું બુદ્ધિવૃત્તિરૂપ ચેતનપણું ચૈતન્યરૂપ નિમિત્તથી છે.

૧૭૩૮ જેમ જલ અને ઉંબાડીયા આદિક અગ્નિના સંયોગથી બાળ-નાર અગ્નિની પછી બાળે છે, પોતાથી બાળતાં નથી તેમ બ્રહ્મના પ્રકાશથી સૂર્યઆદિરૂપ આ સર્વજગત્ ભાસે છે, પોતાથી ભાસતું નથી.

૧૭૩૯ જેમ સીમળા આદિના તૂલરૂપ કાર્યના જોવાથી નહિ જોયેલા વૃક્ષરૂપ મૂલનો પણ "છે" એમ નિશ્ચય કરાય છે તેમ સંસારરૂપ કાર્યના જોવાથી નહિ જોયેલા બ્રહ્મરૂપ મૂલનો નિશ્ચય કરાય છે.

૧૭૪૦ જેમ ઘટાદિક કાર્ય મૃત્તિકાદિકના સ્વરૂપનો ત્યાગ કરીને રહેતાં નથી તેમ કોઇપણ કાર્ય તે બ્રહ્મનું ઉલ્લંઘન કરતું નથી.

૧૭૪૧ જેમ ઉગામેલા વજ્રવાળા સ્વામીને સંમુખ આવતો દેખીને સેવક તેની આજ્ઞામાં અવશ્ય પ્રવૃત્ત થાય છે તેમ સૂર્યચંદ્રાદિરૂપ જગત્ તથા લોકપાલો ક્ષણમાત્રપણ વિશ્રામ નહિ લેતાં ઊગામેલા વજ્રવાળા સ્વામીના જેવા પરમાત્માના ભયથી નિયમવડે પોતપોતાના કામમાં પ્રવૃત્ત રહે છે.

૧૭૪૨ જેમ માણસ દર્પણમાં પ્રતિબિંબરૂપે પોતાને અત્યંત સ્પષ્ટ દેખે છે તેમ આ લોકમાં દર્પણના જેવી નિર્મલ થયેલી બુદ્ધિમાં આત્માનું દર્શન સ્પષ્ટ થાય છે.

૧૭૪૩ જેમ સ્વપ્નમાં જાગ્રતની વાસનાથી ઉપજેલું જગત્ અસ્પષ્ટ ભાસે છે તેમ પિતૃલોકમાં પિતૃઓ કર્મફલના ભોગમાં આસક્ત હોવાથી તેમને આત્માનું દર્શન અસ્પષ્ટજ થાય છે.

૧૭૪૪ જેમ જલમાં પોતાનું રૂપ અસ્પષ્ટઅંગોવાળું દેખાય છે તેમ ગંધર્વલોકમાંપણ આત્માનું દર્શન અસ્પષ્ટજ થાય છે.

૧૭૪૫ જેમ પુરુષશરીરમાં આ પ્રતિબિંબરૂપ મિથ્યાછાયા ઉપજે છે તેમ આ પરમાત્મરૂપ પુરુષમાં આ પ્રાણનામનું મિથ્યાતત્ત્વ આરોપિત છે.

૧૭૪૬ જેમ ચક્રવર્તિરાજા અધિકારીઓને ભિન્ન ભિન્ન ગામોમાં જોડે છે તેમજ મુખ્યપ્રાણ ચક્ષુરાદિક ઇંદ્રિયોરૂપ બીજા પ્રાણોને યથા-યોગ્ય નેત્રાદિક ભિન્ન ભિન્ન સ્થાનોમાં જોડે છે, અને પોતાની વૃત્તિઓના ભેદરૂપ પ્રાણાપાનાદિક વાયુઓને હૃદયગુહાદિક સ્થાનોમાં જોડે છે.

૧૭૪૭ જેમ યથાવિધિ ગોઠવાયલા ગાર્હપત્યઅગ્નિથી અગ્નિહોત્રકાલે બીજો આહવનીયનામનો અગ્નિ બહાર કઢાય છે તેમ વ્યાપારરહિત થયેલ અપાનવૃત્તિથી બહાર નીકળતો હોય એમ પ્રાણ મુખ અને નાસિકાદ્વારા ચાલે છે. (ગાર્હપત્યસ્થાનીય અપાન છે અને આહવનીય-સ્થાનીય પ્રાણ છે.)

૧૭૪૮ જેમ સર્પ કાંચળીથી મોકળો થાય છે તેમ જે સાધક ૐકારરૂપ પરપુરુષનું સારી રીતે ધ્યાન કરે છે તે સાધક અશુદ્ધિરૂપ પાપથી મોકળો થાય છે.

૧૭૪૯ જેમ આ નદીઓ વહન કરતી છતી સમુદ્ર જેનો આત્મભાવ છે એવી થઇને સમુદ્રને પામીને અસ્ત થાય છે, તેઓનાં નામ અને રૂપ નાશ પામે છે, ને સમુદ્ર એમ કહેવાય છે, તેમજ આ પરિદ્રષ્ટાની આ સોળ કલા પુરુષ જેનો આત્મભાવ છે એવી થઇને પુરુષને પામીને અસ્ત થાય છે, તેમનાં નામરૂપ નાશ પામે છે, ને પુરુષ એમ કહેવાય છે.

૧૭૫૦ જેમ કરોળીઓ અન્ય કોઇપણ કારણની અપેક્ષાવિના પોતેજ પોતાના શરીરથી અભિન્ન તંતુઓને બહાર પ્રસારે છે અને પુનઃ તેમને પોતાના શરીરમાં ગ્રહણ કરી લઈ પોતાના રૂપને પમાડે છે, જેમ પૃથિવીમાં જે ડાંગર આદિક ઔષધિઓ છે તે પોતાના સ્વરૂપથી અભિન્નજ ઉત્પન્ન થાય છે, તથા જેમ જીવતા પુરુષના નખ, કેશ ને રૂંવાડાં વિલક્ષણ ઉત્પન્ન થાય છે તેમ અન્ય નિમિત્તની અપેક્ષાથી રહિત બ્રહ્મથી આ સંસાર મંડલમાં વિપરીતલક્ષણવાળું તથા સમાનલક્ષણવાળું સર્વજગત્ ઉત્પન્ન થાય છે.

૧૭૫૧ જેમ ગ્રામની પ્રાપ્તિમાટે માર્ગ હોય છે તેમ અગ્નિહોત્રાદિકકર્મો મનુષ્યે કરેલાં કર્મના ફલની પ્રાપ્તિમાટેનો માર્ગ (સાધન) છે.

૧૭૫૨ જેમ વ્યવહારની અનુકૂલતા માટે રૂપીઆમાં ચાર પાદ (વિભાગ) કલ્પાય છે તેમ તુરીયની પ્રાપ્તિ માટે આત્મામાં ચાર પાદની કલ્પના થાય છે.

૧૭૫૩ જેમ લોકમાં શ્રમરહિત થઇને સ્થિત થયેલો સુખી પુરુષ આનંદનો ભોક્તા કહેવાય છે તેમ સુષુપ્તિમાં જેથી અત્યંત શ્રમરહિતરૂપજ આ સ્થિતિ પુરુષવડે અનુભવ કરાય છે તેથી પ્રાજ્ઞને આનંદનો ભોક્તા કહ્યો છે.

૧૭૫૪ જેમ કોઈ મહામત્સ્ય નદીના પરતીરપર, મધ્યભાગમાં ને આ તીરપર ભ્રમણ કરતો હોય તે સ્થાનભેદથી ભેદ પામતો નથી તેમ આ આત્માપણ પ્રારબ્ધકર્મથી પ્રાપ્ત થતી ત્રણ અવસ્થા સાથેના અભિમાનથી ભિન્નજેવો જણાતો છતોપણ ભેદ પામતો નથી.

૧૭૫૫ જેમ રજ્જુઆદિકને અવિદ્યારૂપ સ્વભાવવિના સર્પાદિક આકારથી ભાસવામાં અન્ય કારણપણું કહેવાને શક્ય નથી તેમ પર-

આત્માને માયારૂપ સ્વભાવવિના આકાશાદિક આકારથી ભાસવામાં અન્ય કારણપણું કહેવાને શકય નથી.

૧૭૫૬ જેમ સર્વદા પ્રકાશરૂપ સૂર્યમાં ન પ્રકાશવું વા અન્યથા પ્રકાશવું સંભવે નહિ તેમ સર્વદા દ્રષ્ટારૂપ તુરીયમાંપણ અજ્ઞાન તથા અજ્ઞાનનું કાર્ય સંભવે નહિ.

૧૭૫૭ જેમ રજ્જુમાં ભ્રાંતિથી કલ્પાયેલો સર્પ વિદ્યમાન છતાંપણ વિવેકથી તે નિવૃત્ત થાય છે તેથી તે વસ્તુતાએ નથી તથા જેમ માયાવીએ દેખાડેલી માયા વિદ્યમાન છતાંપણ દેખનાર પુરુષનો નેત્રબંધ દૂર થયે તે નિવૃત્ત થાય છે તેથી તે વસ્તુતાએ નથી તેમ આ દ્વૈતપણ માયામાત્ર છે, અને રજ્જુની તથા માયાવીની પેઠે પરમાર્થથી અદ્વૈતજ છે.

૧૭૫૮ જેમ આ પ્રપંચ માયાવીની માયાની પેઠે અને રજ્જુમાંના સર્પની પેઠે પ્રબોધથી પૂર્વે છે તેમ ગુરુ આદિક ભેદરૂપ વિભાગપણ પ્રબોધથી પૂર્વેજ ઉપદેશ માટે છે.

૧૭૫૯ જેમ અકારથી ઉકાર પાઠના ક્રમથી ઉત્કૃષ્ટ છે તેમ સ્થૂલ-ઉપાધિવાળા વિશ્વથી સૂક્ષ્મઉપાધિવાળો તૈજસ ઉત્કૃષ્ટ છે.

૧૭૬૦ જેમ અકાર અને મકારની મધ્યે ઉકાર છે તેમ વિશ્વ અને પ્રાજ્ઞની મધ્યે તૈજસ છે.

૧૭૬૧ જેમ લયમાં અને ઉત્પત્તિમાં પ્રવેશથી અને નીકળવાથી પ્રાજ્ઞવડે વિશ્વ ને તૈજસ માપ કર્યાના જેવા થાય છે તેમ અકાર અને ઉકાર એ બન્ને અક્ષર ૐકારની સમાપ્તિમાં ને પુનઃ ઉચ્ચારણમાં મકારમાં પ્રવેશ કરીને નીકળતા હોય એવા જણાય છે.

૧૭૬૨ જેમ વિશ્વ ને તૈજસ સુષુપ્તિકાલમાં પ્રાજ્ઞમાં એકરૂપ થયાના જેવા થાય છે તેમ ૐકારનું ઉચ્ચારણ કરવાથી મકારરૂપ અંત્યાક્ષરમાં અકાર ને ઉકાર એ બન્ને એકરૂપ થયાના જેવા થાય છે.

૧૭૬૩ જેમ માયાવીએ રચેલો હાથી, રજ્જુમાં કલ્પાયેલો સર્પ, મરુસ્થલનું જલ ને સ્વપ્ન ઇ૦ પદાર્થોનાં આદિ, મધ્ય ને અંત માયાવી, રજ્જુ, મરુભૂમિ ને સાક્ષિચેતનરૂપ અધિષ્ઠાન છે તેમ મિથ્યા ઉપજેલ આકાશાદિક સર્વપ્રપંચના આદિ, મધ્ય ને અંત ૐકાર છે.

૧૭૬૪ જેમ પોતાના સ્વરૂપથી અનિશ્ચિત રજ્જુ મંદઅંધકારમાં સર્પ તથા જલધારાદિક ભાવોવડે અનેક પ્રકારે વિકલ્પ પામે છે, તેમ પોતાના શુદ્ધસ્વરૂપવડે અનિશ્ચિત હોવાથી આત્મા, જીવ અને પ્રાણાદિક અનંતભાવોના ભેદોથી વિકલ્પ પામ્યો છે.

૧૭૬૫ જેમ "રજ્જુજ છે" આવો રજ્જુનો નિશ્ચય થયે સતે સર્પાદિરૂપ વિકલ્પ સર્વથા નિવૃત્ત થાય છે, અને રજ્જુમાત્ર અવશેષ રહે છે તેમ જ્યારે આત્માનો શ્રુતિપ્રમાણે નિશ્ચય થાય છે ત્યારે જીવાદિક વિકલ્પોની નિવૃત્તિ થવાથી અદ્વૈતઆત્મતત્ત્વજ અવશેષ રહે છે.

૧૭૬૬ જેમ ઘટાદિકની ઉત્પત્તિથી ઘટાકાશાદિકની ઉત્પત્તિ પ્રતીત થાય છે, અને જેમ ઘટાદિકનો લય થયે ઘટાકાશાદિકનો લય પ્રતીત થાય છે તેમ દેહાદિક સંઘાતની ઉત્પત્તિથી જીવોની ઉત્પત્તિ પ્રતીત થાય છે, અને તે દેહાદિક સંઘાતનો લય થયે જીવોને આ આત્મામાં લય પ્રતીત થાય છે. (સ્વરૂપથી ઉત્પત્તિલય થતાં નથી.)

૧૭૬૭ જેમ રજ અને ધૂમાડા આદિવડે યુક્ત એક ઘટાકાશ થયે સર્વે ઘટાકાશો તે રજ અને ધૂમાડા આદિથી સંયોગ પામતા નથી તેમ એક આત્મવાદમાં એક જીવ સુખાદિવડે યુક્ત થયે સર્વજીવો સુખાદિકથી સંયોગ પામતા નથી.

૧૭૬૮ જેમ આકાશમાં ઘટાદિક ઉપાધિનો ભેદ કરેલો છે તેમ જીવોમાં બુદ્ધિરૂપ ઉપાધિનો ભેદ કરેલો છે.

૧૭૬૯ જેમ ઘટાકાશ આકાશનું વાસ્તવિકકાર્ય તથા અવયવ નથી તેમ જીવ બ્રહ્મથી અભિન્ન આત્માનું વાસ્તવિકકાર્ય તથા અવયવ નથીજ.

૧૭૭૦ જેમ અવિવેકિજનોને આકાશ, વાદળાં, રજ ને ધૂમાદિ મલોવડે મલિન થયેલું દેખાય છે પણ આકાશનો અસંગસ્વભાવ જાણનારા પુરુષોને આકાશ મલવાળું પ્રતીત થતું નથી તેમ પ્રત્યગ્આત્માના વિવેકથી રહિત અજ્ઞાનીજનોને બ્રહ્મરૂપ આત્માપણ રાગાદિ મલોથી મલિન થયેલો પ્રતીત થાય છે, પરંતુ વસ્તુતાએ આત્મામાં રાગાદિ મલો નથી. (માત્ર અજ્ઞાનીપુરુષોવડે તેમનો આરોપજ કરાય છે.)

૧૭૭૧ જેમ પોતાના દાંતવડે પોતાની જીભ કચરાવાથી પરબુદ્ધિના

અભાવથી પુરુષ જીભનો દ્વેષ કરતો નથી તેમ દ્વૈતવાદીઓએ કરેલા ક્ષુદ્રઉપદ્રવને લીધે અદ્વૈતદર્શી તેઓપર દ્વેષ કરતા નથી.

૧૭૭૨ જેમ રજ્જુમાં કલ્પિત સર્પ અધિષ્ઠાન રજ્જુરૂપે જોયો છતો સત્ છે તેમ મનપણ અધિષ્ઠાન આત્મરૂપે જોયું છતું સત્ છે.

૧૭૭૩ જેમ મન સ્વપ્નમાં માયાવડે દ્વૈતાભાસરૂપ ગ્રાહ્યગ્રાહકભાવથી સ્ફુરે છે તેમ તે મન જાગ્રતમાંપણ માયાવડે દ્વૈતાભાસરૂપ ગ્રાહ્યગ્રાહક-ભાવથી સ્ફુરે છે.

૧૭૭૪ જેમ સરલ અને વક્ર આદિક આકારવાળો પ્રકાશ ઉંબાડિ-યાના ચલનથી જણાય છે તેમ વિષયી અને વિષયની પ્રતીતિપણ બ્રહ્મના અવિદ્યાવડે પ્રતીત થતા ચલનથી થાય છે.

૧૭૭૫ જેમ ચલનરહિત તેજ ઉંબાડિયું, સરલાદિક આકારે નહિ થયું છતું તેવા પ્રકાશથી રહિત તથા તેવી ઉત્પત્તિથી રહિત છે તેમ અવિદ્યાવડે ચલાયમાન ને અવિદ્યાની નિવૃત્તિ થયે ચલનથી રહિત બ્રહ્મ જન્માદિ આકારની પ્રતીતિથી રહિત તથા ઉત્પત્તિથી રહિત છે.

૧૭૭૬ જેમ નિત્યપ્રકાશસ્વરૂપ છતાંપણ સૂર્ય પ્રકાશે છે એમ કહે-વાય છે તેમ આ આત્મા સ્વામી (બોધશક્તિયુક્ત સ્વભાવવાળો) છતાં-પણ જાણે છે એમ કહેવાય છે.

૧૭૭૭ જેમ પૃથિવી પ્રાણીઓની સ્થિતિનો આધાર છે, તેમ ઉદાન અન્ય પ્રાણોની શરીરમાં સ્થિતિ થવામાં આધાર છે.

૧૭૭૮ જેમ જલનું બિંદુ મહાસાગરના અંશરૂપ છે તેમ હિરણ્ય-ગર્ભનો આનંદ પરમાનંદના અંશરૂપ છે.

૧૭૭૯ જેમ વ્યાપારી અને ભિલ્લ એ બેમાં પદ્મરાગાદિક મણિનો વિક્રય થયે વ્યાપારીને વિજ્ઞાનની અધિકતાથી ફલની અધિકતા થાય છે, તેમ પુરુષ જે કર્મ વિજ્ઞાનવડે, શ્રદ્ધાવડે ને દેવાદિકને વિષય કરનારી ઉપાસનાવડે યુક્ત થઈને કરે છે તે કર્મ અવિદ્વાન્ના કર્મથી અધિક ફળવાળું થાય છે.

૧૭૮૦ જેમ ટંકણાદિક ખારવડે સુવર્ણને સાંધે, સોનાવડે રૂપાને, રૂપાવડે કલઈને, કલઈવડે સીસાને, સીસાવડે લોઢાને, લોઢાવડે કાષ્ઠને

તથા ચામડાવડે કાષ્ઠને સાંધે (અવયવોને પરસ્પર સારી રીતે જોડે) તેમ આ લોકના આ દેવોના ને આ ત્રણવિદ્યાની રસરૂપ જે વ્યાહુતિઓ તેના બલવડે યજ્ઞના છિદ્રને બ્રહ્મા સાંધે છે.

૧૭૮૧ જેમ પુરુષ પ્રતિબિંબરૂપે દર્પણમાં અનુપ્રવેશ કરે છે તેમ બ્રહ્મ જીવરૂપે મનમાં અનુપ્રવેશ કરે છે.

૧૭૮૨ જેમ મધમાખીઓ વિવિધફલવાળા વૃક્ષોના રસોને ગ્રહણ કરતી તે રસોની મધરૂપ એકતા કરે છે અને તે રસો હું અમુક વૃક્ષનો રસ છું એમ જાણતા નથી તેમ પ્રસિદ્ધ આ સર્વપ્રજા સુષુપ્તિકાલમાં, મરણમાં ને પ્રલયમાં સત્‌ને પ્રાપ્ત થઇને અમે સત્‌ને પ્રાપ્ત થઇએ છીએ, વા પ્રાપ્ત થઈ હતી એમ જાણતી નથી.

૧૭૮૩ જેમ ચોરી કરનાર અને ચોરી નહિ કરનાર બંનેમાં તપેલા કુહાડાના અને હાથના તળાના સંયોગની સમાનતા છતાંપણ મિથ્યા પ્રતિજ્ઞાવાળો દાહ પામે છે ને સત્યપ્રતિજ્ઞાવાળો દાહ પામતો નથી તેમ અવિદ્વાન્ ને વિદ્વાન્ બંને સત્‌ને પ્રાપ્ત થાય છે તોપણ કાર્યરૂપ મિથ્યાની પ્રતિજ્ઞાવાળો અવિદ્વાન્ પુનર્જન્મ પામે છે, ને બ્રહ્મરૂપ સત્યની પ્રતિજ્ઞાવાળો વિદ્વાન્ પુનર્જન્મ પામતો નથી.

૧૭૮૪ જેમ અહીં સેવાદિ કર્મવડે સંપાદન કરેલો ભોગ નાશ પામે છે તેમજ પરલોકમાં પુણ્યવડે સંપાદન કરેલો ભોગ ક્ષીણ થાય છે.

૧૭૮૫ જેમ દાટેલા સુવર્ણના ભંડારને જેઓ નિધિશાસ્ત્રવડે નિધિના ક્ષેત્રને જાણતા નથી તેઓ તેના ઉપર ચાલતા છતાંપણ તે નિધિને પામતા નથી, તેમ અવિદ્યાવાળી આ સર્વપ્રજા આ હૃદયાકાશનામના બ્રહ્મલોકપ્રતિ નિત્ય નિત્ય સુષુપ્તિકાલમાં જતી છતીપણ બ્રહ્મને પામતી નથી. (કારણ કે તેઓ પૂર્વોક્ત મિથ્યાવડે સ્વરૂપથી બહાર ખેંચાયલી છે.)

૧૭૮૬ જેમ જેની પાસે ધન હોય છે તેને જોવાને લૌકિકજનો ઇચ્છે છે તેમ મનુષ્યો યજ્ઞમાં સુસ્વરવાળા ઉદ્ગાતાને પણ જોવાને ઇચ્છે છે.

૧૭૮૭ જેમ અવિવેકી શિષ્યોવડે સંદેહયુક્ત ઉપકારવાળા આચાર્યપણુ તે શિષ્યોના ભોગ્યપણાને પામે છે, અને નાનાં બાળકોવડે અવિજ્ઞાન ઉપકારવાળાં માતાપિતાપણુ તે બાળકોના ભોગ્યપણાને

પામે છે તેમ સંશયયુક્તરૂપવાળું મન ને અવિજ્ઞાતરૂપવાળો પ્રાણપણ તેમના ઉપાસકના ભોગ્યપણાને પામે છે.

૧૭૮૮ જેમ લવણનો કડકો જલમાં નાંખ્યો છતો જલમાંજ લીન થાય છે, આ કડકાનું પૂર્વની પેઠે ગ્રહણ કરવાને કોઇ સુનિપુણપણ સમર્થ થતો નથી તેમજ કાર્યકારણના સંઘાતથી વિમુક્ત બ્રહ્મવેત્તા શરીરત્યાગ પછી "આ મારું ક્ષેત્ર છે" "હું સુખી છું" એવું વિશેષ-જ્ઞાન પૂર્વની પેઠે ગ્રહણ કરવાને સમર્થ થતા નથી.

૧૭૮૯ જેમ એક શરીરમાં સ્વપ્નમાં તથા જાગ્રતમાં ગમન કરનારા આત્માનું દેહાદિથી અતિરિક્તપણું છે તેમ આ લોકના તથા પરલોકના ગમનાગમનના કથનવડેપણ તે આત્મા દેહાદિથી ભિન્ન છે.

૧૭૯૦ જેમ કોઈ મહાન્ મત્સ્ય નદીના પૂર્વ તથા અપર આ બંને તટપ્રતિ બંને તટથી ભિન્ન તથા પ્રવાહને અધીન નહિ થયો છતો અનુક્રમે સંચરે છે તેમજ આ પુરુષ સ્વપ્નસ્થાન તથા જાગરિતસ્થાન આ બન્ને સ્થાનપ્રતિ તેઓથી ભિન્ન ને તેઓના ધર્મોથી સ્પર્શ નહિ પામ્યો છતો અનુક્રમે સંચરે છે.

૧૭૯૧ જેમ ઘરના સામાનવડે અત્યંત ભરેલું ગાડું નાનાવિધ શબ્દ કરતું ગાડીવાનને અધિષ્ઠિત હોઇ જાય છે તેમ જ્યારે આનું ઊર્ધ્વ-ઉચ્છવાસીપણું થાય છે ત્યારે આ લિંગશરીરરૂપ આત્મા સ્વયંપ્રકાશ-સ્વભાવવાળા આત્માવડે ચિદાભાસદ્વારા વ્યાપ્ત થઈ દુઃખયુક્ત શબ્દ કરતો છતો જાય છે.

૧૭૯૨ જેમ રાજાને આવતો જાણીને ક્રૂરકર્મ કરનારા, પાપીઓને શાસન કરવાસારૂ નીમેલા, સૂતો,-(બ્રાહ્મણીમાં ક્ષત્રિયથી ઉપજેલા) તથા ગામના મુખીઓ અન્નોવડે (ભક્ષ્યભોજ્યાદિવડે), પાનોવડે; (દૂધાદિવડે) તથા પ્રાસાદાદિ નિવાસનાં સ્થાનોવડે સંપન્ન થઈ 'આ આવે' 'આ આવે' એમ બોલતા છતા વાટ જુએ છે તેમ કર્મફલ જાણનાર સંસારીપ્રતિ શરીરનો આરંભ કરનારાં સર્વભૂતો, તથા કરણો-પર અનુગ્રહ કરનાર આદિત્યાદિક, તે જીવના કર્મવડે પ્રેરાયા છતાં, ભોગના સાધન શરીરાદિવડે, 'આ બ્રહ્મ (અમારો કર્તા તથા ભોક્તા) આવે' 'આ આવે' એમ વિચારતાં છતાં વાટ જુએ છે.

૧૭૯૩ જેમ રાજાને જતો જોઈને ક્રૂરકર્મ કરનારા, અપરાધીઓને શિક્ષા કરવામાટે નીમેલા, સૂતો તથા પટેલો રાજાએ આજ્ઞા નહિ કર્યા છતાં એકત્ર થઈને આવે છે તેમજ અન્યશરીરપ્રતિ જતા આ ભોક્તા-પ્રતિ જ્યારે તે ઊર્ધ્વઉચ્છ્વાસવાળો થાય છે ત્યારે એટલે મરણકાલે વાગાદિક સર્વપ્રાણો તેના કર્મવડે પ્રેરિત થઈ એકત્ર થઈને આવે છે.

૧૭૯૪ જેમ ખડમાંકડી તૃણને છેડે જઈ અન્ય આધારનો (તૃણનો) આશ્રય કરીને પોતાને સંકોચે છે (પોતાના પાછળના ભાગને આગળના ભાગને ઠેકાણે સંકોચી લે છે) તેમ આ આત્મા આ શરીરને હણીને એટલે અચેતન કરીને તેમાં પોતાનો સંકોચ કરે છે. (હું એવો આત્મ-ભાવ પામે છે.)

૧૭૯૫ જેમ સોની સોનાનો કડકો લઈને પૂર્વની રચનાથી ભિન્ન અધિકનવું ને અધિકશોભાવાળું રૂપ નિર્માણ કરે છે તેમજ આ આત્મા આ શરીરને હણીને એટલે અચેતન કરીને બીજું પિતૃલોકના ભોગને યોગ્ય વા ગંધર્વના ભોગને યોગ્ય, વા દેવના ભોગને યોગ્ય, વા વિરાડ્-લોકના ભોગને યોગ્ય, વા હિરણ્યગર્ભના લોકના ભોગને યોગ્ય, વા બીજાં પ્રેતતિર્યગ્ આદિ ભૂતોના સંબંધવાળું અધિકનવું ને અધિક-શોભાવાળું શરીર કરે છે.

૧૭૯૬ જેમ વગાડેલા શંખના બહાર નીકળેલા ઉચ્ચાદિશબ્દોને ગ્રહણ કરવામાટે પુરુષ સમર્થ થતો નથી પરંતુ શંખના શબ્દસામાન્યના ગ્રહણવડે વા એકરસયુક્ત શંખના ધ્વનિના ગ્રહણવડે શંખનો શબ્દ-વિશેષ ગ્રહણ કરેલો થાય છે, જેમ વગાડેલી વીણાના બહાર નીકળેલા ઉચ્ચાદિશબ્દોને ગ્રહણ કરવામાટે પુરુષ સમર્થ થતો નથી, પરંતુ વીણાના શબ્દસામાન્યના ગ્રહણવડે વા એકરસયુક્ત વીણાના ધ્વનિના ગ્રહણવડે વીણાનો શબ્દવિશેષ ગ્રહણ કરેલો થાય છે, જેમ દાંડી આદિવડે વગાડેલા દુંદુભિના બહાર નીકળેલા ઉચ્ચનીચાદિ શબ્દોને ગ્રહણ કરવામાટે પુરુષ સમર્થ થતો નથી, પરંતુ દુંદુભિના શબ્દ-સામાન્યના ગ્રહણવડે અથવા દુંદુભિના વગાડવાથી ઉપજેલા વીરાદિ નવરસમાંના એકરસયુક્ત ધ્વનિના ગ્રહણવડે દુંદુભિનો શબ્દવિશેષ

ગ્રહણ કરેલો થાય છે એટલે જેમ શબ્દવિશેષો શબ્દસામાન્યથી વસ્તુતાએ પૃથક્ નથી તેમ સ્ફુરણરૂપ બ્રહ્મથી સ્ફુરેલા પદાર્થો વસ્તુતાએ પૃથક્ નથી. (અનેક વિલક્ષણ ચેતનઅચેતનરૂપ સર્વેપદાર્થો સ્થિતિકાલમાં પ્રજ્ઞાનઘન પ્રત્યગાત્મરૂપ એક સત્તાવાળા છે.)

૧૭૯૭ જેમ સર્વેજલોનો સમુદ્ર એક આશ્રય છે તેમ સર્વેસ્પર્શોનો ત્વચા, સર્વેગંધોનો નાસિકા, સર્વેરસોનો જીભ, સર્વેરૂપોનો નેત્ર, સર્વેશબ્દોનો શ્રોત્ર, સર્વેસંકલ્પોનો મન, સર્વેનિશ્ચયોનો બુદ્ધિ, સર્વેકર્મોનો હાથ, સર્વેઆનંદનો ઉપસ્થ, સર્વેત્યાગોનો ગુદા, સર્વેગતિઓનો પગ ને સર્વેશબ્દોનો વાણી એક આશ્રય છે.

૧૭૯૮ જેમ સૈંધવઘન (સિંધાલુણ વા મીઠાનો નકોર ગાંગડો) અંતરરહિત બાહ્યરહિત સંપૂર્ણ રસઘનજ છે તેમ આ આત્મા અંતરરહિત બાહ્યરહિત સંપૂર્ણ પ્રજ્ઞાનઘનજ છે.

૧૭૯૯ જેમ ઘાણીવડે પીલવાથી તલોમાં તેલ પ્રતીત થાય છે, મથન કરવાથી દહીંમાંથી ઘી પ્રતીત થાય છે, ખણવાથી સૂકાઇ ગયેલી નદીઓમાં જલ પ્રતીત થાય છે ને મથન કરવાથી અરણિઓમાં અગ્નિ પ્રતીત થાય છે તેમ પ્રણવાદિવડે બુદ્ધિનો સાક્ષી આ આત્મા અંતઃકરણમાં ગ્રહણ કરાય છે.

૧૮૦૦ જેમ પ્રસિદ્ધ બિંબ (દર્પણાદિ) શુદ્ધ કરનાર શ્વેત માટીવડે ઉપલેપન કરે સતે તે મલરહિત તથા ઘણા તેજવાળું થઇ પ્રકાશે છે તેમ પુરુષ "હું બ્રહ્મ છું" એમ આત્મતત્ત્વને અનુભવીને અદ્વિતીય, કૃતકૃત્ય ને સર્વ પ્રકારના શોકથી રહિત થાય છે.

૧૮૦૧ જેમ હાથી ગાયના પગલાના જલમાં ડુબી જાય નહિ તેમ જ્ઞાનીજનોનાં મન સંસારમાં ડુબતાં નથી.

૧૮૦૨ જેમ મચ્છર ગાયના પગલાના જલમાં ડુબી જાય તેમ અજ્ઞાનીજનોનાં મન સંસારમાં ડુબી જાય છે.

૧૮૦૩ જેમ મહાન્ પર્વતને મંદ પવન ક્ષોભ પમાડી શકે નહિ તેમ બ્રહ્મવેત્તાના વિશાલ ચિત્તને કામાદિ શત્રુઓ લેશપણ ક્ષોભ પમાડી શકતા નથી.

૧૮૦૪ જેમ મનુષ્ય મણિને શોધવામાટે લીધેલા બળતા લાકડાનો મણિની પ્રાપ્તિ થયા પછી ત્યાગ કરે છે તેમ બુદ્ધિમાન્ પુરુષ શાસ્ત્રોનું પાઠથી ને અર્થથી અધ્યયન કરીને, તથા પોતાના શિષ્યોના ઉપદેશમાટે પુનઃ પુનઃ તેમની આવૃત્તિ કરીને, ને પરમબ્રહ્મને સંશયવિપર્યયરહિત જાણીને, તે શાસ્ત્રોનો પરિત્યાગ કરે છે.

૧૮૦૫ જેમ ગાળીને શોધવાથી પર્વતની રજતાદિ ધાતુના મલો બળી જાય છે, તેમ પ્રાણના નિરોધથી ઇંદ્રિયોએ તથા મને કરેલા દોષો બળી જાય છે.

૧૮૦૬ જેમ ધાન્યની ઇચ્છાવાળો પરાળનો ત્યાગ કરે છે તેમ જ્ઞાન-વિજ્ઞાનમાં તત્પર થયેલો બુદ્ધિમાન્ શાસ્ત્રનો અભ્યાસ કરીને પછી સર્વશાસ્ત્રનો ત્યાગ કરે છે.

૧૮૦૭ જેમ અનેક રંગવાળી ગાયોનું દૂધ એક રંગવાળું હોય છે તેમ વેદોની ભિન્ન ભિન્ન શાખાઓમાં જ્ઞાન એક પ્રકારનું હોય છે.

૧૮૦૮ જેમ દુધમાં માખણ ગુપ્તરૂપે રહ્યું છે તેમ સર્વશરીરોમાં આત્મા ગુપ્તરૂપે રહ્યો છે.

૧૮૦૯ જેમ ભ્રાંતિથી જણાતા સર્પાદિમાં રજ્જુની સત્તા છે તેમ પ્રતીત થતા આ પ્રપંચમાં બ્રહ્મની સત્તા છે.

૧૮૧૦ જેમ સાકર શેરડીના રસમાં વ્યાપેલી છે તેમ જ્ઞાની બ્રહ્મરૂપે ત્રણ લોકમાં વ્યાપ્ત છે.

૧૮૧૧ જેમ ધનાઢ્યને દારિદ્ર્યની ઇચ્છા નથી તેમ બ્રહ્માનંદમાં નિમગ્ન જ્ઞાનીને વિષયોની ઇચ્છા નથી.

૧૮૧૨ જેમ વિષ તથા અમૃતને જોઇને બુદ્ધિમાન્ વિષને ત્યજે છે તેમ જ્ઞાની આત્માને જાણીને જડને ત્યજે છે.

૧૮૧૩ જેમ ઘડાને પ્રકાશનારો સૂર્ય ઘડાના નાશમાં નાશ પામતો નથી તેમ દેહનો પ્રકાશક સાક્ષી દેહના નાશમાં નાશ પામતો નથી.

૧૮૧૪ જેમ ઘૂડને સૂર્ય અંધકારરૂપ જણાય છે તેમ મૂઢને સ્વપ્રકાશ-પરમાનંદમાં અજ્ઞાન પ્રતીત થાય છે.

૧૮૧૫ જેમ વાદળાંઓવડે નેત્રની વૃત્તિનો નિરોધ થયે મૂઢમનુષ્ય

સૂર્ય નથી એમ માને છે તેમ અવિવેકીજનો અજ્ઞાનથી આચ્છાદિત જીવ બ્રહ્મ નથી એમ માને છે.

૧૮૧૬ જેમ ત્રણ કાલમાં રજ્જુમાં સર્પ નથી તેમ જ્ઞાનીમાં અહંકારથી માંડીને દેહ પર્યંતનું જગત્ નથી.

૧૮૧૭ જેમ મનુષ્યો શરીરની સ્થિતિમાટે રાગરહિત ઔષધનું ભક્ષણ કરે છે તેમ પરમહંસ માત્ર પ્રાણધારણમાટે રાગરહિત પ્રાપ્ત વિહિત અન્નનું ક્ષુધા દૂર થાય તેટલું ભક્ષણ કરે છે.

૧૮૧૮ જેમ ઘરના ધર્મો દીપકને સ્પર્શ કરતા નથી તેમ સાક્ષ્યના ધર્મો અવિકારી ને ઉદાસીન સાક્ષીને સ્પર્શ કરતા નથી.

૧૮૧૯ જેમ આકાશને મેઘની સાથે સંબંધ નથી તેમ જ્ઞાનીને શરીરની સાથે સંબંધ નથી.

૧૮૨૦ જેમ બળતા અગ્નિમાંથી સર્વભણી તણખા નીકળે છે તેમ પુરુષ જ્યારે જાગે છે ત્યારે આ આત્મામાંથી વાગાદિ ઇંદ્રિયો જિહ્વાદિ સ્થાનને ઉદ્દેશીને નીકળે છે.

૧૮૨૧ જેમ બળવાન્ હંસ પાશ છેદીને ભયરહિત થઇ આકાશમાં ઊડી જાય છે તેમ નિઃસ્પૃહ યોગવેત્તા શનૈઃ શનૈઃ અવિદ્યાદિ પાશોને ત્રોડી નાંખી સંસારના અવધિને પામે છે.

૧૮૨૨ જેમ બુદ્બુદા સાગરમાં લય પામે છે તેમ સર્વસ્થાવરજંગમ બ્રહ્મમાં લય પામે છે.

૧૮૨૩ જેમ જન્માંધને રૂપનું જ્ઞાન થતું નથી તેમ શ્રીસદ્ગુરુના ઉપદેશવિના કરોડો કલ્પેપણ પુરુષને તત્ત્વજ્ઞાન થતું નથી.

૧૮૨૪ જેમ પુષ્પમાં ગંધ ગુપ્ત રહ્યો છે, જેમ દૂધદહીમાં ઘી ગુપ્ત રહ્યું છે, જેમ કાષ્ઠમાં અગ્નિ ગુપ્ત રહ્યો છે ને જેમ તલમાં તેલ ગુપ્ત રહ્યું છે તેમ શરીરાદિમાં બ્રહ્મ ગુપ્ત રહ્યું છે વા તેમ બુદ્ધિમાં આત્મા ગુપ્ત રહ્યો છે વા તેમ સર્વભૂતોમાં પરમાત્મા ગુપ્ત રહ્યા છે.

૧૮૨૫ જેમ ચાકર આજ્ઞાની વાટ જુએ છે તેમ સંન્યાસી સર્વદા એકલો રહી બ્રહ્મનું ચિંતન કરતો છતો કાલની વાટ જુએ છે.

૧૮૨૬ જેમ અમૃતવડે તૃપ્ત થયેલાને જલનું પ્રયોજન નથી તેમ જેણે પોતાના આત્માને જાણ્યો છે તેને વેદોનું પ્રયોજન નથી.

૧૮૨૭ જેમ મૂઠીઓવડે આકાશ હણાતું નથી તથા જેમ ફોતરાં ખાંડવાથી કણ નીકળતા નથી "તેમ હું બ્રહ્મ છું" એમ ન જાણે ત્યાંસુધી મનુષ્યને મોક્ષની પ્રાપ્તિ થતી નથી.

૧૮૨૮ જેમ લૌકિક સૂત્રમાં પારા પરોવાયલા છે તેમ બ્રહ્મરૂપ સૂત્રમાં આ સર્વપ્રપંચ પરોવાયલો છે.

૧૮૨૯ જેમ કરોળીઓ તંતુઓને ઉત્પન્ન કરે છે ને ખેંચી લે છે તેમ જીવ જાગ્રત્ તથા સ્વપ્નમાં જાય છે ને આવે છે.

૧૮૩૦ જેમ ઘટાકાશ તથા મઠાકાશ વસ્તુતાએ ભિન્ન નથી તેમ જીવ તથા શિવ વસ્તુતાએ ભિન્ન નથી.

૧૮૩૧ જેમ ઘટાકાશ ને મઠાકાશ મહાકાશમાં સ્થિત છે તેમ જીવ ને ઈશ્વર ચિદાકાશમાં સ્થિત છે.

૧૮૩૨ જેમ ઘડાના નાશથી ઘટાકાશનો નાશ થતો નથી તેમ શરીરના નાશથી આત્માનો નાશ થતો નથી.

૧૮૩૩ જેમ ઝાંઝવાનું જલ મરુભૂમિથી ભિન્ન નથી તેમ આ જગત્ ચૈતન્યથી ભિન્ન નથી.

૧૮૩૪ જેમ જલની ચંચલતાથી સૂર્યની ચંચલતા જણાય છે તેમ અહંકારના સંબંધથી આત્માની ચંચલતા જણાય છે.

૧૮૩૫ જેમ સૂર્યનો પ્રકાશ શાંત થયે વ્યવહાર શાંત થાય છે તેમ ધ્યાનવડે મન શાંત થયે સંસાર લીન થાય છે.

૧૮૩૬ જેમ સુરાનું પાત્ર સોવાર જલવડે ધોવામાં આવે તોપણ તે અપવિત્ર રહે છે તેમ દુષ્ટ ચિત્ત તીર્થસ્થાનોવડે પવિત્ર થતું નથી.

૧૮૩૭ જેમ જલમાં સૈંધવ નાખવાથી તે એકપણાને પામે છે તેમ બ્રહ્મમાં મનને જોડવાથી તે એકપણાને પામે છે. (આત્મા ને મનનું એકપણું તે સમાધિ.)

૧૮૩૮ જેમ ફોતરાથી બંધાયેલી ડાંગર છે ને ફોતરાના અભાવમાં તંડુલ છે તેમ કર્મથી બંધાયેલો જીવ છે ને કર્મના નાશમાં સદાશિવ છે.

૧૮૩૯ જેમ રજ્જુમાં સર્પભ્રાંતિ છે તેમ બ્રહ્મમાં દૃશ્યભ્રાંતિ છે.

૧૮૪૦ જેમ એકજ આકાશ ઘટરૂપ ઉપાધિથી ઘટાકાશ અને તેના

ત્યાગમાં મહાકાશ છે તેમ બ્રહ્મપણ શરીરાદિની ઉપાધિથી જીવ અને તેના ત્યાગમાં બ્રહ્મ છે.

૧૮૪૧ જેમ તરંગબુદ્બુદાદિનું અસ્તિત્વ અને પ્રતીતિ જલને અધીન છે તેથી તે જલમાં કલ્પિત છે, તેમ આ દૃશ્યબ્રહ્માંડનું અસ્તિત્વ અને પ્રતીતિપણ સચ્ચિદાનંદબ્રહ્મને અધીન હોવાથી આ દૃશ્યબ્રહ્માંડપણ બ્રહ્મમાં કલ્પિત છે.

૧૮૪૨ જેમ અંધારું ને પ્રકાશ પરસ્પર વિરુદ્ધસ્વભાવવાળાં છે તેમ જડસ્વભાવવાળી માયિકવસ્તુઓનો અને જ્ઞાનસ્વરૂપ આત્માનોપણ પરસ્પર વિરુદ્ધસ્વભાવ છે.

૧૮૪૩ જેવી રીતે અંધારું તે પ્રકાશ નથી ને પ્રકાશ તે અંધારું નથી તેવી રીતે અનાત્મા તે આત્મા નથી, ને આત્મા તે અનાત્મા નથી.

૧૮૪૪ જેમ રજ્જુમાં સર્પની ભ્રાંતિ થાય છે તેમાં સર્પના દોષાદિ દોરડીમાં આવી શકતા નથી, અને દોરડીના ગુણાદિ સર્પમાં પ્રવેશ કરતા નથી, તેમ આત્મામાં અનાત્માનો ને અનાત્મામાં આત્માનો અધ્યાસ થયા છતાંપણ કોઇની સાથે કોઇનો વાસ્તવિકસંબંધ નથી. (કોઇ કોઇના ગુણદોષોએ લિપ્ત થતા નથી.)

૧૮૪૫ જેમ પશ્વાદિ, શબ્દાદિ વિષય સાથે શ્રોત્રાદિ ઇંદ્રિયનો સંબંધ થતાં જો તે શબ્દાદિનું વિજ્ઞાન પ્રતિકૂલ થાય તો તેનાથી નિવૃત્ત થાય છે અને અનુકૂલ થાય તો પ્રવૃત્ત થાય છે, જેમ હાથમાં લાકડી ઉંચી કરીને પોતાની સંમુખ આવતા પુરુષને જોઇને 'આ મને મારવાને ઇચ્છે છે' એમ જાણી તે પલાયન કરવાનો આરંભ કરે છે, અને હાથમાં લીલું ઘાસ લઇને સંમુખ આવતા પુરુષને દેખીને 'આ મને તૃણ ખવરાવવા આવે છે' એમ જાણી તે તેની સંમુખ જાય છે, તેમ વ્યુત્પન્નચિત્તવાળા પુરુષોપણ ક્રૂરદૃષ્ટિવાળા તથા આક્રોશ કરતા અને હાથમાં ખડ્ગને ઉંચું રાખી પોતાની ભણી આવતા બળવાન પુરુષને જોઇને 'આ મને મારવાને ઇચ્છે છે' એમ જાણી ભાગી જવાનો આરંભ કરે છે અને તેનાથી વિપરીતવ્યવહારવાળા પુરુષને જોઇને તેની સંમુખ જાય છે. (પુરુષોનો પ્રમાણપ્રમેયાદિ વ્યવહાર પશ્વાદિની સમાન છે).

૧૮૪૬ જેમ સ્વર્ગાદિની કામનાવાળાને અગ્નિહોત્રાદિ સાધનનું વિધાન છે તેમ મુક્તિની કામનાવાળાને બ્રહ્મજ્ઞાનનું વિધાન છે.

૧૮૪૭ જેમ દેહાશ્રિતચિકિત્સાદ્વારા ધાતુનું સમપણું થયે તે દેહાદિસંઘાતના અભિમાનીને પોતામાં "હું રોગરહિત છું" એવી આરોગ્યરૂપ ફલની બુદ્ધિ ઉપજે છે, તેમ સ્નાન, આચમન અને યજ્ઞોપવીતધારણ આદિવડે "હું શુદ્ધ છું, સંસ્કારવાળો છું" એવી બુદ્ધિ જેમાં ઉપજે છે તે દેહાભિમાનીજ સંસ્કાર પામે છે.

૧૮૪૮ જેમ ક્ષુરની (અસ્ત્રાની) તીક્ષ્ણ ધારા કઠિનપથ્થરપ્રતિ કુંઠિત થાય છે તેમ આત્મા વિધિનો વિષય ન હોવાથી તે અહેયઅનુપાદેયવસ્તુપ્રતિ "આત્મા વા અરે દ્રષ્ટવ્યઃ શ્રોતવ્ય" ઇત્યાદિ વિધિતુલ્યપદો કુંઠિત થાય છે.

૧૮૪૯ જેમ સર્પ રજ્જુરૂપ અંતમાં વિનાશ પામે છે, તેમ સર્વવસ્તુસમૂહ પુરુષરૂપ અંતમાં વિનાશ પામે છે.

૧૮૫૦ જેમ વ્યાપકઆકાશ સૂઇના છિદ્રાદિમાં અલ્પસ્થાનવાળું ને સૂક્ષ્મ કહેવાય છે તેમ વ્યાપકઈશ્વર હૃદયકમલમાં દેખવાને (ધ્યાન કરવાને) શકય હોવાથી તેમને અલ્પસ્થાનવાળા ને સૂક્ષ્મ કહ્યા છે.

૧૮૫૧ જેમ વસુધાપતિને પ્રસંગે અયોધ્યાપતિ કહેવામાં વિરોધ નથી તેમ વ્યાપકઈશ્વરને ઉપાસનાના પ્રસંગમાં વ્યાવહારિકરીતે પરિચ્છિન્ન (હૃદયકમલસ્થાદિ) કહેવામાં વિરોધ નથી.

૧૮૫૨ જેમ લોકમાં ગાયના સમાન સ્વભાવવાળી ગાય છે, અશ્વ અથવા પુરુષ નથી તેમ ચેતનરૂપ જીવના સમાનસ્વભાવવાળા ચેતનરૂપ પરમાત્મા છે, પણ જડરૂપ બુદ્ધિ નથી.

૧૮૫૩ જીવ સંસારી અને પરમાત્મા અસંસારી હોવાથી છાયા અને તડકાની પેઠે તેઓમાં પરસ્પર વિરૂદ્ધપણું છે.

૧૮૫૪ જેમ નેત્રસ્થાન અલિપ્ત છે તેમ પરમાત્માપણ અલિપ્ત છે.

૧૮૫૫ જેમ એક સિદ્ધયોગી પોતાના યોગબળથી અનેકશરીર ધારણ કરે છે તેમ એક દેવનેપણ પોતાના સામર્થ્યથી અનેકશરીરની પ્રાપ્તિનું શ્રુતિસ્મૃતિમાં દર્શન હોવાથી એક સમયમાં અનેક યજ્ઞમાં ગમનનો સંભવ છે.

૧૮૫૬ જેમ ગોલકોથી ઇંદ્રિયો ભિન્ન છે, તેમ જ્યોતિર્મંડલોથી તે તે મંડલના અભિમાનીદેવ ભિન્ન છે.

૧૮૫૭ જેમ અજા (બકરી) બહુધા ત્રણ રંગવાળી હોય છે, તથા પોતાનાં જેવાં ઘણાં બચ્ચાંને જન્મ આપે છે, તેમ અવાંતરપ્રકૃતિ-(ત્રણ ભૂતો–તેજ, જલ, પૃથિવી) પણ બહુધા ત્રણ રંગવાળી (જે રાતું તે તેજનું, જે શ્વેત તે જલનું અને જે કૃષ્ણ તે પૃથિવીનું) તથા પોતાના જેવા અનંતપદાર્થોને ઉપજાવનારી છે. (સાદૃશ્યતાને લીધે આ અવાંતરપ્રકૃતિને શાસ્ત્રમાં અજારૂપે વર્ણવી છે.)

૧૮૫૮ જેમ મુખ્યપુરુષ દાસોએ અથવા જ્ઞાતિએ આણેલા ધનાદિનો ભોગ કરે છે, અને જ્ઞાતિગણ અથવા દાસવર્ગ તેના આશ્રયમાં રહી ઉપજીવિત થાય છે, તેમ આ જીવ આદિત્યના પ્રકાશવડે ઇંદ્રિયોથી ભોગ ભોગવે છે, અને તે આદિત્યાદિ પોતે જીવે આપેલા હવિસ્-આદિવડે ઉપજીવિત થાય છે.

૧૮૫૯ જેમ અભ્યુદયના હેતુપણાથી ધર્મ જિજ્ઞાસ્ય છે, તેમ નિઃશ્રેયસ–મોક્ષ–ના હેતુપણાથી બ્રહ્મ જિજ્ઞાસ્ય છે.

૧૮૬૦ જેમ લોકમાં સમુદ્રથી જલ અભિન્ન છે, છતાં ફીણતરંગ-બુદ્બુદાદિરૂપે ભિન્નપણ છે, તેમ અભિન્ન એવા ભોક્તા ને ભોગ્યપણ ઉપાધિવડે ભિન્નરૂપે સંભવી શકે છે.

૧૮૬૧ જેમ વૃક્ષ અનેક શાખાયુક્ત છે, તેમ બ્રહ્મ અનેકશક્તિ-પ્રવૃત્તિયુક્તજ છે.

૧૮૬૨ જેમ મૃત્તિકાનું મૃત્તિકારૂપે એકપણું અને ઘટશરાવાદિરૂપે નાનાપણું છે તેમ બ્રહ્મના એકપણાના અંશવડે જ્ઞાનથી મોક્ષવ્યવહાર સિદ્ધ થાય છે, અને નાનાપણાના અંશવડે કર્મકાંડનો આશ્રય કરીને રહેલા લૌકિકવૈદિકવ્યવહાર સિદ્ધ થાય છે.

૧૮૬૩ જેમ ઘટાકાશાદિનું મહાકાશથી અને મૃગજલનું ક્ષારમય-પ્રદેશથી અનન્યપણું છે, તેમ આ ભોગ્યભોક્તાદિ પ્રપંચસમૂહનું બ્રહ્મથી અનન્યપણું એટલે વ્યતિરેકવડે અભાવ છે.

૧૮૬૪ જેમ આકાશ એક છતાં ઘટાદિની ઉપાધિથી તેમાં ભેદ

પ્રતીત થાય છે, તેમ જ્ઞાનકાળમાં બ્રહ્મ એક છતાંપણ ભ્રાંતિકાલમાં અવિદ્યાકલ્પિતદેહાદિની ઉપાધિથી તેમાં ભેદ પ્રતીત થાય છે.

૧૮૬૫ જેમ લોકમાં સર્વપાષાણો એક પૃથિવીત્વધર્મવાળા છે, છતાં તેમાં કોઈ વજ્ર અને વૈડૂર્યઆદિમણિઓ બહુમૂલ્યને યોગ્ય છે, અન્યસૂર્યકાંતાદિમણિઓ મધ્યમમૂલ્યને યોગ્ય છે, અને કોઈ કાગડા-કુતરાભણી ફેંકવાયોગ્ય પાષાણો કોઈ પ્રકારના મૂલ્યને યોગ્ય નથી એમ અનેકપ્રકારનું વિચિત્રપણું જોવામાં આવે છે તેમ એકરૂપ બ્રહ્મનું જીવ તથા ઇશ્વરરૂપે પૃથક્‌પણું તથા વિચિત્રકાર્યરૂપપણું જોવામાં આવે છે.

૧૮૬૬ જેમ દૂધ કોઈપણ બાહ્યસાધનની અપેક્ષાવિના પોતેજ દહિરૂપે પરિણામ પામે છે, તેમ બ્રહ્મપણ બાહ્યસાધનની અપેક્ષા-વિનાજ જગદાકારપરિણામને પામે છે.

૧૮૬૭ જેમ ચક્ષુના દોષથી અનેક ચંદ્રમા દેખાવાથી ચંદ્રમાનું અનેકપણું થતું નથી, તેમ અવિદ્યાવડે કલ્પેલા રૂપભેદથી નિરવયવ-વસ્તુ સાવયવપણાને પામતી નથી.

૧૮૬૮ જેમ સ્વપ્નાવસ્થામાં એક આત્મામાં પોતાના સ્વરૂપના નાશ-વિનાજ અનેકપ્રકારની વિચિત્રસૃષ્ટિઓ ઉત્પન્ન થાય છે, તેમ એક બ્રહ્મમાં પોતાના સ્વરૂપના નાશવિનાજ અનેકપ્રકારની વિચિત્રસૃષ્ટિઓ ઉત્પન્ન થાય છે.

૧૮૬૯ જેમ લોકમાં કોઈ આપ્તકામરાજાની કાંઇપણ પ્રયોજનવિના ક્રીડારૂપવિહારમાં કેવલ લીલારૂપ પ્રવૃત્તિ થાય છે, વળી જેમ શ્વાસ-પ્રશ્વાસની કાંઇપણ પ્રયોજનવિના ચપલપણારૂપ અથવા પ્રારબ્ધરૂપ સ્વભાવથીજ પ્રવૃત્તિ થાય છે, તેમ આપ્તકામ શ્રીઇશ્વરનીપણ કાંઇપણ અન્યપ્રયોજનની અપેક્ષાવિના કાલકર્મસહિત માયારૂપ સ્વભાવથીજ કેવલ લીલારૂપ પ્રવૃત્તિ થાય છે.

૧૮૭૦ જેમ ડાંગર તથા જવાદિની વિષમતામાં તે તે બીજમાં રહેલાં અસાધારણસામર્થ્યોજ કારણ છે, અને પર્જન્ય તો તેમની ઉત્પત્તિમાં સાધારણકારણ થાય છે, તેમ દેવમનુષ્યાદિની વિષમતામાં તો તે તે જીવમાં રહેલાં અસાધારણકર્મોજ કારણ થાય છે, અને શ્રીઈશ્વર તો તેમની રચનામાં સાધારણકારણ થાય છે.

૧૮૭૧ જેમ બીજથી અંકુર થાય છે અને અંકુરદ્વારા બીજ થાય છે, તેમ કર્મથી સંસાર થાય છે ને સંસારથી કર્મ થાય છે.

૧૮૭૨ જેમ લોકમાં કુંભારઆદિ ચેતનવિના કેવલઅચેતનમૃત્તિકાદિ પોતાનાં ઘટાદિ કાર્યોને કરી શકતાં નથી તેમ ચેતનપરમાત્માવિના અચેતનપ્રધાનપણુ આ વ્યવસ્થાવાળા મહાનસંસારને રચી શકે નહિ.

૧૮૭૩ જેમ અયસ્કાંતમણિ પોતે પ્રવૃત્તિરહિત છતાંપણુ લોહનો પ્રવર્તક થાય છે, અથવા જેમ રૂપાદિ વિષયો પોતે પ્રવૃત્તિરહિત છતાંપણુ ચક્ષુઆદિના પ્રવર્તક થાય છે તેમ પ્રવૃત્તિરહિત પરમાત્માપણુ પોતાના સર્વજ્ઞાદિસ્વભાવવડે પ્રવર્તક સંભવી શકે છે.

૧૮૭૪ જેમ અગ્નિનું ઉષ્ણુપણું અગ્નિથી નિરાકરણુ કરાતું નથી, તેમ આત્માનું જ્ઞાનપણુંપણુ આત્માથી નિરાકરણુ કરાતું નથી.

૧૮૭૫ જેમ મનુષ્ય જે ક્રમથી નીસરણીપર ચડે છે, તેથી વિપરીતક્રમે ઊતરે છે તથા મૃત્તિકાથી ઉપજેલાં ઘટશરાવાદિ નાશકાલે મૃત્તિકામાં લય પામે છે, તેમ જલથી ઉપજેલી પૃથિવી સ્થિતિકાલ સમાપ્ત થયે જલમાં લીન થાય છે અને તેજથી ઉપજેલું જલ સ્થિતિકાલ સમાપ્ત થયે તેજમાં લીન થાય છે, એમ ઉત્તરોત્તર વિપરીતક્રમે તે ભૂતો પોતપોતાના કારણુમાં લીન થાય છે.

૧૮૭૬ જેમ કોઈ મનુષ્ય કોઈ ગ્રામનો સ્વામી છે, તે ત્યાંથી ન ચાલે તોપણુ કદાચિત્ તેનું સ્વામીપણું દૂર થઈ જાય છે, તેમ જીવ આ શરીરથી ન ચાલે તોપણુ કર્મના ક્ષયવડે આ શરીરના સ્વામીપણુાની નિવૃત્તિરૂપ ઉત્ક્રાંતિ થઈ શકે છે.

૧૮૭૭ જેમ હરિચંદનનું એક બિંદુ શરીરના એકદેશને સંબંધ પામ્યું છતુંપણુ આખા શરીરને આનંદ ઉપજાવે છે, તેમ આત્માપણુ શરીરના એકદેશમાં રહ્યો છતો ત્વચાની સાથે સંયોગ પામીને સર્વશરીરમાં શીતતાદિને જાણી શકે છે.

૧૮૭૮ જેમ આ જીવ જ્ઞાનપ્રતિ સ્વતંત્ર છતાંપણુ અનિયમિતરીતે ઇષ્ટ અને અનિષ્ટજ્ઞાનને પ્રાપ્ત થાય છે, તેમ જીવ સ્વતંત્ર છતાંપણુ તે ક્રિયામાં દેશકાલાદિનિમિત્તવિશેષની અપેક્ષાવાળો હોવાથી અનિયમિતરીતે ઇષ્ટ અને અનિષ્ટને સંપાદન કરે છે.

૧૮૭૯ જેમ જલ, કાષ્ઠ અને અગ્નિની અપેક્ષાવાળા પાચકનું પાચકપણું નિવૃત્ત થતું નથી, તેમ દેશકાલાદિની અપેક્ષાવાળા જીવનું કર્તાપણું નિવૃત્ત થતું નથી.

૧૮૮૦ જેમ લોકમાં કાષ્ઠનું છેદન કરનાર સુથાર જેટલો સમય વાંસલાઆદિકરણને પોતાના હાથમાં ધારણ કરે છે, તેટલો સમય કર્તા છે અને દુઃખી છે અને જ્યારે પોતાના ઘરમાં જઇને વાંસલાઆદિકરણનો ત્યાગ કરે છે, ત્યારે સ્વસ્થ તથા નિર્વ્યાપાર થઈને સુખરૂપ સ્થિતિ કરે છે, તેમ જીવાત્માપણ જાગ્રતસ્વપ્નમાં બુદ્ધિઆદિકરણને લઇને કર્તા છે અને દુઃખી છે, અને સુષુપ્તિ તથા મોક્ષને વિષે બુદ્ધિઆદિકરણને ત્યજીને સુખરૂપ સ્થિતિ કરે છે.

૧૮૮૧ જેમ સુથાર વાંસલાઆદિવિના સ્વશરીરવડે અકર્તા છે તેમ આત્માપણ સ્વસ્વરૂપે અકર્તા છે. (માત્ર ઉપાધિવડે તેમનામાં કર્તાપણાનો આરોપ થાય છે.)

૧૮૮૨ જેમ આંગળીઆદિ ઉપાધિ સીધી કિંવા વાંકી થવાથી આકાશમાં વ્યાપી રહેલો સૂર્યનો કિંવા ચંદ્રનો પ્રકાશ સીધો અથવા વાંકો થયાનું ભાન થાય છે, પરંતુ પરમાર્થથી તે સીધો કિંવા વાંકો થતો નથી, તેમ ઉપાધિવાળા જીવરૂપ અંશમાં દુઃખનો ભાવ પ્રતીત થતાં છતાંપણ પરમાત્મા દુઃખયુક્ત થતા નથી.

૧૮૮૩ જેમ ઘટના જવાઆવવાથી ઘટાકાશ જતુંઆવતું પ્રતીત થાય છે પણ વસ્તુતાએ તે જતુંઆવતું નથી, વળી જેમ પાણી ભરેલા કુંડામાં સૂર્યનું પ્રતિબિંબ પડ્યું હોય, ત્યાં કુંડાના કિંવા જલના કંપવાથી પ્રતિબિંબ કંપમાન થયા છતાંપણ બિંબરૂપસૂર્ય કંપમાન્ થતો નથી, તેમ અવિદ્યાએ ઉપજાવેલી બુદ્ધિઆદિ ઉપાધિવાળો જીવ નામનો અંશ દુઃખી થવાથી, અંશિરૂપ ઈશ્વર દુઃખી થતા નહિ.

૧૮૮૪ જેમ વિસ્ફુલિંગ અગ્નિનો અંશ છે તેમ જીવપણ પરમાત્માના અંશસમાન છે.

૧૮૮૫ જેમ અગ્નિ અને વિસ્ફુલિંગનું ઉષ્ણપણું સમ છે તેમ ઈશ્વર અને જીવનું ચૈતન્ય સમ છે.

૧૮૮૬ જેમ આદિત્ય પ્રકાશ્યના દોષોવડે લેપાતા નથી તેમ સર્વભૂતોના અંતરાત્મા જે એક છે તે બહારના લોકદુ:ખવડે લેપાતા નથી.

૧૮૮૭ જેમ જલમાં પડેલું સૂર્યનું પ્રતિબિંબ સૂર્યનો આભાસ કહેવાય છે તેમ અજ્ઞાનના અંશમાં અથવા બુદ્ધિમાં પડેલું પરમાત્માનું પ્રતિબિંબ પરમાત્માનો આભાસ કિંવા જીવ કિંવા ચિદાભાસ કહેવાય છે.

૧૮૮૮ જેમ એક જલમાંના પ્રતિબિંબના કંપવાથી અન્ય જલમાંનું પ્રતિબિંબ કંપતું નથી તેમ એક જીવના કર્મફલને અન્ય જીવ ભોગવતો નથી.

૧૮૮૯ જેમ બળતા અગ્નિમાંથી ઝીણા તણખા ઉત્પન્ન થાય છે, તેમ આ આત્માથી સર્વે પ્રાણો ઉત્પન્ન થાય છે.

૧૮૯૦ જેમ ચક્ષુરાદિ ઇંદ્રિયો અમાત્યગણની પેઠે જીવરૂપ રાજાના કર્તૃત્વભોકતૃત્વનાં સાધનો છે તેમ મુખ્ય પ્રાણપણ રાજમંત્રીની પેઠે જીવના સર્વઅર્થની સિદ્ધિ કરનારો હોવાથી જીવનું સાધન છે. (સ્વતંત્ર નથી.)

૧૮૯૧ જેમ જલસમૂહમાં નાંખેલું જલબિંદુ જલસમૂહરૂપજ થાય છે, તેથી તેજ જલબિંદુને પુનઃ બહાર કાઢી શકાતું નથી, તેમ બ્રહ્મની સાથે એકતા પામેલા જીવનું પુનઃ ઉત્થાન થતું નથી.

૧૮૯૨ જેમ શાંડિલ્યવિદ્યાદિરૂપ અન્ય ઉપાસનાઓ પોતપોતાના અનુબંધવડે કર્માંથી અને અન્ય ઉપાસનાઓથી પૃથક્ અને સ્વતંત્ર છે, તેમ અનુબંધ, અતિદેશ, શ્રુતિ, લિંગ અને વાકયરૂપ હેતુઓથી આ મનોવૃત્તિરૂપ અગ્નિઓ પણ ક્રિયા, ક્રિયાંગ અને અન્ય ઉપાસનાઓથી પૃથક્ અને સ્વતંત્ર છે.

૧૮૯૩ જેમ અગ્નિ ઉષ્ણ છતાં પોતાને બાળતો નથી, તથા નટ શિક્ષિત છતાંપણ પોતાના સ્કંધપર આરોહણ કરી શકતો નથી, તેમ ભૂતભૌતિકધર્મરૂપ જડચૈતન્યવડે ભૂતભૌતિકો વિષય થઈ શકતાં નથી તથા જડરૂપાદિવડે સ્વરૂપને વા પરરૂપને અનુભવી શકાતું નથી પણ ચૈતન્યવડેજ બાહ્ય અને આધ્યાત્મિકજડભૂતભૌતિક વિષય કરી શકાય છે.

૧૮૯૪ જેમ યજ્ઞાંતરનું જ્ઞાન યજ્ઞાંતરના અધિકારીને અપેક્ષિત

નથી, તેમ સ્વતંત્રફલવાળું ઉપનિષદે બોધેલું આત્મજ્ઞાન કર્માધિકારના કારણપણાને પામતું નથી. (અધ્યયનથી ઉપજેલું કર્મનું જ્ઞાન કર્માધિકારનું કારણ છે.)

૧૮૯૫ જેમ અશ્વની હળમાં જુતવાની (બળદની) યોગ્યતા નથી અને રથમાં જુતવાની યોગ્યતા છે, તેમ જ્ઞાનને પોતાની ફલસિદ્ધિમાટે કોઈ કર્મની અપેક્ષા નથી અને પોતાની સિદ્ધિને માટે સર્વકર્મની અપક્ષા છે.

૧૮૯૬ જેમ મધ તથા માંસના ભક્ષણમાં બ્રહ્મચારીના વ્રતનો લોપ થાય છે અને પછી સંસ્કાર કરવાથી તેની શુદ્ધિ થાય છે, તેમ બ્રહ્મચારીપણાના અવિશેષથી અને અવકીર્ણીત્વ(વ્યભિચારીપણા)ના અવિશેષથી ઉપકુર્વાણની પેઠે નૈષ્ઠિકને પ્રાયશ્ચિત્તનો સદ્ભાવ છે ને તેવડે તેની શુદ્ધિ થાય છે.

૧૮૯૭ જેમ લૌકિકઅગ્નિ રૂના સમૂહને બાળી નાંખે છે તેમ યોગાગ્નિ બુદ્ધિપૂર્વક થયેલા અને પ્રમાદથી થયેલા મન, વાણી અને શરીરના સર્વદોષોને બાળી નાંખે છે.

૧૮૯૮ જેમ બાળક અપ્રરૂઢઇંદ્રિયપણાવડે અન્ય આગળ પોતાની ખ્યાતિ પ્રકટ કરતો નથી, તેમ સંન્યાસીએ પણ જ્ઞાન, અધ્યયન તથા ધાર્મિકપણાદિવડે પોતાને નહિ પ્રકટ કરી દંભદર્પાદિરહિત થવું જોઇએ.

૧૮૯૯ જેમ લોકમાં ક્યારેક દાસમાં રાજાની દૃષ્ટિ કરાય છે, પરંતુ રાજામાં દાસની દૃષ્ટિ કરાતી નથી, તેમ આદિત્યાદિ પ્રતીકોમાં બ્રહ્મદૃષ્ટિ કર્તવ્ય છે, પરંતુ બ્રહ્મમાં આદિત્યાદિની દૃષ્ટિ કર્તવ્ય નથી.

૧૯૦૦ જેમ દહિ અને વિષ, જ્વર અને મરણરૂપ ફલવાળાં છતાંપણ ગોળ અને મંત્રસંયુક્ત તે અનુક્રમે તૃપ્તિ અને પુષ્ટિરૂપ ફલવાળાં થાય છે, તેમ કર્મપણ જ્ઞાનસંયુક્ત થઇને મોક્ષરૂપ ફલ ઉપજાવી શકે છે.

૧૯૦૧ જેમ વિદ્યાવિહીનબ્રાહ્મણથી વિદ્વાનબ્રાહ્મણ શ્રેષ્ઠ છે, તેમ ઉપાસનાવિહીન અગ્નિહોત્રાદિકર્મથી ઉપાસનાસંયુક્ત અગ્નિહોત્રાદિકર્મ શ્રેષ્ઠ છે.

૧૯૦૨ જેમ સ્વપ્નાવસ્થામાં શરીર, ઇંદ્રિયો અને વિષયો અવિદ્યમાન છતાંપણ માત્ર મનથીજ પ્રતીતિમાત્ર એવા સૂક્ષ્મભોગોને જીવ ભોગવે

છે તેમ મોક્ષાવસ્થામાંપણ વિદ્વાન્ કેવલ મનવડે સૂક્ષ્મભોગોને ભોગવે છે.

૧૯૦૩ જેમ એક દીપક પોતાની કાર્યશક્તિના યોગવડે અનેકવાટના સંયોગથી અનેકદીપકના ભાવને પામે છે, તેમ એક વિદ્વાન્પણ વિદ્યા અને યોગના બળવડે અનેકશરીરના સંબંધને પામી અનેકશરીરોમાં યુગપત્ પ્રવેશ કરે છે.

૧૯૦૪ જેમ કોઈ પુરુષ પોતાના અજ્ઞાનને લીધે અફીણ અને સુરાદિકનું અધિકઅધિક ગ્રહણ કરી સુખ માને છે, પરંતુ તેવડે તે દુઃખનોજ અનુભવ કરીને મરે છે, તેમ જે પુરુષો પરમાનંદની નિત્યપ્રાપ્તિ અને ત્રણ પ્રકારનાં દુઃખોની આત્યંતિકનિવૃત્તિમાટે દેહાભિમાનવડે જગત્ના તુચ્છપદાર્થોનો આશ્રય કરે છે તેઓપણ દુઃખાનુભવ કરીને વારંવાર જન્મમરણને પામે છે.

૧૯૦૫ જેમ અધિકારાનુસાર વર્ણાશ્રમને લગતા વૈદિક, સ્માર્ત તથા પુરાણોક્ત નિત્યનૈમિત્તિકકર્મોનું નિષ્કામપણે અનુષ્ઠાન કરવાથી ચિત્તનો મલદોષ દૂર થાય છે, તેમ યમ, નિયમ, આસન, પ્રાણાયામ ને પ્રત્યાહારનું નિષ્કામપણે અનુષ્ઠાન કરવાથીપણ રજસ્તમસ્ની નિવૃત્તિ થવાથી ચિત્તનો મલદોષ સ્વલ્પકાલમાંજ નિવૃત્ત થાય છે.

૧૯૦૬ જેમ દહરશાંડિલ્યાદિ વૈદિકઉપાસનાથી ચિત્તની સ્થિરતાથી વિક્ષેપદોષ દૂર થાય છે, તેમજ ધારણા, ધ્યાન ને સમાધિદ્વારાપણ ચિત્તનો વિક્ષેપદોષ સ્વલ્પકાલમાં નિવૃત્ત થાય છે.

૧૯૦૭ જેમ પ્રસિદ્ધ કૌસ્તુભમણિને હૃદયપર ધારણ કરીને શ્રીવિષ્ણુ પ્રસન્નતાનો અનુભવ કરે છે તેમ યોગરૂપી કૌસ્તુભમણિને હૃદયમાં ધારણ કરીને બ્રહ્મચર્યાદિ સાધનવડે વિષયોથી બુદ્ધિનું રક્ષણ કરનારા મુમુક્ષુજનો પ્રસન્નતાનો અનુભવ કરે છે.

૧૯૦૮ જેમ શ્રીવિષ્ણુએ ધારણ કરેલા કૌસ્તુભમણિના પ્રકાશથી બહારના અસુરો ત્રાસ પામે છે તેમ યોગરૂપી કૌસ્તુભમણિના પ્રકાશથી તેને ધારણ કરનાર મુમુક્ષુજનોના અંતરમાં રહેલા અસુરો ત્રાસ પામે છે.

૧૯૦૯ જેમ ક્ષારમયપ્રદેશમાં જનારી નદીને સારી રસાળભૂમિમાં લઇ જવી હોય તો તે નદીના વહનને રોકવામાટે એક સુદૃઢબંધ

બાંધવાની તથા તે પ્રવાહને ઇચ્છિતદેશમાં લઇ જવામાટે એક નહિર ખોદવાની અપેક્ષા રહે છે, તેમ ચિત્તના સંસારના વિષયોભણીનાં રાગ-દ્વેષરૂપે થતાં પરિણામો રોકવા વૈરાગ્યની ને ચિત્તને આત્માકારે કરવા-માટે અભ્યાસની અપેક્ષા છે.

૧૯૧૦ જેમ દોરડીનું અજ્ઞાન દોરડીના જ્ઞાનથીજ દૂર થાય છે, બીજાથી નહિ, તેમ સ્વરૂપનું જ્ઞાનજ અજ્ઞાનની નિવૃત્તિદ્વારા સમગ્ર-દુઃખની આત્યંતિકનિવૃત્તિનો હેતુ છે.

૧૯૧૧ જેમ વેલુમાંથી તેલ નીકળવાનો, સસલાના શિંગડાનું ધનુષ્ બનવાનો, નરવિષાણની લાકડી બનવાનો, કાચબાના રૂંવાડાની કામળી બનવાનો ને હુલાહુલવિષથી અમર થવાનો અસંભવ છે તેમ અસત્, જડ ને દુઃખરૂપ વિષયો કે જેમાં પોતાના નામાનુસાર જીવને જન્મ-મરણરૂપ સંસારમાં બાંધી રાખવાનો સ્વભાવ છે તેમાં આનંદ આપ-વાના સ્વભાવનો અસંભવ છે.

૧૯૧૨ જેમ શ્વાન સૂકા હાડકાને ચાવે છે, તેથી તેનું જડબું કપાય છે, ને તેમાંથી લોહી ટપકે છે, તે લોહી સૂકા હાડકાંમાંથી આવ્યું છે, ને તે લોહી મને પુષ્ટ કરશે એમ માની તે શ્વાન પોતાના અજ્ઞાનથી હર્ષ પામે છે, તેમ અજ્ઞાનિજનોપણ અમને વિષયમાંથી આનંદ મળે છે અને અમે આ વડે કૃતાર્થ થઇશું એમ માની પોતાના અજ્ઞાનવડે આનંદ પામે છે, પણ વસ્તુતાએ વિષય એ આનંદરૂપ નથી.

૧૯૧૩ જેમ કૂતરાના આળા ચામડામાં રાખેલું ગધેડીનું દુધ પીવું સારું નથી, પણ સુવર્ણના કળશમાં રાખેલું કપિલાગાયનું દુધ પીવું શ્રેષ્ઠ છે, તેમ સોપાધિક વિષયઆનંદ કરતાં નિરુપાધિક નિર્વિષ્ય-આનંદ શ્રેષ્ઠ છે.

૧૯૧૪ જેમ આ લોકપ્રસિદ્ધસમુદ્ર સામાન્યમાણસોને અપારજેવો લાગે છે, તેમ આ ભવસાગરપણ અજ્ઞાનિજનોને અપારજેવો લાગે છે.

૧૯૧૫ જેમ આ લોકપ્રસિદ્ધસાગરમાં ખારુંજલ ભરેલું છે, તેમ આ ભવસાગરમાં દુઃખાનુભવ કરાવનાર જન્મમરણરૂપી ખારુંજલ ભરેલું છે.

૧૯૧૬ જેમ આ પ્રસિદ્ધસમુદ્રમાં વાયુનાં બળથી નાનાપ્રકારના તરંગો ઊઠે છે, તેમ આ સંસારસમુદ્રમાં વાસનારૂપી વાયુથી જનસમૂહનું દેશદેશાંતરમાં ગમન થવારૂપ નાનાપ્રકારના તરંગો ઊઠે છે.

૧૯૧૭ જેમ આ લૌકિકજલધિના કોઇક ભાગમાં મૂલ્યવાન્ મુક્તાફળો (મોતીઓ) મળી આવે છે, તેમ આ સંસૃતિરૂપ જલધિમાં કોઇક સ્થળે સદ્ગુણોથી અલંકૃત થયેલા મહાપુરુષો મળી આવે છે.

૧૯૧૮ જેમ આ પ્રખ્યાતસમુદ્રમાં ભયંકર જલવંટોળીઆઓ પ્રવાસિજનોને ભય પમાડે છે, તેમ આ જગતરૂપ સમુદ્રમાં ભય ઉપજાવનાર મહામારીઆદિ ઊડતારોગો સંસારિજનોને તાપ પમાડે છે.

૧૯૧૯ જેમ પ્રસિદ્ધસાગરમાં ઝંઝાવાતાદિથી નૌકાઓનો અકસ્માત્ નાશ થાય છે, તેમ આ સંસારસાગરમાંપણ રોગાદિથી માણસોનો અકસ્માત્ નાશ થાય છે.

૧૯૨૦ જેમ આ પ્રખ્યાતસમુદ્રમાં કોઈ કોઈ ઠેકાણે પ્રવાળાના કીડાઓ ધીરે ધીરે પ્રવાળાના દ્વીપો બનાવવાનો પ્રયત્ન કરતા જણાય છે, તેમ આ સંસારસમુદ્રમાંપણ કોઈ કોઈ સ્થળે આસ્તિકમાણસો ધીરેધીરે ધર્મનો સંગ્રહ કરતા જણાય છે.

૧૯૨૧ જેમ સમુદ્રમાં રહેલા ક્ષુદ્રમત્સ્યાદિ જીવો પરસ્પર કલહ કરે છે, તેમ સંસારમાં રહેલા અજ્ઞાનીજીવોપણ પરસ્પર કલહ કરે છે.

૧૯૨૨ જેમ સાગરમાં સબળજીવો નિર્બળજીવોને દુઃખ દીધા કરે છે, તેમ સંસારમાં અજ્ઞાનીસબળમાણસો નિર્બળમાણસોને દુઃખ દીધા કરે છે.

૧૯૨૩ જેમ સમુદ્રમાં મકર તથા સર્પાદિ ભય ઉપજાવનારા જીવો વસે છે, તેમ આ સંસારમાં ચોર તથા ચાડીયા આદિ સજ્જનોને ત્રાસ આપનારાં માણસો વસે છે.

૧૯૨૪ જેમ સાગરમાં કોઈ જગાએ જાડ્યથી (શીતળતાથી) હિમ જામી ગયેલો જોવામાં આવે છે, તેમ સંસારના કોઈ પ્રદેશમાં જાડ્યથી (અજ્ઞાનથી) માણસોનો વિષયસંબંધી અનુરાગ જામી ગયેલો જોવામાં આવે છે.

૧૯૨૫ જેમ સમુદ્રમાં રહેલા તિમિંગિલો (વ્હેલો) પોતાની પાસેના તેલના સમૂહથી તેલને ઇચ્છનારા નાવિકોથી દુઃખ પામે છે, તેમ સંસારમાં રહેલા ધનાઢ્યો પોતાની પાસેના દ્રવ્યથી ચોરાદિથી ભય પામે છે.

૧૯૨૬ જેમ સમુદ્રમાં ક્ષુદ્રજીવો ભયભરેલી સ્થિતિમાં ભ્રમણ કર્યા કરે છે, તેમ આ સંસારમાં દુર્લભજીવો ભયભરેલી સ્થિતિમાં ભ્રમણ કર્યા કરે છે.

૧૯૨૭ જેમ સમુદ્રના કોઇકજ ભાગમાં અંબર મળી આવે છે, તેમ સંસારના કોઇકજ પુણ્યવાળાપ્રદેશમાં સાચા પરોપકારીપુરુષ મળી આવે છે.

૧૯૨૮ જેમ સાગરમાં નૌકાનો નાશ કરનાર ભયંકર ટેકરા (ખડકો) છે, તેમ સંસારમાં માણસોના જીવની તથા દ્રવ્યાદિની હાનિ કરનાર વેશ્યાનું ઘર ને કલાલનું ઘર એ આદિ પાપસ્થાનો છે.

૧૯૨૯ જેમ સમુદ્રમાં રહેલા ચુંબકના પર્વતો લોહવાળાં વહાણોને પોતાની તરફ ખેંચી તેનો નાશ કરે છે, તેમ સંસારમાં રહેલાં સ્રી-શરીરો (સ્રીઓને માટે પુરુષશરીરો) રાગિજનોને પોતાનાભણી આકર્ષી તેમનો નાશ કરે છે.

૧૯૩૦ જેમ સાગરમાં રહેલા મોટા રાઘવાદિ મગરમચ્છો મોટાં મોટાં વહાણોને ગળી જાય છે, તેમ સંસારમાં રહેલા શબ્દાદિ વિષયો માનવજીવનને ગળી જાય છે.

૧૯૩૧ જેમ પ્રસિદ્ધસમુદ્રની ભયંકર ઘૂઘવાટીથી મૃદુપ્રકૃતિવાળાં માણુસો ભય પામે છે, તેમ આ સંસારસાગરની વિપરીતક્રિયાઓથી નિર્મળસ્વભાવવાળાપુરુષો ભય પામે છે.

૧૯૩૨ જેમ પ્રસિદ્ધસમુદ્રમાં મચ્છીમાર જાળ નાંખી જળચર જીવોને પકડે છે તેમ આ સંસારસાગરમાં કાળરૂપી મચ્છીમાર વિષયો-રૂપી જાળ નાંખી રાગીજીવોને પકડ્યા કરે છે.

૧૯૩૩ જેમ સાગરમાં ફીણુ જોવામાં આવે છે, તેમ આ સંસારમાં તુચ્છવિષયો જોવામાં આવે છે.

૧૯૩૪ જેમ સાગરમાં વડવાનળ સમુદ્રમાંના જળને તપાવ્યા કરે છે, તેમ આ સંસારમાં ચિંતા મનુષ્યોને તપાવ્યા કરે છે.

૧૯૩૫ જેમ સાગરમાંના કોઈ કોઈ સ્થળેજ હિમ જોવામાં આવે છે, તેમ આ સંસારમાં કોઈ કોઈ સ્થળેજ ઉજ્જવળ ને શીતલ હૃદયવાળા પુરુષો જોવામાં આવે છે.

૧૯૩૬ જેમ સમુદ્રમાં વમળ હોય છે, તેમ આ સંસારમાં માણસોના મનને ભમાવનારાં સાધનો હોય છે.

૧૯૩૭ જેમ સાગરમાં કોઈ કોઈ ઠેકાણે સમુદ્રપર તરનારાં પક્ષીઓ જોવામાં આવે છે, તેમ આ સંસારમાં સંસારવિષે રહ્યા છતાં તેમાં નહિ ડુબનારા મહાપુરુષો જોવામાં આવે છે.

૧૯૩૮ જેમ અરણ્યમાં પ્રવાસિજનોને સુખ ઉપજાવનારાં તથા દુ:ખ ઉપજાવનારાં વૃક્ષો હોય છે, તેમ આ સંસારમાં માનવસમૂહને સુખ તથા દુ:ખ આપવાના સ્વભાવવાળા સજ્જનો અને દુર્જનો હોય છે.

૧૯૩૯ જેમ અરણ્યમાં ચોર, વ્યાઘ્ર, સિંહ ને સર્પાદિથી સર્વદા ભય રહે છે, તેમ સંસારમાં માણસોને ભૂખતરષ, ટાઢતડકો ને દુ:ખશોકથી ભય રહ્યા કરે છે.

૧૯૪૦ જેમ પ્રસિદ્ધઅરણ્યમાં જ્યાં ત્યાં કાંટાઓ પડ્યા હોય છે, અને તે પ્રવાસિજનોના પગોમાં પેસી જઈ દુ:ખ આપે છે, તેમ આ સંસારારણ્યમાં વાત, પિત્ત ને કફના પ્રકોપથી ઉપજનારા જ્વરાદિ રોગો માણસોને પીડા આપે છે.

૧૯૪૧ જેમ અરણ્યમાં મોટા મોટા ભયંકર દાવાનળો લાગે છે, તેમ આ સંસારમાં મોટાં મોટાં ભયંકર યુદ્ધો થાય છે.

૧૯૪૨ જેમ અરણ્યમાં વૃક્ષાદિના ઘટ્ટપણાને લીધે તથા પ્રકાશની દુર્લભતાને લીધે પ્રવાસિજનોને ઇચ્છિત માર્ગ મળવો કઠિન થઇ પડે છે, તેમ આ સંસારમાંપણ શબ્દાદિ વિષયોના ઘાટાપણાને લીધે તથા જ્ઞાનની દુર્લભતાને લીધે માણસોને વાંછિતમાર્ગ મળવો દુર્ઘટ થઇ પડે છે.

૧૯૪૩ જેમ અરણ્યમાં વ્યાધલોકો પશુપક્ષીઓનું હનન કરતા વિચરે છે, તેમ આ સંસારમાં બળવાન્ મૃત્યુ માણસોનું હનન કરતો વિચરે છે.

૧૯૪૪ જેમ અરણ્યમાં કિરાતો પક્ષીઓને પકડવાને જાલ પાથરે છે, તેમ આ સંસારમાં કામનામના કિરાતે મૂઢ પુરુષોરૂપ પક્ષીઓને પકડવામાટે સ્ત્રીનાં શરીરોરૂપ જાળો પાથરી છે.

૧૯૪૫ જેમ અરણ્યમાં ઋજુ (સીધા) માર્ગથી ભ્રષ્ટ થયેલા અજાણ્યા પથિકજનોને અતિભ્રમણ કરવાથી શ્રમનો અનુભવ થાય છે, તેમ સંસારમાં યોગાદિ સીધા માર્ગથી ભ્રષ્ટ થયેલા અજ્ઞાનિમનુષ્યોને સંસારમાં જન્મમરણરૂપ ભ્રમણ કરવાથી શ્રમનો અનુભવ થાય છે.

૧૯૪૬ જેમ અરણ્યમાં કાંકચનાં ઝાડો હોય છે તેના થડ ઉપર, ડાળો ઉપર, ડાળીઓ ઉપર, પાનડાંઓ ઉપર ને તેના ફૂલના ત્રોફાઓપર કાંટાઓ હોય છે, ને તે ઝાડના સર્વભાગમાં કેવળ કડવાશજ રહેલી હોય છે, તેમ આ સંસારમાં દુર્જનો સર્વઅંગોમાં કાંટાઓથી ભરેલા હોય છે ને પોતાના સંબંધમાં આવનાર મનુષ્યોને વારંવાર દુઃખનો કડવો અનુભવ કરાવ્યા કરે છે.

૧૯૪૭ જેમ અરણ્યમાં તીક્ષ્ણકાંટાઓથી ભરેલા હાથલાથોર, બાવળ, ખેર, બોરડી, ઉંટકટો ને ગોખરુ જોવામાં આવે છે, તેમ આ સંસારમાં સજ્જનોને નિરર્થક દુઃખ દેવામાં પ્રીતિ રાખનારા દુષ્ટલોકો જોવામાં આવે છે.

૧૯૪૮ જેમ પ્રસિદ્ધઅરણ્યમાં જેનો સ્પર્શ કરવાથી શરીરમાં બહુ ચળ આવે એવાં ખાજવણી આદિ જોવામાં આવે છે, તેમ આ સંસારમાં જેનું સ્મરણ કરવાથી ચિત્ત તથા ઇંદ્રિયો વ્યાકુળ થાય એવા વિષયો જોવામાં આવે છે.

૧૯૪૯ જેમ સમુદ્રનો પાર પામવામાટે લેવામાં આવતા વહાણમાં માણસો હુંપણાની બુદ્ધિ કરતાં નથી તેમ સંસારનો પાર પામવામાટે ગ્રહણ કરવામાં આવેલા આ શરીરમાંપણ હુંપણાની બુદ્ધિ કરવી યોગ્ય નથી.

૧૯૫૦ જેમ પ્રસિદ્ધવનમાં ખાડાઓ, અસંખ્ય ઝાડો, સિંહો, વાનરો, પશુપક્ષીઓ ને નાગણીઓ છે તેમ દેહમાંપણ વિઘ્નોરૂપ અનેક ખાડાઓ, રૂંવાડાંરૂપ અસંખ્ય ઝાડો, કામરૂપ સિંહો, મનોરાજ્યરૂપ વાનરો, ઇંદ્રિયોરૂપ પશુપક્ષીઓ ને તૃષ્ણારૂપ નાગણીઓ છે.

૧૯૫૧ જેમ પ્રસિદ્ધઘર દોરીઓથી ઘેરાયલું (કામઠાં બાંધવામાટે વપરાતી દોરીઓ), પાણીથી થયેલા કાદવવાળું, ચૂનાથી ધોળું લાગનારું, ચાકરોએ કરેલા ઉપાયોથી ટકી રહેનારું અને આડસરવાળું હોય છે તેમ આ શરીરરૂપી ઘર લાંબી લાંબી નસોરૂપ દોરીઓથી ઘેરાયલું, લોહીરૂપ પાણીથી થયેલા કાદવવાળું, જરાવસ્થારૂપ ચૂનાથી ધોળું લાગનારું, ચિત્તરૂપી ચાકરે કરેલા ઉપાયોથી ટકી રહેનારું અને મિથ્યામોહરૂપ આડસરવાળું છે.

૧૯૫૨ જેમ પ્રસિદ્ધઘર વાસણો, લુણા, થાંભલાઓ, પૂતળીઓ, મેડીઓ, ખીંતીઓ, ખાડ, નિવાસ, ગોખ, દ્વાર, ચૂના, પ્રકાશ, અંધકાર ને ચિંતાઓવાળું હોય છે તેમ આ શરીરરૂપી ઘર વિષયોરૂપ મેલાં વાસણોવાળું, અજ્ઞાનરૂપ લુણાવાળું, ઘુંટીઓરૂપ કુંભીઓના આધારથી રહેલા સાથળોરૂપ થાંભલાઓથી ટકી રહેનારું, ચિંતારૂપી ઘણી પૂતળીઓવાળું, કેશરૂપી વરણથી ઢંકાયલી કાનરૂપ મેડીઓવાળું, આંગળીઓરૂપી ખીંતીઓવાળું, કદી પૂરાય નહિ એવી પેટરૂપી ખાડવાળું, નખરૂપ કરોળીઆના નિવાસવાળું, ભૂખરૂપી કૂતરીએ ગજાવી મૂકેલ, છિદ્રોરૂપી મોટા મોટા ગોખવાળું, દાંતરૂપ હાડકાંઓના કડકાસહિત મુખરૂપ દ્વારવાળું, ચામડીરૂપ ચૂનો ચોપડવાથી લીસું, રૂંવાડાંરૂપ જવારાવાળું, ક્ષણમાત્રમાં મંદહાસ્યરૂપ દીવાની કાંતિના પ્રકાશથી આનંદ આપતું અને ક્ષણમાત્રમાં શોકરૂપ અંધકારના સમૂહથી વ્યાપ્ત થતું, સઘળા રોગોના રહેઠાણરૂપ, વળી ચામડીમાં પડતી કરચલી તથા પલિત (પળિઆં)ના સ્થાનરૂપ ને ભયંકર ચિંતાઓને રહેવાના સ્થાનરૂપ છે.

૧૯૫૩ જેમ ખીલો હાથીઓને બાંધવાના સ્થાનરૂપ છે, તેમ બાલ્યાવસ્થા માણસોને રોષ તથા રોવાથી ત્રાસદાયી અને દીનતાભરેલી દુર્દશાઓમાં બંધાવાના ઠેકાણારૂપ છે.

૧૯૫૪ જેમ ઊંડા ખાડાઓમાં ધૂડ તથા ભૈરવ આદિ રજનીચર પ્રાણીઓ ભરાઈ રહે તેમ દોષો, દુરાચારો અને દુષ્ટચિંતાઓ બાલ્યાવસ્થામાં ભરાઈ રહે છે.

૧૯૫૫ જેમ રેતાળપ્રદેશ ગ્રીષ્મઋતુના તાપથી નિરંતર તપે છે, તેમ બાળક મનોરથોથી ઉન્મત્ત થયેલા બળવાન્ મનથી તપે છે.

૧૯૫૬ જેમ ખાવામાં આવેલો વિષનો કડકો શરીરના રૂપને બગાડી નાંખે છે તેમ સઘળાં અંગોને નિર્બળ કરનારી જરાવસ્થાપણ શરીરના રૂપને તુરત બગાડી નાંખે છે.

૧૯૫૭ જેમ લોકો ગાંડા માણસની હાંસી કરે છે તેમ સ્ત્રીઓ, પુત્રો, બાંધવો, સંબંધીઓ, દાસો અને બીજાં માણસો વૃદ્ધાવસ્થાએ ધ્રુજાવેલા માણસની હાંસી કરે છે.

૧૯૫૮ જેમ ઝાડ ઉપર ગીધ પક્ષી આવીને બેસે તેમ જોતાંપણ ન ગમે એવા, ખળભળી ગયેલા, રાંકપણું પામેલા, સદ્ગુણ તથા શક્તિથી રહિત થયેલા અજ્ઞાનીવૃદ્ધ ઉપર અપૂર્વ તૃષ્ણાનો મોટો ભાર આવીને બેસે છે.

૧૯૫૯ જેમ સાયંકાલની પછવાડે અંધકાર દોડ્યો આવે છે, તેમ જરાવસ્થાની પછવાડે કાળ દોડ્યો આવે છે.

૧૯૬૦ જેમ ઉંદર નિરંતર ધીરેધીરે જૂના ખાડાને ખોદ્યા કરે છે, તેમ કાળ નિરંતર ધીરેધીરે આયુષ્યને ખોદ્યા કરે છે.

૧૯૬૧ જેમ વ્યભિચારીપુરુષ રૂપઉપર તાક્યા કરે છે, તેમ કાળ કે જે દુઃખ, જરા અને જવરાદિ રોગોનો મિત્ર છે તે નિત્ય આયુષ્ ઉપર તાક્યા કરે છે.

૧૯૬૨ જેમ વર્ષાઋતુમાં નદી ઘણાજ ઉછળતા, મલિન અને જડ કરી નાંખે એવા અનેક મોટા મોટા તરંગોને ધારણ કરે છે, તેમ લક્ષ્મી પણ ઘણાજ ઉછળતા, મલિન અને જડ કરી નાંખે એવા રાગદ્વેષાદિક અનેક મોટા મોટા તરંગોને ધારણ કરે છે.

૧૯૬૩ જેમ પગમાં અગ્નિના અંગારાથી દાઝી ગયેલી સ્ત્રી એક ઠેકાણે પગ નહિ રાખતાં અયોગ્યરીતે આમ તેમ દોડ્યા કરે છે તેમ ચિંતારૂપી ઘણી દીકરીઓને ઉત્પન્ન કરનારી લક્ષ્મીપણ એક ઠેકાણે સ્થિર નહિ રહેતાં અયોગ્યરીતે આમ તેમ દોડ્યા કરે છે.

૧૯૬૪ જેમ ધૂળની મૂઠી ગમે તેવા ઉત્તમમણિઓનેપણ મલિન કરી નાંખે છે તેમ લક્ષ્મીપણ શૂર, વિચક્ષણ, કરેલા ઉપકારને જાણનાર, ઉદાર અને કોમળમાણસોનેપણ મલિન કરી નાંખે છે.

૧૯૬૫ લક્ષ્મી ઘણા કલેશરૂપી સર્પોને વિષમ તથા ગહનપણાવાળી ગુહારૂપ છે, મોહરૂપી મસ્તહાથીઓને વિંધ્યાચળની તળાટીરૂપ છે, સારાંકર્મરૂપી કમળને રાત્રિરૂપ છે, નઠારાંકર્મરૂપ પોયણીને ચાંદની-રૂપ છે, દયારૂપ દીપકને વંટોળીઆવાયુરૂપ છે, વિકારોરૂપ તરંગોની નદીરૂપ છે, ખેદરૂપ વિષને વધારનાર છે, સંકલ્પવિકલ્પરૂપ ધાન્યના ખેતરરૂપ છે, ભયસહિત ખેદ ઉત્પન્ન કરવામાં નાગણીરૂપ છે, વૈરાગ્યરૂપ કોમળલતાઓને હિમરૂપ છે, કામક્રોધાદિ ધૂડોને રાત્રિરૂપ છે, મેઘ-ધનુષ્યની પેઠે ચંચળતાવાળા અનેક રંગોથી મનને હરણ કરનારી છે, ઉપજીને શીઘ્ર જતી રહેનારી તથા જડનો આશ્રય કરનારી છે, ગ્રીષ્મ-ઋતુના મૃગજળના કરતાંપણ વધારે ઠગનારી છે, અકસ્માત્ દુર્દશામાં નાંખનારી છે અને ખડ્ગની ધારાની પેઠે ટાઢી, તીક્ષ્ણ તથા તીક્ષ્ણ-હૃદયવાળાનો આશ્રય કરનારી છે.

૧૯૬૬ જેમ મલિનપ્રચંડવાયુ ખડના તણખલાને કયાંઇ લઇ જાય તેમ મલિનતૃષ્ણા મનુષ્યને કયાંઇ લઇ જાય છે.

૧૯૬૭ જેમ ઉંદર વસ્ત્રને કાપી નાંખે છે, તેમ વૈરાગ્યઆદિ ગુણો સંપાદન કરવાના ઉત્સાહને તૃષ્ણા કાપી નાંખે છે.

૧૯૬૮ જેમ પહાડની ગુફામાં ઉપજેલી કોઈ લતા સર્વદા અત્યંત મલિન, કડવી, સંસર્ગ કરનારનું માથું ફેરવી દેનારી, લાંબાં લાંબાં ગુંચલાંવાળી અને બહુ ચિકાશવાળી હોય છે, તેમ તૃષ્ણાપણ સર્વદા અત્યંતમલિન, કડવી, સંસર્ગ કરનારનું માથું ફેરવી દેનારી, લાંબા લાંબા ગુંચલાવાળી અને બહુ ચિકાશવાળી હોય છે.

૧૯૬૯ તૃષ્ણારૂપી ચંચળઢેલ મોહરૂપ વરસાદનું આવરણ થાય ત્યારે નાચે છે ને એ આવરણ મટી જઇને વિવેકરૂપ પ્રકાશ થાય ત્યારે શીતળ થઇ જાય છે.

૧૯૭૦ જેમ પશુઓને બાંધવાની લાંબી દોરી સઘળાં પશુઓનાં ગળાંઓને બાંધી દે છે, તેમ તૃષ્ણાએ સંસારમાં સાભિમાનવ્યવહાર કરનાર સઘળા જીવોના મનને બાંધી લીધેલાં છે.

૧૯૭૧ તૃષ્ણા સદ્ગુણરૂપી ધાન્યોને કરાની વૃષ્ટિરૂપ છે, વિપત્તિરૂપી

ધાન્યોને ફલિત કરવામાં શરદઋતુરૂપ છે, બોધરૂપ કમળોને હિમરૂપ છે, મોહરૂપ અંધકારોને શીતકાળની રાત્રિરૂપ છે, સંસારરૂપ નૃત્યશાળામાં નૃત્ય કરનારી છે, મનરૂપ જંગલની હરિણીરૂપ છે, કામદેવના ગાયનની વીણારૂપ છે, મોહરૂપ હાથીને દૂર નહિ જવા દેનારી સાંકળરૂપ છે, સૃષ્ટિરૂપ વડની વડવાઇરૂપ છે, ને દુઃખમય પોયણીઓને ચાંદનીરૂપ છે.

૧૯૭૨ જેમ ઘાટા અંધકારવાળી રાત્રિ મટે ત્યારે રાક્ષસોની નિવૃત્તિ થાય છે, તેમ ઘાટા મોહવાળી તૃષ્ણા મટે ત્યારે સર્વપરિશ્રમ નિવૃત્ત થાય છે.

૧૯૭૩ જેમ શૂરવીર, સિંહણને તીક્ષ્ણધારવાળી ખડ્ગથી કાપી નાંખે છે તેમ કોઇથી કપાય નહિ એવી તૃષ્ણાનેપણ મોટી નિર્મલબુદ્ધિવાળાપુરુષો વિવેકરૂપ તીક્ષ્ણધારવાળી ખડ્ગથી કાપી નાંખે છે.

૧૯૭૪ જેમ જેને હડકવા થયો હોય કિંવા જેના માથામાં કીડા પડયા હોય એવું શ્વાન દુઃખને લીધે જ્યાં ત્યાં દોડ્યા કરે છે, તેમ પુત્રની અપ્રાપ્તિના કાલમાં માતપિતા માંત્રિકો, જોષીઓ, ભૂવાઓ, વૈદ્યો, જોગીઓ ને જતિઓ આદિની પાસે પુત્રપ્રાપ્તિના સ્વાર્થમાટે દોડ્યા કરે છે.

૧૯૭૫ જેમ ઓવાળનાં લાંકડાંઓનો સમૂહ તરંગોથી ફેરફાર પામ્યા કરે છે તેમ આ પ્રાણીઓનો સમૂહ કર્મોની ગતિથી નિરંતર ફેરફાર પામ્યા કરે છે.

૧૯૭૬ જેમ સ્થૂલપદાર્થો કરતાં સૂક્ષ્મપદાર્થો વધારે ઉપયોગી અને શ્રેષ્ઠ છે, તેમ સ્થૂલપદાર્થોસંબંધીવિદ્યા કરતાં સૂક્ષ્મપદાર્થોસંબંધીવિદ્યા વધારે ઉપયોગી ને શ્રેષ્ઠ છે.

૧૯૭૭ જેમ વિદ્યુતયંત્રમાં નિર્બળછેડાની સાથે નિર્બળછેડાનો સંયોગ થવાથી તથા પ્રબળછેડાની સાથે પ્રબળછેડાનો સંયોગ થવાથી કાંઈ અસર થતી નથી પણ નિર્બળ અને પ્રબળછેડાના સંયોગથી વિદ્યુત્‌ની ક્રિયા થવા માંડે છે, તેમ આ શરીરમાંપણ ફેફસાં આગળ આવેલા લોહીની અવસ્થા વિદ્યુતયંત્રના નિર્બળછેડાજેવી હોય છે અને

શ્વાસદ્વારા ફેફસાં આગળ આવેલા વાયુની સ્થિતિ તે વાયુ વિદ્યુત્‌વાળો હોવાથી વિદ્યુતયંત્રના પ્રબળછેડા જેવી હોય છે, તેથી તે રુધિર તે વાયુમાંની વિદ્યુત્‌ને ખેંચી લે છે. આ પ્રમાણે નસોમાંથી ફરીને આવેલા રુધિરને પુનઃ પુનઃ વિદ્યુત્‌નો સંસ્કાર થાય છે, અને રુધિર તે વિદ્યુત્ પુનઃ પુનઃ મજ્જાતંતુઓને આપી દે છે.

૧૯૭૮ જેમ લોહચુંબક—અયસ્કાંતમણિ—માંથી લોઢાને આકર્ષણ કરનારો પ્રવાહ સદૈવ બહાર વહન કર્યા કરે છે, તેમ પ્રત્યેકવસ્તુમાંથી પોતપોતાની પ્રાણકળાનો પ્રવાહ નિરંતર પોતાની આસપાસ વહન કર્યા કરે છે.

૧૯૭૯ જેવી રીતે કુમારીને સ્ત્રીસુખ સ્વસંવેદ્ય છે (પોતાની મેળે ન જણાય, માત્ર અનુભવ કરવાથીજ જણાય એવું) તેવી રીતે બ્રહ્મપણ સ્વસંવેદ્ય છે.

૧૯૮૦ જેમ જન્માંધ ઘડાને જાણતોજ નથી, તેમ અયોગી બ્રહ્મને જાણતોજ નથી.

૧૯૮૧ જેમ ભ્રમર પુષ્પના મકરંદને પીતો છતો પુષ્પના ગંધની અપેક્ષા કરતો નથી તેમ નાદમાં આસક્ત થયેલું ચિત્ત શબ્દાદિ વિષયોને ઇચ્છતું નથી.

૧૯૮૨ જેમ જે પક્ષીની પાંખો કપાઈ ગઈ હોય તે પક્ષી પૃથિવીપર પડી રહે છે, તેમ અનાહતનાદમાં જોડાયેલું મન ચંચલપણું ત્યજીને સારી રીતે સ્થિર થાય છે.

૧૯૮૩ જેમ કાષ્ઠમાં પ્રવેશ પામેલો પ્રજ્વલિતઅગ્નિ જ્વાલારૂપનો પરિત્યાગ કરીને અગ્નિરૂપે સ્થિત થાય છે તેમ નાદમાં પ્રવૃત્ત થયેલું ચિત્ત રાજસતામસવૃત્તિનો ત્યાગ કરીને સંસ્કારશેષસ્થિતિવાળું થાય છે.

૧૯૮૪ જેમ દર્પણમાં નેત્ર પોતાના સ્વરૂપને જોઈ શકે છે તેમ યોગના આશ્રયથી જીવાત્માપણ પોતાના સ્વરૂપને જોઈ શકે છે.

૧૯૮૫ જેમ દગ્ધબીજથી વૃક્ષાદિની ઉત્પત્તિ થતી નથી, તેમ જેના ક્લેશ યોગાગ્નિથી ભસ્મ થઈ જાય છે તેના હૃદયમાં પુનઃ કોઈપણ ક્લેશનો આવિર્ભાવ થતો નથી.

૧૯૮૬ જેમ જ્યાંસુધી ચોખાપર તેનાં ફોતરાં રહે છે ત્યાંસુધી તેમાં ઉત્પન્ન થવાની શક્તિ રહે છે, ફોતરાં ઊતારી નાંખવાથી તેમાં તે શક્તિ રહેતી નથી, તેમ જ્યાંસુધી કર્માશયમાં કલેશ રહે છે ત્યાંસુધી તે કર્મોને ઉત્પન્ન કરે છે, પરંતુ જે કર્માશયમાં કલેશોના સંસ્કારનો અભાવ થઇ ગયો છે તેનાથી કર્મોનું ઉત્પન્ન થવું સર્વથા અસંભવવાળું છે.

૧૯૮૭ જેમ આયુર્વેદ ચતુર્વ્યૂહ કહેવાય છે, કેમકે તેમાં રોગ, રોગનો હેતુ, આરોગ્ય અને રોગનિવૃત્તિના ઉપાયો દર્શાવવામાં આવ્યા છે, તેમ યોગશાસ્ત્રપણ ચતુર્વ્યૂહ છે, એટલે કે તેમાં સંસાર, સંસારનો હેતુ, મોક્ષ અને મોક્ષના ઉપાયોનું સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે.

૧૯૮૮ જેમ સુખનું કારણ ધર્મ છે તેમ મોક્ષપ્રાપ્તિનું કારણ રાજ-યોગદ્વારા ઉપજતું જ્ઞાન છે.

૧૯૮૯ જેમ સ્વપ્નાવસ્થામાં અને સુષુપ્તિઅવસ્થામાં જાગ્રદવસ્થાના વિષયોનું જ્ઞાન તથા ઇંદ્રિયચાંચલ્ય નષ્ટ થઈ જાય છે, તેમ જ્ઞાનના આશ્રયથી જ્યારે યોગીની બાહ્યવૃત્તિઓ નષ્ટ થઈ જાય છે ત્યારે તેનું ચિત્ત સ્થિર થવાથી તેને અસંપ્રજ્ઞાતસમાધિ થાય છે.

૧૯૯૦ જેમ માતાના ખોળામાં રહેલો બાલક ચંદ્રને ગ્રહણ કરવાને ઇચ્છે છે, તેમ સમ્યક્પ્રકારના ત્યાગવિના અબુધયોગી યોગને ઇચ્છે છે.

૧૯૯૧ જેમ હાથીના પગલામાં પગવડે ચાલનારાં સર્વપ્રાણીઓનાં પગલાં અંતર્ભૂત થાય છે, તેમ યજ્ઞ, તપ તથા દાનાદિક સર્વધર્મો અહિંસામાં અંતર્ભૂત થાય છે, વા તેમ પ્રભુમાં રાખેલા વિશ્વાસમાં સર્વશુભસાધનો ને સર્વશુભફલો સમાઈ જાય છે.

૧૯૯૨ જેમ તૃણવિનાના સ્થાનમાં પડેલો અગ્નિ પોતાની મેળેજ શાંત થઈ જાય છે તેમ ક્ષમાવાનની સામે થનારો દુર્જનપણ પોતાની મેળેજ વિરામ પામી જાય છે.

૧૯૯૩ જેમ ટાઢ અને ગરમી દેખાતાં નથી, પણ ત્વચાપર અસર કરે છે તેમ ધર્મ અને અધર્મ કરતી વેળા બહુધા અનુકૂલતા કે પ્રતિ-કૂલતાનું ભાન કરાવતા નથી, પણ તેમનો પરિપાક થયે કર્તાને અવશ્ય અનુકૂલતાનું કે પ્રતિકૂલતાનું ભાન કરાવે છે.

૧૯૯૪ જેમ તળાવમાં રહેલા જલની ઝરણાદ્વારા કૃમિ તથા દુર્ગંધિ આદિકથી રક્ષા થાય છે તેમ સંગ્રહ કરેલા દ્રવ્યની દાન કરવાવડે ચોર, રાજા ને અગ્નિ આદિથી રક્ષા થાય છે.

૧૯૯૫ જેમ નદીઓ પોતે પોતાના જળને પીતી નથી, વૃક્ષો પોતે પોતાનાં ફળો ખાતાં નથી, ને વરસાદ પોતે પોતાને વરસતો નથી, તેમ સત્પુરુષોની વિભૂતિઓ પરોપકારને માટેજ છે.

૧૯૯૬ જેમ સિંહ, વનહસ્તી તથા વ્યાઘ્ર યુક્તિપૂર્વક પ્રયત્ન કરવાથી શનૈઃ શનૈઃ વશ થાય છે, તેમ પ્રાણવાયુપણ અભ્યાસથી ધીરે ધીરે વશ થાય છે.

૧૯૯૭ જેમ ગામ, નગર, વન ને પર્વતાદિનો આધાર પૃથિવી છે, તેમ બધી યોગક્રિયાઓનો આધાર કુંડલિની છે.

૧૯૯૮ જેમ મનુષ્ય કોદાળીવડે પૃથિવીને ખોદીને પાણી મેળવે છે, તેમ શ્રીસદ્ગુરુની સેવા કરનારો સેવા કરીને શ્રીસદ્ગુરુમાં રહેલી વિદ્યા સંપાદન કરે છે.

૧૯૯૯ જેમ રૂપલાવણ્યસંપન્ન યુવાવસ્થાવાળી સ્ત્રી ધણીવિના નિષ્ફળ છે, તેમ મહામુદ્રા અને મહાબંધમુદ્રાપણ મહાવેધમુદ્રાવિના વ્યર્થ છે.

૨૦૦૦ જેમ સૃષ્ટિમાં સર્વબીજમંત્રોમાં શ્રેષ્ઠબીજમંત્રરૂપ ૐકાર મુખ્ય છે, દેવતાઓમાં ઈશ્વર મુખ્ય છે ને જાગ્રદાદિ ચિત્તની અવસ્થાઓમાં મનોન્મનીઅવસ્થા મુખ્ય છે તેમ સર્વમુદ્રાઓમાં ખેચરીમુદ્રા મુખ્ય છે.

૨૦૦૧ જેમ કમળના નાલવડે માણસ જલને મુખમાં ખેંચે છે તેમ ભ્રુવોના મધ્યમાં અહંવૃત્તિ રાખીને યોગી પ્રાણવાયુને આધારાદિ ચક્રથી ઉપરની ભૂમિકાને પમાડે છે.

૨૦૦૨ જેમ મધુમક્ષિકાઓ મધુકરરાજને અનુસરે છે તેમ ઇંદ્રિયો જ્યારે ચિત્તને અનુસરવા લાગે ત્યારે પ્રત્યાહાર સિદ્ધ થયો એમ જાણવું.

૨૦૦૩ જેમ કાચબો પોતાના અવયવોને ઉદરમાં સંકોચી લે છે તેમ યોગીપુરુષ પોતાની ઇંદ્રિયોનો આત્મસ્વરૂપમાં પ્રત્યાહાર કરે છે.

૨૦૦૪ જેમ ક્ષારાદિકે સારી રીતે શોધન કરેલું સુવર્ણ, મલને ત્યજીને પોતાના ઉજ્જવળતારૂપ ગુણને પામે છે, તેમ મન ધ્યાનવડે

મલિનસત્ત્વગુણ તથા રજસ્તમોગુણરૂપ મલને ત્યજીને તત્ત્વને પામે છે; વા જેમ સુવર્ણમાં અન્યધાતુઓનું મિશ્રણ થયું હોય તો તે સુવર્ણને યોગ્યઉપાયથી શુદ્ધ કરી શકાય છે તેમ ચિત્તમાં પ્રતીત થતા સત્ત્વ, રજસ્ ને તમસ્ગુણના ધર્મોનું અભિમાન યોગ્યઉપાયથી દૂર કરી તેને તેના મૂલ શુદ્ધસ્વરૂપમાં લાવી શકાય છે.

૨૦૦૫ જેમ જલમાં પડેલું લવણ જલના યોગથી જલપણાને પામી જલ કહેવાય છે તેમ આત્મા અને મનનું એકપણું તે સમાધિ કહેવાય છે.

૨૦૦૬ જેમ આકાશમાં રહેલો ઘડો અંતર્બાહ્યથી શૂન્ય હોય છે, તેમ નિર્વિકલ્પસમાધિને પામેલો વાસનારહિતયોગી મનોરાજ્ય કરવાના તથા બહારના પદાર્થોને ગ્રહણ કરવાના સામર્થ્યથી રહિત હોવાથી અંતર્બાહ્ય શૂન્ય છે.

૨૦૦૭ જેમ સમુદ્રમાં રહેલો ઘડો અંતર્બાહ્ય પૂર્ણ છે, તેમ સ્વયંપ્રકાશ સચ્ચિદાનંદૈકરસ બ્રહ્મમાં નિમગ્ન યોગી સર્વત્ર બ્રહ્મદૃષ્ટિવડે કરીને અંતર્બાહ્ય પૂર્ણ છે.

૨૦૦૮ જેમ બાળકો માતામાં શાંતિવાળાં ને વિશ્વાસવાળાં રહે છે તેમ મનને વશ રાખનાર યોગીમાં વિષમ અને મૃદુ સર્વભૂતો શાંતિવાળાં ને વિશ્વાસવાળાં રહે છે.

૨૦૦૯ જેમ શરીર ઉપર કોઈ ઘા વાગ્યો હોય કે ફોલ્લો થયો હોય તો તે મનુષ્યનું મન પોતાનું કામકાજ કરતાં છતાં તે દરદ ઉપરજ ચોટેલું રહે છે તેમ સંસારનાં બધાં કામકાજ કરતાં છતાં વિવેકીમનુષ્યે પરમાત્મામાંજ પોતાનું ચિત્ત રાખવું જોઇએ એમ મહાપુરુષો કહે છે.

૨૦૧૦ જેમ કોઈ ગુફામાં ભલે અનાદિકાલથી અંધકારનો વાસ હોય છતાં એક દીવાસળી સળગાવતાંની સાથે તે અંધકાર નષ્ટ થઇ જાય છે, તેમ લાંબા વખતથી મનુષ્યના મનમાં રહેલું અજ્ઞાન જ્ઞાનરૂપ પ્રકાશ થતાં તુરત નાશ પામે છે, વા તેમ બ્રહ્મજ્ઞાનરૂપી સૂર્યનો મુમુક્ષુના અંતઃકરણમાં પ્રકાશ થતાં અજ્ઞાન ને તેનાં કાર્યો તુરત બાધ પામી તેને અખંડએકરસબ્રહ્મનો અનુભવ થાય છે.

૨૦૧૧ જેમ કોઈ રાજાનો ખરાબ કારભારી બદલાતાં તેના વગ-

વસીલાવાળા બીજા બધા નોકરોનેપણ પોતાની નોકરીમાંથી છૂટા થવું પડે છે અને સારો કારભારી પોતાનું નવું મંડલ રચે છે, તેમ મનુષ્યના મનનું અજ્ઞાન દૂર થતાં તેની સાથે હૃદયગ્રંથી, અબ્રહ્મપણું, કર્તાપણું, ભોક્તાપણું, પ્રમાતાપણું, સુખીપણું ને દુઃખીપણું ઇ૦ આપોઆપ નાશ પામે છે અને મનુષ્યના મનમાં બ્રહ્મજ્ઞાનનો આવિર્ભાવ થતાં તેની સાથે બીજા સદ્ગુણો આપોઆપ પ્રકટે છે.

૨૦૧૨ જેમ કોઈ પ્રવાસીને કેટલાક ચોરોએ મધ્યરાત્રિએ કાંઈ કેફી પદાર્થ સુંઘાડીને તેની આંખે પાટા બાંધી તથા તેના હાથપગ બાંધી, ઘણે દૂર ઘોરઅરણ્યમાં મૂકી દીધો હોય, તેને ભાન આવતાં પોતાને સાહાય્ય કરવામાટે પોકાર કરતાં દૈવયોગે કોઈ દયાલુ મુસાફર તે અરણ્યમાં જતો હોય તે ત્યાં આવી ચઢતાં તેની આંખપરના પાટા તથા તેના હાથપગનાં બંધનો છોડી તેના નગરનો રસ્તો બતાવે અને રસ્તે ક્યાં ક્યાં શહેરો, પર્વતો ને નદીઓ આવશે તે બધું કહે અને જો તે ભ્રાંતમનુષ્ય તે માર્ગે નિશાનીઓ ધ્યાનમાં રાખી શ્રદ્ધાપૂર્વક ચાલ્યો જાય તો તે પોતાના નગરમાં સુખપૂર્વક જઈ પહોંચે, તેમ બ્રહ્મસ્વરૂપરૂપી નગરમાંથી દેહાદિરૂપ અરણ્યમાં જીવને વિષયરૂપી ચોરોએ અજ્ઞાનરૂપી પાય બાંધીને મૂકી દીધો હોય, તેના પૂર્વના પુણ્યોદયથી કોઈ શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠમહાત્મા તેને મળે અને તેને જ્ઞાનપ્રાપ્તિને ખરો માર્ગ બતાવે તથા તેમણે કરેલા ઉપદેશ પ્રમાણે પૂરેપૂરી શ્રદ્ધાથી તે વર્તે, અને અન્નમયાદિ પાંચકોશોનું અતિક્રમણ કરે તો તેનાં બધાં દુઃખો નિવૃત્ત થઈ તે પરમાનંદરૂપ બ્રહ્મસ્વરૂપને પામે.

૨૦૧૩ જેમ માણસ પાણીમાં ડુબકી મારીને આંખ ઊઘાડે તો તેને દશે દિશાએ પાણીજ પાણી જણાય છે, તેમ અજ્ઞાનરૂપ આવરણ દૂર કરી બ્રહ્મસ્વરૂપમાં ડુબકી મારીને જોતાં તેને સર્વસ્થળે બ્રહ્મજ પ્રતીત થાય છે.

૨૦૧૪ જેમ કોઈ મહારાજાની મુલાકાતે જવું હોય તો તેમના દ્વારપાલો પૈકી એક બેની સાથે મૈત્રી કરવાની પ્રથમ જરૂર પડે છે, અને પછી તેમના દ્વારા બીજા દ્વારપાલોની સાથે ઓળખાણ થતાં મહારાજાની

મુલાકાત સહુજમાં થઈ શકે છે, તેમ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિના વીશ સાધનોમાંથી પ્રથમ થોડાં સાધનો પ્રાપ્ત કરવાથી બીજાં સાધનો સુલભતાથી પ્રાપ્ત કરી શકાય છે, અને છેવટે તેને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

૨૦૧૫ જેમ કોઈ અણસમજુ ખેડુત પોતાને મળેલા ૩૬૫ હીરાને પથરા સમજી તેમાંથી ૩૬૪ હીરા પક્ષીઓને ઉડાડવાના કામમાં વાપરી બાકીનો એક હીરો દૈવયોગે વેચી પૂરતું ધન મેળવી તેમાંથી મૃત્યુપર્યંત પોતાનો નિર્વાહ કરી સુખી થયો તેમ મનુષ્યના જીવનના જે દિવસો નકામા ગયા તે તો ગયા, પણ જે એક દિવસરૂપ આયુષ્ બાકી છે તેનોપણ જો તે સદુપયોગ કરે તો તેવડેપણ તે પોતાના જીવનનું સાર્થકય કરી શકે.

૨૦૧૬ જેમ છાપખાનાના અવળા અક્ષરોને કાગળપર છાપીએ તો તે સવળા વંચાય છે, તેમ જો મનુષ્ય કપાલ નીચું કરી નમે તો તેનું અવળું પ્રારબ્ધ સવળું થઈ જાય.

૨૦૧૭ જેમ ડુંગરના શિખર ઉપર વરસાદનું પુષ્કળ પાણી પડ્યા છતાં તે ઉપર તેમાંનું થોડું પાણી પણ રહેતું નથી, પણ બધું પાણી નીચાણમાં જઈને ઠરે છે, તેમ અક્કડ થઈને ફરનારા અભિમાનીઓના મનમાં સત્પુરુષોનો ઉપદેશ ઠરતો નથી, પણ નમ્ર મનુષ્યના મનમાં તે ઉપદેશ ઠરે છે.

૨૦૧૮ જેમ કોઈ નદીનો પ્રવાહ ચાલ્યો જતો હોય અને તેના માર્ગમાં આગળ ટેકરો હોય તો તે પ્રવાહ તે માર્ગે આગળ જઈ શકતો નથી, તેમ શાસ્ત્ર ને શ્રીસદ્ગુરુનો ઉપદેશ, જો અભિમાનરૂપ ટેકરો વચમાં આવે તો, શ્રોતાના હૃદયસુધી જઈ શકતો નથી.

૨૦૧૯ જો નળમાંથી પાણીની ધારા પડતી હોય તો તે નળની નીચે પાત્ર બરાબર સીધું અને પાણીની ધારા તેની અંદર પડે એવી રીતે મૂકવું જોઈએ, તે વિના નળનું પાણી તે પાત્રમાં ભરાય નહિ, તેમ શ્રીસદ્ગુરુ અને સતશાસ્ત્ર જે ઉપદેશ કરે તે ઉપદેશની ધારા ઝીલવામાટે જિજ્ઞાસુએ પોતાનું હૃદય નમ્રતાવાળું અને સરલ રાખવું જોઈએ, અન્યથા તે તે ઉપદેશ ગ્રહણ કરી શકે નહિ.

૨૦૨૦ જેમ જ્યાંસુધી મનુષ્યની હોજરી ને આંતરડાં મલથી ભરાયેલાં હોય ત્યાંસુધી તેને ઉત્તમપ્રકારનું ભોજન પ્રાપ્ત થયા છતાં-પણ તે લેવાની રુચિ ઉપજતી નથી તેમ મનુષ્યના મનમાં અભિમાન-રૂપ મલ ભરેલો હોય તો શ્રીસદ્ગુરુ ને સત્શાસ્ત્રોની પ્રાપ્તિ છતાં તેઓના ઉપદેશમાં તેને રુચિ થતી નથી.

૨૦૨૧ જેમ વાસણની ઉપરનો કાટ ઝટ નીકળી શકે છે, પણ વાસણના ખાડાની અંદરનો કાટ ખટાશ ને સીંદરીના કૂચા વગર નીકળી શકતો નથી તેમ સોનું, સ્ત્રી અને ધાતુ ઇત્યાદિ બાહ્યવિષયોનો સંગ ત્યજ્યા છતાં અને ઇંદ્રિયોના ભયથી અલ્પભોજન કરીને રહ્યા છતાંપણ અંદર રહેલા અભિમાનનો ત્યાગ કરવો કઠિન છે.

૨૦૨૨ જેમ એક આંધળો, એક લુલો ને એક સારાપગવાળો તથા દેખતો એમ ત્રણ તારા હોય તો નદીને સામે કાંઠે ઊતારવામાટે મનુષ્યને સારાપગવાળા તથા દેખતા તારામાં શ્રદ્ધા બેસે છે અને તેજ તે મનુષ્યને નદીને સામે કાંઠે લઈ જઈ શકે છે, તેમ જેમને શ્રુતિ-સ્મૃતિરૂપી બે આંખો છે અને બ્રહ્માનુભવરૂપી પગ છે તેવા શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ શ્રીસદ્ગુરુમાંજ જિજ્ઞાસુઓને શ્રદ્ધા બેસે છે અને તેઓશ્રીજ તેવા જિજ્ઞાસુઓને સંસારરૂપ નદીને સામે પાર સુખપૂર્વક લઈ જઈ શકે છે.

૨૦૨૩ જેમ ખાંડનાં સેંકડો રમકડાં કર્યાં હોય પણ તે બધાં ખાંડ-રૂપજ છે, તેમ જગત્માં જે પ્રાણિપદાર્થ આપણે જોઇએ છીએ તે સર્વ બ્રહ્મરૂપજ છે એમ બ્રહ્મદર્શીને સમજાય છે.

૨૦૨૪ જેમ સોનીને ત્યાં કોઇ સોનાના ગણપતિ ને સોનાનો ઉંદર વેચવા આવે તો સોની તે ગણપતિના કે ઉંદરના નામ તથા રૂપ ઉપર ધ્યાન ન આપતાં તે સોનાનું વજન કેટલું છે તથા તે કેટલા ટચનું સોનું છે તે ઉપરજ ધ્યાન આપે છે તેમ મુમુક્ષુએ પ્રાણિપદાર્થના નામરૂપઉપર ધ્યાન ન આપતાં પ્રાણિપદાર્થમાં રહેલા અસ્તિ, ભાતિ ને પ્રિયઉપર ધ્યાન આપવું.

૨૦૨૫ જેમ મેશની બનેલી કોટડીમાં જવું પડે તો બહુ સાચવીને જવું જોઇએ, તેમ આ જગત્પણ બાહ્યદૃષ્ટિવાળાને વિશેષજોખમકારક

છે, એટલે તેને કામપૂરતીજ બાહ્યદષ્ટિ ને પૂર્વાપરનો વિચાર કરી બાહ્યદર્શન કરવું.

૨૦૨૬ જેમ કોઈ મનુષ્ય કૂવો ખોદે ને પછી રોજ સાંજે તેમાં બહાર કાઢેલી માટી પાછી નાંખે તો તે પચાસ વર્ષે પણ કૂવો ખોદી ન શકે, તથા જેમ કોઈ મનુષ્ય પૂર્વદિશામાં થોડુંક ચાલી પાછો પશ્ચિમ દિશાભણી ચાલે તો તે કોઈ કાલેપણ ધારેલે પૂર્વદિશાને સ્થાને પહોંચી શકે નહિ, તેમ ક્ષમાને સિદ્ધ કરવા ઇચ્છનાર જો વચ્ચે વચ્ચે ક્રોધ કર્યા કરે તો તે ક્ષમાને સિદ્ધ કરી શકે નહિ.

૨૦૨૭ જેમ ક્રીમીનલકોડની પાછળ પીનલકોડ હોય તોજ રાજ્ય ચાલી શકે, અન્યથા રાજ્ય ચાલી શકે નહિ, તેમ ક્રોધની પાછળ પ્રાયશ્ચિત્ત હોય તોજ દોષનિવૃત્તિ થઈ શકે અન્યથા તેની નિવૃત્તિ થઈ શકે નહિ.

૨૦૨૮ જેમ જો પોલીસખાતું ને ન્યાયખાતું કાઢી નાંખવામાં આવે અને એ ખાતાનાં બધાં માણસોને, લોકોને નીતિનો ઉપદેશ કરવામાટે રોકવામાં આવે તો લોકો શાસકને અભાવે વધારે બગડે અને ગુનાહ ઘટવાના કરતાં ઊલટા વધે, તેમ જો મન તથા વાણીને માત્ર ઉપદેશજ કરવામાં આવે, પણ તે ભૂલ કરે ને પ્રાયશ્ચિત કરવામાં ન આવે તો તે વધારે ને વધારે બગડે.

૨૦૨૯ જેમ ઘાસવિનાની ભૂમિમાં પડેલા દેવતા એની મેળેજ ઓળવાઈ જાય છે તેમ જેની પાસે ક્ષમારૂપી ખડ્ગ છે તેને દુર્જન કાંઈ કરી શકતો નથી.

૨૦૩૦ જેમ ઊંટઉપર બેઠા એટલે શરીર ડોલ્યા વગર રહેતું નથી તેમ સંસારમાંપણ રાજાથી રંકસુધી ને પંડિતથી મૂર્ખસુધી દરેકને કાંઈ ને કાંઈ વિક્ષેપ હોય છે.

૨૦૩૧ જેમ સરલલાકડાં ઈમારત બાંધવાનાં કામમાં આવે છે ને વક્ર લાકડાંને કાપીને બાળી નાંખવામાં આવે છે તેમ વ્યવહારમાં સરલ-મનુષ્ય પોતાનું કાર્ય સારી રીતે સાધી શકે છે ને વક્રસ્વભાવવાળો પોતાનું કાર્ય બગાડે છે ને અંતે દુઃખી થાય છે.

૨૦૩૨ જેમ ભૂમિતિમાં બે બિંદુની વચ્ચેનું સીધી લીટી–સરલરેખા–એ ટુંકામાં ટુંકુ અંતર છે તેમ મોક્ષ મેળવવામાટે સરલતા એ ટુંકામાં ટુંકો માર્ગ છે.

૨૦૩૩ જેમ કોઈ માણસ બિલાડીને તેનું માથું નીચું કરીને ઉંચી જગાએથી ઉંધી ને ઉંધીજ નીચે ફેંકી દે તોપણ તે ભોંયપર પગ નીચે રાખી સવળી થઈનેજ પડે છે તેમ સામું માણસ ગમે તે ભાવથી પૂછે તોપણ સમજુએ પોતાના ઉત્તરમાં સરળતાજ રાખવી જોઈએ.

૨૦૩૪ જેમ "સિંહણકેરું દૂધ હોય તે, સિંહ સુતને જરે;
કનકપાત્ર પાખે સૌ ધાતુ, ફોડી બા'ર નીસરે."

તેમ પાત્રવિના ઉત્તમ ઉપદેશ જેરવી શકાતો નથી.

૨૦૩૫ જેમ જે માણસ સાધારણ મોતીપણ વેચાતાં લઈ શકે તવો ન હોય તેને હીરા વેચાતા લેવાસારુ બતાવવા એ ઝવેરીની ભૂલ ગણાય ને જેમ કોઈ કાપડીયો ખેડુતને ઝીણું ઢાકાનું મલમલ કે બીજું ઉંચું કાપડ બતાવે ને કોઈ રાજાને કે ધનાઢ્યને જાડાં ગામઠી કપડાં બતાવે તો તેમાં તે કાપડીઆની ભૂલ ગણાય તેમ જો અપાત્રને ઉપદેશ કરવામાં આવે તો તે ઉપદેશ કરનારની ભૂલ ગણાય માટેજ આચાર્યે મનુષ્યોના અધિકારપ્રમાણે તેમને ઉપદેશ કરે છે.

૨૦૩૬ જેમ ગુજરાતના નકશામાં રાજકોટ જોયું, એટલે સુરતથી ચાલતાં ત્યાં પોતાની મેળે પહોંચી જવાય નહિ, પણ કોઈ અનુભવી-દ્વારા રાજકોટસુધીનો જાતે અનુભવ મેળવવો જોઈએ તેમ આચાર્ય જો એકલા શ્રોત્રિય હોય, પણ તેમને બ્રહ્મનો અનુભવ ન હોય તો તે શાસ્ત્રીયજ્ઞાન આપી શકે પણ બ્રહ્મનો સાક્ષાત્કાર ન કરાવી શકે, પણ જો આચાર્ય શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ હોય તો તેઓ જિજ્ઞાસુઓને યથાયોગ્યબોધ આપી બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવી શકે.

૨૦૩૭ જેમ પાણીમાં તરતા પાંદડાપર બેઠેલી કીડી કે મકોડી તરી શકે, પણ ભારે શરીરવાળું પ્રાણી તે પર બેસીને તરી શકે નહિ તેમ જો ઉપદેષ્ટા કેવલ બ્રહ્મનિષ્ઠ હોય તો તેમનામાં શ્રદ્ધા રાખનાર જ્ઞાન મેળવી શકે, પણ શંકાશીળ હૃદયવાલાની શ્રદ્ધા તેમનામાં ચોંટતી નથી માટે આચાર્યમાં શાસ્ત્રજ્ઞાન અને બ્રહ્માનુભવ એ બંને હોવાં જોઈએ.

૨૦૩૮ જેમ ભૂમિમાં જલ રહેલું છે તે મહેનત કરી ખોદવાથી પ્રાપ્ત થાય છે તેમ આચાર્યના હૃદયની વિદ્યા સદ્ભાવપૂર્વક તેમની સેવા કરવાથી પ્રાપ્ત થઈ શકે છે.

૨૦૩૯ જેમ સૂર્યકાંતમણિપર સૂર્યનાં કિરણો પડવાથી તેમાંથી અગ્નિ નીકળે છે ને ચંદ્રકાંતમણિપર ચંદ્રનાં કિરણો પડવાથી તેમાંથી શીતલ જલબિંદુઓ નીકળે છે, પણ બીજા કાચપર સૂર્યચંદ્રનાં કિરણોની તેવી કાંઈ અસર થતી નથી તેમ જેનું હૃદય શ્રીગુરુસેવાપરાયણ તથા સરલ હોય તેના ઉપર શ્રીગુરુની કૃપા ઊતરે છે, બીજા પર નહિ.

૨૦૪૦ જેમ હેલીઓગ્રાફીમાં જો બંને બાજુએ સરખી ઉંચાઇપર એકસરખા સ્વચ્છકાચ હોય તોજ પરસ્પર સંદેશા આપી લઈ શકાય છે તેમ શિષ્યનું હૃદય જો પોતાના શ્રીસદ્ગુરુની અભિમુખ ને સરલ હોય તો શ્રીસદ્ગુરુ જે ઉપદેશ કરે તે શિષ્યના હૃદયમાં ઊતરે એમાં સંશય નથી.

૨૦૪૧ જેમ લોહચુંબક લોઢાના કટકાને આકર્ષે છે તેમ આચાર્યના અંતઃકરણનાં સાત્ત્વિકપરમાણુઓ પોતાની ઉપાસના કરનાર શિષ્યના અંતઃકરણના પરમાણુઓને પોતાના ભણી આકર્ષી તેને પવિત્ર કરે છે.

૨૦૪૨ જેમ કોઈ પદાર્થને સુગંધવાળાપદાર્થની સાથે રાખવામાં આવે તો તે સુગંધવાળો થાય છે ને દુર્ગંધવાળાપદાર્થની સાથે રાખવાથી તે દુર્ગંધવાળો થાય છે તેમ જે જેની ઉપાસના કરે છે તેને તેવું તેવું ફલ પ્રાપ્ત થાય છે.

૨૦૪૩ જેમ ઉંચી કમોદને ખાંડી ખાંડીને ખાંડે તોપણ તે કણકી થઈ જતી નથી પણ આખા ચોખાવાળી રહે છે, તેમ સજ્જન એક સરખા રહેવારૂપ દૃઢ નીવડે છે.

૨૦૪૪ જેમ ચોખ્ખા ઘીને અને શુદ્ધસોનાને તપાવીએ તોપણ તે ઘટતાં નથી તેમ સારા મિત્રોપણ કોઈ યોગ્યનિમિત્તે તેમને તપાવવામાં આવે તોએ તેવા ને તેવાજ રહે છે.

૨૦૪૫ જેમ વ્યાવહારિકપરીક્ષામાં જે વિદ્યાર્થીએ પોતાના અભ્યાસનાં પુસ્તકો વાંચીને તેમાંનું જ્ઞાન પોતાના હૃદયમાં ઠસાવ્યું

હોય તેજ વિદ્યાર્થી પાસ થઈ શકે છે, અને જે વિદ્યાર્થીએ પોતાનાં પુસ્તકો બાંધી રાખ્યાં હોય તે વિદ્યાર્થી નાપાસ થાય છે તેમ જે શિષ્યો પોતાના શ્રીસદ્ગુરુની આજ્ઞા અને ઉપદેશપ્રમાણે સદાગ્રહપૂર્વક શુભપ્રયત્નમાં મંડ્યા રહે છે ને તેમની પરમાદરથી સેવા કરે છે તેઓજ ખરા બ્રહ્મજ્ઞાની થઈ શકે છે, અન્ય નહિ.

૨૦૪૬ જેમ પાણી જ્યાંસુધી હાલતું હોય ત્યાંસુધી તેમાં સૂર્યાદિનું પ્રતિબિંબ બરાબર પડતું નથી, તેમ જેનું અંતઃકરણ સ્થિર હોતું નથી તેને પરમતત્ત્વનો સાક્ષાત્કાર થઈ શકતો નથી.

૨૦૪૭ જેમ ઉજ્જડ અરણ્યમાં કોઈ મુસાફર જતો હોય તેની આસપાસ દશ લુટારા ફરી વળે તો તે જેમ ખેદને વશ થાય છે તેમ દશ ઇંદ્રિયો જીવને પોતપોતાના વિષયોભણી ખેંચી તેને બહુ ગભરાવે છે.

૨૦૪૮ જેમ માત્ર ભણવાથી સામાન્યલાભ પ્રાપ્ત થાય છે, પણ ગણ્યાવિના સાચો લાભ થતો નથી, તેમ શાસ્ત્રે કહેલા ઉપાયો આચારમાં મૂકવાથીજ મનુષ્યને લાભ થાય છે, અન્યથા લાભ થતો નથી.

૨૦૪૯ જેમ એક અભણ ને ચલણીનોટના સ્વરૂપથી અજ્ઞાત ખેડુતના હાથમાં એક હજાર રૂપીઆની ચલણીનોટ આવે તો તેને તે કાગળનો કડકોજ જાણે, કિંતુ હજાર રૂપીઆરૂપ ન જાણે અને તે નોટ જો કોઈ વેપારી કે ચલણીનોટના સ્વરૂપને જાણનારના હાથમાં આવે તો તેને તે હજાર રૂપીઆરૂપ સમજી ઝટ લઈ લે, તેમ જે જિજ્ઞાસુ શાસ્ત્રશ્રવણથી દેહાદિને વશ રાખવાનો મહિમા સમજે છે ને દેહાદિને વશ રાખવા પ્રયત્ન કરે છે તેજ પરમાર્થમાં આગળ વધે છે, અનધિકારીપુરુષ તેમ કરી શકતો નથી.

૨૦૫૦ જેમ મીંડાની આગળ એકથી નવસુધીનો કોઈ આંકડો નહિ લખ્યો હોય તો તે મીંડાની કાંઈ કિંમત થતી નથી, તેમ માણસ જો માલા પહેરતો હોય ને ટીલાં ટપકાં કરતો હોય પણ જો તેનું હૃદય સાત્ત્વિકીશ્રદ્ધાવિનાનું હોય તો તે બધું નકામું ગણાય છે.

૨૦૫૧ જેમ સદાગ્રહપૂર્વક પ્રયત્ન કરવાથી માણસ વહાણ આદિવડે સમુદ્રને તરી જાય છે, જેમ વનના ઉન્મત્તહાથીઓનેપણ સદાગ્રહ-

પૂર્વક પ્રયત્ન કરવાથી ગજશાળામાં પૂરી શકાય છે, જેમ વેદો, ઉપનિષદો, દર્શનો, સ્મૃતિઓ, ઇતિહાસો અને પુરાણો વગેરે ઘણી વિદ્યાઓ સદાગ્રહવાળા પ્રયત્નવડે જાણી શકાય છે ને જેમ સાધારણમાણસ એક ફૂટ પહોળી ને પચાસ ફીટ લાંબી ઉંચી ભીંતપર ચાલી શકતો નથી, પણ સદાગ્રહવાળા પ્રયત્નથી નટ સહેલાઇથી દોરડાપર ચાલી શકે છે ને રમત કરી શકે છે તેમ ચિત્તને એકાગ્ર કરવામાં પ્રીતિવાળા, જેમણે ઇંદ્રિયોનો સમૂહ વશ કરેલો છે એવા, પ્રાણાયામના અભ્યાસવડે જેમણે ધીરે ધીરે પોતાના પ્રાણવાયુને વશ કર્યો છે એવા ને પવિત્રઅંતઃકરણવાળાપુરુષો સદાગ્રહવાળા પ્રયત્નથી અત્યંતસૂક્ષ્મ એવું જે બ્રહ્મસ્વરૂપ તેનો અનુભવ કરી શકે છે.

૨૦૫૨ જેમ કોઇ મહારાજાની પાસેના નોકરને દૂર દેશમાં બદલી કરવામાં આવે તો તેને રાજાનું દર્શન પણ વારંવાર ન થાય અને તેથી ચઢતી નોકરી મળવાનો પ્રસંગ આવે નહિ માટે તેની બદલી કરવી તે તેનું હનન કર્યા બરાબર ગણાય તેમ આત્મા સમીપ છતાં તેને જોવાનું બલ ઇંદ્રિયોને નથી આપ્યું અને તેને બહિર્મુખ રાખી છે એ પણ તેનું હનન કર્યા જેવું છે.

૨૦૫૩ જેમ કાકડીપર મીઠું ઘસી તેમાંનું બધું ઝેર કાઢી નાખવામાં આવે છે તેમ વિષયોમાં રહેલા વિષને વિવેકવૈરાગ્યવડે કાઢવું જોઇએ.

૨૦૫૪ જેમ શબ્દમાં લોલુપતા રાખવાથી હરણનો નાશ થાય છે, સ્પર્શમાં અસાધારણ રાગ રાખવાથી હાથીનું મોત થાય છે, રૂપની લાલસાથી પતંગીઆંઓનો નાશ થાય છે, રસની તૃષ્ણાને વશ થવાથી માછલાંનો નાશ થાય છે ને ગંધની લાલસાને વશ થવાથી ભ્રમરનો નાશ થાય છે તેમ વિષયોમાં અસાધારણ અનુરાગ રાખવાથી મનુષ્યની અધોગતિ થાય છે.

૨૦૫૫ જેમ એકલા બંધથી કે એકલી નહેરથી નદીના જલનો પ્રવાહ શુભક્ષેત્ર તરફ લઈ જઈ શકાય નહિ, તેમ સંસારભણી જતી વૃત્તિને રોકવામાટે વૈરાગ્યપ્રાપ્તિનો યત્ન અને આત્માકારવૃત્તિ કરવામાટે ચિત્તની સ્થિરતાનો અભ્યાસ એ બન્ને સાથે સાથે કરવાં જોઇએ.

૨૦૫૬ જેમ કાચનો ગોળો, ખોટાં મોતી, ખરા હીરા ને ખરાં મોતી ભેગાં થયલાં હોય તેમાંથી ખરાંખોટાંનું પ્રથક્કરણ કરવું જોઇએ તેમ આપણા સ્થૂલશરીરમાં જે આત્મ ને અનાત્મ છે તેમાંથી અનાત્મને–જડભાગને–અને ચેતનભાગને જુદા કરવા જોઇએ.

૨૦૫૭ જેમ દેહાદિમાં આત્માનું અભિમાન ન રાખવું જોઇએ, તેમ ધન, સત્તા, વિદ્યા, રૂપ, યૌવન, કુલ અને અન્ય લૌકિક કે પારલૌકિક-સાધનાદિનું અભિમાનપણ મુમુક્ષુએ નજ રાખવું જોઇએ.

૨૦૫૮ જેમ સુકાનવિનાનુંવહાણ ને લગામવિનાનુંઘોડું નકામું છે તેમ શુભનિયમવિનાનોમનુષ્યપણ નકામો છે.

૨૦૫૯ જેમ પ્રાપ્ત પૈસા નવા પૈસાને મેળવે છે તેમ પ્રાપ્ત સાધન નવા સાધનને મેળવે છે.

૨૦૬૦ જેમ કોથળીમાં સો રૂપીઆ હોય ને તેમાંથી પછી રૂપીઆ લેવાતા જાય તો તે ઓછા થતા જાય છે તે આપણને ખબર પડે છે, તેમ પોતાનું જીવનપણ દિવસે દિવસે ઓછું થાય છે તેનીપણ મનુષ્યને ખબર પડવી જોઇએ. (નાના પ્રકારનાં વ્યવહારનાં કાર્યોમાં મનુષ્યનો જીવ ગુંચવાયલો હોવાથી પોતાના માથાપર ભમતા કાલચક્રની તેને ખબર પડતી નથી.)

૨૦૬૧ જેમ માખણ તાપ લાગવાથી ઓગળે છે તેમ સંતોના હૃદય દુઃખીજનોના દુઃખ જોઇને ઓગળે છે. (માખણ તો પોતાને તાપ લાગે ત્યારે ઓગળે છે પણ સંતોનાં હૃદય તો અન્ય દુઃખીજનોનાં દુઃખ જોઇને ઓગળે છે એટલો ફરક છે.)

૨૦૬૨ જેમ કોઇ ધનાઢ્યનો એકનો એક દીકરો પરણતો હોય ત્યારે તે માણસ પોતાના કોઇ મિત્રને તેડાવીને તેને કહે કેઃ–"તમારે મારું આ લગ્નને લગતું બધું કામ ઊપાડી લેવાનું છે," પછી તે માણસ તે ધનાઢ્યના પુત્રના લગ્નમાં માંડવો બંધાવવાનું, વરઘોડો કાઢવાનું, જાન લઇ જવાનું ને ન્યાત જમાડવાનું તથા બીજું સઘળુંકાર્ય પેલા સદ્‌ગૃહસ્થના પ્રતિનિધિતરીકે મમતારહિત રહીને કરે છે; હવે આ લગ્નપ્રસંગમાં તે ગૃહસ્થને સગાંવહાલાંઓ ને ઓળખીતાઓ તરફથી

દશ હજાર રૂપીઆ ચાંલ્લાના આવે તો પ્રતિનિધિતરીકે કામ કરનારને તેથી હર્ષ થતો નથી ને કદાચ તે લગ્નના પ્રસંગમાં દશ હજાર રૂપીઆનું નુકસાન થાય તો તેથી તેને કાંઈ શોક થતો નથી, કારણુ તેણે લાભહાનિમાં પોતાનું સ્વામિત્વ માન્યું નથી, તેમ માણુસ સંસારમાં રહ્યા છતાં દૃશ્યપ્રાણિપદાર્થોમાં સ્વામિત્વનો ભાવ વા મમતા ન રાખે તો તે પોતાના મનનો સમભાવ સારી રીતે જાળવી શકે.

૨૦૬૩ જેમ જીભ, ખાંડ, ગોળ, ઘી આદિ બધું ખાય છે છતાં તે નિર્લેપ રહે છે (તેને કોઇ દિવસ ધોવી પડતી નથી) અને જેમ આંખમાં ગમે તે આંજો તોપણુ ડોળો તો ચોખ્ખોજ રહે છે (જે આંજેલું હોય તેને પડખે કરી નાંખે છે) તેમ મનુષ્યે પોતાનું અંતઃકરણુપણુ નિર્લેપ રાખવું જોઇએ કે જેથી કોઇપણુ દૃશ્યવસ્તુની આસક્તિ તેને સ્પર્શ ન કરી શકે.

૨૦૬૪ જેમ કુવાના કાંઠાઉપરના કાળાપથ્થર ઉપર દોરડાં રોજ રોજ ઘસાવાથી ઉંડા ને લીસા કાપા પડી જાય છે તેમ અંતઃકરણુપણુ રોજ ને રોજ આત્મસ્વરૂપના વિચારના અભ્યાસના ઘસારાથી આત્મજ્ઞાનવાળું થાય છે.

૨૦૬૫ જેમ ધર્મશાળામાં સેંકડો અજાણ્યા લોકો આવે ને સેંકડો અજાણ્યા લોકો જાય, તેમાં તેમને કોઇને પરસ્પર કાંઇ સંબંધ હોતો નથી, તેમ ઘરમાં રહેલાં સગાંઓનો સંબંધપણુ વ્યાવહારિક છે, પારમાર્થિક નથી.

૨૦૬૬ જેમ કોઇને ત્યાં બાર આનાનો પાળેલો પોપટ મરી જાય તો તેના માલીકને તેનો શોક થાય છે, પણુ સમીપના હાથીખાનામાં રાજાનો દશ હજાર રૂપીઆનો હાથી મરી જાય તો તેનો તેને કાંઇ શોક થતો નથી, કારણુ કે તેને તેણે પોતાનો માન્યો નથી, તેમ કોઇને સાત છોકરા હોય ને તેમાંથી તેને પોતાનો માનેલો એક છોકરો મરી જાય તો તેને બહુ શોક થાય છે, ને પાડોશમાં સીત્તેર વર્ષનો એક વૃદ્ધમાણુસ હોય તેનો ચાલીશ વર્ષનો એકનો એક, વિદ્વાન્ પ્રતિષ્ઠિત ને પુત્રહીન રળતો કમાતો પુત્ર મરે તો તેને પોતાનો માનેલો ન હોવાથી

પેલાને કાંઈ દુઃખ થતું નથી. (માટે વિવેકીએ સંસારમાં રહ્યા છતાં પુત્રાદિમાંથી મમતા મૂકીને રહેવું ને સાવધાનતાપૂર્વક પોતાનું કર્તવ્ય કરી છૂટવું.)

૨૦૬૭ જેમ તમે કરીઆતું ખાઓ તો તે તમને કડવું લાગે ને સાકર ખાઓ તો તે તમને ગળી લાગે તેમ અંતઃકરણપણ જે હિતકરમાં કે અહિતકરમાં જોડાય તેનો સ્વભાવ તેમાં પ્રતીત થાય છે.

૨૦૬૮ જેમ કોઈ મનુષ્ય રેલ્વેનું ટાઈમટેબલ પચાસ વખત વાંચે તેથી કાંઈ કલકત્તા, જગન્નાથ કે દ્વારકા પહોંચાય નહિ, પણ ટિકિટ લઈને આગગાડીમાં બેસે ને પ્રવાસ કરે તોજ તે ધારેલે ઠેકાણે પહોંચી શકે ને જેમ પાકશાસ્ત્ર વાંચી જવાથી મનુષ્યને રસોઈ કરતાં આવડી જતી નથી ને જો તે જાતે રાંધવાનો અનુભવ ન લે તો તે ખીચડી પણ ન બનાવી શકે, તેમ જો વાંચેલું બરાબર સમજી પછી યોગ્યપ્રયત્ન કરવામાં આવે ને તે અનુભવમાં લાવવામાં આવે તોજ લાભ થાય અન્યથા નહિ.

૨૦૬૯ જેમ પિંજરાનું બારણું ઊઘાડું રહી જવાથી જો બિલાડી તેનાપર તળાપ મારે તો તેમાંનો પોપટ પોતાના જાતિસ્વભાવપ્રમાણે ટેં ટેં કરી રાડ પાડશે, પણ “અહં બ્રહ્માસ્મિ” ઇત્યાદિ નહિ બોલશે કેમકે તેને શીખવેલા શબ્દોના અર્થનું જ્ઞાન નથી, તેમ જો મુમુક્ષુએ બ્રહ્મરૂપ વસ્તુને નિદિધ્યાસનવડે બરાબર જાણી ન હોય અર્થાત્ તેને બુદ્ધિગોચર ન કરી હોય તો કસોટીકાલે તેને તેનું વિસ્મરણ થશે.

૨૦૭૦ જેમ સોનીલોકો જ્યારે સોનારૂપાદિ ધાતુના તાર કરે છે ત્યારે તેઓ તેને પાતળા કરવા જતરડામાં નાંખીને ખેંચે છે, પહેલાં તેઓ મોટાં છિદ્રોમાંથી તેને ખેંચે છે, પછી તેનાથી ઉત્તરોત્તર ઝીણાં છિદ્રોમાંથી ખેંચે છે એમ ક્રમથી છેક ઝીણાં છિદ્રમાંથી ખેંચીને તેને બહુ પાતળો બનાવે છે, તેમ મુમુક્ષુએ પોતાના અંતઃકરણનેપણ ઉત્તરોત્તર સૂક્ષ્મવિચારરૂપ જતરડામાંથી પસાર કરી અતિસૂક્ષ્મ કરવું જોઈએ.

૨૦૭૧ જેમ પૈસા આપવાથી સોની સોનું આપે ને પૈસા આપવાથી કાપડીઓ કાપડ આપે તેમ પુણ્યકર્મો કરવાથી મનુષ્યને સુખની પ્રાપ્તિ થાય છે.

૨૦૭૨ જેમ મેઘ અને મેમાન હમેશાં રહેતા નથી તેમ દુઃખપણ હમેશાં રહેનારું નથી.

૨૦૭૩ "સુખમૈ ન ધરો ગર્વ અતિ, દુઃખમૈ નહિ દીલગીર;
સુખદુઃખ દોનાં જૂઠ હૈ, જ્યોં મૃગજલકે નીર."

૨૦૭૪ જેમ કોઈ પશુને ખીલે બાંધવું હોય તો એક ઉપાય એ છે કે લાકડી લઈને તેની પાછળ દોડવું, આવો પ્રયત્ન કરવાથી તે પશુ ઘણે પ્રયત્ને માંડ માંડ ખીલે આવે છે, આમાં પશુને તથા તેના પાલકને બહુ પરિશ્રમ થાય છે; બીજો ઉપાય એ છે કે તેને લીલું ઘાસ કે પાણી દેખાડવું તથા પંપાળવું, આમ કરવાથી તે પશુ વેળાસર ખીલાઉપર આવે છે અને આમાં પશુને તથા તેના ધણીને શ્રમ પડતો નથી; તેમ ચિત્તને વશ કરવાનાપણ બે ઉપાય છે, તેને હઠથી વશ કરવાનો પ્રયત્ન કરવો તે અને તેને શત્રુમિત્રમાં વા સુખદુઃખમાં સમભાવવાળું રાખવું તે. આમાંનો પ્રથમ ઉપાય પરિશ્રમ સાધ્ય છે અને તુરત ફ્લદાતાપણુ થતો નથી, જ્યારે દ્વિતીયઉપાય ચિત્તને સુખપૂર્વક ઊતાવળે વશ કરે છે.

૨૦૭૫ જેમ ઘરના ખુણામાંથી મધ મળે તો પછી તે શોધવા ડુંગરમાં જવાની જરૂર નથી તેમ પોતાનો બાહ્યવ્યવહાર શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણને અનુકૂલ આવે એવો રાખી સમભાવરૂપ યોગ સેવવાથી મનનો જય કરી શકાતો હોવાથી મનના જયમાટે અનુચિતહઠ કરવો હિતકર નથી.

૨૦૭૬ જેમ પીપળાનું પાંદડું, ધ્વજાનું પૂછડું, વીજળીનો ઝબકારો, કાચબાનું માથું, દીવાની શિખા ને ભૂતનો ભડકો વગેરે ચપલ છે તેમ ચિત્તનો સ્વભાવપણ બહુ ચપલ છે.

૨૦૭૭ જેમ સમુદ્રમા ઉપજતા તરંગો કોઇ થોડા વેગવાળા હોય તે થોડેસુધી જઇ શમી જાય છે, ને જે બહુ વેગવાળા હોય તે કિનારાસુધી પહોંચે છે, તેમ ચિત્તમાંપણ કોઇ વૃત્તિ અંદર ઊઠીને અંદરજ સમાય જાય છે અને કોઈ બહાર નીકળી પ્રાણિપદાર્થ સુધી પહોંચે છે.

૨૦૭૮ જેમ કોઈ માણસનો પુત્ર મરણ પામ્યો હોય કે તેને દ્રવ્યની

ભારે હાનિ થઇ હોય તેથી જ્યારે તેના હૃદયને બહુ ધક્કો લાગ્યો હોય ત્યારે તેના સંબંધીઓ તેને આશ્વાસન આપે તેટલી ઘડી તે કાંઇક શાંત રહે છે ને તેમના ગયા પછી તેનું મન પાછું પૂર્વે હતું તેવું શોકગ્રસ્ત થઇ જાય છે, તેમ પ્રારબ્ધકર્મના વેગથી મન થોડો વખત ભલે બીજામાં જાય, પણ પાછું તુરતજ તેને જિજ્ઞાસુએ પ્રભુમાં જોડવું જોઇએ.

૨૦૭૯ જેમ વ્યવહારમાં હૃદયના સાચાપ્રેમની કિંમત છે, પણ બહારથી પ્રેમ દેખાડવાની ક્રિયાની કિંમત નથી, તેમ પ્રભુપરનો પ્રેમ પણ સાચો હોય તોજ તે પ્રભુની કૃપા મેળવી શકે છે, અન્યથા નહિ.

૨૦૮૦ જેમ એક ઠેકાણે બે ત્રણ હાથ ખોદવું, વળી તે જગા છોડી દઇ બીજે ઠેકાણે બે ત્રણ હાથ ખોદવું અને વળી તે જગા મૂકી દઇ ત્રીજે સ્થળે બે ત્રણ હાથ ખોદવું એમ કરવાથી કાંઇ કૂવો ખોદી શકાતો નથી, પણ એક યોગ્ય જગાએ પાણી આવે ત્યાંસુધી ખોદ્યા કરવાથી કૂવો ખોદાય છે, તેમ એક સાત્ત્વિકદેવની ઉપાસનાનો મંત્ર લીધા પછી તે મંત્રનો પૂરતો જપ નહિ કરતાં તેમાં અશ્રદ્ધા લાવી થોડા વખત પછી કોઇની પાસેથી બીજા દેવનો મંત્ર લે, વળી થોડા દિવસ પછી પાછો ત્રીજા કોઇની પાસેથી ત્રીજા દેવનો ત્રીજો મંત્ર લે, એમ ભિન્ન ભિન્ન દેવના ભિન્ન ભિન્ન મંત્રોનો જપ કરવાથી તે કોઇપણ દેવનો અનુગ્રહ મેળવી શકે નહિ, પણ કોઇ એક સાત્ત્વિકદેવના કોઇ એક મંત્રનો સમર્થપુરુષ પાસેથી ઉપદેશ મેળવી તેની સિદ્ધિ થતાં સુધી જો તેમાંજ મંડ્યો રહે તો તે તે દેવનો અનુગ્રહ મેળવવા ભાગ્યશાળી થાય છે.

૨૦૮૧ જેમ વહાણના મધ્યભાગપર જે મોટું ઊભું લાકડું રાખવામાં આવે છે તેના ઉપર કોઇ કાગડો બેસી રહ્યો હોય અને તે વહાણ સમુદ્રમાં દૂર ગયા પછી જો તે કાગડો ત્યાંથી ઊડે તોપણ પાસે કિનારો ઝાડ કે બીજો કાંઇપણ આધાર તેને ન મળવાથી તે પાંખો ફફડાવી ફફડાવીને પાછો તે વહાણની વચમાંના મોટા લાકડા ઉપરજ આવીને બેસે છે, તેમ પોતાનું અંતઃકરણ જો પ્રારબ્ધવશાત્ બીજે જાય તો તેને પાછું વાળી પ્રભુની અનન્યભક્તિ કરવા ઇચ્છનાર મનુષ્યે પ્રભુમાંજ સ્થિર રહેવું જોઇએ વા તેમ સંસારથી ઉદાસ થયેલું અનન્યભક્તનું મન

પણ પોતાના પરમાધાર પ્રિયતમપ્રભુના સ્વરૂપનો પરિત્યાગ કરીને બીજે કોઇપણ સ્થળે વિરામ પામતું નથી.

૨૦૮૨ જેમ જે મનુષ્ય હીરાને હીરારૂપે સમજે છે તેને તેટલું મૂલ્ય પ્રાપ્ત થાય છે અને જે મનુષ્ય તેને પથ્થરરૂપે સમજે છે તેને તેટલું મૂલ્ય મળે છે, તેમ દેવ, ગુરુ તથા મંત્રમાં મનુષ્યને જેટલી શ્રદ્ધા અને જેવો પ્રેમ હોય તેને તેટલું ને તેવું ફલ પ્રાપ્ત થાય છે.

૨૦૮૩ જેમ ચાલ્યાવિના કે વાહનવિના મનુષ્યથી એકગામથી બીજે ગામ પહોંચાય નહિ ને જેમ ભૂખ ન મટે ત્યાંસુધી ખાવાનું ચાલુ ન રાખે તો મનુષ્યની ભૂખ મટે નહિ, તેમ પોતાના શ્રીસદ્ગુરુ અને સત્-શાસ્ત્ર જે રીતે કહે તે રીતે એકનિષ્ઠા રાખી આદરપૂર્વક પ્રયત્ન કરવામાં ન આવે તો બ્રહ્મજ્ઞાનરૂપ સાધ્ય પ્રાપ્ત થઈ શકે નહિ.

૨૦૮૪ જેમ અજાણ્યાને ડુંગરમાંના કે વનમાંના કોઈ સ્થલનો જે માર્ગ ઘણો લાંબો જણાતો હોય તે માર્ગ જાણભેદુથી બહુ ટુંકો થયા-જેવો થાય છે તેમ પોતાના મનમાં ઉપજતા સંદેહને વિવેકવડે દૂર કરી પોતાના બ્રહ્માનુભવી શ્રીસદ્ગુરુના ઉપદેશને અનુસરવાથી બ્રહ્મ-જ્ઞાનદ્વારા ઊતાવળે ભવસાગરનો પાર પમાય છે.

૨૦૮૫ "ભેદી લીયા સાથમૈ, મારગ દીયા બતાય;
કોટિ કલ્પકા પંથ થા, સો પલમૈ દીયા છુડાય."

૨૦૮૬ જેમ મનુષ્ય ઝેરી સર્પથી ડરે છે તેમ તેને વિપરીતવિચાર-વાળા મનુષ્યોના સંગથી ને નઠારા વાચનથી ડરવું જોઇએ.

૨૦૮૭ જેમ ડુંગળીના ગંધની અસરના જેવી કસ્તૂરીના ગંધની અસર તુરત થતી નથી, જેમ ગુલાબના પુષ્પના સુગંધના કરતાં લસણના દુર્ગંધની અસર વહેલી થાય છે, જેમ શીખવ્યા છતાંપણ ઘણા માણસોના હૃદયમાં સારૂં ઊતાવળે ઊતરતું નથી પણ નઠારું હોય તે ઝટ દઇને ગળે ઊતરી જાય છે, જેમ મનુષ્યમાં શાસ્ત્રાદિની આજ્ઞાધારકતા પ્રયત્નથી આવે છે ને નબળાવિચારપર જીવ ઝટ દઈને ચઢી બેસે છે તેમ વિષયિજનોની સભામાં જવાથી અને શાસ્ત્રનિરપેક્ષ વિચાર કરનારા નાસ્તિકોના સહવાસમાં રહેવાથી તેવો માણસ વિષયી કે

નાસ્તિક ન થાય તો પણ કાંઇક અંશે તેના જેવો થાય છે અને મનુષ્ય વિષયિજનોની–બહિર્મુખજનોની સભામાં ન ભળે તોજ પરમાર્થનાં સાધનોમાં આગળ વધી શકે છે.

૨૦૮૮ જેમ પ્રશાંત (પાસિફિક) મહાસાગરના એક ખૂણામાં ટચલી આંગળીના ટેરવા જેવડી શફરીનામની માછલી કૂદે તો તેથી કાંઈ પ્રશાંત (પાસિફિક) મહાસાગરમાં ક્ષોભ થતો નથી, તેમ જેમનો બ્રહ્મરૂપ આનંદ નિઃસીમ છે તેમને વિક્ષેપ કરવા કોઇપણ દૃશ્યપદાર્થ સમર્થ થતો નથી વા તેમ બ્રહ્માકાર થયેલા મનમાં નિંદકોની નિંદાથી ક્ષોભ થતો નથી.

૨૦૮૯ જેમ જો સો વર્ષસુધી એક રૂપીઓ માસિક એક ટકાના ચક્રવૃદ્ધિવ્યાજે મૂકીએ તો તે વધીને સો વર્ષે તેના આશરે લાખ રૂપીઆ થાય તેમ બ્રહ્મજ્ઞાનના એક કે અનેક સાધનનું સેવનપણ દીર્ઘકાળ કરવાથી તે બલવાળું થાય છે.

૨૦૯૦ જેમ નવાણુંનો ધક્કો લાગે ત્યારે માણસ વધારે પૈસા મેળવવા પ્રયત્ન કરે છે તેમ મુમુક્ષુ જો એક સાધન પ્રાપ્ત કરે તો ક્રમથી તે વિશેષસાધનો પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરી અંતે કૃતાર્થ થાય છે.

૨૦૯૧ જેમ મલ્લયુદ્ધમાં કોઈ મલ્લ પડે તોપણ તે ભૂમિને પોતાનો બરડો (વાંસો) અડવા દેતો નથી, જો પોતાનો બરડો ભૂમિને અડે તો તે ચિત થયો અને હાર્યો કહેવાય, તેમ સાધન કરનારે પણ પ્રાપ્ત થતી પ્રતિકૂલતાઓથી કંટાળીને સાધનનો પરિત્યાગ કરવારૂપ પાછા ન પડવું, પણ સર્વદા હિંમત રાખવી અને આજ નહિ તો કાલ તે સાધનની અવશ્ય સિદ્ધિ થશે એમ પોતાના મનમાં ધારી પ્રયત્નશીલ રહેવું.

૨૦૯૨ જેમ સરાણીઓ જ્યારે સરાણપર કોઇ શસ્ત્ર સજવામાટે ચઢાવે ત્યારે જ્યાં કાટ હોય ત્યાં તે જોતો જાય છે ને ઘસતો જાય છે અને ધોબી વસ્ત્રમાંનો મેલ જોતો જાય છે ને તે કાઢવાનો પ્રયત્ન કરે છે, તેમ મુમુક્ષુપણ જો પોતાના મનની સ્થિતિ જોતો રહી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધનો સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે તો તે પણ તે સાધનો સિદ્ધ કરી શકે.

૨૦૯૩ જેમ કોઇ છોકરૂં પોતાના પિતા પાસે જવા માટે દાદરપર ચઢી માળપર જવાનો પ્રયત્ન કરે તો તે જોઇને તેના પિતાનું તેને ઉપર લઇ આવવાનું મન થાય પણ જો તે છોકરૂં નીચે રમ્યા કરતું હોય તો તેના પિતાનું તેને ઉપર લઇ જવાનું મન થાય નહિ, તેમ મુમુક્ષુપણ જો આદરપૂર્વક બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધનો પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે તો ઇશ્વર જરૂર તેને મદદ કરે, પણ જો કોઇ મનુષ્ય એ સાધનો સિદ્ધ કરવા પ્રયત્ન ન કરે તો તેને ઇશ્વર મદદ નજ કરે.

૨૦૯૪ જેમ સૂર્ય પોતે જો મનુષ્યોના ઘરમાં આવે તો તેમનો તાપ મનુષ્યોથી જીરવી શકાય નહિ, પણ તે સૂર્ય જો પોતાના લઘુરૂપે-દીવારૂપે મનુષ્યોના ઘરમાં આવે તો તે મનુષ્યોને સુખદાતા થાય છે, તેમ ઈશ્વરપણ પોતાના મૂલસ્વરૂપથી જો પૃથિવીપર આવે તો તેમનો પ્રભાવ લોકોથી જીરવી શકાય નહિ, પણ જો તેઓ પોતાનું અપાર ઐશ્વર્ય ગુપ્ત રાખી માણસ જેવા થઇને આવે તો મુમુક્ષુલોકોને તેમનાથી ઘણો લાભ થાય.

૨૦૯૫ "કાર્ય સરે ઉદ્યોગથી, નરી ઇચ્છાથી ન થાય;
સૂતેલા સિંહમુખમાં, મૃગ નવ પેસી જાય."

૨૦૯૬ જેમ બહારના પ્રકાશમાંથી ઘરમાં આવતાં ઘરને જો એકજ બારણું હોય તો ઘરની અંદરની વસ્તુઓ એકદમ ન દેખાય, પણ જ્યારે ઘરના પ્રકાશને અનુકૂલ આંખ થાય ત્યારે ઘરમાં રહેલું બધું દેખાય, તેમ હૃદયરૂપી મંદિરમાં અંતઃકરણની વૃત્તિ સ્થિર કરવા માંડીએ તો પહેલાં તો ત્યાં અંધારુંજ દેખાશે, પણ ત્યાં પોતાના અંતઃકરણની વૃત્તિને સ્થિર કરવાનો પ્રયત્ન કર્યા કરવાથી સમય જતાં ત્યાં બ્રહ્મનું દર્શન થશે.

૨૦૯૭ જેમ કાષ્ઠનો હાથી બનાવવામાં આવ્યો હોય તેને જ્યારે હાથીની દૃષ્ટિએ જોવામાં આવે ત્યારે લાકડું તિરોધાન પામે છે ને જ્યારે તેને કાષ્ઠની દૃષ્ટિએ જોવામાં આવે ત્યારે હાથી તિરોધાન પામે છે તેમ જ્યારે જગત્‌ની દૃષ્ટિ થાય ત્યારે બ્રહ્મ તિરોધાન પામે છે ને બ્રહ્માકારદૃષ્ટિ થાય ત્યારે જગત્ તિરોધાન પામે છે.

૨૦૯૮ જેમ જલપાન કરનારની તૃષા નિવૃત્ત થાય છે તથા જેમ પ્રવાસ કરતો પ્રવાસી કાલે કરીને નિશ્ચિત સ્થાને પહોંચી જાય છે, તેમ મુમુક્ષુને એક એવો દિવસ આવી મળે છે કે જે દિવસે તે સહજ-સ્વરૂપે સ્થિતિ કરે છે.

૨૦૯૯ જેમ આ પૃથિવીપર પ્રકાશતો સૂર્ય જાડ્યને (ટાઢને) ને અંધકારને હણુનારો, અને વૃષ્ટિ આદિવડે અન્નાદિક ઉપજાવીને અનેક પ્રકારે મનુષ્યાદિને પોષતો છતો તેમને અભય આપનારો છે, તેમ અધિકારીજનોના અંતઃકરણમાં પ્રકાશતો "શ્રીવિવેકભાસ્કર"-વિવેકરૂપી સૂર્ય-જાડ્યરૂપ-જડતારૂપ-અજ્ઞાનરૂપ-અંધકારને હણુનારો અને અનેક સુવિચારો તથા સત્ક્રિયાઓવડે મુમુક્ષુઓના અંતઃકરણને પોષતો છતો અભયરૂપ બ્રહ્મની પ્રાપ્તિ કરાવવાવડે તેમને પરમઅભય આપનારો છે. ('શ્રીવિવેક-ભાસ્કર'-પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીમન્નાથશર્મા કૃત )

૨૧૦૦ જેમ આંખો વીંચવાથી મનુષ્યને અંધકારનું ભાન થાય છે તેમ અનાત્મવૃત્તિઓને રોકવાથી મુમુક્ષુને આત્માથી અભિન્ન બ્રહ્મનું ભાન થાય છે.

૨૧૦૧ જેમ તરંગો ને આવર્તો મહાસાગરમાં કલ્પિત હોવાથી મહાસાગરરૂપજ છે તેમ પ્રતીત થતાં નામો, રૂપો ને ક્રિયાઓપણ ચિદાનંદમહોદધિરૂપ બ્રહ્મમાં કલ્પિત હોવાથી ચિદાનંદમહોદધિરૂપજ-બ્રહ્મરૂપજ છે.

૨૧૦૨ જેમ સંમુખ સમીપ પડેલો કોઈપણ સાકારપદાર્થ દેખતા મનુષ્યને સહસા અનાયાસે સ્ફુરે છે વા પ્રતીત થાય છે તેમ બ્રહ્માભ્યાસના બલવડે સર્વત્ર સહસા કોઇપણ પ્રકારના વિચારના શ્રમવિના વિવેકીને બ્રહ્મનું સ્ફુરણ થાય છે.

૨૧૦૩ જેમ મૃતપશુઆદિના શરીરના ભક્ષણમાં શ્વાન આનંદ માને છે તેમ જડ ને કુત્સિતવિષયોના સેવનમાં રાગીમનુષ્ય આનંદ માને છે.

૨૧૦૪ શુભાશા વસંતઋતુના સ્વચ્છ દિવસના જેવી રમણીય જણાય છે ને નિરાશા વર્ષાઋતુના દુર્દિનના જેવી નીરસ જણાય છે.

૨૧૦૫ શુભાશા દેવમંદિર જેવી ભવ્ય ને પ્રસન્નતા ઉપજાવનારી છે ને નિરાશા શ્મશાન જેવી કુત્સિત ને ખેદ ઉપજાવનારી છે.

૨૧૦૬ શુભાશા કિશોરવયવાળા, નીરોગ, સુરૂપ ને વિદ્વાન્બ્રાહ્મણના જેવી મનોહારિણી છે ને નિરાશા અતિવૃદ્ધ, કુષ્ઠિ (રક્તપિત્તવાળી) કુરૂપ ને મૂર્ખઅંત્યજના જેવી મનને ઘૃણા ઉપજાવનારી છે.

૨૧૦૭ શુભાશા વસંતઋતુના સૂર્યોદયના સમયજેવી સ્ફૂર્તિ ઉપજાવનારી છે ને નિરાશા ગ્રીષ્મઋતુની વંટોળીઆવાળી સાંજના જેવી મનુષ્યને કંટાળો ઉપજાવનારી છે.

૨૧૦૮ શુભાશા ઇંદ્રાદિદેવનાજેવી પવિત્ર ને પ્રતાપી છે અને નિરાશા મલભક્ષકપિશાચનાજેવી મલિન ને તેજોહીન છે.

૨૧૦૯ શુભાશા શાંતમહાસાગરજેવી વિશાલ, પવિત્ર ને ગંભીર છે અને નિરાશા ખાબોચીઆજેવી સંકુચિત, મલિન ને ક્ષુદ્ર છે.

૨૧૧૦ શુભાશા સદ્ગુણ, વિદ્યા, પરાક્રમ ને લક્ષ્મીને આગ્રહપૂર્વક તેડી લાવનારી છે અને નિરાશા દુર્ગુણ, મૂર્ખતા, બલહીનતા ને દારિદ્રયને આગ્રહપૂર્વક તેડી લાવનારી છે.

૨૧૧૧ શુભાશા સ્વર્ગલોક, ક્રમમોક્ષ ને સદ્યોમોક્ષ અપાવવાના સામર્થ્યવાળી છે અને નિરાશા પશુપક્ષીનો ને વૃક્ષાદિનો જન્મ અપાવવાના તથા નરકમાં લઈ જવાના સામર્થ્યવાળી છે.

૨૧૧૨ શુભાશાવડે સંસારમાં ને હૃદયમાં સર્વત્ર આનંદનુંજ ભાન થાય છે ને નિરાશાવડે સંસારમાં ને હૃદયમાં બધે સુનકારજ પ્રતીત થાય છે.

૨૧૧૩ જેમ મહામલિન ને દુર્ગંધમય વૈતરણીમાં કે મહામલિન ને દુર્ગંધમય ચમારના કુંડમાં ગળકાં ખાનારા મનુષ્યને સુવાસિત અમૃતની નદીમાં કે તેવા કુંડમાં સ્નાન કરવાનો લાભ મળતો નથી તેમ મલિનશરીરવાળાં દૃશ્યપ્રાણીઓના સ્પર્શના સુખાભાસમાં ડુબેલાને પરમપવિત્રબ્રહ્માનંદનો અનુભવ કરવાનો લાભ મળતો નથી.

૨૧૧૪ જેમ ધગધગતા અંગારાને પોતાના શરીરમાં અવકાશ ન આપવો જોઇએ તેમ મુમુક્ષુએ ક્રોધરૂપ અગ્નિનેપણ પોતાના હૃદયમાં અવકાશ ન આપવો જોઇએ.

૨૧૧૫ જેમ મનુષ્યો રાત્રિ પડતાં જગત્‌ને અંધકારમાં ડુબી ગયેલું જુએ છે તેમ મુમુક્ષુ પૂજનકાલે જગત્‌ને બ્રહ્મામાં લીન થયેલું અનુભવે છે.

૨૧૧૬ જેમ ધૂળ, ધૂમાડો ને વાદળાં આકાશમાં રહ્યા છતાંપણ આકાશ તેનાથી સંબંધ પામતું નથી તેમ અહંકાર પોતાના કર્તાપણા તથા ભોક્તાપણા આદિ ધર્મોસહિત અંતરાત્મામાં રહ્યા છતાં અંતરાત્મા તેનાથી સંબંધવાળા થતા નથી.

૨૧૧૭ જેમ અમાસની મેઘલીરાત્રિના ઘાટાઅંધકારમાં ઊંચુંનીચું ને નાનુંમોટું સમભાવને પામી અંધકારમય થઈ જાય છે તેમ અંતઃકરણની તુરીયાવસ્થામાં સંસારના અનેક ભેદો અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં વિલીન થઈ સર્વ સમરૂપ એટલે બ્રહ્મસ્વરૂપ થઈ જાય છે.

૨૧૧૮ જેમ માલાના મણિઓ–પારા–સૂત્રમાં સૂત્રના કે રેશમના દોરામાં–પરોવાઈને રહેલા હોય છે તેમ બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતા સર્વ-પ્રાણિપદાર્થો આત્મામાં પરોવાઈને રહેલા છે.

૨૧૧૯ જેમ વિષયાનુરાગીઅજ્ઞાનીઓ અંતરબહાર સર્વત્ર સ્ત્રીધનને જુએ છે તેમ આ બ્રહ્મવેત્તા અંતરબહાર સર્વત્ર અર્થાત્ સકલવિશ્વને બ્રહ્મરૂપે જુએ છે.

૨૧૨૦ જેમ કોઈ મનુષ્ય આરીસાની બાજુએ ઊભો રહી તેમાં પોતાનું મુખ જોવા પ્રયત્ન કરે તો તેને પોતાનું મુખ દેખાતું નથી તથા આરીસો ઊંધો રાખી સામે ઊભો રહે તોપણ તેમાં તેને પોતાનું મુખ દેખાતું નથી પણ આરીસો સવળો રાખે ને બરોબર તેની સન્મુખજ ઊભો રહે તોજ તેને પોતાનું મુખ સ્પષ્ટ દેખાય છે, તેમ જે મુમુક્ષુ પોતાના ભટકતા અંતઃકરણને સ્થિર કરી, તેને આત્માભિમુખ કરતો નથી તે અત્યંત સમીપ રહેલા પોતાના આત્માનું દર્શન કરી શકતો નથી, પણ અંતઃકરણને સ્થિર ને આત્માભિમુખ કરે છે ત્યારેજ તે પોતાના નિજાનંદસ્વરૂપ આત્માનું દર્શન કરી મોક્ષ મેળવવા સુભાગી થાય છે.

૨૧૨૧ જેમ પાણી દૂધ સાથે ભળી જાય છે ત્યારે તે દૂધના ભાવે વેચાય છે ને જ્યારે તેજ દૂધમાં મેળવણ પડે છે ત્યારે તુરતજ દૂધ ને પાણી જુદાં જુદાં થઈ જાય છે તેમ પરમાત્મામાં કપટરહિત તીવ્ર પ્રેમ રાખવાથી જીવ, જીવ મટી શિવ થાય છે અને જો તે લેશપણ

કપટભાવ રાખે છે તો તે જેટલું અંતર રાખે છે તેટલું સ્વરૂપ પરમાત્માથી તેનું ભિન્નપણું રહે છે.

૨૧૨૨ જેમ નીંભાડામાં પકવવામાટે ઠામ ગોઠવ્યાં હોય તેમાંથી જે ઠામની આસપાસથી બાફ નીકળી જાય તે ઠામ પાકી શકતું નથી તેમ જે મુમુક્ષુના હૃદયરૂપ પાત્રમાંથી ગુપ્ત રાખવાયોગ્ય ઉપદેશ ને સાધનબલરૂપ બાફ બહાર નીકળી જાય છે તે હૃદયરૂપ પાત્રનો પરિપાક થતો નથી.

૨૧૨૩ જેમ વૃક્ષના મૂલને જલ પાવાથી સર્વવૃક્ષને જલ પાવાનું કામ સિદ્ધ થઇ જાય છે તેમ સર્વપ્રાણિપદાર્થના કારણરૂપ પરમાત્માની સેવા કરવાથી સર્વપ્રાણીઓની સેવા થઇ ગયા જેવી થાય છે.

૨૧૨૪ જેમ મોટાની સાથે જોડાવાથી તુચ્છપદાર્થપણ આદર આપવા યોગ્ય થાય છે, ને જેમ રાજાની કે ધનાઢ્યની સાથે કોઇ યોગ્યવ્યવહારમાં જોડાવાથી રાંકપણ ધનવાન્ થાય છે તેમ ભક્તપણ પ્રભુના અડગ માનસસંગવડે અધમ મટી ઉત્તમ થાય છે.

૨૧૨૫ જેમ દૂર દેશથી દ્રવ્યાદિ સંપાદન કરી મનુષ્ય ઘેર આવી વિશ્રાંતિ પામે છે, તેમ ભવભ્રમણથી થાકી ગયેલો જીવપણ પરમાત્માને પામી પરમવિશ્રાંતિને પ્રાપ્ત કરે છે.

૨૧૨૬ જેમ તેલ તથા વાટવિના દીવો પ્રકટાવી શકાતો નથી તેમ પ્રેમ તથા નિશ્ચયવિના આત્માને વિષય કરનારી વૃત્તિરૂપ દીપક પ્રકટાવી શકાતો નથી.

૨૧૨૭ જેમ આશોવદિ અમાવાસ્યાના ઘાટાઅંધારાને દીવાઓવડે દૂર કરવામાં આવે છે તેમ મુમુક્ષુએ પોતાના હૃદયમાં જામેલા ઘાટાઅજ્ઞાનને હૃદયમાં જ્ઞાનદીપ પ્રકટાવી દૂર કરવું જોઇએ.

૨૧૨૮ "અમલી ચાહે અમલને, શૂર ચાહે સંગ્રામ;
નિર્ધન ચાહે દ્રવ્યને, નશુ ચાહે રામ."

૨૧૨૯ "ચાતક ચાહે સ્વાતીને, જલને ચાહે મીન;
ચકોર ચાહે ચંદ્રને, નશુ જગજીવન."

૨૧૩૦ "વનને ચાહે હસ્તી જેમ, અનલ ચાહે આકાશ;
નશુ ચાહે રામને, વૈરાગી વનવાસ."

૨૧૩૧ "ભમરો ચાહે ગંધને, ચાહે નાદ કુરંગ;
નથુ ચાહે રામને, જેમ દીપ જ્યોતિ પતંગ."
૨૧૩૨ "કાન રીઝે જેમ નાદથી, ચક્ષુ રીઝે રૂપ;
જીભ રીઝે જેમ સ્વાદથી, નથુ એક અનુપ."
૨૧૩૩ "જીવ ચહે જેમ દેહને, દેહ ચહે જેમ જીવ;
એક સદા ચાહત રહે, નથુ ભેટે પીવ."
૨૧૩૪ "દેહ પ્યારો જીવને, જીવ પ્યારો દેહ;
નથુ દર્શન પામીએ, એવો થાય સ્નેહ."
૨૧૩૫ "જેમ દંભીના ઢોંગ, નિત્ય નવા નજરે પડે;
તેવા મનના સોંગ, આ મન ક્યારે મૂકશે?
તીક્ષ્ણ વિષમાં જેમ, લેશ રુચિ મનને નથી;
સો વિષયોમાં તેમ, એવી અરુચિ કદા થશે?
માંસમદ્યમાં જેમ, લેશપ્રીતિ મનને નથી;
પાપી વિષયો તેમ, કદા અકારા લાગશે?
તૃપ્ત પુરુષને જેમ, ભોજનમાં રુચિ નવ રહે;
નિજાનંદથી તેમ, વિષયરુચિ ટળશે કદા?
કરોડપતિનું જેમ, મન ન ચિંથરામાં ભમે;
મમ મન કરણો તેમ, કદા વિષયમાં નહિ ભમે?
ચિંતામણિ જે પાસ, તે મારગ કણ વીણે નહિ;
તેમ વિષયે ઉદાસ, આ મન નિત્ય રે'શે કદા?
સિંહ, વાઘ ને સાપ, જોઈ જેમ મન ભય ધરે;
તેમ વિષયરૂપ પાપ, જોઈ મન ડરશે કદા?
વિષમય-રોગી પાસ, જેમ જવા મન થાય નહિ;
તેમ દૃશ્યમાં ઉદાસ, મનની સ્થિતિ કદા થશે?"

૨૧૩૬ જેમ સૂર્યનાં તીખાં કિરણોવડે બહુ તપેલી પૃથિવીનું આ પ્રસિદ્ધ ચંદ્ર પોતે પોતાનાં શીતલકિરણોવડે રક્ષણ કરે છે તેમ અન્યના ખેદને દૂર કરવાની તત્પરતા મહાપુરુષોનો સ્વાર્થરહિત સ્વાભાવિક-સ્વભાવજ છે.

૨૧૩૭ જેમ અયોગ્ય આહારથી શરીર બગડે છે તેમ અયોગ્ય-વાચનથી મન બગડે છે માટે ધર્મ પાળી પોતાનો આલોક તથા પરલોક સુધારવા ઇચ્છનાર મુમુક્ષુએ વર્ણધર્મનું ખંડન કરનારા ને વેદનાં વચનોનો વિપરીતઅર્થ કરી કુયુક્તિથી પ્રતિપાદન કરનારા કોઈપણ લેખ વાંચવા ઉચિત નથી.

૨૧૩૮ જેમ બે હાથી એક ખીલે બંધાય નહિ તેમ જો અભિમાન હોય તો પ્રભુની પ્રાપ્તિ ન થાય ને જો પ્રભુની પ્રાપ્તિ થાય તો પછી અભિમાન ન રહે.

૨૧૩૯ જેમ નાટકમાં વિવિધરૂપોને ધારણ કરનાર નટ સહેજમાં ઓળખાતો નથી તેમ ઈશ્વરની ક્રીડાના સ્થાનભૂત આ જગત્‌માં વિવિધ-નિમિત્તથી વિવિધસ્વરૂપોને ધારણ કરનાર પરમાત્માને દેવો તથા ઋષિઓપણ સહજમાં ઓળખી શકતા નથી.

૨૧૪૦ "આ ભવમાં જો ના મળ્યો, મુઆ પછી મળે રામ;
પારસ અડતાં લોઢું રહે, તો પારસનું શું કામ?"

૨૧૪૧ "મુઆ પછી આવી મળો, તમે કદાપિ રામ;
મુડદાને ઔષધતણું, નથુ શું છે કામ?"

૨૧૪૨ જેમ "બાલક કાલું તોતડું, તોતો તોતો કહેજ;
માતા સમજી ઉરવિષે, રોટલો ઝટ દે'જ.
તેમ કાલી ઘેલી અરજ સુણી, સમજી મમ અભિપ્રાય;
કાર્ય સુધારો ત્વરાથી, આવી જાદવ રાય."

૨૧૪૩ જેમ પૃથિવીમાં પડેલી ફાટમાં ગમે તેટલું પૂરો પણ તે ફાટ પૂરાવાની નથી, તેમ વિષયો ભોગવવાની ઇચ્છાપણ કદી પૂર્ણ થવાની નથી.

૨૧૪૪ જેમ અગ્નિમાં ગમે તેટલું હોમો, પણ તે તેને પોતારૂપ કરી નાંખે છે, ને બીજું લેવા વળી તૈયાર ને તૈયારજ છે, તેમ ઇંદ્રિયો પણ વિષયો ભોગવવાથી કદી તૃપ્ત થતી નથી, જેમ જેમ તે વિષયો ભોગવતી જાય છે તેમ તેમ તે જુદી જુદી રીતે સ્વાદ આપે તેમ યુક્તિપૂર્વક વિષયો ભોગવવાને દિનદિનપ્રતિ ચપળ થતી જાય છે.

૨૧૪૫ જેમ આપણને દુઃખ પ્રિય નથી, પણ સુખ પ્રિય છે, તેમ પ્રાણિમાત્રને દુઃખ પ્રિય નથી પણ સુખ પ્રિય છે.

૨૧૪૬ જેમ મેઘના બિંદુઓ ને સમુદ્રતટપરની રેતીના કણો ગણી શકાય નહિ તેમ જીવે કરેલાં પાપો કોઇથી ગણી શકાય નહિ.

૨૧૪૭ જેમ સ્વચ્છજળમાં ચંદ્રનું પ્રતિબિંબ પડે છે તેમ સત્ત્વગુણ-પ્રધાનઅંતઃકરણમાં આનંદસ્વરૂપ આત્મા પ્રતિબિંબ પામે છે.

૨૧૪૮ જેમ પ્રતિબિંબવડે બિંબ લક્ષિત થાય છે તેમ આભાસાનંદવડે (પ્રતિબિંબરૂપ આનંદવડે) બિંબરૂપ–આનંદસ્વરૂપ–આત્મા લક્ષિત થાય છે.

૨૧૪૯ "જેમ વાયુ સંગે કર્યો, અનલે ભૂનો ત્યાગ;
તેમ મનુષ્ય સત્સંગથી, દૂર કરે નિજ રાગ."

૨૧૫૦ "દુઃખનિવારણ સુખકરણ, જો લઘુ કેફ મનાય;
તો બ્રહ્મરૂપી કેફથી, કેમ ન અદ્વય થાય ?"

૨૧૫૧ જેમ નદી પોતાનું જળ સમુદ્રમાં ખાલી કરે છે, તેમ ભક્તે પોતાના હૃદયની ભક્તિ ને ઉભરા પ્રભુના સ્વરૂપમાં ખાલી કરવા જોઇએ.

૨૧૫૨ જેમ ચક્રવર્તીમહારાજાધિરાજની પટરાણી અધમ ને મલિન-ભંગીની પાસે ઉભી રહે, વા ઉકરડાપરના મલિનચીથરાં વીણે વા બજારમાં વેચાયલા દાણા વીણે, તો તે લેશપણ શોભે નહિ, તેમ સુપ્રજ્ઞા અસદ્દહંકારાદિરૂપ ઉપપતિ આદિના સમાગમમાં લેશપણ શોભે નહિ.

૨૧૫૩ જેમ અતિકામીને રૂપગુણયૌવનવતી કામિની વહાલી લાગે છે, જેમ અતિલોભીને ધન વહાલું લાગે છે, જેમ અતિમાનીને માન વહાલું લાગે છે, જેમ દીવાચરોને સૂર્ય વહાલો લાગે છે, જેમ રજની-ચરોને અંધકાર વહાલો લાગે છે, જેમ સુરાના વ્યસનીઓને સુરા વહાલી લાગે છે ને જેમ અફીણાદિના વ્યસનીઓને અફીણ વહાલું લાગે છે તેમ મુમુક્ષુને પરમાત્મા તેનાથી અધિક સર્વદા વહાલા લાગે છે.

૨૧૫૪ જેમ વ્યવહારમાં મનુષ્યને ખાનપાન, મળમૂત્રત્યાગ, વિદ્યા-ધ્યયન આદિ ક્રિયાઓ પોતાનેજ કરવી પડે છે, અન્યની કરેલી તે ક્રિયાઓ પોતાને ઉપકારક થતી નથી તેમ પોતાના અંતઃકરણની યોગ્યતા-માટે મુમુક્ષુએ જાતે પ્રયત્ન કરવો જોઇએ.

૨૧૫૫ જેમ જીવ સર્વશરીરમાં વ્યાપક છતાંપણુ તેની ઉપલબ્ધિ હૃદયમાં થાય છે તેમ હિરણ્યગર્ભ સર્વસૂક્ષ્મશરીરમાં વ્યાપક છતાંપણુ ઉપાસકોને તેમની ઉપલબ્ધિ સત્યલોકમાં થાય છે.

૨૧૫૬ જેમ જ્ઞાન એ પરમાત્માનો વાસ્તવિકસ્વભાવ છે તેમ અજ્ઞાન એ પરમાત્માનો કલ્પિત વા મિથ્યાસ્વભાવ છે.

૨૧૫૭ જેમ લૌકિકસાગરના તટપર રહેલો માણસ જો કુતૂહલને વશ થઈ વધારે શીતલતા અનુભવવા કેડસમા પાણીસુધી તે સાગરમાં જાય છે તો તેને તે સાગરમાં ભરેલા જલનું, તે જલની શીતલતાનું ને તજ્જન્ય સુખનું વધારે ભાન થાય છે, અને ભૂમિપર રહેલાં નગરો, પર્વતો ને વૃક્ષાદિના તાપનું તથા તજ્જન્યદુઃખનું તેને નહિ જેવું ભાન થાય છે; તેમ અલૌકિકમહાસાગરરૂપ આત્માથી અભિન્ન બ્રહ્મની સમીપ આવી તેનો સ્પષ્ટ અનુભવ કરનારી મહાપુરુષના અંતઃકરણુની વૃત્તિ પ્રારબ્ધવડે વેગ પામી જીવન્મુક્તિનો વિલક્ષણુઆનંદ અનુભવવાના વેગવાળી થઇ તે અલૌકિકમહાસાગરમાં કેટલીક મર્યાદાસુધી પ્રવેશ કરી અંતઃકરણુની મૂઢતા ને ચંચલતાનો તથા દૃશ્યની વાસનાઓનો વિશેષ નાશ કરે તો તે મહાપુરુષના અંતઃકરણુની વૃત્તિને પરમાનંદ-સ્વભાવવાળા પરમશીતલઆત્મારૂપ અલૌકિકમહાસાગરનો અનુભવ વધારે થાય છે ને દૃશ્યનો, અશાંતિનો ને અશાંતિથી ઉપજતાં સર્વ-દુઃખોનો તે વૃત્તિને નહિ જેવો અનુભવ બાધ પામીને થાય છે.

૨૧૫૮ જેમ લૌકિકસાગરમાં પડેલો મનુષ્ય જ્યારે કેડસમા પાણીમાં જાય છે ત્યારે તેને સર્વ બાજુએ જલની પ્રતીતિ થાય છે ને ક્યારેક કોઇ અસાધારણુ નિમિત્તથી ભૂમિપર તેની દૃષ્ટિ જાય છે ત્યારે તેને નગરનો ને પર્વતાદિનો ઝાંખો દેખાવ અલ્પસમય દૃષ્ટિએ પડે છે, તેના તાપનું શમન ઘણું વધારે થાય છે, ને તેને શીતલતાનો તથા તજ્જન્ય-સુખનો ઘણો વધારે અનુભવ થાય છે; તેમ પરમાનંદરૂપ પરમશીતલ અલૌકિકમહાસાગરમાં જેમનાં અંતઃકરણુની વૃત્તિએ વિશેષપ્રવેશ કરેલો છે તેમના અંતઃકરણુની વૃત્તિને તે અલૌકિકમહાસાગરનું દર્શન ઘણું વધારે રહે છે, ક્યારેક તેમના કે અન્ય મનુષ્યના પ્રારબ્ધના વેગથી

પ્રેરાયેલો કોઇ મનુષ્ય તેમના અંતઃકરણની વૃત્તિને યત્નથી બહિર્મુખ કરી જ્યારે દૃશ્યમાં જોડે છે ત્યારે તેમના અંતઃકરણની વૃત્તિ અલ્પકાલ દૃશ્યનો ઝાંખો અનુભવ કરે છે ને પુનઃ તે વૃત્તિ તે અલૌકિકમહાસાગરમાં વિલીન જેવી થઈ જાય છે.

૨૧૫૯ જેમ લૌકિકસાગરમાં પ્રવેશ કરી જે મનુષ્ય મસ્તકપર્યંત ડુબ્યો છે તેને દશે દિશામાં એક સાગરના જલનુંજ ભાન થાય છે, ભૂમિપરના નગરાદિનું તેને હવે પોતાની મેળે કે અન્ય મનુષ્યના પ્રયત્નથી ભાન થતું નથી, તેના તાપજન્ય દુઃખનું સંપૂર્ણ શમન થાય છે ને તેને પરમશીતલતાનું ને તજ્જન્ય ઘણા વધારે સુખનું ભાન થાય છે, તેમ પરમાનંદરૂપ પરમશીતલ અલૌકિકમહાસાગરમાં જે મહાપુરુષના અંતઃકરણની વૃત્તિ સર્વાંશે નિમગ્ન થઇ જાય છે, તેમના અંતઃકરણની વૃત્તિ સર્વત્ર પરમાનંદરૂપ અદ્વૈતબ્રહ્મનોજ અનુભવ કરે છે, તેમના અંતઃકરણની વૃત્તિને પોતાની મેળે કે અન્યના પ્રબળપ્રયત્નથીપણ દ્વૈતરૂપ દૃશ્યનું લેશપણ દર્શન થતું નથી.

૨૧૬૦ જેમ આસ્તિકજનોને પાષાણાદિની દેવપ્રતિમાઓમાં ઈશ્વરપણાનો આરોપ કરી તેમનું વિધિવત્ પૂજન કરવામાં કોઇપણ પ્રકારનો વાંધો હોતો નથી તેમ વિવેકીઓને (જે શરીરમાં રહેલાં અંતઃકરણમાં ઈશ્વરપણાની યોગ્યતા આવી છે તેવા શરીરનું) પોતાના શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ને પરમકરુણાળુ શ્રીસદ્‌ગુરુનું બહુ માન ને બહુ ભાવપૂર્વક પૂજન કરવામાં કશો વાંધો હોતો નથી.

૨૧૬૧ "જેમ સમજુ અમૃત ત્યજી, કદી વિષ નવ ખાય;
તેમ વિવેક બ્રહ્મ ત્યજી, વિષયભણી નવ જાય."

૨૧૬૨ જેમ પતિવિના સ્ત્રી, ઉપયોગીવિષયના જ્ઞાનવિના ભાષણકર્તા અને મસ્તિષ્કવિના સ્થૂલશરીર નકામું છે તેમ સ્વરના જ્ઞાનવિના હઠયોગનો આરંભ તથા જ્યોતિષી નકામા છે.

૨૧૬૩ જેમ બ્રહ્માંડમાંના પ્રાણના, સ્થાનભેદે તથા ક્રિયાભેદે, આવહ, પ્રવહ, ઉદ્વહ, પરિવહ, પરાવહ, વિવહ, ને સંવહ આ સાત પ્રકાર છે, તેમ શરીરમાંના પ્રાણતત્ત્વના, સ્થાનભેદે તથા ક્રિયાભેદે, પ્રાણ, અપાન,

સમાન, ઉદાન, વ્યાન, નાગ, કૂર્મ, કૃકલ; દેવદત્ત ને ધનંજય આ દશ પ્રકાર છે.

૨૧૬૪ જેમ જે મનુષ્યનો શ્વાસવાયુ અહોરાત્ર એકજ સ્વરમાં વહે તેનું આયુષ્ ત્રણ વર્ષનું છે, જેમ જે મનુષ્યનો શ્વાસવાયુ બે અહોરાત્ર-પર્યંત પિંગલામાંજ વહ્યા કરે તે માણસનું આયુષ્ બે વર્ષનું છે ને જેમ જે મનુષ્યનો શ્વાસવાયુ ત્રણઅહોરાત્રપર્યંત એકજ નાસાપુટમાં વહે તેનું આયુષ્ એકજ વર્ષનું છે, તેમ જે માણસને રાત્રિમાં ચંદ્રસ્વર અને દિવસમાં સૂર્યસ્વર કેટલાક દિવસપર્યંત વહે તેનું છ માસમાં મૃત્યુ થશે એમ સ્વરજ્ઞો કહે છે.

૨૧૬૫ જેમ મધ્યાહ્નના સમયમાં કાંસાના પાત્રમાં ભરેલા જલમાં સૂર્યનું પ્રતિબિંબ દક્ષિણદિશામાં ક્ષીણ દેખાય તો છ માસમાં જોનારનું મૃત્યુ થાય, જેમ જો તે પ્રતિબિંબ પશ્ચિમમાં ક્ષીણ દેખાય તો ત્રણ માસમાં જોનારનું મૃત્યુ થાય, જેમ જો તે પ્રતિબિંબ ઉત્તરદિશામાં ક્ષીણ દેખાય તો બે માસમાં જોનારનું મૃત્યુ થાય અને જેમ જો તે પ્રતિ-બિંબ પૂર્વદિશામાં ક્ષીણ દેખાય તો એક માસમાં જોનારનું મૃત્યુ થાય અને જેમ જો તે પ્રતિબિંબની વચ્ચમાં છિદ્ર દેખાય તો દશ દિવસમાં જોનારનું મૃત્યુ થાય તેમ જો તે પ્રતિબિંબ ધૂમથી આચ્છાદિત દેખાય તો તે દિવસેજ જોનારનું મૃત્યુ થાય એમ જ્યોતિષ્શાસ્ત્રના વિદ્વાનો કહે છે.

૨૧૬૬ જેમ જે નેત્રરોગરહિત મનુષ્યને સૂર્યચંદ્રનાં કિરણો દેખાતાં નથી અને જે અગ્નિને નિસ્તેજ દેખે છે તે મનુષ્ય અગીઆર માસથી વિશેષ જીવતો નથી તેમ જે માણસ સ્વપ્નમાં અથવા જાગ્રદવસ્થામાં વાવમાં મલમૂત્રને તથા સોનારૂપાને જુએ તે દશ માસથી વિશેષ જીવતો નથી એમ શાસ્ત્રો જાણનારા પંડિતો કહે છે.

૨૧૬૭ જેમ જે મનુષ્ય કવચિત્ દિવાને સોનાના જેવા રંગવાળો દેખે છે ને કવચિત્ તેને કૃષ્ણવર્ણનો જુએ છે અથવા વિરૂપ પ્રાણી-ઓને દેખે છે, તે મનુષ્ય નવ માસથી વિશેષ જીવતો નથી તેમ જે સ્થૂલશરીરવાળો પુરુષ સહસા કૃશ થઈ જાય વા કૃશશરીરવાળો સહસા સ્થૂલ થઈ જાય, વા કાળારંગવાળો સહસા સુવર્ણસમાન કાંતિવાળો

થઈ જાય, વા શૂરવીર ભીરુ થઈ જાય વા ધાર્મિક અધાર્મિક થઈ જાય વા શાંતસ્વભાવવાળો ચંચલસ્વભાવવાળો થઈ જાય તેમાંનો કોઇપણ પુરુષ આઠ માસથી વધારે જીવતો નથી એમ ભવિષ્ય જોનારા પંડિતો કહે છે.

૨૧૬૮ જેમ જે પુરુષની હથેળીમાં અને જીભના મૂલમાં પીડા થાય, લોહી કાળું થઈ જાય વા જેના શરીરમાં વિંધવા આદિથી પીડા ન જણાય તે સાત માસથી વધુ જીવતો નથી તેમ જેની વચલી ત્રણ આંગળી સીધી રહે પણ વાળી શકાય નહિ, જેનો રોગવિનાજ કંઠ સૂકાયા કરે અને જે વારંવાર જડતાથી પ્રશ્ન કર્યા કરે તે માણસ છ માસથી વધુ જીવતો નથી એમ શાસ્ત્રીઓ કહે છે.

૨૧૬૯ જેમ જેના સ્તનની ચામડી બહેરી થઇ જાય છે અને જેને કાંઇપણ સ્મરણમાં રહેતું નથી તે માણસ પાંચ માસથી વધુ જીવતો નથી તેમ જેની આંખોનો પ્રકાશ સહસા નિવૃત્ત થવા માંડે ને બન્ને નયનમાં પીડા થવા લાગે તે માણસ ચાર માસથી વધુ જીવતો નથી એમ વિદ્વાનો કહે છે.

૨૧૭૦ જેમ જેના દાંત અને વૃષણ દબાવવાથી પીડા ન થાય તે મનુષ્ય ત્રણ માસથી વધુ જીવતો નથી તેમ જે માણસને સોળ દિવસ-પર્યંત નિરંતર સૂર્ય વા સોળ દિવસપર્યંત નિરંતર ચંદ્રસ્વર ચાલે છે તે મનુષ્ય એક માસથી વધુ જીવતો નથી.

૨૧૭૧ જેમ જે મનુષ્યના શરીરમાંથી મલ, મૂત્ર ને વાયુ સમકાલે નીકળે છે તે મનુષ્ય દશ દિવસમાં મૃત્યુ પામે છે તેમ ભ્રૂકુટી ન દેખનાર મનુષ્ય નવ દિવસમાં મૃત્યુ પામે છે.

૨૧૭૨ જેમ કાનનાં છિદ્રો બંધ કર્યા છતાં કાનમાં સાંભળવામાં આવતો નાદ ન સાંભળનાર મનુષ્ય સાત દિવસમાં મરે છે તેમ પ્રતિબિંબમાં નેત્રના તારા (કીકી) ન દેખનાર માણસ પાંચ દિવસમાં, નાસિકા ન દેખનાર ત્રણ દિવસમાં ને જીભ ન દેખનાર એક દિવસમાં મરે છે.

૨૧૭૩ જેમ જો આકાશમાં છાયાપુરુષના પડછાયાનો રંગ કાળો જણાય તો તે જોનાર મનુષ્ય છ માસમાં મૃત્યુ પામવાનો સંભવ રહે

છે તેમ જો તે રંગ પીળો જણાય તો તેને કોઇ મહાન્વ્યાધિ થવાનો સંભવ રહે છે, જો તે રંગ રાતો જણાય તો તેને ભય ઉત્પન્ન થવાનો સંભવ રહે છે, જો તે રંગ નીલો જણાય તો તેને કાંઇક હાનિ થવાનો સંભવ રહે છે, ને જો તેનો રંગ અનેક પ્રકારનો જણાય તો તે જોનારને કોઇ પ્રકારની ઇચ્છિત સિદ્ધિ પ્રાપ્ત થવાનો સંભવ રહે છે એમ છાયાપુરુષના અનુભવીઓ કહે છે.

૨૧૭૪ જેમ છાયાપુરુષના પડછાયામાં માણસને પોતાનો જમણો હાથ ન જણાય તો તેના બંધુનું મૃત્યુ થવાનો સંભવ રહે છે અને જો તેનો ડાબો હાથ ન જણાય તો તેની સ્ત્રીનું મૃત્યુ થવાનો સંભવ રહે છે તેમ જો તેના પગ, ઘુંટી ને પેટ કિંવા બન્ને હાથ ન દેખાય તો તે જોનારનું મૃત્યુ થવાનો સંભવ રહે છે.

૨૧૭૫ જેમ સ્થૂલશરીરમાં અસ્થિ, માંસ, ત્વચા, નાડી ને રોમ એ પાંચ પૃથિવીતત્ત્વમાંથી ઉત્પન્ન થયેલ છે તેમ વીર્ય, રક્ત, મજ્જા, મૂત્ર ને લાળ એ પાંચ જલ તત્ત્વમાંથી, ક્ષુધા, તૃષા, નિદ્રા, કાંતિ ને આલસ્ય એ પાંચ તેજતત્ત્વમાંથી, દોડવું, ચાલવું, ગ્રંથીરૂપે થવું, સંકોચાવું ને પ્રસારણ એ પાંચ વાયુ તત્ત્વમાંથી ને રાગ, દ્વેષ, લજ્જા, ભય ને મોહ એ પાંચ આકાશ તત્ત્વમાંથી ઉત્પન્ન થયેલ છે.

૨૧૭૬ જેમ પ્રાણનું તથા તેમાં રહેલાં તત્ત્વોનું યથાર્થજ્ઞાન મેળવવું એ પ્રાણાયામની પહેલી ભૂમિકા કહેવાય છે તેમ અનુલોમપ્રતિલોમાદિ પ્રાણાયામદ્વારા પ્રાણને આશરે એક મિનિટસુધી સ્થિર રાખવાનું બલ મેળવવું એ તેની બીજી ભૂમિકા કહેવાય છે.

૨૧૭૭ જેમ પ્રત્યાહારવડે એટલે પ્રાણના આરોહઅવરોહવડે પ્રાણને દશ મિનિટસુધી સ્થિર રાખવો તે પ્રાણાયામની ત્રીજી ભૂમિકા કહેવાય છે તેમ ધારણાવડે પ્રાણને બે કલાકસુધી સ્થિર કરવો તે તેની ચોથી ભૂમિકા કહેવાય છે.

૨૧૭૮ જેમ ધ્યાનવડે પ્રાણને એક દિવસપર્યંત સ્થિર રાખવો તે પ્રાણાયામની પાંચમી ભૂમિકા કહેવાય છે તેમ સમાધિવડે તેને બાર દિવસ સુધીની સ્થિરતા સંપાદન કરવી તે તેની છઠ્ઠી ભૂમિકા કહેવાય છે.

૨૧૭૯ જેમ સંયમવડે પ્રાણને પંદર દિવસસુધી સ્થિર કરવો તે પ્રાણાયામની સાતમી ભૂમિકા કહેવાય છે તેમ સંપ્રજ્ઞાતયોગવડે તેને એક માસપર્યંત સ્થિર કરવો તે તેની આઠમી ભૂમિકા કહેવાય છે.

૨૧૮૦ જેમ ધર્મમેઘસમાધિવડે પ્રાણને બે માસપર્યંત સ્થિર રાખવો તે પ્રાણાયામની નવમી ભૂમિકા કહેવાય છે તેમ અસંપ્રજ્ઞાતયોગવડે તેને ત્રણ માસસુધી સ્થિર કરવો તે તેની દશમી ભૂમિકા કહેવાય છે.

૨૧૮૧ જેમ ઉપવાસ કરવાથી તૃપ્તિ થતી નથી તેમ મૌન રહેવાથી મુનિ થવાતું નથી.

૨૧૮૨ જેમ મૂર્ખજન સર્વદા અસંતોષી રહે છે તેમ વિવેકી સર્વદા સંતુષ્ટ રહે છે.

૨૧૮૩ જેમ જલે કરીને શરીર શુદ્ધ થાય છે તેમ સત્યે કરીને મન શુદ્ધ થાય છે.

૨૧૮૪ જેમ બ્રહ્મવિદ્યા ને તપવડે જીવાત્મા શુદ્ધ થાય છે તેમ જ્ઞાને કરીને બુદ્ધિ શુદ્ધ થાય છે.

૨૧૮૫ જેમ સત્યસમાન બીજો ધર્મ નથી તેમ અસત્યસમાન બીજું પાપ નથી.

૨૧૮૬ જેમ મૂઢ માણસની સાથે સહવાસ રાખવાથી મોહજાલની ઉત્પત્તિ થાય છે તેમ મહાત્માજનોનો સંગ કરવાથી ધર્મની ઉત્પત્તિ થાય છે.

૨૧૮૭ જેમ ક્ષમાસમાન બીજું તપ નથી તેમ સંતોષસમાન બીજું સુખ નથી.

૨૧૮૮ જેમ તૃષ્ણાસમાન બીજો રોગ નથી તેમ દયાસમાન બીજો ધર્મ નથી.

૨૧૮૯ જેમ વિષયસમાન બીજો વ્યાધિ નથી તેમ કામસમાન બીજો શત્રુ નથી.

૨૧૯૦ જેમ મોહસમાન બીજો અંધ નથી તેમ ક્રોધસમાન બીજો અગ્નિ નથી.

૨૧૯૧ જેમ કૃતઘ્નતાસમાન બીજું પાપ નથી તેમ જ્ઞાનસમાન બીજું શ્રેય નથી.

૨૧૯૨ જેમ દાનસમાન બીજો ભંડાર નથી તેમ લોભસમાન બીજો ધૂર્ત નથી.

૨૧૯૩ જેમ શીલસમાન બીજું આભૂષણ નથી તેમ વ્યભિચારસમાન બીજું અહિત નથી.

૨૧૯૪ જેમ સત્વગુણનું ફલ પ્રકાશમય સુખ છે ને રજોગુણનું ફલ દુઃખ છે તેમ તમોગુણનું ફલ અજ્ઞાન છે.

૨૧૯૫ જેમ સત્ત્વથકી જ્ઞાન થાય છે ને રજસ્થકી લોભ થાય છે તેમ તમસ્થકી પ્રમાદ, મોહ તથા અજ્ઞાન થાય છે.

૨૧૯૬ જેમ અધિકારીમનુષ્યોના ત્રણ જન્મો છે તેમ તેના ત્રણ ગુરુઓપણ છે.

પહેલો જન્મ ભૌતિકશરીરવાળાં માબાપથી થાય છે અને તે સમયે તેઓ તેના વ્યાવહારિકગુરુ કહેવાય છે. ઉપનયનસંસ્કાર ને મંત્રોપદેશ એ બીજો જન્મ ગણાય છે અને મંત્રોપદેષ્ટાઆચાર્ય તેના કર્મકાંડ-વિદ્યાના ગુરુ કહેવાય છે. બ્રહ્મબોધ એ ત્રીજો જન્મ ગણાય છે ને તે બ્રહ્મોપદેશ કરનાર આચાર્ય તેના શ્રીસદ્દગુરુ ગણાય છે.

૨૧૯૭ જેમ અતિઝીણી વસ્તુને વા અતિદૂર રહેલા તારાઓને સૂક્ષ્મદર્શકયંત્રવિના વા દૂરદર્શકયંત્રવિના લૌકિકનેત્રો જોવાને સમર્થ થતાં નથી, તેમ સંસ્કારાદિ પ્રકૃતિનાં તત્ત્વોને જાણવાને અંતઃકરણના સાત્ત્વિકબલરૂપી યંત્રવિના મુમુક્ષુઓ વા યોગીઓ સમર્થ થતા નથી.

૨૧૯૮ જેમ પામર, વિષયી, જિજ્ઞાસુ ને મુક્ત વા જ્ઞાની એમ પુરુષ ચાર પ્રકારના છે તેમ આર્ત, અર્થાર્થી, જિજ્ઞાસુ ને જ્ઞાની એમ ભક્ત પણ ચાર પ્રકારના છે.

૨૧૯૯ જેમ શૂદ્રોના અંતઃકરણનો રંગ કાળો છે, જેમ વૈશ્યોના અંતઃકરણનો રંગ પીળો છે ને જેમ ક્ષત્રિયોના અંતઃકરણનો રંગ રાતો છે તેમ બ્રાહ્મણોના અંતઃકરણનો રંગ શ્વેત છે.

૨૨૦૦ જેમ આશ્રમ ચાર પ્રકારના છે, બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ ને ભિક્ષુક વા સંન્યાસ, જેમ બ્રહ્મચારી ચાર પ્રકારના છે ગાયત્ર, બ્રાહ્મ, પ્રાજાપત્ય, ને બૃહન્, જેમ ગૃહસ્થ ચાર પ્રકારના છે વાર્તાકવૃત્તિ,

શાલિનવૃત્તિ, યાયાવરા ને ઘોરસંન્યાસિકા ને જેમ વાનપ્રસ્થ ચાર પ્રકારના છે, વૈખાનસ, ઔદુંબર, વાલખિલ્ય ને ફેનપ તેમ સંન્યાસીઓ પણ ચાર પ્રકારના છે, કુટીચક, બહૂદક, હંસ ને પરમહંસ.

૨૨૦૧ જેમ દાઝેલો બાલક અંગારાથી ભય પામે છે તેમ ત્રિવિધતાપથી પીડાયલો મનુષ્ય સંસારથી ભય પામે છે.

૨૨૦૨ જેમ દ્વૈત ભયરૂપ છે તેમ અદ્વૈત અભયરૂપ છે.

૨૨૦૩ જેમ અધિકારી, વિષય, સંબંધ અને પ્રયોજન એ ચાર મળીને અનુબંધ થાય છે તેમ વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મુમુક્ષુતા એ ચાર મળીને સાધનચતુષ્ટય થાય છે.

૨૨૦૪ જેમ બાલક કલ્પેલા યક્ષને જોઇને ભય પામે છે તેમ અજ્ઞાનીઓ કલ્પિતમાયા ને તેનાં કાર્યોથી ભય પામે છે.

૨૨૦૫ જેમ વૃક્ષના પાંદડાં, ડાળીઓ, થડ તથા મૂલ એમ ચાર વિભાગ કરવામાં આવે છે તેમ અંતઃકરણના સંકલ્પવિકલ્પરૂપ મન, નિશ્ચયાત્મક બુદ્ધિ, સ્મરણચિંતનરૂપ ચિત્ત ને અભિમાનરૂપ અહંકાર એમ ચાર વિભાગ કરવામાં આવ્યા છે.

૨૨૦૬ જેમ સ્વપ્નાવસ્થામાં પ્રતીત થયેલો યક્ષ જાગ્રદવસ્થામાં ભય પમાડી શકતો નથી તેમ જાગ્રદવસ્થામાં કલ્પેલો પ્રપંચ તુરીયાવસ્થામાં ભય પમાડી શકતો નથી.

૨૨૦૭ જેમ સ્વપ્નનું અસ્તિત્વ સ્વપ્નકાલેજ હોય છે, જાગ્રત્ વા સુષુપ્તિકાલે તે હોતું નથી તેમ જાગ્રત્ તથા સુષુપ્તિનું અસ્તિત્વ તે તે કાલેજ હોય છે અન્યકાલે હોતું નથી.

૨૨૦૮ જેમ દર્પણરૂપ ઉપાધિને લઇને મુખનો પ્રતિબિંબરૂપે ભ્રમ થાય છે તેમ સન્નિવેશરૂપ (પૃથક્રચનારૂપ) ઉપાધિને લઇને મૃત્તિકાનો ઘટાદિરૂપે ભ્રમ થાય છે.

૨૨૦૯ જેમ માટીના જ્ઞાનથી ઘટાદિરૂપ ભ્રમ નાશ પામતો નથી, પણ આકારવિશેષરૂપી ઉપાધિની નિવૃત્તિવડેજ તેનો વિભ્રમ દૂર થાય છે તેમ બ્રહ્મનું શુદ્ધસ્વરૂપ સમજાયા છતાં જીવજગતરૂપ ભ્રમ નષ્ટ પામતો નથી પણ અજ્ઞાનરૂપી ઉપાધિની નિવૃત્તિવડેજ તે ભ્રમ દૂર

થાય છે, આમ હોવાથીજ માટીના સત્યસ્વરૂપને જાણનારનેપણ ઘટાદિ-પદાર્થો પ્રતીત થાય છે અને બ્રહ્મના શુદ્ધસ્વરૂપને જાણનારનેપણ જીવજગતરૂપ ભ્રમ પ્રતીત થાય છે.

૨૨૧૦ જેમ કાર્યકારણનો ભેદ અંગીકાર કરવામાં આવે તો કાર્યરૂપ ઘટના (મૃત્તિકાના) વજનથી તથા કારણરૂપ મૃત્તિકાના વજનથી બમણું વજન થાય વા બાધકરૂપ દ્વૈગુણ્યપ્રસંગ પ્રાપ્ત થાય તેમજ જો તે ભેદ સ્વીકારવામાં આવે તો કાર્યરૂપ અલંકારના (સોનાનાં) તથા કારણરૂપ સોનાના ભારથી બેવડું વજન થાય વા બાધકરૂપ દ્વૈગુણ્યપ્રસંગ પ્રાપ્ત થાય.

* આમ હોય તો સોની બમણું દ્રવ્ય મેળવી કૃતાર્થ થાય પણ વ્યવહારમાં તેમ જોવામાં આવતું નથી તેથી કાર્યકારણનો ભેદ ન સ્વીકારતાં તેમનો અભેદ અંગીકાર કરવો જોઈએ.

૨૨૧૧ જેમ શયન કરવાની, ઉત્થાન કરવાની ને ગમન કરવાની અનેક ક્રિયાઓ એક મનુષ્યથી થઇ શકતી હોવાથી તે ક્રિયાઓમાં બહુ મનુષ્યોની કલ્પના કરવી ઘટતી નથી તેમ આકારવિશેષરૂપી ઉપાધિને લઇને અનેક પ્રકારના સોનાના અલંકારોમાં સોનું માત્ર હોવાથી બહુ પ્રકારના વા ભિન્ન ભિન્ન દ્રવ્યો હોવાની કલ્પના ઘટતી નથી.

૨૨૧૨ જેમ ઠુંઠામાં ચોર ભ્રાંતિથી ભાસે છે તેમ માટીઆદિમાં ઘટાદિકપદાર્થો ભ્રાંતિથી ભાસે છે.

૨૨૧૩ જેમ ઘટશરાવાદિ પદાર્થો મિથ્યા છે અને માટીજ સત્ય છે તેમ પરમાર્થદૃષ્ટિએ વા વસ્તુતાએ માયા ને માયાનાં કાર્યો કલ્પિત વા મિથ્યા છે, માત્ર બ્રહ્મજ સત્ય છે.

૨૨૧૪ જેમ ઉનાળાના દિવસોમાં જલબિંદુઓ ઉષ્ણતાદિને લઇને સમુદ્રમાંથી છૂટા પડી વરાળરૂપે આકાશમાં પ્રવેશ કરી ત્યાંની શીતલતા-વડે જલાકાર થઈ વૃષ્ટિદ્વારા ભૂમિપર પડી અંતે સમુદ્રમાં ભળી પુનઃ સમુદ્રરૂપ થઈ જાય છે તેમ વિષયસંબંધથી ઉપજેલો વિષયાનંદ જે બ્રહ્માનંદરૂપી સમુદ્રના એક ટીપાં વા બિંદુ સમાન છે તે ભોગરૂપ પુણ્યકર્મનો વિનાશ થયે વિષયસંબંધરહિત થઈ બ્રહ્માનંદમાં પુનઃ અંતર્ભૂત થાય છે.

૨૨૧૫ જેમ કોઈ મનુષ્યને પોતાના કંઠમાં પહેરેલી મણિની માલાનું વિસ્મરણ થયું હોય તો તે પોતાના શરીરની બહાર સર્વત્ર તે માલાની શોધ કરે છે તેમ અજ્ઞાનીને પોતાના આત્મસ્વરૂપની અંતર રહેલ નિજાનંદનું વિસ્મરણ થયેલું હોવાથી તે પોતાના આનંદમય સ્વરૂપની બહાર રમણીય પ્રતીત થતા વિષયોમાં આનંદની શોધ કરે છે.

૨૨૧૬ જેમ પામર તથા વિષયિમનુષ્યો વા તાર્કિકો વિષયાનંદમાં તત્પર રહી તેનો ક્ષણમાત્ર અનુભવ કરી ફરી તેના અભાવમાં શોકગ્રસ્ત થાય છે તેમ તેઓથી વિપરીતબુદ્ધિવાળા જ્ઞાની વા બ્રહ્મવિદ્પુરુષ પોતાના શુદ્ધસ્વરૂપ જે પરમાનંદરૂપ આત્મા તેમાં સર્વદા નિમગ્ન રહી નિજાનંદનો સતત અનુભવ કરે છે.

૨૨૧૭ જેમ વિષયાનંદ દુઃખબહુલસુખાભાસરૂપ હોવાથી ત્યજવાયોગ્ય છે તેમ તેનાથી વિપરીત આત્માનંદ સુખમાત્રરૂપ હોવાથી અનુભવવા યોગ્ય છે.

૨૨૧૮ જેમ શુક્રશોણિતનો સંયોગ વા દેહ અને પ્રાણનો સંયોગ તે જન્મ કહેવાય છે તેમ દેહ અને પ્રાણનો વિયોગ તે મરણ કહેવાય છે.

૨૨૧૯ જેમ શ્રોત્ર, ત્વચા, નેત્ર, જિહ્વા અને ઘ્રાણ આ પાંચ જ્ઞાનેંદ્રિયોના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ આ પાંચ વિષયો છે; શ્રોત્ર ગોલક, શરીરનો ઉપલ્યોભાગ (ત્વચા), નેત્રગોલક, જિહ્વાગોલક ને નાસિકાગોલક આ પાંચ સ્થાન છે અને દિશા, વાયુ, સૂર્ય, વરુણ અને અશ્વિનીકુમારો આ પાંચ દેવો છે તથા જેમ વાણી, હાથ, પગ, ઉપસ્થ અને ગુદા આ પાંચ કર્મેંદ્રિયોની ભાષણ, લેવુંદેવું, ગમનાગમન, આનંદ અને ત્યાગ આ પાંચ ક્રિયાઓ છે; જીભ, બન્ને હાથ, બન્ને પગ, શિશ્ન અને ગુદા આ પાંચ સ્થાન છે અને અગ્નિ, ઇંદ્ર, વિષ્ણુ, પ્રજાપતિ અને યમ આ પાંચ દેવો છે; તેમ પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન આ પાંચ પ્રાણોની શ્વાસોચ્છ્વાસ, મલમૂત્રને નીચે લઇ જવાં, ખાધેલપીધેલ અન્નજલને પાચનયોગ્યસમ કરવાં, શરીરને ધારણ કરી રાખવું અને જીવને બીજા શરીરમાં લઇ જવો (લોકાંતર-ગમન કરાવવું), તથા રક્તને ગતિ આપવી આ પાંચ ક્રિયાઓ છે, ને

હૃદય, ગુદા ને ઉપસ્થ, નાભિ, કંઠ ને શરીરની રક્તવહાઓ સમીપની પ્રાણવહાઓ એ પાંચ સ્થાન છે.

| | | વિષયો વા ક્રિયાઓ | સ્થાન | દેવ |
|---|---|---|---|---|
| પાંચ જ્ઞાનેંદ્રિયો | શ્રોત્ર | શબ્દ | શ્રોત્રગોલક | દિશા |
| | ત્વચા | સ્પર્શ | શરીરનો ઉપલ્યો-ભાગ,ત્વચાગોલક | વાયુ |
| | નેત્ર | રૂપ | નેત્રગોલક | સૂર્ય |
| | જિહ્વા | રસ | જિહ્વાગોલક | વરૂણ |
| | ઘ્રાણ | ગંધ | નાસિકાગોલક | અશ્વિની કુમારો |
| પાંચ કર્મેંદ્રિયો | વાણી | ભાષણ | જીભ | અગ્નિ |
| | હાથ | લેવુંદેવું | બન્ને હાથ | ઇંદ્ર |
| | પગ | ગમનાગમન | બન્ને પગ | વિષ્ણુ |
| | ઉપસ્થ | આનંદ | શિશ્ન | પ્રજાપતિ |
| | ગુદા | ત્યાગ | પાયુ વા ગુદા | યમ |
| પાંચ પ્રાણ | પ્રાણ | શ્વાસોચ્છ્વાસ | હૃદય | |
| | અપાન | મલમૂત્રને નીચે લઈ જવાં | ગુદા ને ઉપસ્થ | |
| | સમાન | ખાધેલપીધેલ અન્નજલને પાચનયોગ્યસમ કરવાં. | નાભિ | |
| | ઉદાન | શરીરને ધારણ કરી રાખવું. જીવને લોકાંતરગમન કરાવવું. | કંઠ | |
| | વ્યાન | રક્તને ગતિ આપવી. | શરીરની રક્તવહા-ઓની સમીપની પ્રાણવહાઓ | |

૨૨૨૦ જેમ અહંકાર સ્થૂલ વા જડશરીરમાં વ્યાપ્ત થઇને ચેતનતા આણે છે તેમ મન હૃદયમાં રહીને કામાદિકવૃત્તિઓને ઉત્પન્ન કરે છે

૨૨૨૧ જેમ સૃષ્ટિના વિનાશને પ્રલય કહેવામાં આવે છે તેમ લિંગદેહ વા સૂક્ષ્મશરીરના વિનાશને મોક્ષ કહેવામાં આવે છે. (લિંગદેહ વા સૂક્ષ્મશરીર તત્ત્વજ્ઞાનવડે નાશ પામે છે.)

૨૨૨૨ જેમ પુત્ર, ભ્રાતા, કાકા ઇ૦ ભિન્ન ભિન્ન ઉપાધિને લઇને એકનો એક પુરુષ અનેકરૂપે પ્રતીત થાય છે તેમ અહંકાર, મન, ઇંદ્રિયો ઇ. ભિન્ન ભિન્ન ઉપાધિને લઇને આત્માપણ એકજ અદ્વિતીય હોવા છતાં અનેકરૂપે પ્રતીત થાય છે.

૨૨૨૩ જેમ પ્રાણધારણ કરવાથી શુદ્ધચેતન વા બ્રહ્મને જીવપણું પ્રાપ્ત થાય છે તેમ જગત્‌ની ઉત્પત્તિનું નિમિત્તકારણ થવાથી તેજ શુદ્ધચેતનને વા બ્રહ્મને ઈશ્વરપણું પ્રાપ્ત થાય છે.

૨૨૨૪ જેમ જે વસ્તુનું અસ્તિત્વ હોય તે વસ્તુનો દ્રષ્ટા હોય છે ને જે વસ્તુ હોતી નથી તેનો દ્રષ્ટાપણ હોતો નથી તેમ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ ને લયનું વ્યવહારકાલે અસ્તિત્વ હોય છે તેથી તેનો દ્રષ્ટા (પરમાત્મા) પણ હોય છે અને વંધ્યાપુત્ર વા શશશૃંગાદિ પદાર્થો કે જે શબ્દોમાત્રરૂપજ છે અને જેનું વ્યાવહારિકઅસ્તિત્વપણ નથી તેનો કોઇ દ્રષ્ટાપણ નથી.

૨૨૨૫ જેમ ગુરુવિના જ્ઞાન નથી તેમ જ્ઞાનવિના મોક્ષ નથી.

૨૨૨૬ જેમ જે વસ્તુ ભૂત, વર્તમાન તથા ઉત્તર એમ ત્રણે કાલમાં હોય તે વસ્તુ સત્ય કહેવાય છે ને જે વસ્તુ એક કાલે હોય અને અન્ય કાલે વિનાશ પામે તે વસ્તુ પ્રાતિભાસિક વા મિથ્યા કહેવાય છે તેમ બ્રહ્મ ત્રણે કાલમાં હોવાથી (ત્રિકાલાબાધ્ય હોવાથી) સત્ય છે ને માયા ભૂત તથા વર્તમાનકાલે હોઇ ઉત્તરકાલે એટલે જ્ઞાનકાલે વિનાશ પામતી હોવાથી મિથ્યા છે.

૨૨૨૭ જેમ જે વસ્તુ કલ્પિત વા મિથ્યા હોય તે સત્યવસ્તુનો પરિચ્છેદ કરી શકે નહિ તેમ દેશ, કાલ ને વસ્તુ જે માયાઉપહિત હોવાથી કલ્પિત છે તે શુદ્ધબ્રહ્મ જે સત્યવસ્તુ છે તેનો પરિચ્છેદ કરી શકે નહિ.

૨૨૨૮ જેમ સમુદ્રનું બિંદુ સમુદ્રરૂપજ છે તેનાથી ભિન્ન નથી છતાં અલ્પતાને લઇને તે સમુદ્રના અંશરૂપ ગણાય છે તેમ વિષયાનંદ

વાસ્તવિકરીતે બ્રહ્માનંદરૂપજ છે તેનાથી ભિન્ન નથી છતાં ક્ષણિકતા વા અલ્પતાને લીધે તે બ્રહ્માનંદના અંશરૂપ ગણાય છે, વા બ્રહ્માનંદ મહાસાગરસમાન છે ને વિષયાનંદ તેના અંશ વા બિંદુસમાન છે.

૨૨૨૯ જેમ વ્યાવહારિક સત્યવસ્તુ રજ્જુમાં સર્પ, પાણીની ધારા, લાકડી વા પુલની માલા ભ્રાંતિમાત્રથી કલ્પાય છે તેમ પારમાર્થિકસત્યવસ્તુ પ્રપંચરહિતબ્રહ્મમાં આકાશથી માંડી દેહપર્યંત સર્વભૂતભૌતિકપ્રપંચ ભ્રાંતિમાત્રથી કલ્પાય છે.

૨૨૩૦ જેમ "હું મનુષ્ય છું" એવી બુદ્ધિવૃત્તિ પ્રત્યેક મનુષ્યને હોય છે પણ "હું પુત્ર છું" એવી બુદ્ધિવૃત્તિ તેને હોતી નથી છતાં ભ્રમને લઇને "હું મનુષ્ય છું" એવી બુદ્ધિવૃત્તિ પુત્રકાલે (પુત્રપ્રાપ્તિ પછી) પુત્રાત્મામાં તિરોધાન પામવાથી, તે પોતાના પુત્રના સુખદુ:ખથી પોતે સુખદુ:ખ પામતો પ્રતીત થાય છે, તેમ "હું બ્રહ્મ છું" એવી બુદ્ધિવૃત્તિ પ્રત્યેક મહાપુરુષને હોય છે પણ "હું જીવ છું" એવી બુદ્ધિવૃત્તિ તેઓને હોતી નથી છતાં વ્યુત્થાનકાલે વા વ્યવહારકાલે સ્વપ્રારબ્ધથી વા પરપ્રારબ્ધથી "હું બ્રહ્મ છું" એવી બુદ્ધિવૃત્તિ વ્યવહારના સફળપણાને માટે તેટલો સમય "હું જીવ છું" એવી બુદ્ધિવૃત્તિમાં નામમાત્ર તિરોધાન પામવાથી તે મહાપુરુષ તે કાલે સુખદુ:ખ ભોગવતા પ્રતીત થાય છે, વસ્તુતાએ તો તેઓ બ્રહ્મરૂપજ છે.

૨૨૩૧ જેમ મન ચક્ષુ આદિ બાહ્યઇંદ્રિયોદ્વારા બાહ્યવિષયોને પ્રકાશનાર છે તેમ તેજ મન પોતાની આંતરવૃત્તિઓદ્વારા સુખદુ:ખાદિ આંતરવિષયોને પ્રકાશનાર છે.

૨૨૩૨ જેમ જાગ્રદવસ્થામાં બ્રહ્માનંદ વા નિજાનંદ બુદ્ધિવૃત્તિમાં પ્રતિબિંબિત થાય છે તેમ મૂર્છા તથા સુષુપ્તિઅવસ્થામાં બ્રહ્માનંદ વા નિજાનંદ અજ્ઞાનમાં પ્રતિબિંબિત થાય છે.

૨૨૩૩ જેમ શુદ્ધચેતન એક છતાં તે જ્યારે માયામાં વા શુદ્ધસત્ત્વગુણપ્રધાનપ્રકૃત્તિમાં પ્રતિબિંબિત થાય છે ત્યારે ઈશ્વર નામનો વ્યાવહારિકપદાર્થ કે જે માયાનો નિયામક, સર્વશક્તિમાન્ સર્વજ્ઞ ને સ્વતંત્ર છે તે સિદ્ધ થાય છે અને તે જ્યારે તેનાથી વિપરીત મલિનસત્ત્વગુણ-

પ્રધાનપ્રકૃતિમાં (અહંકારને લીધે મલિન) પ્રતિબિંબિત થાય છે ત્યારે જીવનામનો વિપરીતવ્યાવહારિકપદાર્થ કે જે અવિદ્યાને વશ વર્તનાર, અલ્પશક્તિમાન્, અલ્પજ્ઞ ને પરતંત્ર છે તે સિદ્ધ થાય છે, તેમ બ્રહ્માનંદ વા નિજાનંદ એક છતાં જ્યારે તે સાત્ત્વિકબુદ્ધિવૃત્તિ મધ્યે પ્રતિબિંબિત થાય છે ત્યારે તે સુખરૂપ અનુભવાય છે ને તે જ્યારે તેનાથી વિપરીત રાજસીબુદ્ધિવૃત્તિમધ્યે પ્રતિબિંબિત થાય છે ત્યારે તે તેનાથી વિપરીત એટલે દુ:ખરૂપ અનુભવાય છે.

૨૨૩૪ જેમ સૂવું, ફરવું, ઊઠવું એ દેહના ધર્મો છે તે દેહવસ્તુસ્વરૂપ નથી તેમ ઉત્પત્તિવિનાશાદિ ઘટશરાવાદિના ધર્મો છે તે ઘટશરાવાદિવસ્તુસ્વરૂપ નથી.

૨૨૩૫ જેમ મૂઢમનુષ્ય મધુરાદિ રસની પ્રાપ્તિથી આનંદ પામે છે તેમ વિવેકી બ્રહ્મરસની પ્રાપ્તિથી સુખી થાય છે.

૨૨૩૬ જેમ ચોર અને ઠુંઠું એ બન્નેનો ઊર્ધ્વાકાર સમાન છતાં જે તેમાં ચોરની દૃષ્ટિ કરે છે તે ભય પામે છે અને જે તેમાં ઠુંઠાંની દૃષ્ટિ કરે છે તે નિર્ભય રહે છે તેમ મૂઢ અને વિવેકી બન્ને વસ્તુતાએ બ્રહ્મરૂપ છતાં મૂઢ તેમાં ભેદભાવની દૃષ્ટિ કરે છે તેથી તે ભયને પામે છે ને વિવેકી તેને અભેદભાવે જુએ છે તેથી, એટલે કેવલ અદ્વૈતબ્રહ્મબોધ મોક્ષનું કારણ હોવાથી, તે ભય ન પામતાં નિર્ભય રહે છે.

૨૨૩૭ જેમ વાયુ સૂર્ય, અગ્નિ, ઇંદ્ર અને મૃત્યુ આદિ દેવો પૂર્વજન્મમાં ધર્મજ્ઞ હતા છતાં તેઓ તત્ત્વજ્ઞ ન હતા તેથી તેઓને વર્તમાનજન્મમાં આત્માના અજ્ઞાનપરત્વે ઈશ્વરનો ભય હોય છે તેમ જેઓએ કર્મકાંડનો અભ્યાસ કરી તેનો અર્થ સ્પષ્ટ જાણ્યો હોય છતાં પણ વેદાંતનો સ્પષ્ટઅર્થ સાક્ષાત્ જાણ્યો નથી તેઓને પણ જન્મમરણનો ભય હોય છે. ("આ બ્રહ્મના ભયવડે વાયુ વાય છે" ઇ૦ શ્રુતિ જુઓ.)

૨૨૩૮ જેમ સમષ્ટિસ્થૂલશરીરના અભિમાની વિરાટ્ મધ્યે આધિભૌતિકમાનુષાનંદ સંપૂર્ણ છે ને જેમ સમષ્ટિસૂક્ષ્મશરીરના અભિમાની હિરણ્યગર્ભમધ્યે આધિદૈવિકદેવાનંદ સંપૂર્ણ છે તેમ નિષ્કામઆત્મજ્ઞાની

મધ્યે આધ્યાત્મિક સર્વકામનાની પ્રાપ્તિરૂપ રસાખ્યાનંદ સંપૂર્ણ છે અથવા મનુષ્ય, દેવ તથા ગંધર્વાદિક સર્વનું જે સુખ તે નિષ્કામ જ્ઞાનિપુરુષ મધ્યે સંપૂર્ણ છે.

૨૨૩૯ જેમ ગંધર્વાદિ સર્વે પોતપોતાના વિષયોના ભોગની તૃપ્તિ થવાથી તૃપ્ત રહે છે, તેમ જ્ઞાની તે વિષયોમાં દોષદૃષ્ટિ કરી નિષ્કામ રહે છે; તે તો પરમપ્રેમાસ્પદત્વ લક્ષણ ત્રણે આનંદમાં એકરૂપ હોવાથી આનંદ એકજ છે એમ જાણી અખંડએકરસસ્વાનંદ વા આત્માનંદ વા બ્રહ્માનંદમાંજ પ્રતિષ્ઠિત હોય છે. (ત્રણ આનંદ=આધિભૌતિક, આધિદૈવિક, આધ્યાત્મિક.)

૨૨૪૦ જેમ ગાયના પુંછડાનો સ્પર્શ કરવાથી ગાયનો સ્પર્શ થઇ ગયો એમ સિદ્ધ થાય છે તેમ ઘટાકારરૂપ આધેય ભાગના જ્ઞાનથી આધારરૂપ પદાર્થ જે માટી તેનું જ્ઞાન સિદ્ધ થાય છે. (માટી આધારરૂપ, આકાર આધેયરૂપ ને ઘડો ઉભયરૂપ છે).

૨૨૪૧ જેમ આકારનું અજ્ઞાન હોય તો ઘડાનું અજ્ઞાન થાય તેમ માટીનું અજ્ઞાન હોય તોપણ ઘડાનું અજ્ઞાન થાય કારણકે માટીવિના કેવળ આકારમાત્ર ક્યાંએપણ અનુભવવામાં આવતો નથી.

૨૨૪૨ જેમ હંસ દૂધમાંથી જલત્વનું પૃથક્કરણ કરી દૂધને ગ્રહણ કરે છે ને જલત્વની ઉપેક્ષા કરે છે વા જેમ બુદ્ધિમાન્ પુરુષ શેરડીમાંથી રસનું ગ્રહણ કરી રસરહિત સાંઠાની ઉપેક્ષા કરે છે તેમ વિવેકીપુરુષ ઘડામાં માટીનું સત્યત્વપણું ગ્રહણ કરીને ઘટાકારની ઉપેક્ષા કરે છે.

૨૨૪૩ જેમ શ્રીસદ્ગુરુ વા સત્શાસ્ત્રોવડે શ્રવણ સિદ્ધ થાય છે અને જેમ સ્વયુક્તિવડે મનન સિદ્ધ થાય છે તેમ સ્વાનુભવવડે વિજ્ઞાન સિદ્ધ થાય છે.

૨૨૪૪ જેમ કાર્યોત્પત્તિની પૂર્વે માટી, સુવર્ણ તથા લોઢું નિર્વિકાર ઉપાદાનકારણમાત્રરૂપેજ એટલે સત્યસ્વરૂપેજ હતાં તેમ સૃષ્ટિની ઉત્પત્તિની પૂર્વે આ નામરૂપાત્મકજગત્ જે અધુના સત્યરૂપે પ્રતીત થાય છે તે નામરૂપાદિવિકારરહિત સત્યસ્વરૂપમાત્રજ હતું.

૨૨૪૫ જેમ ઝાડનો પોતાનાં પાંદડાં, ફુલો ને ફલો આદિથી જે ભેદ છે તે સ્વગતભેદ ( પોતામાં રહેલો ભેદ ) કહેવાય છે ને જેમ તે

ઝાડનો બીજી જાતના ઝાડોથી જે ભેદ તે સજાતીયભેદ કહેવાય છે તેમ તે ઝાડનો ઝાડની જાતિથી ભિન્ન પથ્થર ને માટી ઇ૦ પદાર્થોથી જે ભેદ તે વિજાતીયભેદ કહેવાય છે.

૨૨૪૬ જેમ વંધ્યાપુત્રથી અન્ય પુત્રની ઉત્પત્તિ થવાનો સંભવ નથી તેમ શૂન્યમાંથી નામરૂપાત્મકજગતની ઉત્પત્તિ થવાનોપણ સંભવ નથી.

૨૨૪૭ જેમ અગ્નિની જ્વાળામાં જે વધુપ્રમાણમાં લાલરૂપ પ્રતીત થાય છે તે તેજનું રૂપ છે તેમ જે થોડાપ્રમાણમાં શ્વેતરૂપ પ્રતીત થાય છે તે જલનું રૂપ છે અને તેમજ જે અલ્પપ્રમાણમાં કાળુંરૂપ પ્રતીત થાય છે તે પૃથિવીનું રૂપ છે.

* અગ્નિ ત્રિવૃત્કરણરૂપ છે, પ્રસિદ્ધઅગ્નિ મધ્યે તેજ, જલ તથા પૃથિવીના અંશોનું અસ્તિત્વ છે.

૨૨૪૮ જેમ ઘતમાં દહીંનો સૂક્ષ્મ અંશ ગુપ્ત રહ્યો છે તે સ્પષ્ટ પ્રતીત થતો નથી છતાં ઘી દહીંનું કાર્ય છે એમ સર્વ સમજુ મનુષ્યો જાણે છે તેમ મનમાં ભક્ષણ કરેલા અન્નનો સૂક્ષ્મઅંશ, પ્રાણમાં પાન કરેલા જલનો સૂક્ષ્મઅંશ ને વાણીમાં ઘી તેલ આદિનો સૂક્ષ્મઅંશ ગુપ્ત રહ્યો છે તે સ્પષ્ટ પ્રતીત થતો નથી છતાં મન ખાધેલા અન્નના સૂક્ષ્મભાગનું પરિણામ છે, પ્રાણ પાન કરેલા જલના સૂક્ષ્મભાગનું પરિણામ છે ને વાણી ભક્ષણ કરેલા ઘી તેલ આદિના સૂક્ષ્મભાગનું પરિણામ છે એમ વિદ્વાનો જાણે છે.

૨૨૪૯ જેમ જલની પરિણતિ (પરિણામ) પ્રાણ, રક્ત તથા મૂત્ર-સ્વરૂપે હોય છે તેમ ઘી તેલ આદિ પદાર્થની પરિણતિ વાણી, મજ્જા તથા હાડકાંરૂપે હોય છે.

૨૨૫૦ જેમ સુષુપ્તિમાં લીન થયેલા પુરુષને લૌકિકજનો "સુતેલો" કહે છે તેમ તેજ પુરુષને વિવેકીઓ "સ્વસ્વરૂપમાં એકાગ્ર થયેલો" કહે છે.

* જીવ સ્વપ્ન તથા જાગ્રદવસ્થામાં સતતત્ત્વથી ભિન્નજેવો પ્રતીત થાય છે પણ સુષુપ્તિઅવસ્થામાં તે સતતત્ત્વ સાથે સારીરીતે એક-પણાને પામેલો હોય છે.

૨૨૫૧ જેમ ગંગાજલ સમુદ્રમાં પ્રવેશ કરીને ફરી મેઘાકાશમાં જલસ્વરૂપ ધારણ કરે છે ત્યારે તેને પોતાના પૂર્વસ્વરૂપના અજ્ઞાનને લીધે ગંગાજલ હોવાની સ્મૃતિ હોતી નથી તેમ જીવ સુષુપ્તિઅવસ્થામાં સદ્રૂપને જાણ્યાવિના તેમાં લીન થાય છે તેથી તેને જાગ્રદવસ્થામાં પોતાના પૂર્વસ્વરૂપના અજ્ઞાનને લીધે સત્માંથી આવ્યાનું ભાન હોતું નથી.

૨૨૫૨ જેમ ઘાટાજલમાં સ્થિત મીઠાના ગાંગડાને ત્વચાસ્પર્શવડે જાણી શકાય નહિ પરંતુ જિહ્વાવડે ચાખવારૂપ ઉપચારથી તે જાણી શકાય છે તેમ સત્તત્ત્વ સર્વઇંદ્રિયોવડે જાણવાને અગમ્ય છે પરંતુ અવિદ્યાવડે ઢંકાયલા તે સત્તત્ત્વને જ્ઞાનીપુરુષના ઉપદેશરૂપ ઉપચારથી જાણી શકાય છે.

૨૨૫૩ જેમ અવિદ્વાન્પુરુષ વેદનો અભ્યાસ કર્યાં પૂર્વે આધિભૌતિક, આધિદૈવિક ને આધ્યાત્મિક તાપોથી શોકગ્રસ્ત થાય છે તેમ વિદ્વાન્-પુરુષ વેદાભ્યાસ પછી અભ્યાસની વિસ્મૃતિ, પરાજય તથા ગર્વ એ ત્રણ તાપોથી શોકગ્રસ્ત થાય છે.

૨૨૫૪ જેમ વાણી શબ્દોનું કારણ છે તેમ પ્રાણ વાણીનું કારણ છે.

૨૨૫૫ જેમ પ્રાણ વાણીનું કારણ છે તેમ ઇચ્છાત્મક મન પ્રાણનું કારણ છે.

૨૨૫૬ જેમ ઇચ્છાત્મક મન પ્રાણનું કારણ છે તેમ સંકલ્પ ઇચ્છાત્મક મનનું કારણ છે.

૨૨૫૭ જેમ સંકલ્પ ઇચ્છાત્મક મનનું કારણ છે તેમ ચિત્ત સંકલ્પનું કારણ છે.

(પુરુષ 'આ સમીચીન છે' એમ સંકલ્પ કરીને તેની ઇચ્છા કરે છે)

૨૨૫૮ જેમ ચિત્ત સંકલ્પનું કારણ છે તેમ ધ્યાન ચિત્તનું કારણ છે.

૨૨૫૯ જેમ ધ્યાન ચિત્તનું કારણ છે તેમ ઉપાસ્યવસ્તુનું વિજ્ઞાન ધ્યાનનું કારણ છે.

૨૨૬૦ જેમ અન્ન બલનું કારણ છે તેમ જલ અન્નનું કારણ છે.

૨૨૬૧ જેમ જલ અન્નનું કારણ છે તેમ તેજ જલનું કારણ છે.

૨૨૬૨ જેમ તેજ જલનું કારણ છે તેમ વાયુ તેજનું કારણ છે.

૨૨૬૩ જેમ વાયુ તેજનું કારણ છે તેમ આકાશ વાયુનું કારણ છે.

૨૨૬૪ જેમ આકાશ વાયુનું કારણ છે તેમ ઈશ્વરની સૃષ્ટિવિષયક-સ્મૃતિ આકાશનું કારણ છે.

૨૨૬૫ જેમ સ્મૃતિ આકાશનું કારણ છે તેમ સૃષ્ટિવિષયકસંકલ્પ તે સ્મૃતિનું કારણ છે.

૨૨૬૬ જેમ ગાડાંના ચક્રના આરાઓ ચક્રના મધ્યમાં (નાભિમાં) આશ્રિત થાય છે તેમ ચક્ષુ આદિક સર્વે, પ્રાણમાં આશ્રિત થાય છે વા લીન થાય છે.

૨૨૬૭ જેમ મુખના પ્રતિબિંબવડે પોતાનું મુખ ઉપલક્ષિત થાય છે તેમ આત્માના પ્રતિબિંબવડે અહંબુદ્ધિગમ્યપ્રાણ આત્મલક્ષક થાય છે.

૨૨૬૮ જેમ વિજ્ઞાનનું કારણ મનન છે તેમ મનનનું કારણ શ્રદ્ધા છે. (શાસ્ત્રો તથા આચાર્યના ઉપદેશમાં શ્રદ્ધા.)

૨૨૬૯ જેમ મનનનું કારણ શ્રદ્ધા છે તેમ શ્રદ્ધાનું કારણ નિષ્ઠા છે.

૨૨૭૦ જેમ શ્રદ્ધાનું કારણ નિષ્ઠા છે તેમ નિષ્ઠાનું કારણ ચિત્તની એકાગ્રતા છે.

૨૨૭૧ જેમ અલ્પધનવાળો પુરુષ વિચ્છેદદર્શનવાળા મોટા શ્રીમંતને જોઇને ક્લેશ પામે છે વા દુઃખાનુભવ કરે છે કારણ કે બહુમધ્યે સુખ ને અલ્પમધ્યે દુઃખ છે તેમ જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેયરૂપ ત્રિપુટીથી રહિત વિચ્છેદાભાવવાળા 'ભૂમા' સુખરૂપ છે ને જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેયરૂપ માયાના કારણરૂપ આ જગત્ વિચ્છેદદર્શનવાળું હોવાથી અલ્પ છે એમ કહેવાય છે અને તે દુઃખબહુલ છે.

૨૨૭૨ જેમ સૂર્ય પ્રકાશરૂપ હોવા છતાં આકાશમાં મેઘના વાદળાં ચઢી આવવાથી તે સ્પષ્ટ પ્રતીત થતો નથી તેમ ભૂમા સ્વયંપ્રકાશ હોવા છતાં અજ્ઞાનવડે આવૃત હોવાથી તે અજ્ઞાનીઓને સ્પષ્ટ પ્રતીત થતો નથી.

૨૨૭૩ જેમ બળતણમાટે વપરાતાં વૃક્ષના કાષ્ઠમાં રહેલો અગ્નિ તે વૃક્ષને બાળી શકતો નથી પણ મથન કરેલો અગ્નિ તેને બાળીને ભસ્મીભૂત કરે છે તેમ જીવમાં રહેલી બુદ્ધિવૃત્તિ પોતે એકલી સ્વતઃ અજ્ઞાનની નિવૃત્તિ કરી જીવને શિવરૂપ કરી શકતી નથી પણ વેદાંતના

મહાવાક્યરૂપ મથનવડે બુદ્ધિવૃત્તિમાં પ્રતિબિંબિત થયેલું સ્વયંપ્રકાશસ્વરૂપવાળું ચેતન સર્વઅજ્ઞાનનો બાધ કરી જીવને શિવરૂપ કરી શકે છે.

૨૨૭૪ જેમ સુષુપ્તિકાલે જીવ આનંદ તથા અજ્ઞાનમાં લીન થયેલો હોવાથી જાગ્રતમાં 'હું સુખપૂર્વક સૂતો હતો, હું બીજું કશું જાણતો નથી' એમ સ્મરણ કરે છે, તેમ સમાધિકાલે જીવ યથાશાસ્ત્ર વિજ્ઞાનપૂર્વક આત્મચૈતન્યમાં લીન થયેલો હોવાથી નિરતિશયઆનંદનો અનુભવ કરી વ્યુત્થાનકાલે સ્મરણપૂર્વક સ્વાનુભવ પ્રકટ કરે છે.

૨૨૭૫ જેમ વૃષ્ટિકાલની પૂર્વે આકાશમાં સૂક્ષ્મઆકારવાળાં વાયુઆદિક તત્ત્વો ગૂઢસ્વરૂપે રહેલાં હોય છે અને વૃષ્ટિકાલે તે સૂક્ષ્મઆકારવાળાં તત્ત્વો આકારવાળાં પ્રત્યક્ષ પ્રતીત થાય છે તેમ અજ્ઞાનકાલે આ સાક્ષી દેહમાં ગુપ્ત વા ઢંકાયેલો હોય છે અને જ્ઞાનકાલે વિવેકને લઇને બ્રહ્મોપદેશવડે સાક્ષીસ્વરૂપે પ્રકાશે છે.

૨૨૭૬ જેમ સૂર્યનાં કિરણો મલિનવસ્તુનો સ્પર્શ કરવા છતાં શુદ્ધ રહે છે તેમ તત્ત્વવેત્તાપુરુષ ચાંડાલાદિનો સ્પર્શ કરવા છતાં શુદ્ધ રહે છે.

૨૨૭૭ જેમ રથમાં જોડેલો કેળાવાયેલો અશ્વ સારથીવિના સ્વતંત્ર પોતેજ નિત્ય અભ્યાસને લીધે શીઘ્ર અનાયાસે ગંતવ્યસ્થાનની પ્રાપ્તિ કરાવે છે તેમ જીવન્મુક્તને દેહસાથેના તાદાત્મ્યાધ્યાસની વિસ્મૃતિ હોવા છતાં, પ્રારબ્ધકર્મ સ્વતંત્રપણે પોતેજ (જીવન્મુક્તની ઇચ્છારૂપી સારથીવિના) તેનો દેહનિર્વાહાદિ પ્રાપ્તવ્યવહાર અનાયાસે કરાવે છે.

૨૨૭૮ જેમ નિત્યકર્મોનું ફલ ચિત્તશુદ્ધિ છે અને કામ્યકર્મોનું ફલ સ્વર્ગ છે તેમ નિષ્કામકર્મોનું ફલ વૈરાગ્ય છે.

૨૨૭૯ જેમ શિથિલ હોડીઓવડે નાની નદીઓનો પાર પામી શકાય છે પણ સમુદ્રનો પાર પામી શકાય નહિ તેમ યજ્ઞાદિકર્મોવડે ચિત્તશુદ્ધિઆદિ થાય પણ જ્ઞાનરૂપ ફલની પ્રાપ્તિ ન થાય.

*શ્રીસદ્ગુરુએ ઉપદેશ કરેલ બોધથી અજ્ઞાનનો નાશ થઇ જ્ઞાનરૂપ ફલની પ્રાપ્તિ થાય છે.

૨૨૮૦ જેમ ધનુષ્‌માં પરોવેલ બાણવડે લક્ષ્યપદાર્થને વિંધાય છે તેમ ૐકારરૂપ વા નિદિધ્યાસનરૂપ ધનુષ્‌માં પરોવેલ બ્રહ્મબુદ્ધિરૂપ બાણવડે લક્ષ્યબ્રહ્મ વિંધાય છે.

૨૨૮૧ જેમ દૃઢ ચોંટેલ બાણુ ગમે તેટલું ખેંચતાં છતાં ઘામાંથી પુનઃ બહાર નીકળતું નથી તેમ જીવન્મુક્તની બુદ્ધિ બ્રહ્મમાં દૃઢ ચોંટેલી હોવાથી પુનઃ સંસાર તરફ આકર્ષાતી નથી.

૨૨૮૨ જેમ અગ્નિ દીવાને પ્રકાશવા અસમર્થ છે પણુ દીવો અગ્નિને સ્પષ્ટ પ્રકાશી શકે છે તેમ સૂર્ય આદિ પ્રકાશકજ્યોતીઓ બ્રહ્મજ્યોતીને પ્રકાશવા અસમર્થ છે પણુ બ્રહ્મજ્યોતી સૂર્યસહિત સકલબ્રહ્માંડને પ્રકાશવા સમર્થ છે.

૨૨૮૩ જેમ ક્ષુધાતુર પક્ષી વૃક્ષના ફલનું ભક્ષણુ કરે છે ને જેના ભૂખની નિવૃત્તિ થઇ ગઇ છે એવું પક્ષી તે જોયા કરે છે તેમ જીવાત્મા કર્મોના ફલ ભોગવે છે ને ચિદાત્મા સાક્ષિમાત્રરૂપે રહે છે.

૨૨૮૪ જેમ દર્પણુ મુખની ઉપાધિ છે તેમ અવિદ્યા જીવની ઉપાધિ છે ને માયા ઈશ્વરની ઉપાધિ છે.

૨૨૮૫ જેમ સાયંકાલે સૂર્યના કિરણો સૂર્ય સંઘાતજ અસ્ત પામે છે તેમ સુષુપ્તિકાલે દશ બાહ્યઇંદ્રિયો અંતઃકરણુસંઘાત તે પુરુષવિષે સૂવે છે.

૨૨૮૬ જેમ સંધ્યાકાલે પક્ષીઓ પોતપોતાના માળામાં સ્થિત થાય છે તેમ સુષુપ્ત, પ્રલય અને મુક્તિકાલે જગત્ આત્મામાં લીન થાય છે.

૨૨૮૭ જેમ ૐકારમાં વિરાટ્ અકારરૂપ છે તેમ સૂત્રાત્મા (હિરણ્યગર્ભ) ઉકારરૂપ છે ને અવ્યક્ત માયા મકારરૂપ છે.

૨૨૮૮ જેમ સ્વર્ગનું સુખ મનુષ્યોના સુખથી અધિક છે તેથી તે હિતકારક કહેવાય છે અને જેમ સ્વર્ગના સુખથી વૈરાગ્ય અધિકહિતકર છે તેથી તે અતિહિતકારક કહેવાય છે તેમ નિત્યઆનંદરૂપ આત્મજ્ઞાન વૈરાગ્યથીપણુ વધુ હિતકર હોવાથી અત્યંતહિતકારક કહેવાય છે.

૨૨૮૯ જેમ સ્થૂલદેહને રોગાદિજન્ય દુઃખ હોય છે તેમ સૂક્ષ્મદેહને પુણ્યપાપકૃત ભય હોય છે, કેવલ ચિદાત્માને ભય હોતો નથી.

૨૨૯૦ જેમ ગાડાંના ચક્રનું પરિઘ આરાઓને આશ્રયરૂપ હોય છે ને આરાઓ નાભિને આશ્રયરૂપ હોય છે તેમ વિષયો ઇંદ્રિયોને આશ્રયરૂપ હોય છે ને ઇંદ્રિયો પ્રાણુલક્ષિતઆત્મા એટલે જીવાત્માને આશ્રયરૂપ હોય છે.

૨૨૯૧ જેમ ભસ્મવડે ઢંકાયલા અગ્નિને પુનઃ વાયુવડે પ્રજ્વલિત કરાય છે તેમ સુષુપ્તિમાં લીન થયેલા જડરૂપ પ્રાણને પુનઃ ચેતનસ્વરૂપ-જીવાત્માવડે જાગૃત કરાય છે.

૨૨૯૨ જેમ અગ્નિમાંથી વિસ્ફુલિંગ બહાર નીકળે છે તેમ જ્યારે સુષુપ્તપુરુષ જાગૃત થાય છે ત્યારે અજ્ઞાનવડે ઢંકાયલા પૂર્ણસ્વરૂપપરમાત્માંમાંથી જીવાત્મા બહાર આવે છે.

૨૨૯૩ જેમ બળતણમાટે વાપરવામાં આવતાં વૃક્ષના કાષ્ઠની અંદર અગ્નિ ગુપ્તરીતે રહ્યો છે અને તેજ કાષ્ઠનું મથન કરવાથી તેમાંનો અગ્નિ સ્પષ્ટ પ્રતીત થાય છે તેમ સુષુપ્તાવસ્થામાં આત્મા સર્વદેહમાં વ્યાપીને અવિદ્યાવડે ગુપ્ત રહે છે અને જાગ્રદવસ્થામાં તેજ આત્મા નખપર્યંત સર્વશરીરમાં વ્યાપીને સ્પષ્ટ વ્યક્ત થાય છે.

૨૨૯૪ જેમ કુટુંબનો વડીલ પોતાના સ્ત્રી, પુત્ર ને મિત્રાદિ સાથ અન્નાદિકનો ઉપભોગ કરે છે અને તે સ્વજનો તેની સેવા કરી તેને અનુસરે છે તેમ જીવાત્મા પોતાની ઇંદ્રિયોસહિત શબ્દાદિ વિષયોનો ઉપભોગ કરે છે અને તે ઇંદ્રિયો પોતાના સ્વામીરૂપ જીવાત્માની શબ્દાદિક વિષયો ગ્રહણ કરવારૂપ સેવા કરી તેને અનુસરે છે.

૨૨૯૫ જેમ કોઇપણ સમજુપુરુષ વિષ્ઠાથી ભરેલા દુર્ગંધયુક્ત ખાડામાં પડી તેમાં રમણ કરવા ઇચ્છતો નથી તેમ હાડકાં, ચામડાં, સ્નાયુઓ, ચરબી, માંસ તથા વીર્યાદિક દુર્ગંધયુક્તપદાર્થોથી ભરેલા વિષયભોગના અધિકરણરૂપ આ દેહમાં રહીને કોઇપણ મુમુક્ષુને ગ્લાનિ ઉપજાવનાર વિષયો ભોગવવાની ઉત્સુકતા હોતી નથી.

૨૨૯૬ જેમ મૂઢબાળક અજ્ઞાનતાને લઇને સજ્જનને ગ્લાનિ ઉપજાવનાર વિષ્ઠાદિક મલિનપદાર્થોમાં રમણ કરે છે તેમ મૂઢમનુષ્ય અવિદ્યાવડે ઢંકાયેલો હોવાથી સજ્જનને કંપ ઉપજાવનાર દોષયુક્ત મલિનવિષયોનો ઉપભોગ કરે છે.

૨૨૯૭ જેમ દરિદ્રપુરુષને ભોગના સાધનભૂત લક્ષ્મી તથા નોકરો ન હોવાથી તે અધમભોક્તા ગણાય છે ને જેમ ચક્રવર્તીમહારાજા પુષ્કળ ધન તથા સેવકો સંપન્ન હોવાથી મધ્યમભોક્તા ગણાય છે તેમ ગંધર્વાદિકને અંતર્ધાનાદિક શક્તિ હોવાથી તે ઉત્તમભોક્તા ગણાય છે.

૨૨૯૮ જેમ સૂર્યનો પ્રકાશ કિરણોદ્વારા બહાર નીકળી અંધકારને દૂર કરી સર્વપદાર્થને પ્રકાશિત કરે છે તેમ અંતઃકરણરૂપે હૃદયમાં રહેલો કર્તાભોક્તારૂપ અહંકાર મનોવૃત્તિસહ હૃદયકમલની નાડીઓદ્વારા ચક્ષુગોલકને પ્રાપ્ત થઈ ચક્ષુઇંદ્રિયસહિત બહાર નિર્ગમન કરીને વિષયગત અજ્ઞાનને ટાળે છે.

૨૨૯૯ જેમ શ્રીસદ્‌ગુરુના ઉપદેશરૂપી શ્રવણથી અજ્ઞાન નાશ પામે છે અને યુક્તિ તથા વિચારરૂપ મનનથી સંશયો ટળે છે તેમ નિરંતર-ધ્યાનરૂપ નિદિધ્યાસનવડે ભ્રાંતિજ્ઞાનની નિવૃત્તિ થાય છે.

૨૩૦૦ જેમ દેહ રથરૂપ છે, કર્મેંદ્રિયો પાંચ અશ્વરૂપ છે, જ્ઞાનેંદ્રિયો લગામોરૂપ છે ને બુદ્ધિ સારથીરૂપ છે તેમ ચિદાત્મા (સ્વામીરૂપ) પ્રેરક છે.

૨૩૦૧ જેમ જાલવડે પક્ષી બદ્ધ થાય છે તેમ અહંકારવડે જીવ બદ્ધ થાય છે.

૨૩૦૨ જેમ તપાવેલું લોઢું હથોડાવડે ટીપાતાં દાતરડું ઇ૦ રૂપે અનેક પ્રકારનું થાય છે તેમ બુદ્ધિમાં પ્રતિબિંબિત થયેલો ચિદાભાસ શુદ્ધચૈતન્યવડે ભાસિત થઈ સત્યાદિગુણોની ન્યૂનાધિકતાવડે ચોરાશીલક્ષ યોનિમાં દેવ, તિર્યંગાદિરૂપે અનેક પ્રકારનો થાય છે.

૨૩૦૩ જેમ કુંભાર ચાકડાને ગતિમાં મૂકે છે તેમ શ્રીઈશ્વર સંકલ્પમાત્રવડે સત્ત્વાદિ ગુણોને પ્રેરે છે. આ ગુણોની ન્યૂનાધિકતાવડે જન્મો અનેક પ્રકારના થાય છે.

૨૩૦૪ જેમ ગરમ કરેલાં પ્રજ્વલિત લોઢાંને ટીપવાથી લોઢાંનું રૂપ બદલાય છે પણ અગ્નિ બાધ પામતો નથી તેમ સત્ત્વાદિગુણોની ન્યૂના-ધિકતાવડે જીવને ઉપદ્રવ વા બાધ થાય છે પણ સાક્ષી—આત્મા બાધ પામતો નથી.

૨૩૦૫ જેમ સ્વધર્મપાલનરૂપ તપવડે મોહ તથા તૃષ્ણાદિ રાજસ્-તામસ્ગુણો શાંત થઈ સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે તેમ સત્ત્વગુણ-પ્રધાન થવાથી બુદ્ધિની એકાગ્રતાદ્વારા આત્મતત્ત્વનો અનુભવ થાય છે.

૨૩૦૬ જેમ જલમાં જલ એકરસ થઈ જાય છે, અગ્નિમાં વહ્નિ

એકરૂપ થઈ જાય છે અને મહાકાશમાં ઘટાકાશ લુપ્ત થઈ જાય છે તેમ સમાધિકાલે જીવ શુદ્ધચૈતન્યમાં લીન થઈ જાય છે.

૨૩૦૭ જેમ અસ્રો કુશળતાથી વાપરવામાં આવે તો તે મુંડન કરે છે પણ જો તે બેદરકારીથી વાપરવામાં આવે તો તે ત્વચાને કાપી નાંખે છે તથા જેમ ઔષધ માત્રાપ્રમાણે પીવામાં આવે તો તે રોગનિવૃત્તિદ્વારા દર્દીને આરામ આપે છે પણ જો દર્દી કુશલ વૈદ્યે ઠરાવેલા માત્રા પ્રમાણે તે ઔષધનું સેવન ન કરે તો તે અનર્થ ઉપજાવે છે તેમ સમાધિકાલે મનને પ્રમાદરહિત જાગૃત રાખી કુશલતાથી એકાગ્ર કરવામાં આવે તો તે ઝટ પરમાત્મામાં લય પામે છે અને જો તેને પ્રમાદને લઈને જાગૃત ન રાખી શકાય તો તે મન નિદ્રામાં લય પામે છે વા નિદ્રાસંપન્ન થાય છે.

૨૩૦૮ આકાશમાં એક શબ્દગુણ, વાયુમાં શબ્દ તથા સ્પર્શગુણ, તેજમાં શબ્દ, સ્પર્શ તથા રૂપગુણ, જલમાં શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસગુણ ને પૃથિવીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધગુણ હોવાથી ઉત્તરોત્તરભૂતો પૂર્વ પૂર્વભૂતોથી સ્થૂલતર છે. આમ જેમ ગુણના આધિક્યથી સ્થૂલતાની વૃદ્ધિ થાય છે તેમ ગુણની ન્યૂનતાથી સૂક્ષ્મતાની વૃદ્ધિ થાય છે.

* નિર્ગુણતત્ત્વ અતિસૂક્ષ્મ હોવાથી સૂક્ષ્મદર્શીપુરુષજ તેનો સાક્ષાત્કાર કરી શકે છે.

૨૩૦૯ જેમ પર્વતના શિખરઉપર વરસેલું જલ અનેકરીતે અધોગતિને પામીને નીચાણવાળા પ્રદેશમાં વહેતું જાય છે તેમ જીવઈશ્વર વચ્ચે ભેદ જોનાર મૂઢમનુષ્ય અજ્ઞાનતાને લઇને અધોગતિ પામી અનેક યોનિમાં જન્મ લે છે.

૨૩૧૦ જેમ નિર્મલ કૂવામાં વરસેલું જલ સુસ્થિર રહે છે અને અમૃતરૂપે પાન કરાય છે તેમ બ્રહ્મનિષ્ઠપુરુષ જીવના વાસ્તવિકસ્વરૂપનો (બ્રહ્મસ્વરૂપનો) અનુભવ કરી કૃતાર્થ થાય છે.

૨૩૧૧ જેમ એક અગ્નિ અનેક કાષ્ઠમાં પ્રવેશ કરવાથી અનેકરૂપે થાય છે તેમ એક આત્મા અનેક દેહોમાં પ્રવેશ કરવાથી અનેકરૂપે ભાસે છે.

## સૃષ્ટિઉત્પત્તિક્રમ

### ચિદાનંદરૂપ શુદ્ધબ્રહ્મ વા શુદ્ધચેતન

સત્‌થી ને અસત્‌થી વિલક્ષણ એટલે અનિર્વચનીય, ચિદાનંદરૂપબ્રહ્મના પ્રતિબિંબવાળી, આવરણ એટલે બ્રહ્મના સ્વરૂપને ઢાંકનાર તથા વિક્ષેપ એટલે બ્રહ્મમાં જગત્‌ની પ્રતીતિ કરાવનાર એવી એ શક્તિઓવાળી ને સત્ત્વગુણ, રજોગુણ તથા તમોગુણની સામ્યાવસ્થા—સમભાવવાળી અવસ્થા તે

### મૂલપ્રકૃતિ

**શુદ્ધસત્ત્વગુણપ્રધાનપ્રકૃતિ** તે **માયા**

માયા એ શ્રીઈશ્વરનું કારણશરીર અને તેના અભિમાની વા માયામાં પ્રતિબિંબિત થયેલું ને માયાને વશ વર્તાવનાર ચેતન તે શ્રીઈશ્વર વા અંતર્યામી

શ્રીઈશ્વર પોતાના ચૈતન્યના પ્રધાનપણાવડે શુદ્ધસત્ત્વગુણપ્રધાનપ્રકૃત્તિને પોતાના ઉપાધિરૂપે સ્વીકારીને આ જગતનું નિમિત્તકારણ છે ને પોતાની માયાના (પોતાને વશ વર્તનાર માયાના) પ્રધાનપણાવડે તમોગુણપ્રધાનપ્રકૃત્તિને પોતાના ઉપાધિરૂપે સ્વીકારીને આ જગતનું ઉપાદાનકારણ છે તેથી શ્રીઈશ્વર આ જગતનું નિમિત્તોપાદાનકારણ છે.

**તમોગુણપ્રધાનપ્રકૃતિ**

**મલિનસત્ત્વગુણપ્રધાનપ્રકૃતિ** એટલે રજોગુણથી ને તમોગુણથી દબાયલા સત્ત્વગુણવાળી પ્રકૃત્તિ તે **અવિદ્યા**

અવિદ્યા એ જીવનું કારણશરીર અને તેના અભિમાની વા અવિદ્યામાં પ્રતિબિંબિત થયેલું ને અવિદ્યાને વશ વર્તનાર ચેતન તે જીવ વા પ્રાજ્ઞ.

જીવોનાં કર્મો ફલ દેવાને તત્પર થાય ત્યારે કર્મફલપ્રદાતા શ્રીઈશ્વરની આજ્ઞાથી વા સંકલ્પથી જગત્ સરજાય છે.

**તમોગુણપ્રધાનપ્રકૃત્તિ** જે આ જગતનું ઉપાદાનકારણ છે તેમાંથી

આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથિવી આ પંચમહાભૂતો વા અપંચીકૃતસૂક્ષ્મભૂતો ઉત્પન્ન થાય છે.

**સૂક્ષ્મશરીર**

પાંચ કર્મેંદ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ પ્રાણ ને ચાર અંતઃકરણ મળીને થાય છે.

ઈશ્વર જ્યારે સમષ્ટિસૂક્ષ્મશરીરના અભિમાની થાય છે ત્યારે તેઓ હિરણ્યગર્ભ કહેવાય છે.

પ્રાજ્ઞ જ્યારે વ્યષ્ટિસૂક્ષ્મશરીરના અભિમાનવાળો થાય છે ત્યારે તે તૈજસ કહેવાય છે.

**પંચમહાભૂતનું પંચીકરણ**

**પંચીકૃતસ્થૂલભૂતો**

**સ્થૂલબ્રહ્માંડ**

**સ્થૂલશરીર**

જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ.

હિરણ્યગર્ભ જ્યારે સમષ્ટિસ્થૂલશરીરમાં હુંપણાનું અભિમાન રાખે છે ત્યારે તે વિરાટ્ કહેવાય છે.

તૈજસ જ્યારે વ્યષ્ટિસ્થૂલશરીરમાં હુંપણાનું અભિમાન રાખે છે ત્યારે તે વિશ્વ કહેવાય છે.

૨૩૧૨ જેમ વાયુ એક છતાં શરીરમાં પ્રાણરૂપે પ્રવેશ કરવાથી અનેકરૂપે થાય છે તેમ આત્મા એક છતાં ઉપાધિભેદે અનેકરૂપે પ્રતીત થાય છે.

૨૩૧૩ જેમ સૂર્ય સર્વપ્રાણીઓની ચક્ષુઇંદ્રિયોમાં સ્થિત છતાં તે ઇંદ્રિયોના રોગોવડે લેપાતો નથી તેમ સાક્ષીરૂપ આત્મા અહંકારયુક્ત જીવાત્માના દુ:ખોવડે લેપાતો નથી.

૨૩૧૪ જેમ મેઘથી ઢંકાયલું ચંદ્રનું બિંબ મેઘના નાશથી સ્પષ્ટ પ્રતીત થાય છે તેમ બુદ્ધિની ચંચલતાથી અસ્પષ્ટ ભાસતો આત્મા બુદ્ધિની ચંચલતા શાંત થયે સાક્ષાત્ અનુભવાય છે.

૨૩૧૫ જેમ જે મનુષ્ય બીલખા જવાનો હોય તે મુંબાઇથી આગગાડીમાં બેસી ક્રમથી વીરમગામ, રાજકોટ ને જુનાગઢ થઇ બીલખા પહોંચે છે અને જો તે ફરી મુંબાઇ આવવાનો હોય તો તે બીલખાથી આગગાડીમાં બેસી વિપરીતક્રમથી એટલે જુનાગઢ, રાજકોટ ને વીરમગામ થઇ મુંબાઇ આવી પહોંચે છે તેમ સૃષ્ટિના પ્રલયનો ક્રમ સૃષ્ટિની ઉત્પત્તિના ક્રમથી વિપરીત છે.

૨૩૧૬ જેમ કોઇ કપોલકલ્પિત વા સ્વમન:કલ્પિતવ્યાધિઓથી પીડાતો મનુષ્ય વા જેમ કોઇ મિથ્યાવ્યાધિઓની ભ્રમણાવાળો પુરુષ વાસ્તવિકરીતે નીરોગી છતાં કલ્પનામાત્રને લઇને પોતાને અનેક વ્યાધિઓથી પીડાતો અનુભવે છે તેમ ચિદાભાસ વા જીવ વસ્તુતાએ સચ્ચિદાનંદરૂપ હોવા છતાં અવિદ્યારૂપ અજ્ઞાનને (ભ્રાંતિને) લઇને પોતાને અનેક દુ:ખોથી પીડાતો અનુભવે છે.

૨૩૧૭ જેમ અતિદૂરદેશ જવા નીકળેલો પ્રવાસી મનુષ્ય, અન્નજલાદિ ભાતાંવિના તથા આગગાડી આદિ વાહનવિના પોતાને ધારેલે સ્થાને શીઘ્ર પહોંચી શકતો નથી તેમ નિજધામમાં જવા નીકળેલો વિવેકીમનુષ્ય વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મુમુક્ષુતારૂપ ભાતાંવિના તથા શ્રવણ, મનન, નિદિધ્યાસન ને સમાધિ એ સાધનોરૂપ વાહનવિના પોતાના ધારેલે સ્થાને, નિજધામમાં, મોક્ષધામમાં વા સ્વસ્વરૂપમાં સ્થિતિરૂપ ધામમાં શીઘ્ર પહોંચી શકતો નથી.

૨૩૧૮ જેમ બધી આગબોટો સમુદ્રની સપાટી પર પવનના ઝપા-

ટામાં ડોલા ખાતી ખાતી વહન કરે છે, સપાટીની નીચે જલની અંદર વહન કરી શકતી નથી; જો જલની નીચે જાય તો ડૂબવાનો સંભવ રહે છે, પણ નૌકાશાસ્ત્રવિધિપ્રમાણે ખાસ તૈયાર કરેલી જલાંતરગમન-સિદ્ધમનવારો સમુદ્રમાં ડુબકી મારી તેમાં વહન કરી પુનઃ બહાર પાણીની સપાટીપર સૂખપૂર્વક આવી શકે છે, તેમ બધા મનુષ્યો ભવસાગરમાં પ્રારબ્ધકર્માનુસાર ગળકાં ખાતા ખાતા તણાતા જાય છે અને તેઓને ડૂબવાનો સંભવ રહે છે, છતાં માત્ર જેઓનાં અંતઃકરણો પકવસ્થિતિએ પહોંચી તૈયાર થયાં હોય એવા મહાપુરુષોજ ઉત્થાન-અવસ્થામાં આ ભવસાગરમાં ડુબકી મારી તેમાં વહન કરી એટલે પ્રારબ્ધ-કર્માનુસાર વ્યવહાર કરી નિરુદ્ધાવસ્થામાં એટલે સમાધિકાલે પાણીની સપાટી ઉપર આવે છે, પોતાના શુદ્ધસ્વરૂપે સુખપૂર્વક સ્થિતિ કરે છે. જલાંતરગમનસિદ્ધમનવારો એટલે સબમરીન.

૨૩૧૯ જેમ ભયંકર લૌકિકયુદ્ધ ચાલતું હોય ત્યારે પ્રબલયોદ્ધાઓ વિમાનમાં બેસી તેમાં ગોઠવેલાં યંત્રોના બલથી આકાશમાં ઊડી શત્રુઓ ઉપર શસ્ત્રોનો (ગોળાઓ ઇ૦ નો) વરસાદ વરસાવી પોતાના પક્ષનું રક્ષણ કરી શત્રુનો નાશ કરે છે તેમ દૈવીસંપત્તિ ને આસુરીસંપત્તિ વચ્ચે જ્યારે મહાન્ આંતરયુદ્ધ ચાલતું હોય ત્યારે વિવેકીએ વા મુમુક્ષુએ પોતાના અંતઃકરણરૂપ વિમાનમાં બેસી સાત્ત્વિકબલરૂપ યંત્રોદ્વારા બ્રહ્મરંધ્રરૂપ આકાશમાં ઊડી વિવેકરૂપ શસ્ત્રોનો (ગોળાઓ ઇ૦ નો) આસુરીસંપત્તિપર વરસાદ વરસાવી દૈવીસંપત્તિનું રક્ષણ કરી આસુરી-સંપત્તિનો નાશ કરવો જોઇએ.

૨૩૨૦ જેમ જે મનુષ્ય પોતાના પ્રબલ પુરુષાર્થવડે ચિરકાલ શ્રદ્ધા, ઉત્સાહ તથા બુદ્ધિપૂર્વક ચિત્તને એકાગ્ર કરી પોતાનો વિદ્યાભ્યાસ પૂર્ણ કરી ધુરંધર વૈદ્ય વા વકીલ વા બેરીસ્ટર થાય છે તે મનુષ્યનેજ તે તે ધંધામાં ઉદ્યોગી રહી પ્રામાણિકપણે ઉપાર્જન કરેલા ધનદ્વારા પ્રાપ્ત થતા શાસ્ત્રવિહિત ભોગ ભોગવી લૌકિકસુખ પ્રાપ્ત કરવાનો અધિકાર હોય છે અને જેમ જે મનુષ્ય પોતાનો પરસેવો ઊતારી આખો દિવસ સખત મહેનત કરી પોતે ઉપાર્જન કરેલા દ્રવ્યવડે સાત્ત્વિકઆહાર

કરી નચિંતપણે સૂવે છે તે મનુષ્યનેજ ગાઢનિદ્રા વા સુષુપ્તિમાં બ્રહ્માનંદની પ્રાપ્તિરૂપ સુખ મેળવવાનો અધિકાર હોય છે તેમ જે મનુષ્ય નિત્ય નિત્ય નવીન ઉત્સાહ તથા સાત્ત્વિકીશ્રદ્ધાપૂર્વક પ્રબલપુરુષાર્થવડે વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મુમુક્ષુતાની પ્રાપ્તિ કરી પોતાના શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ તથા પરમકરુણાળુ શ્રીસદ્ગુરુની કૃપા સંપાદન કરવા ભાગ્યશાળી થયો હોય તે મુમુક્ષુનેજ અતિદુ:સાધ્ય બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરી પરમાનંદરૂપ બ્રહ્મમાં એકતા પામવાનો અધિકાર હોય છે.

* આ ભયંકર અંધકારમય કલિયુગમાં ત્રિવિધતાપથી ત્રાસ પામી અહીં તહીં ભટકતા સર્વ ભૂલોકો ઊઠો! જાગૃત થાઓ! વાસ્તવિકસુખ શામાં રહ્યું છે તેનો વિચાર કરો! પરમાત્મા તમને સહાય થાઓ! વાદળાંવિનાના નિર્મલઆકાશમાં નેત્રરોગરહિત મનુષ્યને સ્પષ્ટ પ્રતીત થતા પૂર્ણિમાંના મનોહર ચંદ્રની પેઠે, તમારા ચિરકાલથી લાગુ પડેલા બહિર્દર્શન કરવારૂપ નેત્રરોગની, અંતરદર્શન કરવારૂપ–ધ્યાનરૂપ–ઓસડસેવનદ્વારા નિવૃત્તિ કરાવી, તમારા પરમમંગલ ને નિત્યાનંદરૂપ સહજસ્વરૂપનો અતિસ્પષ્ટ અનુભવ કરાવનાર શ્રીસદ્ગુરુને શરણે તમો શાસ્ત્રીય પદ્ધતિપ્રમાણે સમિત્પાણિ થઇ, શુદ્ધસાત્ત્વિકીશ્રદ્ધા તથા બહુ માન ને બહુ ઉત્સાહપુર:સર અતિનમ્રભાવે જાઓ! કલિયુગમાં જ્ઞાનપ્રાપ્તિઅર્થે અલ્પપ્રયત્ને મોટો લાભ મળે છે તો પ્રમાદને દૂર કરી, ઉત્સાહી થાઓ! સત્યમાર્ગે ચાલી, વર્ણાશ્રમધર્મનું પરિપાલન કરી, સાધનચતુષ્ટયસંપન્ન થઈ, તમારા પોતાના પુરુષાર્થથી તથા તમારા શ્રીસદ્ગુરુ કે જેઓ સચ્ચિદાનંદબ્રહ્મથી અભિન્ન છે તેઓની અમોઘકૃપા સંપાદન કરી તેઓના અનુગ્રહથી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કરી કૃતાર્થ થાઓ એવી પૂજ્યચરણ આચાર્યશિરોમણિ બ્રહ્મવિદ્વરિષ્ઠ શ્રીસદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના પરમપવિત્ર, પરમપાવન પાદપદ્મોમાં અતિદીનભાવે પ્રાર્થનાસહિત આ વૃત્તિ વિરમે છે.

ઇતિ ॥ૐ॥

**શાંતિ ! શાંતિ ! શાંતિ !**

---